# संसारमां स्वर्ग

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक–स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक: भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૩જી, પ્રત ૫૫૦૦, પૃષ્ઠ ૩૪૮, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા ૧।=, માર્ગવ્યય અલગ



# संसारमां स्वर्ग

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक-स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૩ જી, પ્રત ૫૫૦૦, પૃષ્ઠ ૩૪૮, સંવત ૧૯૯૭
મૂલ્ય સવા રૂપિયો બે આના



# प्रकाशकनुं निवेदन

આ "સંસારમાં સ્વર્ગ"ની ત્રીજી આવૃત્તિ હોઇ તેની ૫૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

આ પુસ્તકની પ્રથમની બે આવૃત્તિઓ તેના લેખક સ્વર્ગસ્થ પઢિયારે સને ૧૯૦૨ અને ૧૯૦૯ માં અનુક્રમે પ્રસિદ્ધ કરી હતી.

આ પુસ્તક આજથી શુમારે ચાળીસ વરસ પહેલાં લખાયલું હોવા છતાં, જનસેવાની અનેક પ્રકારની બાબતો સરળ અને સચોટ ભાષામાં સમજાવી છે. આજે તો પરમાર્થનાં એવાં કાર્યો તરફ દેશના સમજુ વર્ગનું ઠીક ઠીક ધ્યાન દોરાયું હોઈ, એ દિશામાં કંઇક સફળ પ્રયત્નો થયા છે અને થાય છે. આમ છતાં એ બધું આ દુઃખી અને પરાધીન ભારતવર્ષ માટે સમુદ્રમાંના જળના ટીપા બરાબર છે. એથી સેવાભાવી સજ્જનોને આમાંથી કોઇ ને કોઈ પ્રકારે યોગ્ય દોરવણી મળી રહેશે એમાં શંકા નથી.

આ પછીનાં પૃષ્ઠોમાં લેખકની આગલી આવૃત્તિઓની પ્રસ્તાવનાઓ તથા તે પછી શુદ્ધિપત્ર આપેલું છે; એ તરફ વાચકવર્ગનું ધ્યાન દોરવામાં આવે છે.

આશા છે કે, વાચકવર્ગ આ પુસ્તકમાંથી સેવામાર્ગે વળવા એક યા બીજા પ્રકારે પ્રેરણા મેળવશે એવી ભાવનાપૂર્વક **हरिः ॐ तत्सत्** ॥

સંવત ૧૯૯૭,<br>પોષ વદિ ૨.

અવગુણસાગર<br>—ભિક્ષુ અખંડાનંદ

# आगली आवृत्तिनी प्रस्तावना

**'अतिथिदेवो भव'** (श्रुति आज्ञा)

અતિથિ દેવતાના જેવા પૂજનીય છે. હાલના વખતમાં આપણા ગરીબ ભાઈબંધો તે આપણા અતિથિઓ છે.

તૈતરિય ઉપનિષદના ૧૦ મા અનુવાકમાં કહ્યું છે કેઃ—

અતિથિઓને માટે ઘણું અન્ન ભેળું કરવું તે વ્રત છે અને રહેવા માટે આવેલા કોઈને પણ પાછો કાઢવો નહિ તે વ્રત છે. ગૃહસ્થોએ અતિથિઓને કહેવું કે, અમે અન્ન તૈયાર કર્યું છે. જે ઉત્તમ રીતે અતિથિઓને અન્ન આપે છે તેની પાસે ઉત્તમ રૂપથી અન્ન હાજર થાય છે. (મતલબ કે, પ્રભુ તેને સારું ને ઘણું આપે છે.) જે સાધારણ રીતે અન્ન આપે છે તેની પાસે સાધારણ રીતે અન્ન હાજર થાય છે અને જે નીચ ભાવથી અન્ન આપે છે તેની પાસે નીચ ભાવથી અન્ન હાજર થાય છે. (અર્થાત્ જેવું કરશો તેવું પામશો.) જે આવું જાણે છે તે બ્રહ્મની ઉપાસના કરે છે. (—જ્ઞાનમંદિરમાંથી)

પ્રાચીન આર્યધર્મનું સ્વરૂપ ઉપનિષદનાં આ થોડાં વાક્યોમાંથી પણ એવું સ્પષ્ટ થઈ જાય છે કે, ધર્મનું તેવું ઉત્તમ સ્વરૂપ બીજાં સેંકડો પુસ્તકોથી પણ સમજાવી શકાય નહિ. તેમાં એમ કહ્યું છે કેઃ—

૧. પહેલો શબ્દજ—પહેલો હુકમજ એ છે કે,

"અતિથિઓને માટે" માત્ર પોતાને માટે નહિ પણ અતિથિઓને માટે, એટલે કે પરમાર્થને માટે ઉચ્ચ ભાવનાથી ઘણું અન્ન ભેળું કરો. પ્રાચીન ઋષિઓની મારફતે પ્રભુ આપણને કહે છે કે, ઉચ્ચ ભાવનાથી—શુભેચ્છાથી પરમાર્થ કરો, એ તમારો ધર્મ છે.

૨. અતિથિઓને માટે અન્ન ભેળું કરવું એટલુંજ નહિ, પણ મહાત્મા ઋષિઓ એમ કહે છે કે, "ઘણું" અન્ન ભેળું કરવું તેનું નામ ધર્મ છે. નસીબ ઉપર હાથ મૂકીને બેસી રહેવું અથવા પોતાના ભાઈબંધોની મદદમાંથી ખસી જઈ તેમની ઉપર બોજારૂપ થઈ પડવું તેનું નામ ધર્મ નહિ, પણ પરમાર્થને ખાતર "પુરુષાર્થ" કરવો તેનું નામ ધર્મ છે.

૩. "રહેવા માટે આવેલા કોઈને પણ પાછો કાઢવો નહિ તે વ્રત છે." તું વૈષ્ણવ નથી માટે પરસાદ નહિ મળે એમ નહિ, તું વાઘરી છે માટે તને ખાવાનું નહિ આપીએ એમ નહિ, તું મુસલમાન નથી માટે કાફર છે એમ નહિ, તું ખ્રિસ્તી નથી માટે મદદ નહિ કરીએ એમ નહિ અને તું પરદેશી છે માટે તને હક નહિ

આપીએ એમ નહિ, પણ બુલંદ આર્યધર્મ તો એમ કહે છે કે, "કોઇને પણ પાછો કાઢવો નહિ." આવા સમાનભાવને-આવા ભ્રાતૃભાવને-આવા **आत्मवत् सर्वभूतेषु** ભાવનેજ ઋષિઓ ધર્મ કહે છે.

૪. "કોઇને પણ પાછો કાઢવો નહિ તે વ્રત છે." મતલબ કે કોઇને પણ અન્નની ના ન પાડવી તેનું નામ ધર્મ છે. આપણે ઠાકોરજીને ભોગ ધરાવવાને બહાને બદામી હલવાઓ ઉડાવીએ, આપણને અપચો થાય તોપણ કઢેલાં કેસરિયાં દૂધ પીએ, આપણે પાનબીડાંમાં કસ્તૂરીને અંબર વાપરીએ અને આપણા ભાઇબંધો ટુકડા રોટલા વિના ટળવળી ટળવળીને જાહેર રસ્તાઓ ઉપર મરી જાય એનું નામ કાંઇ ધર્મ નથી. આર્યધર્મ કહે છે-પ્રાચીન ઋષિઓ કહે છે કે, પોતે કષ્ટ વેઠીને પણ અતિથિઓને અન્ન આપવું જોઇએ. જ્યાં સુધી ચાલે ત્યાં સુધી ભૂખ્યાઓને અન્નની ના પડાયજ નહિ, એ આર્યધર્મની મુખ્ય આજ્ઞા છે.

૫. ઋષિઓનાં વ્રતો કેવાં હતાં? તેઓ કહે છે કે, "અતિથિઓને માટે ઘણું અન્ન ભેળું કરવું તે વ્રત છે અને રહેવા માટે આવેલા કોઇને પણ પાછો કાઢવો નહિ તે વ્રત છે." મતલબ કે, ઉચ્ચ ભાવના, પરમાર્થ, પુરુષાર્થ, સમાનભાવ અને કોઇને પણ અન્નની ના ન પાડવી તેનું નામ વ્રત છે. અગિયારસને નામે છપ્પન જાતનાં ફરાળ કરીને ઊલટું અજીર્ણ કરવું, શિવરાત્રિને નામે ભાંગ પીને દીવાના બનવું, જન્માષ્ટમીને નામે જુગાર રમવો અને દેવીદેવતાઓનાં બળિદાન નિમિત્તે પ્રાણીઓની હિંસા કરવી તેનું નામ કાંઇ વ્રત નથી, પણ એ તો અધર્મ છે. આપણાં હાલનાં વ્રતો ઉપરથી જુઓ કે આપણે બહારનો ધર્મ પાળીએ છીએ અને ઋષિઓનાં વ્રતો ઉપરથી જુઓ કે તેઓ "આંતરનો ધર્મ" પાળતા હતા.

૬. "ગૃહસ્થોએ અતિથિઓને કહેવું કે, અમે અન્ન તૈયાર કર્યું છે." આનું નામ આર્યધર્મની ઉત્તમતા છે. માગ્યા પછી આપવું તેમાં શું? એવી રીતે તો અનાર્ય લોકો પણ આપે છે; એમાં કાંઇ નવાઇ નથી. માટે આર્યશાસ્ત્રનો તો એજ હુકમ છે કે, અતિથિઓને-ગરીબોને માંગવું ન પડે, પણ પોતેજ તેઓને સામું કહેવું કે, "ભલે આવ્યા, ભલે આવ્યા, અમારાં ધન્યભાગ્ય, અહીં આવી જાઓ, તમારે માટે અન્ન તૈયાર છે." આવા ભ્રાતૃભાવનું નામ સનાતન ધર્મ છે. ભ્રાતૃભાવમાં ફૂટ પડાવનારી મિથ્યાચારવાળી આભડછેટની જાળનું નામ કાંઇ ધર્મ નથી.

૭. "આવી જાઓ, તમારે માટે અન્ન તૈયાર છે." એટલુંજ નહિ, પણ ઋષિઓ કહે છે કે, "જે ઉત્તમ રીતે અતિથિને અન્ન આપે છે, તેની પાસે ઉત્તમ રૂપથી અન્ન હાજર થાય છે." એટલે

કે માત્ર આપવું એટલુંજ નહિ પણ તે ઉત્તમમાં ઉત્તમ ભાવથી આદરપૂર્વક આપવું જોઇએ. મોઢું બગાડીને નહિ, મન કચવાવીને નહિ, અપમાન કરીને નહિ, પણ માનસહિત નમ્રતાપૂર્વક અંતરની શુભેચ્છાથી પ્રભુને અર્થે આપવું જોઇએ. માત્ર પુસ્તકમાં લખેલા નહિ પણ ઋષિઓએ પાળેલા પવિત્ર આર્યધર્મનો એ મહાન સિદ્ધાંત છે.

૮. પ્રભુ જેનાં અંતરમાં વસતા હતા એવા ઋષિઓ કહે છે કે, "જે ઉત્તમ રીતે અતિથિઓને અન્ન આપે છે તેની પાસે ઉત્તમ રૂપથી અન્ન હાજર થાય છે." મતલબ કે પ્રભુ તેને સારું ને ઘણું આપે છે, એટલુંજ નહિ પણ મહાત્માઓનાં એ વચનમાં બીજી પણ ખૂબી છે. એક તો એ કે, "આપવું વ્યર્થ જતું નથી અને બીજું તેમાં આત્મિક દિલાસાની ખાતરી છે." આહા! આપવામાં આટલી બધી ખૂબી છે તેથીજ આપણા ઉત્તમ ધર્મમાં દાનને બહુ મહત્તા આપેલી છે. માટે ભાઇઓ! પ્રાર્થના કરો કે, હે પ્રભુ! કોઇ પણ રીતે અમને અમારા બંધુઓને મદદ કરવાની શક્તિ આપ.

૯. "જે નીચ ભાવથી અન્ન આપે છે તેની પાસે નીચ ભાવથી અન્ન હાજર થાય છે." ભાઇઓ, નીચ ભાવથી આપનારને જ્યારે નીચ ભાવથી મળે છે, ત્યારે મુદ્દલ નહિ આપનારના શું હાલ થશે એ વિચાર તો કરો! શાસ્ત્રની આ આજ્ઞા—આ ધમકી કાંઇ જેવીતેવી કે નાનીસૂની નથી. માટે પ્રભુની કૃપા છતાં પણ જો કોઇ ભાઇઓ ભૂલતા હોય તો હજી પણ વખત હાથમાં છે, તો ચેતજો—ચેતજો."

૧૦. "જે આવું જાણે છે તે બ્રહ્મની ઉપાસના કરે છે." મતલબ કે, જે ઉપર પ્રમાણેના ધર્મો સમજે છે ને પાળે છે, તે પ્રભુની ભક્તિ કરે છે. એ નિયમો સમજવા અને પાળવા તેનુંજ નામ ભક્તિ છે. છાંટાથી છોવાઇ જવું ને ટોકરી વગાડવી તેનુંજ નામ કાંઇ ભક્તિ નથી. પ્રાચીન ઋષિઓનો સનાતન આર્યધર્મ તે આવો આંતરનો ધર્મ હતો. એ નિયમોને—એ ધર્મને ધ્યાનમાં રાખીને આ "સંસારમાં સ્વર્ગ" લખવામાં આવેલું છે.

સ્વાભાવિક રીતેજ પૂછવામાં આવે કે, "સંસારમાં સ્વર્ગ" માં શું છે? હું કહીશ કે, તેમાં ભ્રાતૃભાવનો ને દેશસેવાનો મહામંત્ર છે; તેમાં આપણામાં વધારે કામ કરવાનું બળ આવે તેવું 'જાદૂ' છે; તેમાં આપણા પોતાનાજ જોરથી ઝડપથી દોડનારી "બાઇસિકલ" છે; તેમાં આપણી ભૂલોને ખરા રૂપમાં બતાવનારું અદ્દભુત "દૂરબીન" છે. તેમાં આત્મિક ગાયનનું—હૃદય ઊર્મિઓનું 'ફોનોગ્રાફ' છે; તેમાં આપણી જોખમદારીઓ બતાવનારું (સૂક્ષ્મદર્શક યંત્ર) "માઇક્રોસ્કોપ" છે; તેમાં આપણી રોજની ભૂલોનાં જીવતાં ચિત્રો દેખાડનારું "સિનેમેટોગ્રાફ" છે; તેમાં નવું જીવન

લાવનારી "વીજળી" છે; તેમાં જિંદગીનો હેતુ સમજવાની "એ. બી. સી. ડી." છે. તેમાં માત્ર માણસોનેજ નહિ પણ પ્રભુને વશ કરવાનું "મેસ્મેરિઝમ" છે. તેમાં આપણાં હૃદયની અંદરનાં પડેપડ જોઇ શકાય તેવાં "એક્સરેઝ" કિરણો છે. તેમાં આપણા જૂના વહેમોનાં "ઓપરેશન" કરવા માટે યુરોપ–અમેરિકાની સુધરેલી ફેશનનાં ઓજારો છે. તેમાં આપણા મગજની–આપણા વિચારોની ગરમી–શરદી બતાવનારું "થરમોમિટર" છે. તેમાં ભક્તિનો ખુશ કેફ ચડાવે તેવો નરમ પ્રકારનો મીઠો ને શુદ્ધ "દ્રાક્ષાસવ" છે. તેમાં સાતમા આસમાન સુધી ઊડી શકાય એવું "બલૂન" છે. તેમાં હૃદયના જખમો તુરત રૂઝાઇ જાય એવી મહાત્માઓની "જડી-બુટ્ટીઓ" છે. તેમાં આપણા શેઠિયાઓની સુસ્તી ઊડી જાય તેવો તીખોતમતમતો ઝમઝમાટી લાવનારો "ડોઝ" છે. તેમાં પાણી વિનાના કરમાઇ જતા રોપની પેઠે આશ્રય વિના કરમાઇ જતા વિદ્વાનોના આબેહૂબ "ફોટોગ્રાફ" છે અને તેમાં એવા પ્રકારનું "હોકાયંત્ર" છે કે જેનો કાંટો સદાય પ્રભુ તરફજ રહે છે.

એટલુંજ નહિ પણ "સંસારમાં સ્વર્ગ"માં અટપટા વ્યવહારને સરલ બનાવવાનો "તિલસ્માત" છે. કર્મ કર્યાં છતાં પાપ લાગે નહિ એવો તેમાં "ગુરુમંત્ર" છે. દુઃખોના ડુંગરોને ઉડાવી દે એવી તેમાં છેલ્લામાં છેલ્લી શોધોની બળવાન "તોપો" છે. હૃદયના ધનના ગુપ્ત ભંડાર ખોલવાની તેમાં ફેશનેબલ "સોનેરી ચાવીઓ" છે. તેમાં આપણા મનમાં જરા પણ અંધકાર ન રહે તેવી "વીજળીની રોશની" છે. તેમાં આપણું વહાણ કયે ખરાબે અટકે છે તે બતાવનારી "દીવાદાંડી" છે. સંસારસાગર તરવા માટે બધી જાતની સગવડતાવાળી તેમાં મોટામાં મોટી સલામત "મનવારો" છે. હજરત, રમલ, કેરલ, નજુમ કે બીજાં કોઇ પણ સાધનોથી ન જાણી શકાય તે "ભવિષ્ય" જાણવાની ખરી વિદ્યા આમાં છે. આખી જિંદગી સુધીમાં કોઇ દિવસ ન આવ્યું હોય તેવું મીઠડું "સ્વપ્નું" એમાંથી જ્યારે માગો ત્યારે આવી શકે તેમ છે. સ્વર્ગને આપણાં ઘરમાં–આપણાં મનમાં ખેંચી લાવવાનું આમાં "આકર્ષણ" છે. આત્મોન્નતિનો ક્રમ સમજાવનારા તેમાં "પ્રોફેસરો" છે. તેમાં મહાત્માઓના એવા પ્રકારના 'આશીર્વાદ' છે કે જે અગ્નિમાં બળતા નથી અને પાણીમાં ડૂબતા નથી. તેમાં ખાસ એવા પ્રકારની પેટંટ "તિજોરી" છે કે, આપણાં મોટામાં મોટાં જોખમ માટે પણ બેફિકર રહી શકીએ છીએ. તેમાં મરણનો ભય રહે નહિ તેવી "સંજીવની શક્તિ" છે. તેમાં તારનાં દોરડાં વિના છેક "ઇશ્વર" સુધી આપણો સંદેશો પહોંચાડાય એવી કરામત છે. દેવતાઓનું સમુદ્રમંથનનું "અમૃત" તેમાં છે. ગોપીઓને ઘેલી બનાવી હતી તે

કનૈયાની "મોહિની" આમાં છે. તેમાં બુઢ્ઢાઓને જુવાન બનાવવાનું "રસાયન"* છે. તેમાં લોઢાનું સોનું બનાવનારો "પારસમણિ"× છે અને તેમાં મનુષ્યને દેવ બનાવવાનો "કીમિયો" છે. આ બધું બનવાનો વીમો એવી સધ્ધર કંપની+ પાસે ઉતારાવેલો છે કે, જે કદી પણ દેવાળું કાઢે નહિ એટલુંજ નહિ પણ એ વીમા કંપનીની ખાતરી ખુદ શહેનશાહોના શહેનશાની÷ પોતાની છે.

આ વાંચી ઘણા ભાઇઓ બોલી ઊઠશે કે, 'હંબગ ! હંબગ ! એક પુસ્તકમાં કાંઇ એટલું બધું હોઇ શકેજ નહિ.'

બંધુઓ, જરા સબૂર, ઉતાવળા ન થાઓ. ઉપર જે બતાવ્યું તે બધું મારા પુસ્તકમાં છે એમ હું કહેતો નથી, પણ તે બધું "સંસારમાં સ્વર્ગ" માં છે, એટલે કે જો સંસારમાં સ્વર્ગ હોય તો તેમાં તે બધું છે, એમ હું કહું છું અને આશા રાખું છું કે, સંસારમાં સ્વર્ગ વાંચ્યા પછી તમે પણ કબૂલ કરશો કે, એ સર્વ તથા એ કરતાં પણ ઘણું વધારે સંસારમાં સ્વર્ગમાં છે. જો એવું અને એ કરતાં પણ ઘણું વધારે તેમાં ન હોય તો એ સ્વર્ગજ શાનું ? ઉપર જે વર્ણન કર્યું છે, તે બધું તો આ સંસારમાંજ છે. સંસારમાં સ્વર્ગમાં તો એ કરતાં પણ ઘણી અલૌકિક બાબતો છે, એ કરતાં પણ ઘણું વધારે તત્ત્વ છે. પણ જે બાબતો આપણી નજર આગળ છે તે માનવામાં પણ આપણા ઘણા ભાઇઓને હંબગ લાગે છે. ત્યારે સંસારમાં સ્વર્ગની અલૌકિક બાબતો તેઓ કેમ માની શકે ? નજ માની શકે. માટેજ અમે એ અલૌકિક બાબતોનું વર્ણન નહિ કરતાં, આપણી નજર આગળ બનતા બનાવોનુંજ વર્ણન કરેલું છે અને એ અલૌકિક બાબતો સહૃદય વિદ્વાન ઘાયલ બંધુઓને માટે ખાસ ગુપ્ત રાખેલી છે; એવી આશાથી કે સંસ્કારી હૃદયો પોતે પોતાની મેળેજ પોતાની યોગ્યતા પ્રમાણે તત્ત્વ ચૂસી શકશે અને રહસ્ય લૂંટી શકશે.

સ્વર્ગના નામથી મોહ પામીનેજ સંસારમાં સ્વર્ગમાં એ બધું છે એમ આપણે માનીએ છીએ; પણ એમ માન્યા પછી પણ "સંસા-

---

* અસલી વિચારનાં લોકોનાં મનમાં નવા વિચારો ઉતારી તેઓને દેશસેવામાં લગાડવા એ બુઢ્ઢાને જુવાન બનાવવા જેવું બલ્કે તેથી પણ સરસ છે.

×મિથ્યાચાર એ લોખંડ છે અને ભ્રાતૃભાવ એ સોનું છે. મિથ્યાચારીઓ ભ્રાતૃભાવના રસ્તામાં આવે, તે લોઢાનું સોનું બનાવવા કરતાં પણ સારું છે.

+ એ સધ્ધર કંપની તે વેદશાસ્ત્ર.

÷ શ્રીકૃષ્ણે ગીતામાં આપેલી કબૂલાતો. આવીજ રીતે ઉપરના બીજા સર્વ અલંકારોના અર્થ ગુણજ્ઞ વાંચનારાઓ સમજી શકશે.

રમાં સ્વર્ગ" એટલે શું, એ જાણવું તો બાકીજ રહે છે. "સમર્થ પ્રભુના પવિત્ર નામથી રૂડી રીતે કર્તવ્ય બજાવવાં તેનું નામ સંસારમાં સ્વર્ગ છે અને ભ્રાતૃભાવ તથા દેશસેવાનું નામ કર્તવ્ય છે, એટલે કે ભ્રાતૃભાવ તથા દેશસેવાની ભક્તિથી સંસારમાં સ્વર્ગ છે અને સંસારમાં સ્વર્ગમાં સર્વ સ્વર્ગ છે, તેથી ઉપર વર્ણવ્યું તે બધું ભ્રાતૃભાવમાં અને દેશસેવામાં છે" એમ હું માનું છું. તેથી એજ સિદ્ધાંત ઉપર આ ગ્રંથ લખાયેલો છે. એટલે આ ગ્રંથમાં સંસારમાં સ્વર્ગ અનુભવવાના અનુભવી ઉપાય છે. એ ઉપાયોમાં કેટલી સત્યતા છે, એ ઉપાયો દેશકાળને યોગ્ય છે કે નહિ, એ ઉપાયો આપણી ચાલતી સ્થિતિને અનુકૂળ છે કે નહિ અને એવી જાતના વિચારોથી તથા ઉપાયોથી આપણા ડૂબતા જતા દેશને તથા આપણા રિબાતા બંધુઓને ફાયદો થાય કે નહિ, એ વિચારવાનું સ્વદેશપ્રેમી વિદ્વાનોનું છે. મને જે હિતકારક લાગ્યું તે મારી ફરજ બજાવવાને ખાતર મેં આમાં બતાવેલું છે, ને તેથીજ મને સંતોષ છે; કારણ કે એ કરતાં વધારે કાંઇ કરી શકું તેવી સ્થિતિમાં હું નથી.

"સંસારમાં સ્વર્ગ" એ કાંઇ વાર્તા, નાટક કે નિબંધ નથી. તેમજ હુન્નરકળાનું, શાસ્ત્રીય વિષયનું કે ઐતિહાસિક પુસ્તક નથી; પણ તે એક ઉન્નતિ પામતી જતી બાઇની આંતરસ્ફુરણાનું વૃત્તાંત છે. એ લખનાર તે બાઇ પોતેજ છે. તેનું નામ ભજકકિશોરી છે. તે પોતાની નણંદ ભાનુકિશોરીને પોતાના વિચારો, પોતાની લાગણીઓ અને પોતાના હૃદયની ઊર્મિઓ બતાવવા સારુ પોતાનું અંતર ખોલીને કાંઇ પણ પડદો રાખ્યા વિના કે ટાપટીપ કર્યા વિના, સ્વાભાવિક રીતેજ પોતાના ઉદ્‌ગારો બહાર પાડતી જાય છે, ભજકકિશોરી જેને પોતાનું હૃદય બતાવે છે તેનામાં એ જોવાની યોગ્યતા છે કે નહિ એ જાણવા સારુ શરૂઆતમાં ભાનુકિશોરીની ઓળખાણ આપી છે. એ બન્ને બાઇઓ—નણંદભોજાઇ—કુલીન વિધવા છે. ભારતની સ્ત્રીઓ અને તેમાં પણ વિધવાઓ કે જેઓનું જીવન મહાદુઃખદ, મહાશોચનીય અને મહાહાનિકારક છે, જેઓનો વખત સગાંઓની નિંદા કરવામાં, રૂઢિના વહેમોમાં, મલિન ઇચ્છાઓમાં, ઘરસંસારી નજીવી ખટપટોમાં અને રોવાકૂટવામાંજ જાય છે; તેઓનાં હૃદયમાંથી "સંસારમાં સ્વર્ગ"માં આવેલા ઉદ્‌ગારો નીકળે, તેઓનાં મન એવી ઉચ્ચ ભૂમિકાએ પહોંચે, તેઓ ધર્મના બાહ્યાચારને છોડી આંતરપ્રેરણા પ્રમાણેનો ભ્રાતૃભાવનો ને દેશસેવાનો ધર્મ બજાવે તથા તેઓ પોતે પોતાનાજ દાખલાથી પોતાના બંધુઓને સુધારવા બહાર પડે, એનુંજ નામ "સંસારમાં સ્વર્ગ" છે. એ કરતાં દેશનું વધારે સૌભાગ્ય બીજું શું? એ કરતાં તેઓ પોતે પોતાના સૌભાગ્યમાં પણ બીજું શું વધારે મેળવી શકે? એ કરતાં પ્રભુને પ્રસન્ન કરવાનો સહેલો

રસ્તો બીજો કયો ? એવા બનાવો અનુભવવામાં તો સ્વર્ગ છેજ, પણ દેશની આશાનાં એવાં મીઠડાં ચિત્રો જોવામાં પણ અમોને તો આનંદ થાય છે. માટેજ એવાં ઉત્તમ ચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

આપણા દેશ કરતાં બંગાળમાં કેળવણી વધારે છે, એટલે તેઓ હૃદયના ભાવો આપણા લોકો કરતાં વધારે સરલતાથી બતાવી શકે છે તથા આપણા કરતાં વધારે સહેલાઇથી એ ભાવો તેઓ સમજી શકે છે; અને આ પુસ્તક હૃદયના ભાવોથીજ ભરેલું છે, માટે બંગાલી પાત્રો કલ્પેલાં છે.

હવે આ ગ્રંથની ઉત્પત્તિની કાંઇક હકીકત મારે જણાવવી જોઇએ. જો કે એ હકીકતમાં કાંઈ નવીનતા કે વિશેષતા નથી તો પણ તે પ્રસંગોપાત્ત છે.

આજથી સાતઆઠ વર્ષ ઉપર જ્યારે હું જનસ્વભાવનો અભ્યાસ કરતો હતો, ત્યારે મનુષ્યની મનોવૃત્તિઓ તથા લાગણીઓ તપાસતાં મને ઘણા ઘણા પ્રકારના તરંગો ઊઠતા હતા. એ વખતે કેટલીક નોવેલોનાં તથા ઐતિહાસિક ઉત્તમ પાત્રોની આંતરવૃત્તિઓનું અવલોકન કરતાં દેશોન્નતિ તથા આત્મોન્નતિ રમણીય ખ્યાલો મારા મગજમાં ભરપૂર થયા હતા. પણ એ વખતે મારા મનમાં એ બન્ને લાગણી જુદી જુદી હતી; એટલે કે ઘણા લોકની પેઠે ધર્મને તથા દેશસેવાને હું બે જુદી જુદી એક એકથી વિરુદ્ધ બાબત સમજતો હતો. ત્યારે હું દેશોન્નતિની તથા આત્મોન્નતિની એકતા કરી શકયો ન હતો, તેથી મારા ખ્યાલો ઉત્તમ પણ અપૂર્ણ હતા અને મારી કલ્પના મધુરી મધુરી પણ અધૂરી અધૂરી હતી. એ પછી વખત જતાં જેમ જેમ જનસ્વભાવ સમજવાનો મારો અભ્યાસ વધતો ગયો તેમ તેમ એ બન્નેની એકતા સમજવા લાગ્યો અને તે વ્યવહારમાં અનુભવવા લાગ્યો. એ પછી મારી કલમમાં કાંઇક નવું જોર આવતું હોય–મારા લેખમાં કાંઇક વધારે તેજસ્વિતા આવતી હોય, એમ મને લાગવા માંડયું. પણ એ વખતે હું છૂટથી ખુલ્લા દિલે લખી શકું તેવી સ્થિતિમાં નહોતો; તેથી એ વિચારો બહુ લાંબા વખત સુધી મગજમાં બીજરૂપે પડી રહ્યા અને વધારે વધારે પકવ થવા લાગ્યા.

એ પછી સને ૧૮૯૮ માં મેં નોકરી છોડી દીધી અને ઉત્તરાખંડવાસી વિદ્વાન **परमहंस परमानंदजी** સ્વામીજી મહારાજ પાસે હું મેસ્મેરિઝમનો તથા ખાનગીમાં ફેનોલોજીનો ×અભ્યાસ કરવા લાગ્યો. એ વખતે મને જોઇતી ફુરસદ મળવા લાગી, તેથી મેં સને

---

×માથું જોઇને માણસના ગુણદોષ જાણવાની વિદ્યા.

૧૮૯૯ માં "સંસારમાં સ્વર્ગ" લખવાનો આરંભ કર્યો. સાંજને વખતે ચોપાટી ઉપરની રેતીમાં પડયે પડયે તથા મરીનલાઇન્સના ખડબચડા પથ્થર ઉપર બેસીને લખવું શરૂ થયું. વિચારો તો પ્રથમથીજ બહુ વખતના તૈયાર થયેલાજ હતા, એટલે ઊભરાઓ ઉપર ઊભરા નીકળવા લાગ્યા. આ વખતે ગીતાના અભ્યાસે મને બહુ મદદ કરી. દરેક વિચારમાં અને દરેક વાક્ય લખતાં મને પ્રભુનાં વચનો સ્પષ્ટ થવા લાગ્યાં. તેથી અંતે એવું થઈ ગયું કે, મહાત્મા શ્રીકૃષ્ણે બતાવેલા કર્મયોગ અને ભક્તિયોગનાં રહસ્યમાંથી "સંસારમાં સ્વર્ગ" બની ગયું. જો કે "સંસારમાં સ્વર્ગ"ની ઉત્પત્તિ જનસ્વભાવના અભ્યાસમાંથી થયેલી છે, તોપણ આમ થઈ જવાથી સ્વાભાવિક રીતેજ તે ગીતાના અભ્યાસનું ફળ બની ગયું. આમ હોવાથી "સંસારમાં સ્વર્ગ" માં જો કાંઈ સાર જેવું હોય તો તે શ્રીમદ્ ભગવદ્‌ગીતાને આભારી છે અને તેમાં જે કાંઇ દોષ હોય તે મારીજ અપૂર્ણતા છે.

આવી રીતે જનસ્વભાવનો તથા ગીતાના અભ્યાસનો યોગ થવાથી ઘણા વખતથી ઊછળી રહેલા વિચારો ભભકભરી રીતે ઝપાટાબંધ બહાર પડવા લાગ્યા; પણ એટલામાં બીજા એક અગત્યના બનાવ ઉપર મારું ધ્યાન ખેંચાયું અને તે બાબત ઉપર પુસ્તક લખવાની મને જરૂર પડી, તેથી ઘણા મહિના સુધી આ પુસ્તક એમ ને એમ અધૂરું પડયું રહ્યું. મને ઉતાવળ કરવાની પણ કાંઈ જરૂર નહોતી, કારણ કે લખ્યા પછી પણ મારાં બીજાં ઘણાં પુસ્તકોની પેઠે તે પણ અભરાઇ ઉપર પડયું પડયું ઊધઇનો ખોરાક થાય તેમ હતું. તોપણ કોઇ કોઇ વખત પ્રસંગોપાત્ત હું લખ્યા કરતો હતો.

ચીમોર, તા. ૧૫-૨-૧૯૦૨

વઘ અમૃતલાલ સુંદરજી પઢિયાર



# बीजी आवृत्तिनी प्रस्तावना

મારા ઘણા મિત્રો અને ઘણા વિદ્વાનો કહે છે કે, તમારાં બધાં પુસ્તકોમાં "સંસારમાં સ્વર્ગ" એ પુસ્તક સૌથી સરસ છે, માટે એ જાતનાં બીજાં વધારે પુસ્તકો લખો તો સારું; કારણ કે એમાં ઉચ્ચ ભાવનાઓ છે, અંતરની ઊંડી લાગણી છે, સાચી ભક્તિ છે; સ્વદેશ-પ્રેમ છે અને હૃદયને ગમી જાય એવું બીજું તેમાં ઘણુંયે છે, માટે એ જાતનાં પુસ્તકો બીજાં વધારે લખો તો સારું. અને મને પણ એમ લાગે છે કે, મારે એવી ઊંચી જાતનુંજ લખાણ લખવું જોઇએ અને એ લખવા માટે હું બહુ ખુશી છું; કારણ કે ઈશ્વરકૃપાથી એ માટે બધી જાતનાં સાધનો મારા મગજમાં તૈયાર છે, પણ તેમાં મુશ્કેલી એ છે કે, એ જાતનાં પુસ્તકોનો જેવો જોઇએ તેવો ઉઠાવ થઈ શકતો નથી. એ માટે સુજ્ઞ વાંચનારાઓની વધુ ખાતરી થવા માટે મારે જણાવવું જોઇએ કે, "સંસારમાં સ્વર્ગ" ની પહેલી આવૃત્તિનાં ૧૦૦૦ પુસ્તક છપાવ્યાં હતાં, તેમાંથી ૩૦૦ પુસ્તકો સ્વર્ગવાસી માનવંત શેઠ દામોદર લખમીદાસ ખીમજીએ પોતાના મરહૂમ નાના-ભાઇ શેઠ વીરજીભાઈ લખમીદાસ ખીમજીની યાદગીરી માટે પોતાની ઓળખાણ-પિછાણવાળા સદ્‌ગૃહસ્થોને ભેટ આપવા સારુ ખરીદી લીધાં હતાં. બાકીનાં ૭૦૦ પુસ્તકો ખપતાં છ વરસ લાગેલાં છે. હવે વિચાર કરવો જોઇએ કે, જે પુસ્તક બહુજ વખણાતું હોય, બહુજ લોકપ્રિય હોય અને બહુજ ઊંચી જાતના વિચારોવાળું હોય, તેના વેચાણ માટે પણ જ્યારે આવા હાલ હોય, ત્યારે પછી એવા ઊંચા વિચારનાં પુસ્તકો ઓછાં લખાય તેમાં કાંઈ નવાઇ નથી. "સંસારમાં સ્વર્ગ" પછી "સ્વર્ગનું વિમાન" લખ્યું હતું અને "સંસારમાં સ્વર્ગ" બહાર પડ્યા પછી ઘણા મહિના પછી "સ્વર્ગનું વિમાન" બહાર પડયું હતું, છતાં પણ તેની ત્રીજી આવૃત્તિ થઇ છે અને એ પછી ઘણે લાંબે વખતે બહાર પડેલી "સ્વર્ગની કૂંચી" ની પણ બીજી આવૃત્તિ થઇ છે અને થોડા વખતમાં ત્રીજી આવૃતિ કાઢવા વખત આવશે. આ પ્રમાણે સાદા વિચારનાં, સહેલી ભાષાનાં અને ધર્મ ભાવનાઓવાળાં પુસ્તકોનો ઉઠાવ જલદીથી થાય છે અને ઊંચી ભાવ-નાનાં પુસ્તકોને જેવું જોઇએ તેવું ઉત્તેજન મળતું નથી તેથી આજુ-બાજુના નબળા સંજોગોને લીધે ઉચ્ચ ભાવનાઓને જરા દાબી દઇને લોકરુચિ પ્રમાણે સાધારણ પ્રકારના લેખો લખવા પડે છે. જો કે સાધારણ પ્રકારના લેખોથી પણ સાધારણ વર્ગના લોકોમાં બહુ મોટું કામ થાય છે, છતાં પણ જ્યાં ઘી-કેળાં પીરસી શકાય તેવું હોય ત્યાં પણ બોર વેચીનેજ સંતોષ માનવો પડે છે, એટલે મને અસંતોષ છે.

ઉપરની હકીકતથી વાંચનાર બંધુઓની ખાતરી થઈ હશે કે, ઊંચા વિચારનાં પુસ્તકો બહુજ ઓછાં ખપે છે, એમાં કાંઇ શક નથી, પણ એમ કેમ થાય છે તેનાં કારણો જાણવાં જોઇએ. એ માટે વિચાર કરતાં મને એમ જણાય છે કે, આપણા દેશમાં એક નાનો ભાગ કેળવાયલા લોકોનો છે તે ઊંચા વિચારનાં પુસ્તકો માગે છે અને બીજો મોટો વર્ગ કેળવણી વગરનો તથા કેટલોક ભાગ શરૂઆતની કેળવણીવાળો છે, તે પોતાથી સમજી શકાય તેવું સાધારણ પ્રકારનું વાચન માગે છે. તેથી ઊંચી જાતના વિચારોનાં પુસ્તકો એવા વર્ગમાં ખપી શકતાં નથી. એ સિવાય પુસ્તકો ઓછાં ખપવાનું બીજું કારણ એ છે કે, જ્યારે લાગવગ વાપરવામાં આવે અથવા મોટા લોકોની ખુશામતો કરવામાં આવે, ત્યારેજ કેટલાક રાજારજવાડા તરફથી કે શેઠશાહુકાર તરફથી આશ્રય મળી શકે છે, પણ એવી તજવીજ કરવા મારી ઇચ્છા નથી. એટલે કોઈ પણ રજવાડાએ કે કોઇ પણ શ્રીમંતે મારી પાસેથી એકથી વધારે પુસ્તકો લીધેલાં નથી. આપણે સંસારમાં સ્વર્ગ મેળવવાની ઇચ્છા રાખીએ છીએ, પણ હજી આપણા દેશની દશા આવી છે. પ્રભુ! પ્રભુ!

× × × ×

આવી જાતનાં જિંદગી સુધારવામાં મદદ કરનારાં અને સાચો પરમાર્થ શીખવવામાં ઉપયોગી થઇ પડનારાં પુસ્તકોની કિંમત ઓછામાં ઓછી રખાય તો સારું, એમ મારી ખાસ ઇચ્છા છે. પણ અફસોસ કે સારાં સાધનોની ખામીને લીધે અને આવી જાતનાં પુસ્તકો બહુ ઓછાં ખપે છે તેને લીધે, જરા વધારે કિંમત રાખવી પડે છે. પણ આશા છે કે, પરમકૃપાળુ મહાન ઈશ્વર જરૂર મદદ કરશે. અને વખત જતાં મારા બંધુઓને મારા અંતરની ઇચ્છા પ્રમાણે મારાં પુસ્તકો પડતર કિંમતે અપાવવા હું ભાગ્યશાળી થઇ શકીશ. પ્રભુ એવી તક જલદી આપે એમ હું પ્રાર્થના કરું છું.

છેવટે એજ મારી મુખ્ય ઇચ્છા છે કે, આવી ઊંચી જાતના વિચારોનાં, પરમાર્થ શીખવનારાં, કર્તવ્યમાં લગાડનારાં અને જિંદગીમાં અમૃત રેડનારાં તથા સંસારમાં સ્વર્ગ ભોગવવાના અનુભવી ઉપાયો દેખાડનારાં પુસ્તકો આપણાં ભાઈબહેનોમાં વધારે વધારે વંચાય તો સારું. એ માટે સૌ વિદ્વાનોએ, સૌ સદ્‌ગૃહસ્થોએ અને સૌ ભલી લાગણીવાળાં ભાઇબહેનોએ પોતપોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો જોઈએ, કારણ કે જ્યારે આપણા લોકોમાં સારું ને સસ્તું વાચન ફેલાશે ત્યારેજ દેશને ખરેખરો લાભ થઇ શકશે. માટે એ બાબત ઉપર ખાસ ધ્યાન આપવાની ઈશ્વર સૌને સદ્‌બુદ્ધિ આપો.

ચોરવાડ, સંવત ૧૯૬૫ મહા સુદિ ૧૧, તારીખ ૧-૨-૧૯૦૯

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર, ચોરવાડકર**

# अनुक्रमणिका

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૬ | ૩૨ | ટંકા | ટૂંકા |
| ૭૭ | ૧૮ | ઉદ્ગાર | ઉદ્ધાર |
| ૭૮ | ૨૦ | ગુજીએ | ગુરુજીએ |
| ૭૯ | ૭ | રસ્તો | રસ્તે |
| ૮૫ | ૨૪ | અમરા | અમારા |
| ૮૮ | ૨૧ | ટગલાં | ડગલાં |
| ૧૩૧ | ૩૧ | વધત્તું | વત્તું |
| ૧૩૨ | ૧૪ | કૌપીની | કૌપીનની |
| ૧૪૬ | ૭ | વિધવાએનાં | વિધવાઓનાં |
| ૧૬૦ | ૧૨ | કેહેલું | કહેલું |
| ૧૭૦ | ૯ | समाधीय | समाधयः |
| ૧૮૩ | ૨૦ | મરો | મારો |
| ૧૯૫ | ૩૨ | મેનોવ્યથા | મનોવ્યથા |
| ૧૯૯ | ૬ | બીજો | બીજા |
| ૨૦૯ | ૧૨ | ગુજારાતી | ગુજરાતી |
| ૨૧૫ | ૧૦ | માળ્યો | મળ્યો |
| ૨૧૭ | ૩૩ | तत्तदेवावगच्छं | तत्तदेवावगच्छ |
| ૨૫૦ | ૨૩ | વખાંણુ | વખાણુ |
| ૨૪૭ | ૧૯ | કરી | કહી |
| ૨૫૭ | ૪ | શકતા | શકતી |
| ૨૬૨ | ૨૫ | અશ્રમાંથી | અશ્રુમાંથી |
| ૧૬૯ | ૧૧ | विधि | विद्धि |
| ૨૭૩ | ૮ | त्वमेक | त्वमेकं |
| ૨૭૪ | ૭ | ઇશ્વરાપર્ણુ | ઇશ્વરાર્પણુ |
| ૨૭૪ | ૨૩ | कर्मवंधनः | कर्मबंधनः |
| ૨૮૭ | ૨ | બંધેલા | બાંધેલા |
| ૨૮૭ | ૨૪ | ઇશ્વરાપર્ણુ | ઇશ્વરાર્પણુ |
| ૨૮૮ | ૨ | બ્રાહ્માપર્ણુ | બ્રહ્માર્પણુ |

# स्वर्गनां नीचेनां पुस्तको मळे छे!

## स्वर्गनुं विमान

આવૃત્તિ પાંચમી, કદ ૫×૯નાં પૃષ્ઠ ૩૭૨, મૂલ્ય રૂપિયો ૧।≈

"સ્વર્ગ" એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ "**સ્વર્ગનું વિમાન**" રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટૂંકા ટૂંકા અને રમૂજી ૩૨૫ દાખલાઓ છે તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઈશ્વર એટલે શું અને ઈશ્વર કેવા હોય? તે જાણવા-સમજવાની ઇચ્છા થાય છે.

## स्वर्गनो खजानो

આવૃત્તિ ચોથી, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૧૨, મૂલ્ય રૂપિયો ૧।≈

'કૂંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ "**સ્વર્ગનો ખજાનો**" રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઈશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જિંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તિનો તનમનાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઈશ્વરાર્પણ કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા, સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે, આચરણો કેમ સુધરે--વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ જુદા જુદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે સાથે આપેલા છે.

## स्वर्गनी कूंची

આવૃત્તિ પાંચમી, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૨, મૂલ્ય રૂપિયો ૧।≈

"વિમાન"માં બેસી સ્વર્ગના દ્વાર આગળ તો આવી પહોંચ્યા, પણ કૂંચી વિના એ ઊઘડે શી રીતે?–એટલે સ્વર્ગમાં દાખલ થવા માટે આ "સ્વર્ગની કૂંચી" ભગવદ્‌ભક્તોના હાથમાં મૂકવામાં આવે છે.

ધર્મરાજાના ઇન્સાફને યાદ કરી, મોજમજાની વૃત્તિને કાબૂમાં રાખી, દુનિયાદારીની આસક્તિ ઓછી રાખવી, દુનિયામાં સત્ય, ધર્મ ઇત્યાદિ વધે એવાં કામો કરવાં, ભગવદ્‌ઇચ્છાને આધીન થઇ પ્રભુપરાયણ

જિન્દગી ગાળવી, તન-મન-ધનથી ને મન-વચન-કર્મથી યથાશક્ય પરમાર્થ કરવો તથા સર્વદા પ્રભુના પુણ્યમય નામનો જયજયકાર થઇ રહે એમ વર્તવું તેનું નામ "**સ્વર્ગની કૂંચી**" છે.

ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગના પવિત્ર સંગમમાં જીવનને ઉન્નત અને પવિત્ર કરવા આ પુસ્તક તમારે જરૂર વસાવવું જોઇએ.

---

## स्वर्गनो प्रकाश

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૩૬, મૂલ્ય રૂપિયો ૧।=

"સ્વર્ગની કૂંચી" થી દ્વાર ખૂલ્યાં એટલે સ્વર્ગના દિવ્ય પ્રકાશે ભક્તજનોનાં અંધારાં દૂર કર્યાં. આધ્યાત્મિક જ્ઞાનનો પ્રકાશ એટલેજ "સ્વર્ગનો પ્રકાશ." વિષયલોલુપતા, સાંસારિક તૃષ્ણા, સ્વાર્થાંધતા, ઇત્યાદિનો નાશ કરવા-એટલે કે સદ્‌ગુણ, સદાચાર, નિષ્કામ સેવા અને પ્રભુપ્રીતિ ઇત્યાદિ પ્રાપ્ત કરવા; આ ગ્રંથમાં ૧૮ દાખલાદષ્ટાંત આપવામાં આવ્યાં છે. ઉપરાંત **જ્ઞાન અને પરમાર્થનો સંબંધ, સ્વર્ગના મહાત્માઓ, ભક્તોનો મહિમા, ભક્તિનો મહિમા, પાગલ હરનાથની જાણવાલાયક વાતો** ઇત્યાદિ પાંચ ઉપયોગી બોધપ્રદ, માનવજીવનનો પરમ ઉત્કર્ષ દર્શાવનારા લેખો આપવામાં આવ્યા છે. તેથી આ પુસ્તક વાંચવાથી વાચકવર્ગના મનની અનેક મૂંઝવણોનો ઉકેલ મળી રહે છે.

---

## स्वर्गनी जिंदगी

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય રૂપિયો ૧)=

ગરીબાઇને લીધે આપણા કરોડો બંધુઓ ટુકડા રોટલા વિના રખડે છે, આપણી કરોડો બહેનો વહેમી, અજ્ઞાન ને લાચાર સ્થિતિમાં છે, રાજ્ય અને પ્રજા વચ્ચેનો સંબંધ જેવો હોવો જોઇએ તેવો નથી, આપણો ગૃહસ્થાશ્રમ પણ વિનાશને માર્ગે વિચરે છે—અને આ બધાનું મૂળ કારણ એ જ છે કે, લોકો સત્ય ધર્મને સમજતા નથી અને પોતપોતાની ફરજો બજાવવામાં ચૂકયા છે—એજ છે. ખુશામતમાં, એશઆરામમાં અને કંગાળ મનોદશાવાળી જિંદગીમાંથી છુટકારો મેળવવા ઇચ્છતા જિજ્ઞાસુઓને "**સ્વર્ગની જિંદગી**" ઉદયને માર્ગે લઈ જનાર ભોમિયા જેવી છે. સ્વદેશ પ્રત્યે, માબાપ પ્રત્યે, પ્રજા પ્રત્યે, માનવ-બંધુઓ પ્રત્યે-આ બધા પ્રત્યેની આપણી પવિત્ર ફરજો કેવી રીતે બજાવવી ને જીવન કેવી રીતે ઉન્નતિને માર્ગે લઇ જવું, એ તમને આ "સ્વર્ગની જિન્દગી"માંથી મળશે.

---

## સાચું સ્વર્ગ

આવૃત્તિ ત્રીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૪૯૨, મૂલ્ય રૂપિયો ૧।≈

આ ઉપકારક પુસ્તકમાં "સ્વર્ગ"નાં બીજાં પુસ્તકોની પેઠે સામાજિક, ભક્તિવિષયક, તેમજ જ્ઞાનમય વાતો સાદી અને સ્વાભાવિક શૈલીમાં ચર્ચાઇ છે. આપણા ધર્મની ક્રિયાઓમાં, જીવનમાં, ભક્તિ કરવામાં, ફરજ બજાવવામાં-જે સ્વાર્થીપણું, બેભાગુપણું, ગુલામગીરીપણું, અને પોલંપોલપણું, ઘૂસી ગયું છે, તેને બદલે આ જીવનમાંજ, આ મૃત્યુલોકમાંજ-આ ચર્મચક્ષુથીજ સ્વર્ગ-"સાચું સ્વર્ગ" કેવી રીતે અનુભવી શકાય? એ માટે ૧૦૬ ઉત્તમોત્તમ દૃષ્ટાંતો દ્વારા દર્શાવવામાં આવ્યું છે.

---

## स्वर्गनो आनंद

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૬૦ મૂલ્ય રૂપિયો ૧।=

પ્રભુના માર્ગમાં આગળ વધનારાઓને ભક્તિના અનેક પ્રકારો આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યા છે. એક જગ્યાએ કહ્યું છે કે, ખેડૂતોને વાઘ, વરુ, સિંહથી ડરવાનું નથી, પણ સસલાં, શિયાળ, ખિસકોલી, તીડ, ઊંદર વગેરે નાનાં પ્રાણીઓથી સાવધાન રહેવાનું છે; કારણ કે પાકને નુકસાન પહોંચાડનાર એ બધાં છે. તેમજ ભકતજનને પણ પોતાનાં નાનાં પાપોથી ખૂબજ સંભાળવાનું છે. આવાં આવાં અનેક સચોટ દૃષ્ટાંતો તમને આ પુસ્તકમાં ઠેર ઠેર મળશે. કુલ દૃષ્ટાંતો ૧૬૨ છે અને દરેક દૃષ્ટાંત જિજ્ઞાસુને કંઇક નવું કહી જાય છે.

---

## स्वर्गनी सीडी

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૬૦ મૂલ્ય રૂપિયો ૧।=

આ પુસ્તક ગીતાના અભ્યાસનોજ પરિપાક છે. સુખ અને દુઃખ વચ્ચેનો પડદો ચીરીને નિષ્કામકર્મની હિમાયત આ પુસ્તકમાં બહુજ બુદ્ધિપૂર્વક રજૂ કરાઇ છે. કર્મો, ધર્મ અને તેનો ભોગવટો, સંસારની અસારતા, જીવનમાં બનતા સારામાઠા પ્રસંગે પણ પ્રભુને યાદ કરવાની-ઇશ્વરપ્રાર્થના કરવાની રીતો, તહેવારોનો સાચો તત્ત્વાર્થ, સાચી પૂજા, ઇત્યાદિ પવિત્ર વિચારો દ્વારા મુમુક્ષુને માટે મોક્ષમાર્ગ પ્રતિ શુભ અંગુલિનિર્દેશ ૧૨ પગથિયાં દ્વારા કરવામાં આવ્યો છે. જે ધર્મમાર્ગમાં વિચરનારને સંપૂર્ણ મદદરૂપ બની રહેશે.

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( સ્ત્રીના-લક્ષ્મીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી, જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, "અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે." શું આ માનસવાણી ઓછી કીમતી છે ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે, તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચાહે તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

—સ્વામી વિવેકાનંદ



# संसारमां स्वर्ग

## ૧–ભાનુકિશોરી

ભાનુકિશોરી એક બંગાળી સ્ત્રી હતી. તેની ઉંમર આ વખતે અઠ્ઠાવીસ વર્ષની હતી. તે બહુ ખૂબસૂરત અને હસમુખા સ્વભાવની વિદુષી હતી. બાબુ મન્મથરાય દત્ત તેને "મારું સ્વર્ગ" કહીને બોલાવતો. આ જોડું બહુ સુખિયારું હતું, પણ દુનિયામાં સુખ એ બહુ અસ્થિર વસ્તુ છે. યુવાન બાબુ મન્મથરાય દત્ત બંગાળામાં એક હોશિયાર ડૉકટર ગણાતો હતો. એમ. ડી. ની માનવંતી ડિગ્રી તેણે મેળવી હતી. તેની ઘરાકી સારી હતી, પણ આપણા દેશના કેળવાયેલાઓમાં નોકરીનો ખાસ ચેપ લાગેલો છે. એ ચેપના ઝપાટામાંથી બાબુ મન્મથરાય દત્ત, એમ. ડી. પણ બચી શકયા નહિ. તક મળતાં પોતાની બહોળી લાગવગથી તેઓ સરકારી નોકરીમાં દાખલ થયા. થોડા વખતમાં એક લશ્કરી ટુકડી સાથે એ ટુકડીના ડૉકટર તરીકે તેમને મિસર જવું પડયું. ત્યાં લડાઇ ચાલતી હતી. તે વખતે સિપાઇઓને મલમપટ્ટા કરતાં દુશ્મનોની ગોળીથી તેઓ જખમી થયા અને થોડા વખતમાં "મારું સ્વર્ગ, મારું સ્વર્ગ" કરતા મરણ પામ્યા.

બાબુ મન્મથરાય દત્ત સ્વર્ગવાસી થયા ત્યારે ભાનુકિશોરીની ઉંમર બાવીસ વર્ષની હતી. એ વખતે તેને દેવી પ્રેમમૂર્તિ નામે ત્રણ વર્ષની કન્યા હતી, પણ તે થોડા મહિનામાં સ્વર્ગવાસી થઇ.

ભાનુકિશોરીનાં માવતર બહુ ખાનદાન હતાં. રાજા હરિહરરાય દત્તના બહુ જાણીતા કુટુંબમાં તેનો જન્મ થયો હતો. સાસરામાં બીજું કોઇ નહોતું. બાબુ મન્મથરાય દત્તનું કુટુંબ પણ બહુ

નામીચું હતું. તેઓ ગરાસિયા હતા, પણ રોજ રોજ બદલાતા નવા નવા અમલદારોના લોભથી કાંઇ ને કાંઈ હક ડૂબતો જતો હોવાથી, વખત જતાં એ કુટુંબ તંગીમાં આવી પડયું હતું.

બાબુ મન્મથરાય તો પ્રારબ્ધી પુરુષ હતો, પણ તેને જિંદગીએ યારી આપી નહિ; બાકી તેનો બાપ બાબુ નાગેન્દ્રરાય દત્ત બહુ અશક્ત હતો. તેનામાં કોઇ જાતનો પ્રપંચ, કોઇ જાતનું ખાસ ડહાપણ, કે કાંઇ વખાણવાજોગ ખાસ આવડત નહોતી. તે બહુ સરળ સ્વભાવનો ભક્તિમાન પુરુષ હતો. ગરાસની ટૂંકી આવક ઉપરજ તેનો બધો આધાર હતો ને આબરૂ પ્રમાણે ખર્ચ નિભાવવું પડતું, એટલે તે બહુ ગરીબીમાં આવી ગયો હતો ને એજ વખતે મિ. ઇલિયટ કે જેને ત્યાંના લોકો માત્ર 'ભડકું ઊઠવાનીજ ખોટી' એમ પોતાના અનુભવથી 'મિ. ગ્યાસલેટ' કહેતા, તે ગરાસ તથા ધરમાદા ખાતા ઉપર નિમાયો. તેણે હજારો લોકોના પરંપરાથી ચાલ્યા આવતા હક ઉપર વિનાકારણ તરાપ મારી કંઈક આબરૂદાર લોકોને ભીખ માગતા કરી નાખ્યા અને સરકારને ફાયદો કરવાને નામે સરકાર સામે લોકોમાં બેદિલી ફેલાવી.

બાબુ નાગેન્દ્રરાય દત્ત પણ મિ. ગ્યાસલેટના ઝપાટામાં આવી ગયા. તેમના ગરાસ માટે પરવાનો માગવામાં આવ્યો, પણ પરવાનો ક્યાંથી હોય? સેંકડો વરસ થયાં તેઓ ભોગવટો કરતા એજ તેમનો પરવાનો હતો. મોગલ બાદશાહના વખતમાં બંગાળના એક સૂબાને પોતાનો પ્રાણ આપી બચાવ્યાથી તેમના વંશજોને એ જાગીર મળી હતી. એ જાગીરનો પરવાનો હતો, પણ તે સવાસો વરસ ઉપર ગંગાની મોટી રેલ વખતે કિનારા ઉપરનું બાબુનું મોટું ઘર પાયાસહિત તણાઇ ગયું તેમાં પરવાનો પણ ગયો હતો. બાબુ નાગેન્દ્રરાય દત્તની એ વાત મિ. ઇલિયટે માની નહિ. તેણે તેનો ગરાસ જપ્તીમાં રાખ્યો. નિરાધાર વૃદ્ધ બાબુ નાગેન્દ્રરાય પોતાના એકના એક મન્મથરાય દત્તને બાળક મૂકી એજ ફિકરમાં બહુ રિબાઇ રિબાઇને મરણ પામ્યા.

કોઇનો પણ ખરો હક ડુબાવ્યાથી તેના અંતરાત્માને કેટલું બધું કષ્ટ થાય છે, એ ખ્યાલ જો કેટલાક આતતાયી અધિકારીઓ કરતા હોત તો કેવું સારું? પણ ઈશ્વર! ઈશ્વર! હિંદના નસીબમાં તે ક્યાંથી? એવાં સુભાગ્ય વર્તમાનકાળમાં દેશીઓનાં ક્યાં છે? "પ્રભુ અને મારો હક!" એ વાકયની મહત્તા અમો

ક્યારે સમજીશું ?

બાબુ મન્મથરાયે પોતાની ગરીબી વચ્ચે એક દેશહિતેચ્છુ સદ્‌ગૃહસ્થની મદદથી અભ્યાસ કર્યો હતો. પાછળથી પોતાની મોટી ઘરાકીથી તેને ઘણા પૈસા મળતા હતા, પણ તે બધો પૈસો પોતાના પિતાનું જૂનું કરજ ફેડવામાં આપી દેતો. તેના કોઇ મિત્રોએ કહ્યું કે, જૂનું કરજ આપવાને તમો બંધાયેલા નથી. કાયદા પ્રમાણે તેની મુદત ગઇ છે. પણ બાબુ મન્મથરાયે કહ્યું કે, એ વિચારજ આર્યોના નથી. કરજની મુદત પૂરી થવી એ વિચારજ આસુરી છે. કરજને વળી મુદત ? કરજની મુદત ત્યારેજ પૂરી થાય કે, જ્યારે તે પૂરેપૂરું ભરી અપાય. કરજદાર આપણી ઉપર દયા કરી લાંબી મુદત સુધી ધીરજ રાખે, એ તેના ઉપકારને શું આપણે તેની ગુનેગારી સમજવી ? મુદતનો કાયદો એ આર્ય પ્રજાની નીતિ ઉપર એક શાપ સમાન છે. એ કાયદાએ બહુ લોકોને બદદાનતના બનાવ્યા છે અને કદી નહિ જણાયેલું એટલું બેવિશ્વાસીપણું ફેલાવ્યું છે.

પતિનો સ્વર્ગવાસ એ ઘા પ્રેમીલી ભાનુકિશોરીને કાંઇ જેવોતેવો નહોતો પણ તે વિદુષી હતી. પોતાના જ્ઞાનનો આવા દુઃસહ પ્રસંગે ધૈર્ય રાખવામાં ઉપયોગ કર્યો અને પોતાની પ્રિય પુત્રી દેવી પ્રેમમૂર્તિના મુખ સામું જોઇ, તે પોતાના શોકજનક દિવસ કાઢવા લાગી. તેને એ અભિલાષા હતી કે, મારા પતિની ઇચ્છા દેવી પ્રેમમૂર્તિને સન્નારી બનાવવાની હતી, માટે હું હવે મારી જિંદગી મારી પુત્રીને વિદુષી બનાવવામાં કાઢીશ. પણ એ અભિલાષામાં પણ કર્મયોગે તે નિષ્ફળ થઈ. પતિના સ્વર્ગવાસ પછી જાણે પુત્રી પણ તેનો વિયોગ ખમી શકતી ન હોય તેમ તે ચાલી નીકળી. હવે ભાનુકિશોરીને કાંઇ આધાર રહ્યો નહિ, તેનું અવલંબન તૂટી ગયું. પોતાની મિલકતનો બંદોબસ્ત કરી તે પિયર ગઈ.

## હું શું કરી શકું ?

ભાનુકિશોરી જેવી ગુણિયલ દીકરીનું દુઃખ તેનો વૃદ્ધ બાપ જોઈ શક્યો નહિ. તે થોડા વખતમાં એજ ફિકરમાં સ્વર્ગવાસી થયો. પોતાનાં પ્રેમનાં સ્થાન તૂટતાં જોઇ તેને આંતરવિરક્ત આવવા લાગી. પોતાની જિંદગી તેને નકામી ચાલી જતી લાગી. પતિનો ઉપદેશ–ઇચ્છા એવી હતી કે, કોઇ પણ અવસ્થામાં કર્તવ્યપરાયણ રહેવું; કર્તવ્યભ્રષ્ટ ન થવું. કર્તવ્યપરાયણતા એજ ઉન્નતિનો માર્ગ

છે. હું સ્ત્રીજાત, હું વિધવા, હું નિર્ધન, હું કુલીનતાના બંધનવાળી, મેં કોઇ દિવસ દુઃખનું મોં નહિ જોયેલું, મેં કોઇ દિવસ પરસેવો ઉતારી મહેનત નહિ કરેલી. પ્રભુ! હું શું કરી શકું? પથારીએ સૂવું, મસ્તક મૂંડાવવું, મિષ્ટાન્ન નહિ જમવું ને અલંકાર નહિ પહેરવા, એ બંધુ લોકલાજે ફરજિયાત કરવું એજ મારું કર્તવ્ય? ના, ના, એમ તો ન હોય; એ સાત્વિક ત્યાગ નથી. ત્યારે શું દેવપૂજા? બાવાજી કહે છે કે, ભક્તિમાર્ગ ઉત્તમ છે; હું કાશી જાઉં, વિશ્વનાથની પૂજામાં દિવસ ગાળું, પણ તેથી મારા આત્માને શાંતિ મળશે? મને શંકા થાય છે, મારા પતિ પ્રતિમાપૂજનને એટલુંજ માન આપતા કે, અજ્ઞાનીઓ માટે તે માત્ર શરૂઆતનું પગથિયું છે, પામવાની વસ્તુ–જાણવાનું તત્ત્વ તે નથી. મન ક્યાંય ઠરતું નથી, શાંતિ ક્યાંય દેખાતી નથી. પ્રભુ, હું શું કરું? મારું કર્તવ્ય શું? શું વિધવાઓ માટે કાંઈ કર્તવ્ય નથી? સધવાઓને તો ઘણાંયે કર્તવ્ય છે; પતિને રીઝવવો, કુટુંબમંડળની સંભાળ રાખવી, પ્રજા ઉત્પન્ન કરવી, ધાર્મિક કાર્યો કરવાં અને સંસારની પ્રવૃત્તિને આગળ વધારવી, એ દંપતીના ધર્મ છે. પણ અમારે શું કરવું? પ્રેમત્યાગ કરી ચાલ્યા ગયેલા પતિના પ્રેમ માટે અશ્રુ પાડ્યા કરવાં એજ શું અમારો ધર્મ? હા, એ પણ ઉત્તમ છે. એવો મહત્પ્રેમ–અનંત પ્રેમ પણ તરવાનો રસ્તો છે. પણ તે મારા જેવીઓમાં ક્યાંથી? અનાદિ સત્ત્વ સુધી, અનાદિ સત્ય સુધી પહોંચે એવી મહાન અસરવાળાં આત્મિક અશ્રુ અમારાં ક્ષુદ્ર હૃદયમાં કેમ ઉત્પન્ન થઇ શકે? એટલાં સત્કર્મ મેં ક્યાં કરેલાં છે કે, એવા ભાગ્યશાળીપણાનાં દર્શન થાય? પ્રભુ! ત્યારે મારું કર્તવ્ય શું? આવી રીતે રિબાઇ રિબાઇને જિંદગી કેમ જાય? અરર! પ્રભુ! આ શું થઇ ગયું? વિધવા એટલે નકામી જિંદગી? ના, ના, અમૂલ્ય મનુષ્ય જિંદગી નકામી શા માટે? મનુષ્યનો ઉત્તમ અવતાર પામીને કાંઇ પણ સાર્થકતા ન થાય, ત્યારે પછી નકામી જિંદગી નહિ તો બીજું શું? શું નકામી? અમૂલ્ય જિંદગી નકામી? હા, નકામીજ તો! લોકોની નિંદા વચ્ચે, સંબંધીઓના તિરસ્કાર વચ્ચે, મનમાં હજારો આશા રાખી એકે આશા પૂરી થાય નહિ એવી રીતે પડ્યું રહેવું અને કોઇને પણ ઉપયોગી થયા વિના, આત્મોન્નતિનો યત્ન કર્યો વિના, પ્રેમનાં નહિ, પણ માત્ર દુઃખનાંજ અશ્રુ પાડી, અંધકારમાં–તમોગુણી હાલતમાં વા-

સના વધારતાં પડયું રહેવું, એ નકામી જિંદગી નહિ તો બીજું શું? પ્રભુ! શું હું મારી જિંદગીને એવી રીતે રદ કરું? ના, ના, એમ તો મારાથી નહિ બને, ત્યારે હું શું કરું? રોજ રોજ આવા વિચારોમાં તે મશગૂલ રહેતી. અગાશીમાં ચડી આંસુ સારતી, ધડકતે હૃદયે દિશાઓ તરફ જોતી અને એકલી એકલી આવા વિચારો કરતી, પણ કાંઇ રસ્તો સૂઝતો નહોતો.

પરમહંસ બાવા અદ્વૈતાનંદ ઉપર ભાનુકિશોરીની માતા દેવી સુવર્ણમતિની બહુ શ્રદ્ધા હતી. તે વખતોવખત કુટુંબમંડળ સાથે તેનાં દર્શન માટે જતી. એક વખત ભાનુકિશોરીએ તેને પૂછયું, મહારાજ મારું કર્તવ્ય શું? મારી જિંદગી નકામી જાય છે. મને કાંઇ રસ્તો સૂઝતો નથી. મહારાજે કહ્યું, બેટી! તારું કર્તવ્ય હવે વધ્યું છે. તું સધવા હતી ત્યારે તારે એકજ પતિની સેવા કરવાની હતી, હવે તું જગતની દાસી છે.

આખા જગતની બની શકે એટલી તારે સેવા કરવી જોઇએ. પુત્રી! વિધવાના ધર્મ બહુ વિકટ છે; વિધવા ઉપર ગંભીર બોજો રહેલો છે. જો કર્તવ્ય બજાવાય તો વૈધવ્ય અવસ્થા કાંઇ નકામી નથી. બેટી! પૂર્વના શુભ સંસ્કારથી તું સાત્ત્વિક ગુણવાળી છે, કર્તવ્યમાં લાગી જા, ઈશ્વર તને મદદગાર થશે.

ભાનુકિશોરી—મહારાજ! હું કેવી રીતે કર્તવ્ય કરું? મારાથી શું બની શકે? હું અબળા જાત, નિરાધાર, પૈસા વિનાની, હું શું કરી શકું?

મહારાજે જરા હસીને મીઠાશથી કહ્યું, બેટી! તું શું કરી શકે? તું ધારે તે કરી શકે. મનુષ્યો પોતાના આત્માનું બળ સમજતા નથી–કેળવી જાણતાં નથી એજ મોટું બંધન છે. બેટી, તું સ્રીજાત છે એ ખરું, પણ તેથી શું? કેટલાક મહાત્માઓ સ્રી–જાતિને ભાગ્યશાળી સમજે છે. બેટી, તને ખબર છે? ઋષિઓએ ઈશ્વરને પ્રેમરૂપે ભજવા માટે ગોપીઓનો અવતાર માગ્યો હતો. સ્વભાવથીજ સ્રીઓના હૃદયમાં જે પ્રેમ, વિશ્વાસ, શ્રદ્ધા, ભક્તિ, પવિત્રતા છે, તેની આંખમાં જે આકર્ષણ છે, તેના હાથમાં જે મીઠાશ છે, તેની વાણીમાંથી જે અમૃત ઝરે છે, તે પુરુષોમાં કયાં છે? બેટી, સ્રી જો સ્રીપણાનો સમજીને ઉપયોગ કરે, તો સ્રીનો અવતાર કોઇ પણ રીતે ઊતરતો નથી. તું ધન માટે કહે છે. બેટી, એ વિચારો સાધારણ માણસોના છે. ધનથીજ કલ્યાણ થઇ શકે એ વાત મ-

હાત્માઓ સ્વીકારતા નથી. અજ્ઞાનીઓને ચમક આપવા માટે ધન છે. આત્મોન્નતિ માટે ધન કાંઇ બહુ કામનું નથી. ધન તો સ્થૂલ વસ્તુ છે. તારા હૃદયમાં અપાર્થિવ ધન ભરેલું છે, તે છોડીને બેટી, ક્ષુદ્ર ધનની ઇચ્છા શું કરવા કરે છે? સેંકડો ધનવાનો છે; મને બતાવ કે ધનના બળથી કોણે શાંતિ મેળવી છે? રાજ્ય છોડી ચાલ્યા ગયેલા બુદ્ધ, ભર્તૃહરિ તથા ભગવાન વ્યાસજી, શુકદેવજી, પતંજલિ, વાલ્મીકિજી, શંકરાચાર્યજી, વગેરે કોની પાસે ધન હતું? બેટી! આત્મિક ધન એ સર્વથી કીમતી ધન છે. તું એ ધનનો ઉપયોગ કરતાં શીખ, એથી વધારે કલ્યાણ કરી શકાશે.

ભાનુકિશોરી—મહારાજ! આત્મિક ધનનો ઉપયોગ કેવી રીતે થાય?

મહારાજ—દુઃખીઓની સેવા કર, મહાત્માઓનો સત્સંગ રાખ, શાસ્ત્રોનું પઠન કર, હૃદયની કોમળ લાગણીઓનો વિસ્તાર વધાર, મનોનિગ્રહ કર અને જ્ઞાનમાર્ગમાં વિચર. હાલ તને આ બધું બહુ કઠિન લાગતું હશે, પણ બેટી, નિશ્ચય કરીશ એટલે તે સહેલું થઇ જશે. ધાર્મિક જીવન ગાળ્યા વિના શાંતિ નહિ મળે. ભેદબુદ્ધિ રાખીને, મારુંતારું કરીને, સ્થૂલ વસ્તુમાં મોહ રાખીને કોઇએ પણ શાંતિ મેળવી છે? બેટી! તું ધર્માચરણ કર, દુઃખીઓની સેવા કર, એટલે કઠિન વૈધવ્ય તને આશીર્વાદ સમાન થઇ પડશે. તું સમજુ થઇને આત્મઘાતી ન થા.

ભાનુકિશોરી—ધન્ય! ગુરુ મહારાજ, ધન્ય! મને મારું કર્ત- સમજાયું. આશીર્વાદ આપો. ગુરુદેવ, આપની કૃપાથી હું કર્તવ્ય વ્ય કરી શકું.

મહારાજ—બેટી! યાદ રાખજે કે બીજાના બળે આત્મોન્નતિ મેળવાતી નથી. મન ઢીલું રાખીશ મા, જેટલી દૃઢતા તેટલું બળ. બેટી, કર્તવ્ય બજાવવામાં પરિશ્રમ છે. પણ તે પરિશ્રમમાં ઉત્કૃષ્ટ આનંદ છે—ઉન્નતિ છે. જા બેટી, ઈશ્વર તને સદ્બુદ્ધિ આપો.

## ૨—દેવી સુવર્ણમતી

ભરેલાં મોટાં હાડવાળી, ગૌરવર્ણી, શાંત ચહેરાવાળી, ઝૂકી પડેલી ચામડીવાળી, જેના ચહેરા ઉપર ધર્મનું તેજ છવાઇ રહ્યું છે, જેની આંખોમાં વાત્સલ્યભાવ જામી રહ્યો છે, જેના મુખ ઉપર ભોળપણ વસી રહ્યું છે અને જેને જોતાંજ ભક્તિભાવ ઉત્પન્ન થાય

છે, એવી દેવી સુવર્ણમતી એક સફેદ રેશમી વસ્ત્ર પહેરી, પોતાની પૂજાની ઓરડીમાં શિવપૂજન કરતી બેઠી છે, ત્યાં ભાનુકિશોરી ગઈ. શિવનાં દર્શન કરી શિવાષ્ટક ને લિંગાષ્ટક બોલ્યા પછી પોતાની માના પગ પકડી, તેના ખોળામાં માથું મૂકી, ઠરાવ ભરેલા શાંત મુખે તે બોલી, મા! મને રજા આપો, મારા પતિની વરસી ગઇ છે, હવે મારે પતિની આજ્ઞા પાળવી જોઇએ, મારું કલ્યાણ કરવું જોઇએ. તમારાં જેવાં ધાર્મિક માબાપને પેટે હું અવતરી તેનું કાંઇક સાર્થક્ય કરવું જોઇએ. મને રજા આપો. મા, હું દુખિયાંની સેવા કરીશ, તમારા આશીર્વાદે પ્રભુ મને સહાય થશે.

દેવી સુવર્ણમતી પોચે પોચે હાથે પુત્રીને છાતી સાથે દાબી, જરાવાર મૌન બની તેની સામું જોઇ રહ્યાં. તેમની આંખમાં ઝળઝળિયાં ભરાતાં જતાં હતાં. એ જોઇ ભાનુકિશોરીએ કહ્યું, મા! ફિકર કરો મા, તમારું ધર્મબળ મોટું છે, હું તમારી પુત્રી છું, ઇશ્વરને સૌની ફિકર છે. મારા પતિની ઇચ્છા પ્રમાણે મને વર્તવા દો, બાવાજી મહારાજે પણ મને એજ આજ્ઞા આપેલી છે.

દેવી સુવર્ણમતીએ ગદ્‌ગદિત સ્વરે કહ્યું—બહેન, આપણા કુળની આબરૂ સામું જો; તું રાજા હરિહરરાયની પૌત્રી છે, બાણુ મન્મથરાયની ધણિયાણી છે. દીકરી, તું વિચાર કર; તને એકલી કેમ છોડાય? તું જુવાન છે, જુવાની જીરવવી એ કાંઈ રમત નથી. મને તારો અવિશ્વાસ નથી. સદાશિવને કહેજો કે, દીકરી આપો તો તારા જેવીજ આપજો, પણ બહેન તું રૂપાળી છે, રૂપને લાંછન છે, રૂપ પાપીઓની નજરમાં બહુ ખૂંચે છે, આજના કાળમાં માણસોની વૃત્તિ સારી નથી. તારી ઇચ્છા ભલી છે, પણ દીકરી, તને એકલી ન મુકાય.

ભાનુકિશોરી—મા, હવે હું બાળક નથી. જિંદગીનો ભરોસો નથી. નકામી જિંદગી ચાલી જાય એ ઠીક નથી. તમે ખુશી થઇને મને રજા આપો. હું આપણા કુળને હીણું લાગવા નહિ દઉં. મારી જિંદગી આબરૂ સાટે છે. તમારા આશીર્વાદથી મારું કલ્યાણ થશે. મા, શુભ કામમાં ના ન પાડો, મને જગતની સેવા કરવા દો.

દેવી સુવર્ણમતી—બહેન, પરમાર્થનો કાંઈ એકજ રસ્તો નથી. ઘર છોડયેજ કાંઇ કલ્યાણ થતું નથી. અહીં રહીને મારી નજર આગળ ભક્તિ કર. નર્મદાનું બાણુ સ્વામીજી પાસેથી તને અપાવું, તેની સેવા કર. બાપુ, તું સાચે રસ્તે ચડે તેમાં હું શું કરવા ના

પાડું? પણ હજુ વાર છે, વખત આવ્યે તારી ઇચ્છા પ્રમાણે કરજે.

ભાનુકિશોરી—મા, મારું દિલ ઊઠયું છે. દેવપૂજા કરતાં દુઃખીઓની સેવા કરવી મને વધારે ગમે છે. મને રોકો મા. તમે મને કેવી રીતે રોકી શકશો? મા, રજા આપો તો સારું.

દેવી સુવર્ણમતી—દીકરી, તું ચોપડીઓના વિચારમાં ગાંડી બની છે; તું ડાહી છે, પણ અનુભવી નથી. પહેલાં કુટુંબની સેવા હોય કે જગતની? માબાપનું દિલ દુખાવીને જો કલ્યાણ થતું હોય તો જા, કરી લે. એમ કહેતાં દેવી સુવર્ણમતિની આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી. આંસુ લૂછતે લૂછતે તેણે કહ્યું–દીકરી, હું મરી જાઉં પછી તું ગમેતેમ કરજે. હું હવે થોડા દિવસની મહેમાન છું. તને દુઃખીઓની સેવા કરવી ગમે છે, ત્યારે શું હું દુઃખી નથી? ભાઇ શિવપ્રસાદરાય અને બાબુ મન્મથરાય મારાં આડાંલાકડાં લઇ ગયા ત્યારની હું તો મૂએલીજ છું. દીકરી! તારાં અને તારી ભાભી ભભકકિશોરીના વૈધવ્યનું ઝાળરૂપી દુઃખ મારા મનમાં ઓછું છે કે? તું કહે છે કે, તમે મને કેવી રીતે રોકી શકશો? બહેન, તારા જ્ઞાનનો એ ઉપયોગ કે? તું તારા સ્વર્ગવાસી પતિની ઇચ્છા પ્રમાણે ચાલવા રાજી છે, ત્યારે તારી માને દુઃખી કર્યાથી તારો પતિ રાજી થશે કાં? કુટુંબસ્નેહ એ તારે મન કાંઇ માલ વિનાની બાબત છે એમ કે? મહારાજે તને એવી આજ્ઞા આપી હશે કે જગતની સેવા કરવી, કુટુંબની નહિ? શાસ્ત્ર વાંચીને તું શું શીખી? રામ, કૃષ્ણ, શ્રવણ, ભીષ્મ, પરશુરામ, પાંડવો એઓએ માબાપનાં વચન લોપ્યાં હતાં કે? દીકરી, ગાંડા ગાંડા વિચાર ન કર. જા, મહાદેવ સારુ પુષ્પ લાવ અને મારે સારુ કાંજી બનાવ.

વૃદ્ધ માતાના વાત્સલ્યભાવમાં ભાનુકિશોરીની દ્રઢતા ડૂબી ગઇ. માતાનાં વચનોથી તેની આંખમાં અશ્રુ આવી ગયાં. રામ, કૃષ્ણ, શ્રવણ, ભીષ્મ, પરશુરામ, પાંડવનાં માતૃપિતૃભક્તિનાં દ્રષ્ટાંતો તેની સામે આવી ઊભાં. કાંઇ પણ બોલ્યા વિના આંખો લૂછતી, માને પગે લાગીને પુષ્પ લેવા ચાલી.

## ૩–ભભકકિશોરી

બીજું એક વર્ષ ચાલ્યું ગયું છે. દેવી સુવર્ણમતી વહુદીકરીની સદ્‌વૃત્તિ માટે સંતોષ, પણ તેમના વૈધવ્ય માટે દિલગીર થતાં સ્વર્ગ-

વાસી થયાં છે. તેમની દેવપૂજા કુલદીપક લક્ષણવાળી વિધવા વહુ ભભકકિશોરીએ સંભાળી છે અને તેણે કાશીમાં રહેવું પસંદ કર્યું છે.

ભાનુકિશોરી હવે છૂટી થઇ છે. લાયક ઉંમરના પોતાના ભાઇ પશુપતિરાયને ઘર સોંપી તે ચાલી નીકળી. ભભકકિશોરીએ તેને કહ્યું, બાઇ ! તમે મારી સાથે રહો, આપણે બન્ને મળીને શિવપૂજન કરીશું. તમે એકલાં ક્યાં જશો ? આપણને શું કમી છે? સદાશિવનો પ્રતાપ છે. ધર્મદાન કરીએ ને બને તેટલું પ્રભુનું નામ લઇએ, એ શું કલ્યાણનો રસ્તો નથી ?

ભાનુકિશોરી—ભાભી, તમારા વિચાર બહુ સારા છે, પણ મને એટલાથી તૃપ્તિ થતી નથી. મને દુઃખીઓની સેવા કરવી ગમે છે. હું કોઈ હોસ્પિટલમાં જઇશ, દર્દીની સારવાર કરવાનું શીખીશ અને ગરીબોને તેનો લાભ આપીશ. દેવસેવાના પુણ્ય કરતાં એ પુણ્ય કાંઇ ઓછું નથી.

ભભકકિશોરી—બાઇ, તમારી ઇચ્છા ભલી છે, પણ એ કેમ બની શકશે ? આપણે અબળા જાત, આપણું અવલંબન શું ? આપણું રક્ષણ શું ? મનુમહારાજે આપણે સ્ત્રીઓને સ્વતંત્ર રહેવાની આજ્ઞા ક્યાં આપી છે ?

ભાનુકિશોરી—કર્તવ્યપરાણુતા એ મારું અવલંબન છે અને દઢતા એ મારું રક્ષણ છે. મનુમહારાજે સ્ત્રીઓને સ્વતંત્રતા આપી નથી એ વાત ખરી છે, પણ એમાં તો રહસ્ય છે. ધાર્મિક સ્વતંત્રતા અને વ્યાવહારિક સ્વતંત્રતા એની વચ્ચે બહુ ફરક છે. ભાભી, કોઇ પણ અવસ્થા કે દેશકાળમાં સત્કર્મની ના હોય નહિ. તમારા જેવાં સંપૂર્ણ સ્ત્રી ભાવવાળાંઓ માટે ભક્તિમાર્ગ ઉત્તમ છે, પણ મારે માટે તો મેં એજ રસ્તો પસંદ કરેલો છે. તમે કહો છો કે તે કેમ બની શકશે ? પણ મહારાજ કહે છે કે, દુનિયામાં મનુષ્યથી ન બની શકે એવું શું છે ? ભાભી, નિશ્ચયથી–આત્મિક બળથી બધું થઇ શકશે. એ ફિકર તમે કરો મા. મને ખુશીથી રજા આપો. પ્રભુકૃપાથી આપણા કુળનું ગૌરવ હું જાળવીશ.

જાઓ કહેતાં જીભ કપાય છે પણ તમારો એ નિશ્ચય છે એટલે લાચાર. સદાશિવ તમોને સહાય થાઓ. પાછાં વહેલાં વહેલાં આવજો, અમોને યાદ કરજો, કામકાજ લખજો અને કોઈ વાતે મૂંઝાશો મા. આ ઘર તમારુંજ છે. બાબુ પશુપતિરાયની સંભાળ માતુશ્રીએ તમોને સોંપેલી છે, એને ભૂલી જશો મા.

આંસુભરી આંખે એમ કહેતાં કહેતાં ભભકકિશોરીથી ખુલ્લી રીતે રોવાઈ જવાયું અને રોતે રોતે તે ભાનુકિશોરીને ભેટી પડી.

## થોડાંક કીમતી અશ્રુ

સજળ નયને, કાંઇંક ધડકતા હૃદયે પણ અંતરના સંતોષથી ભાનુકિશોરી કુટુંબથી જુદી પડી. એક પાકીટ સાથે ટ્રેનમાં બેઠી. ટ્રેન આગળ ચાલવા લાગી. તેને સેંકડો વિચારો અવવા લાગ્યા. એક સ્ટેશન આવ્યું. પોતાનાં લગ્ન થયાં ત્યારે સાસરે જતાં લગ્નની પહેલી રાત બાણુ મન્મથરાય સાથે એ સ્ટેશનના વેઇટિંગ રૂમમાં ગાળી હતી એ વાત યાદ આવી અને તે વખતનું ચિત્ર તેના મનમાં ખડું થયું. પોતે શરમાતી હતી. પતિ અતિ વિનયથી, મીઠા મીઠા રમૂજી શબ્દોથી સમજાવતે સમજાવતે પોચે પોચે હાથે પોતાની તરફ ખેંચતો હતો. પોતે જરા ધ્રૂજી જતી હતી. પતિ એ દેખાવનું મલકાતા મુખે અવલોકન કરતો હતો, એ દેખાવ તેની દૃષ્ટિ સામે તરવા લાગ્યો. બહુ કઠિન થવા છતાં તેની આંખો આંસુથી ભરાઈ ગઇ. તેનો પતિપ્રેમ ઊછળી આવ્યો. તેને સેંકડો વિચારો થવા લાગ્યા. અરે પરમાત્મા! આ શી અવસ્થા? કયા જન્મના દોષ મને નડ્યા? એનું એ સ્ટેશન, પણ મારી સ્થિતિ આજે શું છે? આ જગ્યાએ પ્યારી મોહનકિશોરી પોતાના ભાઈ–મારા પતિનાં વખાણ કરી મારા પ્રેમને ઉશ્કેરતી હતી, હું એ સાંભળી શરમથી નીચું જોતી, એટલે તે આ મોગરાની વેલમાંથી ફૂલો તોડી મારી તરફ ફેંકતી હતી. પ્રભુ! આજે હું શું જોઉં છું? હું હતભાગિની, અમંગળરૂપ, પૃથ્વી પર બોજા જેવી નકામી જિંદગી ગુમાવતી બેઠી છું. જેનો પતિપ્રેમ નમૂનારૂપ હતો, જેની ઘર ચલાવવાની રીતિ અનુકરણ કરવા જેવી હતી, જેના સ્ત્રી તરીકેના ગુણ અભ્યાસ કરવા જેવા હતા, દુઃખીઓને દેખી જેના સુકાયેલા ગોરા ગાલ આંસુથી ભીંજાતા હતા અને અમારા સુખ માટે જે મરી પડતી હતી, તે પ્યારી મોહનકિશોરી પોતાના ભલા ભાઇને જાણે સ્વર્ગમાં મળવા જતી હોય તેમ તેના મરણ પછી તરત ચાલી ગઈ છે. હું હતભાગિની છું. એવાં દૈવી વૃત્તિવાળાં સાથે રહેવાલાયક હું ન હોવાથી, તેઓ મને છોડી ચાલ્યાં ગયાં છે. હજી પણ હું કર્તવ્યમાં લાગતી નથી. મારી જિંદગી નકામી ચાલી જતી જોઇને તેઓ ત્યાંથી પણ દિલગીર થતાં હશે. હજુ પણ મને બહુ બહુ

વિચાર થાય છે. અરે ! હું કેવી હીનભાગ્ય ? કાંઈ સાર્થક્ય કરી શકતી નથી. પ્રભુ ! મને બળ આપ. પતિ અને નણંદનાં ઉજ્જવળ દૃષ્ટાંતથી જેના મનમાં નવું બળ આવ્યું છે, એવી ભાનુકિશોરી વિચારનિદ્રામાંથી–વિચારવમળમાંથી સાવધ થઇ મોઢું ધોઈ લઇ પાકીટમાંથી " ધાર્મિક સ્ત્રીઓ " નામે પુસ્તક કાઢી વાંચવા લાગી.

કેટલીક વાર પછી એક જંકશન આવ્યું, ત્યાં ગાડી બદલવાની હતી. ભાનુકિશોરી ગાડીમાંથી ઉતરી, પોતે અજાણી હોવાથી રેલ-વે ખાતાના માણસને પૂછ્યું–ભાઇ, અહીંથી ટ્રેન ક્યારે ઉપડશે? પણ કોણ જવાબ દે ? ચોથા વર્ગમાં* મુસાફરી કરતી, હાથમાં પાકીટ પકડી ઊભેલી, સફેદ કપડાંવાળી, ઉતરી ગયેલા મોંવાળી સ્ત્રીને કોણ જવાબ દે ? એવાં માણસો સાથે વાત કરતાં માસ્તર સાહેબની આબરૂ ચાલી જાય તો કોને કહેવું ? બીડી ફૂંકતો યુવા-ન યુરેઝિયન જવાબ દીધા વિના રોફમાં ને રોફમાં ચાલ્યો ગયો. એટલામાં નાયક સાહેબે બૂમ મારી, નિકાલો સબકુ. બે સિપાઇ ઉતારુઓનો સામાન ફેંકવા લાગ્યા. ભાનુકિશોરી હોઠે આંગળી મૂકી પોતાનું નાનું પાકીટ પકડી વિચારયુક્ત ઊભી હતી, તેણે આ ધમાધમી જોઇ પૂછ્યું–હવાલદાર, અહીં ઉતરવાની જગ્યા ક્યાં છે ? પણ સિપાઇદાદા શા માટે જવાબ સરખોય દે ? તેઓ કહેતા કે, અમે રેલવે કંપનીના નોકર છીએ, કંઇ ઉતારુના બાપના નોકર નથી. ભાનુકિશોરીએ એક પોર્ટરને પોતાનું પાકીટ ઉપાડવા કહ્યું, તેણે બે દોઢિયાંની મહેનતના ત્રણ આના માગ્યા. અજાણ્યાઓને ચીરવામાં તે પણ શું કરવા બાકી રાખે ? પોર્ટરજી કહેતા કે, સૌ પોતપોતાનું ફોડી લે, ત્યારે અમે અમારું કરવામાં શા માટે ભૂલી-એ ? આ ખાતામાં તો એમજ ચાલે છે. અમારા માસ્તર કહે છે કે, અમને પૂછે એને પરમેશ્વર પૂછે.

એ સ્ટેશનનો અગાઉનો માસ્તર બાબુ મન્મથરાયનો જીવ-જાન દોસ્ત હતો. બાબુ જ્યારે ભાનુકિશોરીને પરણીને જતા હતા, ત્યારે એ સ્ટેશનમાસ્તરે તેમની બહુ સારી બરદાસ્ત કરી હતી. તેમને માટે સ્ટેશન ઉપર ખુશબોદાર ચા તથા સ્વાદિષ્ટ ટિફિન તૈયાર હતું અને ઘણા ઘણા માન તથા લાડ સાથે એ દંપતીને ભભકાદાર હારતોરા પહેરાવ્યા હતા. એક વખતે ભાનુકિશોરીની પિત્રાઈ બહેન વસંતપ્યારી તેને મળવા આવતી હતી. તેને જરા

---

* બંગાળ રેલવેમાં ચોથો વર્ગ છે.

વાર લાગી જવાથી ટાઇમ ઉપરાંત માસ્તરે ખાસ પાંચ મિનિટ વધારે ટ્રેન રોકી હતી. એનું એ સ્ટેશન! પણ આજે શું છે? ટ્રેન ક્યારે ઉપડશે, તે કોઈ જવાબ દેતું નથી. સ્ટેશનમાં ઊભા રહેવાની જગ્યા મળતી નથી. ભાનુકિશોરીનું હૈયું ભરાઈ આવ્યું. વાચકો! ભાનુકિશોરી કર્તવ્ય બજાવવા જાય છે અને તેમ છતાં આટલી બધી ઢીલી કેમ છે? એમ તમોને લાગશે પણ તેને માફ કરજો. પતિપ્રેમ તેના જ્ઞાનને નમાવે છે, હૃદયની કોમળતા–વિશુદ્ધતા–સ્ત્રીભાવ કે જેનાં દર્શન પુરુષજાતિને દુર્લભ છે, તે તેની દૃઢતાને ઝુકાવે છે. ભાનુકિશોરી મનમાં કહેવા લાગી–ખરેખર પતિ એજ સ્ત્રીનું સૌભાગ્ય છે. પતિ વિના સ્ત્રીનું જીવન કાંઈ કામનું નથી. હું એની એજ છું, પણ અત્યારે મારું શું છે? પતિ વડેજ સ્ત્રીની મોટાઇ છે. અહા! શું પતિની મહત્તા એટલી બધી મોટી છે? ત્યારે શું અમો કમભાગ્યજ છીએ કે પતિની પ્રભુતા સમજતાં નથી? ભગવાન મહારાજ! મને મારા પતિની પ્રભુતા સમજવાની બુદ્ધિ આપો. ખરેખર પતિ વિનાની જિંદગી વેરાન જંગલ જેવી છે, હું જડ વૃત્તિની છું કે, પતિ વિનાં જીવી શકું છું. જેઓ સતી થતી તેઓને ધન્ય છે. જરૂર તેઓની લાગણી અમારા કરતાં વધારે કોમળ અને તેમનો પ્રતિપ્રેમ અમારા ખ્યાલમાં પણ ન આવે એવો ઉચ્ચતર હશેજ. આવા વિચારો કરતી ઉદાસ ચહેરે ભાનુ-કિશોરી એક મુસાફરખાનામાં બેઠી.

## અશ્રુની સીડી

બીજે દિવસે એક સ્ટેશન આવ્યું. એ સ્ટેશનના નામનું પાટિયું વાંચી તેની છાતી ધડકવા લાગી. તેની આંખ આંસુથી ભરાઇ ગઈ. તેણે પોતાનું પાકીટ ખોલ્યું અને તેમાંથી એક નાની લોખંડની પેટી કાઢી તેમાંના દાગીના સામું નિર્ઝરતી આં-ખોએ, ડૂમો ભરાયેલા હૃદયે જોઈ રહી. પતિ! પ્યારા પતિ! તમે એમ ક્યાં જાણ્યું હતું કે, આ બંગડી જોઇ જોઇને હું રોઇશ? અરે મેં શા માટે તમને પાનની બીડી આપી? શા માટે તમે આ અભાગણી ઉપર એટલા બધા રાજી થયા? શા માટે એ ઝવેરી તમને મળી ગયો? શું મને આમ રિબાવવા માટે? એ બંગડી લેતાં મારી આંખમાં હર્ષનાં અશ્રુ આવ્યાં હતાં, અત્યારે દુઃખનાં અશ્રુ રોકયાં રોકાતાં નથી. અહા પ્રભુ! પ્રભુ! માનવ જિંદગી કેવાં ઉચ્ચ તત્ત્વોથી ભરેલી છે અને તોપણ કેવી ક્ષણ-

ભંગુર છે ? આ બંગડી મારી લાગણીઓને કેવી ઉશ્કેરે છે ? ધન્ય છે ! પ્રેમ, તને ધન્ય છે ! ગીતાજીમાં કહે છે કેઃ—

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।

શ્રીકૃષ્ણ ભગવાન ! તમારું એ જ્ઞાન મને નથી રુચતું; હું શું જેનો શોચ કરવો ઘટે નહિ તેનો શોચ કરું છું ? શું સતીને પતિનો શોચ કરવો ઘટે નહિ ? શ્રીકૃષ્ણ મહારાજ ! તમારું એ જ્ઞાન વૈરાગીઓને માટે–કઠિન વ્રતવાળાઓ માટે–રસહીનો માટે ભલે રહ્યું. પતિને તન–મન અપર્ણ કરી દીધેલ અમો સ્ત્રીઓ અને પતિના અંતરાત્મામાં પોતાના અંતરાત્માને જોડી દીધેલ તીક્ષ્ણ વૃત્તિવાળી બાળિકાઓને તમારું એ જ્ઞાન કેમ રુચશે ? શ્રીકૃષ્ણ ભગવાન ! અમારે માટે તો अशोच्यानन्वशोचस्त्वं ને બદલે पतिर्ब्रह्मा पतिर्विष्णुःपतिर्देवो महेश्वरः । પતિ એજ પરમગતિ, સતી સ્વર્ગમાં પણ પૂજાય છે એવુંજ જ્ઞાન જોઈએ. અહા ! પતિ ! ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે ,ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે, પતિ તારા પ્રેમને ધન્ય છે ! તને વીસરું ? તને વીસરું તો મારા આત્માનું અવલંબન શું ? પતિ ! પ્યારા પતિ ! તારું તો સદા સ્મરણ રહેજો. વહાલા ! તારા નામ ઉપર–તારી યાદ ઉપર અશ્રુ ખરે છે, પણ એ અશ્રુમાં તો અમૃત છે; પ્યારા ! તને આપવા માટે અશ્રુધન વિના મારી પાસે બીજું શું છે ? પ્રેમનાં અશ્રુ ! અહા, એ અશ્રુમાં ગુપ્ત તત્ત્વ છે. આપણને જોડી રાખનારી–અશ્રુમાર્ગે બહાર પડતી, અંતરાત્માની ભેદી ચીકણાશ હું તને અર્પણ કરું છું. પ્રેમનાં અશ્રુમાં અદૃશ્ય–અનિર્વચનીય બળ છે. પતિ ! તું સ્વર્ગમાં છે, ત્યાં પહોંચવાનો બીજો રસ્તો કયો ? ભલે દુનિયા હસે, પણ હું તો મારા પતિને પામવા અશ્રુબુંદની અભેદ્ય સીડી બાંધું છું. શું એ સીડીએ સ્વર્ગમાં નહિ પહોંચાય ? ઈશ્વર સમર્થ છે. એમ વિચારતી ભાનુકિશોરી ભીંજેલા ગાલે અસ્વસ્થપણે પોતાના પાકીટ ઉપર પડી.

## પાનની બીડી

બાબુ મન્મથરાય જ્યારે પરણીને ઘેરે જતા હતા,ત્યારે બીજે દિવસે રસ્તામાં એ સ્ટેશન પર ભાનુકિશોરીએ નીચે જોઈ શરમથી ધ્રૂજતે હાથે તેને પ્રથમ પાનની બીડી આપી હતી. રસજ્ઞ બાબુ મન્મથરાયને એ વખતે મીરાંબાઇની પાનની બીડી યાદ આવી ગઈ અને તે બોલી ઊઠયાઃ–

બીડી પાનનકી પાનનકી;
બનાઇ બહુ માનનકી, બીડી પાનનકી.

એમ બોલતે બોલતે હરખના ઊભરામાં અર્ધ ગાંડા જેવા બનેલા બાબુએ ઊછળતા હૃદયે કંઇ કંઇ ઊર્મિઓ અનુભવતે, એ બીડીને ચૂમી હતી અને તે આપવાવાળી ખીલતી સુકોમળ અર્ધાંગનાને અલૌકિક સુખ અનુભવતાં હૃદયદાન દીધું હતું. એજ સ્ટેશનપર એજ વખતે, એજ ડબામાં એક ઝવેરી બાબુ સાથે બેઠો અને તે પોતાની પાસેનું ઝવેરાત દેખાડવા લાગ્યો. બાબુ મન્મથરાયે નવી ફેશનની, મોતીવાળી સ્પ્રિંગની વિલાયતી બંગડી ખરીદી અને તેજ વખતે હસતે હસતે ભાનુકિશોરી પાસે જઇ પ્રેમના ઊભરાથી ગદ્ગદિત અવાજે કહ્યું–મારા સ્વર્ગ! લો આ પાનબીડીનું ઇનામ. શરમાતી ને સંકોડાતી, છૂટતી મુગ્ધાવસ્થાવાળી, નવા નવા ભાવ અનુભવતી ભાનુકિશોરી એ બંગડી જોઈ વિસ્મય થઇ. પતિ મૂછમાં હસતો હસતો તેની અજાયબી સામું જોઈ રહ્યો હતો અને તેમાંથી કાંઇક અપાર્થિવ રસ ચૂસતો હતો. પોતે હાથમાં પકડેલી બંગડી સામું એકીનજરે જોઇ રહેલી મુગ્ધાએ સહેજ નજર ફેરવી પાસે ઊભેલા પતિ તરફ જોઇ લીધું. બન્નેની આંખો મળી ગઇ. મુગ્ધા શરમાઇ ગઈ, જાણે શુંનું શું કરી નાખું એમ અધીરો થઇ ગયેલો, રસપ્રવાહમાં તણાતો પતિ, નીચું જોઈ રહેલી યાંત્રિક પૂતળીના જેવી સ્થિતિવાળી પ્રિયાના હાથમાં સંભાળ ભરી રીતે બંગડી પહેરાવવા લાગ્યો.

વાચકો! આવાં ચિત્રો બહુ સુંદર છે, આવા દેખાવો બહુ મનોહર છે, પણ તે વિધવાઓને નહિ. ભાનુકિશોરીના મનમાં એ ચિત્ર ખડું થયું. પોતે ધ્રૂજી જતા હાથે પતિને પાનની બીડી આપે છે, પતિ એ બીડીને ચુંબન આપે છે, પોતે આડી નજરે પતિ સામું જોઇ લે છે. બન્નેની આંખો મળી જાય છે, પોતાના હાથમાં પતિ બંગડી પહેરાવે છે, એ દેખાવો તેની નજર આગળ તરવા લાગ્યા અને મારા સ્વર્ગ, લો, આ પાન બીડીનું ઈનામ, એ શબ્દો તેના કાનમાં ફરી ફરી સંભળાવા લાગ્યા, તેના અંતરાત્મામાં રમવા લાગ્યા. વાચકો! તમારી પાસે કાંઇ ઉપાય હોય તો રોતા હૃદયવાળી ભાનુકિશોરીને છાની રાખો. અમે તો તેનાં અશ્રુ હાલમાં રોકી શકતા નથી.

## દયાની મૂર્તિ

વૈધવ્યથી દુખિત થયેલી ભાનુકિશોરી પતિપ્રેમનું ચિંતન

કરતી કરતી કલકત્તે પહોંચી અને કર્તવ્ય બજાવવા તત્પર થઇ. તે એક મોટી હોસ્પિટલમાં ગઇ અને ત્યાંના ડૉકટરને મળી, "નર્સ" તરીકેનું કામ શીખવવા અરજ કરી. વડો ડૉકટર મેનરોઝ બહુ નેક માણસ હતો. તેણે ભાનુકિશોરીને આંખમાંથી ઓળખી લીધી અને તેને નર્સનું કામ શીખવવા માટે કેટલાક પ્રકારની સગવડતા કરી આપી.

રાજા હરિહરરાય દત્તની પૌત્રી, ડૉકટર મન્મંથરાય દત્તની ધણિયાણી, મૃદુ ભાવવાળી, તીક્ષ્ણ લાગણીવાળી, દુખિત અંતઃકરણવાળી, ભાનુકિશોરી પતિની મીઠી યાદથી રોતી રોતી, પણ ઉત્સાહથી ને કાંઇક નહિ સમજાતા સંતોષથી નર્સનું કામ શીખવા લાગી. તે નવીસવી ને અજાણી હતી, એટલે હોસ્પિટલના બધા નોકરો શરૂઆતમાં તેની ઉપર હુકમ ચલાવતા અને ભાનુકિશોરી વગર આનાકાનીએ તે હુકમો ઉઠાવતી હતી.

પ્રથમ સાહેબી ભોગવનારી, સુગાળ સ્વભાવની, ઊતરતી ગણાતી જ્ઞાતિનો સ્પર્શ નહિ કરનારી, બ્રાહ્મણી ભાનુકિશોરી કોઇ અજાણ્યા દરદીનાં પરુ ધોતી હતી. મ્લેચ્છ જાતની કોઇ દુખિયારી ગરીબ અશક્ત બાઇના મોઢામાંથી બળખા કાઢતી હતી. કોઇ નાવારસ ભિખારીના બચ્ચાનું મળમૂત્રવાળું બિછાનું સંભાળથી બદલતી હતી. કોઈ બેશુદ્ધ જુવાનિયાનું કપડું સરખું કરતી હતી અને "ઑપરેશન" વખતે પાણીનું કૂંડું તથા વાદળી લઈ દરદી તરફ મમતાભરી મીઠી નજર ફેંકતી હાજર રહેતી હતી. તેની હાજરીથી નહિ સમજાય તેવી દરદીઓને કાંઇક કુદરતી શાંતિ મળતી હતી. બધાં માણસો એ હસમુખી, મીઠાબોલી, ખૂબસૂરત યૌવના તરફ કાંઇ ખાસ કારણ વિના માનથી જોતાં હતાં અને તેની તરફ ખેંચતાં હતાં.

## રાણી થવાને વખતે દાસી થઈ!

વાચકો! જ્યારે તમે એમ જાણશો કે ભાનુકિશોરી જે વખતે હૉસ્પિટલની માલિક થવાની હતી, તેજ વખતે તેજ હૉસ્પિટલમાં નર્સ થઇ, ત્યારે તમને અજાયબી, દિલગીરી અને દયા નહિ લાગે? ત્યારે શું તમને ઈશ્વર યાદ નહિ આવે? અહા! દૈવની ગતિ વિચિત્ર છે; તેની ઇચ્છાને નિરભિમાનપણે આધીન થવું એજ સુખનો રસ્તો છે.

બંધુઓ ! ઉત્સાહિતપણે સજડ મહેનત કરતી પવિત્ર વૃત્તિવાળી ભાનુકિશોરીની સહનશીલતાને ધન્યવાદ આપો. જો તે દુઃખ દુઃખ કર્યા કરત તો તેનું દુઃખ ક્યારે મટત ? અને તે કર્તવ્યમાં કેમ લાગી શકત ?

બાબુ મન્મથરાય જ્યારે કલકત્તે ગયેલા ત્યારે ભાનુકિશોરીને એ હૉસ્પિટલ જોવા તેડી ગયા હતા. એ હૉસ્પિટલની સગવડતા, તેમાં ચાલતાં ઑપરેશનની કુશળતા, નવીન શોધના ચમત્કારો અને ગરીબોને તેથી મળતો લાભ જોઇ બેહદ ખુશી થઈ, ભાનુકિશોરીએ એ વખતે પોતાના પતિને કહ્યું કે, સરકાર ઉપર કેટલાક પ્રકારના શાપ ઊતરે છે, પણ તે આવાં થોડાંક ભલાં ખાતાંના આશીર્વાદોથી દબાઇ જાય છે. એ પછી ભાનુકિશોરી ઉપલે માળ જોવા ગઇ. ત્યાં વડા ડૉક્ટર માટેની સગવડતા તથા ત્યાંથી દેખાતો કુદરતી દેખાવ, કંપાઉન્ડના બગીચાની શોભા અને આરામ થયેલા દર્દીઓના આશીર્વાદ, એ સર્વથી તેને બહુ અસર થઇ. તેણે પોતાના પતિને પૂછ્યું-વહાલા, કોઇ દેશી, અહીંનો મોટો ડૉક્ટર થઇ શકે કે નહિ ? બાબુ મન્મથરાયે તાકીને તેના ચહેરા સામું જોઇ મલકાતા મુખે કહ્યું-હા, મારા સ્વર્ગ, બે વરસ પછી તારું રાજ ચાલશે, તારો વહાલો અહીંનો મોટો ડૉક્ટર થશે. ભાનુકિશોરીના ચહેરા ઉપર ખુશાલીનું તેજ છવાઇ રહ્યું. આ સાંભળી તે ચકિત થઈ, પતિ સામું જોઇ રહી. પળવારમાં તેના મનમાં સેંકડો ચિત્રો ખડાં થયાં. તે બોલી ઊઠી-મારાં એવાં નસીબ ક્યાંથી ? ઈશ્વર તમારી ભલાઇ સામું જોશે, પણ મને કહો તો ખરા, તમે એ કેમ જાણ્યું ?

બાબુ મન્મથરાયે કહ્યું-આવતી સાલ ડૉક્ટર મેનરોઝને પેન્શનનો હક પ્રાપ્ત થાય છે. સર હાર્ટીએ એ ખાતે મને આજેજ મુબારકબાદી આપી. અર્ધાંગના જેવી અર્ધાંગના મળ્યા છતાં જો હું આગળ ન વધી શકું, તો પછી મારા સ્વર્ગ, હું તારે લાયક કેમ ગણાઉં ?

ભાનુકિશોરીએ જરા શરમાઇ જઇ કહ્યું-વહાલા ! મને બનાવો મા. હું તમને શું મદદ આપી શકું ? પ્યારમાં આવેલા બાબુ મન્મથરાયે પાસે જતાં ખુશ ચહેરાથી કહ્યું-તું શું મદદ કરી શકે ? મારા બુલબુલ, તું ધારે તે કરી શકે. હું તો પતંગ છું,

પણ તેની દોરી તો તારા હૃદયમાં છે. તારી પવિત્રતા એ મારું સ્વર્ગ છે, તારો સ્નેહ એ મારી ઉન્નતિ છે, તારી વાણી એ મારું અમૃત છે, તારો ચહેરો એ મારો વેદ છે અને વહાલી, તારી આંખની મીઠાશ એ મારું સર્વસ્વ છે.

જ્યારે કોઇ અદેખાં માણસો વિનાકારણ ઇરાદાપૂર્વક ભલી ભાનુકિશોરીનું અપમાન કરતાં, અથવા તો જીવ ગોટાળે ચડી ગયો હોય, ત્યારે કોઇ કોઈ વખત પતિના ઉપલા મધુર શબ્દો તેના કાનમાં સ્પષ્ટ સંભળાતા તથા એ વખતનું ચિત્ર તેના હૃદયમાં તાદૃશ્ય ખડું થતું. એવે વખતે તે પોતાની નાની ઝૂંપડીમાં એકલી એકલી હૃદય ખાલી કરતી, પણ કોઇ તેને દિલાસો આપનાર નહોતું. છેવટે જીવનો ગુરુ જીવને બનાવી, કઠિન થઇ આંખો લૂંછી કર્તવ્યમાં લાગી જતી.

બે વર્ષમાં તે એક હોશિયાર નર્સ તરીકે પંકાઇ ગઇ. તે જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં લોકોનો પૂર્ણ પ્યાર મેળવતી અને સર્ટિફિકેટ, ઇનામ તથા હૃદયનો સંતોષ લઇ આવતી હતી.

બંગાળી તેની માતૃભાષા હતી. કૌમાર્ય અવસ્થામાં પિતાને ત્યાં થોડું સંસ્કૃત ભણી હતી, પતિ પાસેથી અંગ્રેજી શીખી હતી અને હિંદી શીખવા બે વર્ષ થયાં તે દિલ્હી–આગ્રા તરફ રહેતી હતી. હવે તેને ગુજરાતી તથા મરાઠી શીખવાની અને એ લોકોની રીતભાત જોવાની ઇચ્છા હતી. એટલામાં એક રેલવે અકસ્માતથી મુંબઇવાળા ગોકુલદાસ શેઠની સારવારમાં તેને રહેવું પડ્યું.

ભાનુકિશોરીની પવિત્રતા અને ચાતુર્યથી ગોકુલદાસ શેઠ બહુ સંતુષ્ટ થયા. શેઠાણીને તેનાથી બહુ મોટો દિલાસો મળ્યો. તેના સાત્ત્વિક ત્યાગથી, નિઃસ્પૃહી વૃત્તિથી અને શાસ્ત્રોક્ત ઉત્તમ દૃષ્ટાંતથી હીરા શેઠાણી પોતાનું અરધું દુઃખ વીસરી ગયાં; તેમજ તેની દીકરી ચંદ્રિકાને પણ તેની પાસેથી રોજ રોજ ઘણું ઘણું નવું નવું શીખવાનું મળતું હતું, એટલે ગોકુલદાસ શેઠ તેને પોતાના કુટુંબમાં રાખવા બહુ ખુશી હતા. ભાનુકિશોરીને પણ ગુજરાતીઓનો ઘરસંસાર અને ભાષા જોવાં હતાં, એટલે તેણે ગોકુલદાસ શેઠની માગણી કબૂલ રાખી અને તેઓ મુંબઇ જવા નીકળ્યાં.

## ૪—ભભકકિશોરીનો પત્ર

સદાશિવની જય થાઓ

પ્યારાં બાઇ ભાનુકિશોરી,

હું તમને શું લખું ? દુઃખી કે સુખી ? રાગી કે ત્યાગી ? શક્તિ કે અબળા ? બાઇ તમને શું લખું ? તમારી ઉપર જ્યારે પત્ર લખવો હોય છે, ત્યારે મારે અઠવાડિયા અગાઉથી વિચાર કરવો પડે છે અને તોપણ મને લાગે છે કે, મારા મનના બધા ભાવ પૂર્ણ રીતે હું ખાલી કરી શકતી નથી. જ્યારે હું તમારી ઉપર પત્ર લખું છું, ત્યારે કાંઇક નવીનતા, કાંઇક સુંદરતા, કાંઇક ઉત્તમતા અને સ્ફુટ નહિ કરી શકાતા એવા કાંઇક ભાવ અનુભવું છું કે જેનો અનુભવ વિરલજ છે. આમ શા માટે થાય છે તે હું સમજતી નથી, પણ અનુમાન કરું છું કે, બાઇ ! કદાચ તમારી આત્મોન્નતિનું એ બળ હોય–ફળ હોય તો તેમાં અજબ થવા જેવું નથી.

તમે મારી પેઠે ભૂંસાઇ બેઠેલાં છો. સ્વર્ગવાસી માનવંત બાબુ મન્મથરાયના પ્યારનાં અશ્રુ હજી તમારી આંખોમાંથી સુકાયાં નથી અને કદી સુકાશે પણ નહિ. તમે વૈધવ્યની ઝાળમાં બળીઝળી રહેલાં છો. તમને હું સુખી કેમ કહું ? બાઇ, તમે કર્તવ્યપરાયણ છો, તમે નિઃસ્વાર્થપણે જગતની દાસી બન્યાં છો, તમે પવિત્ર ઇશ્વરને નામે દુખિયાંની સેવા કરો છો, તમે દુઃખીનાં અશ્રુ લૂછીને શુદ્ધ અંતઃકરણના ઇશ્વરને પ્રિય એવા આશીર્વાદ મેળવો છો અને દુઃખીઓને સુખ આપવા ખાતર અનેક પ્રકારનાં કષ્ટ જાતે સહન કરીને પણ તમે નહિ મેળવી શકાતી અંતરની અલૌકિક શાંતિ મેળવો છો. બાઇ, તમે ભાગ્યશાળી છો. તમને હું દુઃખી કેમ લખું ?

ગરીબોની ગરીબાઇ તમારા હૃદયમાં ખૂંચે છે, દુઃખીનાં અશ્રુ જોઇ તમારા તન્દુરસ્ત છતાં અમુક પ્રકારની તેજી વિનાના ગાલ અશ્રથી ભીંજાય છે. રોગીઓના રોગની અસર રોગીના કરતાં તમારા દિલમાં વધારે તીવ્રતાથી પ્રવેશ કરે છે. તમે અનાથને માટે ભિક્ષા માગો છો અને લોકો પોતાનાં પ્યારામાં પ્યારાને ખાતર, પોતાની જાતને ખાતર પણ જેટલું ન કરે તેટલું તમે જગતને માટે કરો છો. બાઇ, તમોને હું ત્યાગી કેમ કહું ? તમારું ઘર તમે ગરીબોના ઉપયોગ માટે અપર્ણ કર્યું છે, તમારું ધન

તમે પરમાર્થમાં આપી દીધેલું છે, તમારું તન દુઃખીઓની સેવા કરવામાં અર્પણ કરેલું છે, તમારું મન બાળુ મન્મથરાયના પ્રેમમાં અને તેમની ભલી ઇચ્છાઓ પાર પાડવામાં તલપી રહેલું છે અને તમારું અંતઃકરણ મહાન ઈશ્વરને અર્પણ થયેલું છે. તમોને રહેવાને ઘર નથી, પેહેરવાને પૂરાં વસ્ત્ર નથી, ભોજનનું ક્યાંય ઠેકાણું નથી અને વ્યવહારની કોઇ વસ્તુમાં તમને મોહ નથી; બાઇ ! તમે બધું તજેલું છે, ત્યારે હું તમોને રાગી કેમ માનું ?

તમે વિધવા છો, તમે નિર્ધન છો, તમે સાધન વિનાનાં છો, તમે કોઇનાં દાસી છો, તમે અબળા છો, તમને હું શક્તિ કેમ કહું ? તમે હજારો ગરીબોનું ભલું કર્યું છે, તમે હજારો દુઃખીઓને મદદ કરી છે, તમારાં ઉજ્જ્વલ દૃષ્ટાંતથી આપણા દેશમાં એક પ્રકારનું ખાસ ધાર્મિકપણું ફેલાયેલું છે. હજારો ભલાં અંતઃકરણો તમારી તરફ શુભ નિષ્ઠાથી જુએ છે. હજારો ગરીબો તમારી મદદની આશા રાખે છે. મોટા ગણાતા સેંકડો લોકો પોતાના મનમાં તમોને વખાણે છે તથા માન આપે છે. શુભ સંસ્કારવાળાં ઘણાંયે માણસો તમારું અનુકરણ કરવા ઇચ્છે છે. બહુ વિધવાઓને તમારા પવિત્ર ચરિત્રની મહાન અસરે પાપમાંથી બચાવી છે. હજારો લોકોને તમે કર્તવ્ય શીખવ્યું છે અને બાઇ, મને કહેવા દો કે, તમે સંસારમાં સ્વર્ગને લાવ્યાં છો, તમોને હું અબળા કેમ કહું ?

બાઈ, તમોને લખવાયોગ્ય કોઇ વિશેષણો મને મળતાં નથી, પણ મારે એ વિશેષણોનુંયે શું કામ છે ? મારાં વહાલાં ભાનુકિશોરી બાઇ, એટલુંજ મને બસ છે. તમે ગમે તેવાં હો, પણ હું કાંઈ તમારી ભાભી છું તે મટવાની નથી, તમારી તરફ મારું અંતઃકરણ હમેશાં ખેંચાયેલું રહે છે, એજ મને મોટો લહાવો છે. આપણો એવો પ્રેમ સદાશિવ સદાય નિભાવે એજ મારી પ્રાર્થના છે.

બાઇ, તમે જાણો છો કે તમોને રૂડું મનાવવા માટે હું આ લખતી નથી, પણ તમારા પત્ર વાંચ્યાથી મારા મનમાં જે જાદૂઈ અસર થાય છે, તે માટેના ઊભરા ખાલી કરવાની હોંશમાં તમારાં વખાણ લખાઈ જાય છે.

તમારો પત્ર પહોંચ્યો છે, એથી મને બહુ આનંદ થયો છે. બહેન વસંતપ્યારી હાલમાં યાત્રા અર્થે અહીં આવેલી છે, તેને તમારા પત્ર વંચાવ્યા છે, તેથી તે બહુજ અજબ થઇ છે; એ હકીકત તમે તેના પત્રથી જાણશો. મારી હકીકત પૂછો છો તેનો ખુલાસો હું નીચે જણાવું છું:—

## પ્રેમની યાદી

હું જ્યારે આ વખત કાશીમાં આવી, ત્યારે મને કાશી જાણે ખાવા ધાતી હોય તેવી લાગી. ચોતરફ મને અંધકાર દેખાવા લાગ્યો. આપણું ઘર એનું એજ છે, પણ તેમાંથી જાણે ચૈતન્ય ઊડી ગયું હોય તેવું લાગતું. આપણાં સ્નેહીઓ એનાં એજ છે, પણ તેમના હાવભાવ મને નિસ્તેજ લાગ્યા. ચાકરો મારી પસંદગીના છે, પણ તેઓનું કામકાજ મને ફિક્કુંફચ લાગતું. ભાઇ પશુપતિરાય બાળકપણાના કરતાં હવે દિનપ્રતિદિન મારું વધારે સન્માન રાખે છે, પણ તેના વાંકાચૂકા બોલમાં પ્રથમ મને જે રહસ્ય લાગતું, તે તેના હાલના ખરા વિનયમાં મને દેખાતું નહોતું. આપણા બગીચામાં ભાઇએ બહુ સુધારો કર્યો છે, ઘણાયે નવી નવી જાતના રોપાઓ તેમાં શોભી રહ્યા છે; કારણ કે ભાઈ હાલમાં વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરે છે, પણ મને એ બગીચો પણ સારો ન લાગ્યો. મને ક્યાંય મજા પડતી નહોતી. જ્યાં જાઉં ત્યાં ત્યાંની જૂની યાદગીરીઓ તમારા સ્વર્ગવાસી ભલા ભાઈ ઉપરના પ્રેમમાં જાણે મને અશ્રુઓજ અર્પણ કરતી હતી અને એમ કરી મારા વહાલાનું મને સ્મરણ કરાવવું, એજ જાણે યાદગીરીઓની કામગીરી હોય એમ મને દેખાતું હતું. બાઇ, આ વખત પ્રથમ મને કાશીમાં ક્યાંય શાંતિ ન મળી. હું ગંગાજીમાં સ્નાન કરવા મણિકર્ણિકાના ઘાટ ઉપર ગઈ, ત્યાં પણ મેં શું જોયું? ત્યાંથી પણ હું શું લઇને આવી? ત્યાં મેં મારા વહાલા પતિના કોમળ શરીરને ચંદનની ઝળઝળતી ચિતામાં ભડભડ બળતું ને રાખ થતું જોયું! એ નજર આગળ તરતાં, કદી નહિ ભૂંસાય તેવા દેખાવથી અંતર બાળતી અર્ધી ગાંડી જેવી બનેલી હું ઘેરે આવી, પણ ત્યાં શાંતિ ક્યાં હતી? ઘેરથી કાંઇક વધારે પરિતાપ ભરીને સેવાની સામગ્રી સાથે હું પરમકૃપાળુ વિશ્વંભર વિશ્વનાથની સેવા કરવા ગઇ; પણ ત્યાં પણ મારી સેવા મંજૂર ન થઇ. મેવામિષ્ટાન્નના થાળ, અગરુચંદન, ધૂપદીપ, ગંગાજળ અને પત્રપુષ્પથી પણ વિશ્વનાથ ખુશી ન થયા. ક્યાંથી ખુશી થાય? મારા હ્રદયમાં હોળી બળતી હતી, તેઓ ભાવના ભૂખ્યા હતા, પ્રસાદના નહિ. હું તો માત્ર પ્રસાદના ખૂમચા લઇ ગઇ હતી. શુદ્ધ ભાવનાનાં તો હજુ મને પૂરાં દર્શન પણ થયાં નહોતાં. બાઇ, મારી આ સ્થિતિ હતી. મને શાંતિ ક્યાંથી મળે? શાંતિ

તો ન મળી, પણ પ્રથમના કરતાં મન કાંઇક સ્વસ્થ થયું ખરું. એટલું પણ એ વખતે મને ઘણું થયું. જો સદાશિવ તરફથી એટલી કૃપા થઇ ન હોત તો, આ અભાગણી વધારે વખત સુધી કાશીમાં રહી શકત નહિ. કેવી રીતે રહી શકું ? જ્યાં મારા ઊછળતા પ્રેમનાં મનોહર પણ હાલમાં લાગતાં સ્મશાન જેવાં સ્થાનો છે, જ્યાં મારા વહાલા પતિની ચિતાના ભડકા જાણે મારી આંખમાં ઘૂસી જતા હોય તેવી રીતે મારી આંખ સામે ઝઝૂમ્યા કરે છે, ત્યાં હું કેવી રીતે રહી શકું ?

## એક સુંદર ચિત્ર–મારી બિલાડી

બાઇ, તમને યાદ છે ? આપણે દેવી મનોરમા સાથે વસંતઋતુમાં કોયલડીનો ટહુકાર સાંભળવા વાડીમાં ગયાં હતાં અને ત્યાં ઉજાણી કરી હતી, એ યાદ છે કે ? હું તમારી બધાંની પાસે "મીઠડું સ્વર્ગ" નામે નવા આવેલ માસિકમાંથી મનસ્વી કવિની "છુપાયેલો ચાંદલિયો" નામે કવિતા વાંચતી હતી:

છૂપ મા છૂપ મા છૂપ મા રે, ધાયેલ છૂપ મા;
છૂપ મા છૂપ મા છૂપ મા રે, ધાયેલ છૂપ મા. (ટેક.)
રસિકડા છૂપ મા રે, વહાલુડા છૂપ મા રે;
ઘેલુડા છૂપ મા રે, છૂપ મા.

એ ગાતી વખતે આપણને ખબર ન પડે તેવી રીતે બારણાને ઓથે છુપાઇ આનંદ અનુભવતા તમારા ભાઇએ છૂપી રીતે પાછળથી આસ્તેથી આવી મારી આંખો દાબી હતી. એ વખતે તમે મને પૂછ્યું હતું કે, ભાભી કોણ છે ? મેં જાણ્યું કે એ પેલી મસ્તીખોર રમૂજી છોકરી મદનપ્યારી હશે. તેથી મેં કહ્યું કે, એ તો મારી બિલાડી. એ સાંભળી તમે બધાં હસ્યાં હતાં અને હું શરમાઇ ગઇ હતી. મને શરમાતી જોઇ તમારા ભાઇએ કહ્યું–પ્યારી ચંબેલી, શરમા નહિ; તું સાચુંજ બોલી છે. હું તારી બિલાડીજ છું. તારી બિલાડી બનવામાં પણ મને અતિ આનંદ થાય છે. જો હું વાઘવરુ બનું તો તારાથી શું સુખ લઈ શકું ? હું તારું રમકડું બનું તોજ સંકોચ વિના તારું રહસ્ય લૂંટી શકું. કેમ દેવી મનોરમા, તમારો શું અભિપ્રાય છે ? દેવી મનોરમાએ કહ્યું–મારો વર મારું રમકડું છે, ને હું તેનું રમકડું છું. એ વખતે તમે વિશેષ રમૂજ કરવા મને કહ્યું હતું કે, ભાભી ! તમારું ગાવું તો સફળ થયું, તમારો છુપાયેલો ચાંદલિયો તમને મળ્યો, પણ

મારા ભાઇને તમે બિલાડી કેમ કહો છો? હું એ વાત માતુશ્રીને કહી દઇશ. પાછળથી એ વાત માતુશ્રીએ સાંભળી હતી અને તેઓ બોલ્યાં હતાં કે, ખરેખર વહુ આવ્યા પછી શિવપ્રસાદરાય તીવ્ર લાગણીવાળી સુકોમળ શરમાઉ બિલાડી જેવોજ બની ગયો છે. કુંવારાપણાની તેની અકડાઇથી મને તેના ભવિષ્ય માટે ફિકર રહેતી; પણ હવે હું જોઉં છું કે, વહુ આવ્યા પછી તે તદ્દન બદલાઇ ગયો છે. ખરેખર સ્ત્રી વિના પુરુષ અરધોજ છે, એ તદ્દન સાચી વાત છે. મારો શિવપ્રસાદ ભભકકિશોરી વિના અપૂર્ણજ હતો એ પ્રત્યક્ષ છે.

માતુશ્રી જૂના વિચારનાં હોવાથી અને તમારા ભાઈ નવીન વિચારના વેગમાં તણાતા હોવાથી, જ્યારે તેમની વચ્ચે કાંઇ સહેજ મતભેદ થતો, ત્યારે માતુશ્રી જાણે મારી પાસે તેમની ફરિયાદ કરતાં હોય તેવી રીતે રમૂજથી મને કહેતાં કે, વહુદીકરા, તમારી બિલાડીને સમજાવોની! એ સાંભળી, નહિ છુપાવી શકાતા મૃદુહાસ્ય સાથે શરમથી હું નીચું જોઇ જતી અને જરાક મીઠાશભરી વક્ર આંખ તમારા ભાઈ તરફ ફેંકી દેતી, એટલે તેઓ "માતુશ્રી ખુશી થાય તેમ કરો." એમ કહી મૂછમાં હસતા હસતા ચાલ્યા જતા અને હું કાંઇક કુદરતી શરમથી નીચું જોઇ મલકાતા મુખે કંઇ કંઇ પ્રકારના આનંદ અનુભવતી હતી. એ વખતે તમે બધાં કહેતાં કે, ભાઇ પાસે ભાભીનું ચલણ છે. બાઇ, આ બધાં વહાલુડાં ચિત્ર અને મીઠડાં સ્મરણ હું કેમ ભૂલી શકું? જ્યાં મારા પતિએ પ્યારથી મારી આંખો દાબી હતી, મારા વચન ઉપર પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર પતિને જ્યાં મેં ભૂલથી "મારી બિલાડી" એમ કહ્યું હતું અને એ મારી ભૂલમાં પણ જેણે અલૌકિક આનંદ અનુભવ્યો હતો, ત્યાંજ રાણી સત્યવંતી ઊતર્યાં હતાં અને આપણી જૂની ઓળખાણને લીધે તેમના સ્નેહને ખાતર ભાઇ પશુપતિરાયના કહેવાથી મારે ત્યાં જવું પડ્યું હતું. તમોને ખબર મળી હશે કે, આપણી એ વાડી રાણી સત્યવંતીએ વેચાતી લીધેલી છે. કહો બાઇ, મને ત્યાં જઇને કેમ આનંદ થાય?

ગંગા! પવિત્ર ગંગા! વિષ્ણુના ચરણનો આનંદ છોડી મારા જેવી અભાગણીનાં અશ્રુ લેવા તું અહીં શા માટે આવી? ગંગા! તું શું અમારાં પાપ હરી શકે છે? જો તું પાપ હરી શકતી હોય તો આ હૃદયમાં આટલી વ્યથા શા માટે છે? ગંગા મને માફ

ફંસજે; મને સત્ય કહેવા દે. તું સર્વનાં પાપ હરી શકતી નથી, જેઓ શુદ્ધ અંતઃકરણથી પાપ છોડી દેવા ઇચ્છે છે, તેઓનાંજ પાપ તું હરી શકે છે. પણ જેઓ પાપને પકડી રાખવા ઇચ્છે છે, તેઓનાં પાપ તું હરી શકતી નથી. અમે તો હજી પાપને પકડીજ રાખવા ઇચ્છીએ છીએ. અમારાં પાપ તું કેમ હરી શકશે?

## પ્રેમની લહેજત કેમ ભુલાય?

બાઇ, ગંગાને પેલે પાર એક યોગિની પધારેલાં હતાં, તેમનાં દર્શન કરવા હજારો લોકો જતાં હતાં. મને પણ ત્યાં જવાની ઇચ્છા થઇ, તેથી નાવમાં બેસી હું ત્યાં ગઇ, પણ મારા મનની સ્થિતિ કેવી થઇ, એ તમે ઘટતી વિગત વિના કેમ જાણી શકશો? યોગિનીનાં દર્શનથી મને બહુ આનંદ થયો. તેનો ઉપદેશ બહુ કીમતી હતો, પણ હું તે ગ્રહણ કરી શકી નહિ. કેવી રીતે ગ્રહણ કરી શકું? કારણ કે મારું મન મારા દુઃખમાં રોકાઇ ગયેલું હતું. હજી સુધી જીવનો ગુરુ મેં જીવને કર્યો નહોતો, એટલે બીજાનો ઉપદેશ મને કેવી રીતે અસર કરી શકે? હું સત્યને માટે, જ્ઞાનને માટે, તત્ત્વને માટે, મનની સ્થિરતાને માટે, ઘણુંએ ફાંફાં મારતી હતી, પણ ક્યાંયે તે મને મળતું નહોતું. મને લાગતું કે તે દરેક ઠેકાણે ભરેલું છે, પણ અફસોસ કે, તે મને મળતું નહોતું. નહિ મળવાનું કારણ હું ખુલ્લી રીતે સમજી શકતી નહિ, એટલે મારાં ફાંફાં વધતાં જતાં; પણ એ ફાંફાંથી ખોદ્યો ડુંગર ને નીકળ્યો ઊંદર, તેવુંજ થયું હતું. યોગિનીના ઉપદેશથી કાંઈ તત્ત્વ તો ગ્રહણ કરી શકી નહિ, પણ ઊલટી હૃદયની વ્યથા વધી. તેમાં કાંઈ યોગિનીનો વાંક નહોતો. મારા મનનોજ વાંક હતો. હું ઘણુંયે ભૂલી જવા ઇચ્છું છું, પણ મારાથી કાંઇ પણ ભૂલી જવાતું નથી. બાઇ, મને લાગે છે કે, પ્રેમના પ્રસંગો–પ્રેમના શબ્દો–પ્રેમની લહેજત ભૂલી જવી એ સૌથી કઠિન બાબત છે. સ્મરણશક્તિ એ ઈશ્વરની એક મહાન બક્ષિસ છે, પણ આ વખતે મને તેનાથી જે વ્યથા થયેલી છે, તે મારું હૃદયજ સમજી શકે છે. શા માટે મારી પાસે એવા પ્રસંગો ખડા થઇ જાય છે તે હું સમજી શકતી નથી; પણ બાઇ, તમે વિચારો કે હું કેમ ધીરજ રાખી શકું? હું એવા પ્રસંગોને ક્યાં શોધવા જાઉં છું? પણ કોણ જાણે તેઓ મને ક્યાંથી આવી મળે છે. દેવી મહામાયા સાથે નાવમાં બેસી હું યોગિનીનાં દર્શન કરવા ગઇ. ત્યાંથી પાછાં

ફરતાં અમારું નાવ બીજા નાવ સાથે સહેજ અથડાઈ પડ્યું, એ આંચકાથી મને કાંઇક ઇજા થઇ.. દેવી મહામાયાએ વાત્સલ્ય-ભાવથી, તેની તરફથી આશા રખાય તે કરતાં પણ મારી વધારે સંભાળ લીધી હતી અને તોપણ મારું દુઃખ હજુ કમી થયું નહોતું; એટલામાં એક આગલો પ્રસંગ મને સાંભરી આવ્યોઃ-

'અરે મૂર્ખ કાં પથ્થર પૂજે પ્રેમી પ્રિયાને છોડી?'

મારા વહાલા પતિને નાવમાં ફરવાનો બહુ શોખ હતો અને હું પણ કાંઈક મોજીલા સ્વભાવની હોવાથી તેને અનુમોદન આપતી હતી. તેઓએ "ગંગા-વૈમાન" નામે એક મોટું નાવ ખરીદ્યું હતું. એ નાવમાં મિત્રમંડળ સાથે અમે વારંવાર સહેલ કરવા જતાં હતાં. એક વખત એ નાવમાં અમે આનંદમાં બેઠાં હતાં અને હું મારાં પ્યારાં ગીત-

કેમ રહેવાશે? કેમ રહેવાશે?
પ્યારા તમ વિણ કેમ રહેવાશે? (ટેક)

તથા

ભજી લે, ભજી લે;
સતી, પતિને ભજી લે. (ટેક)

તથા

ક્યાં છે? ક્યાં છે? ક્યાં છે રે?
પતિ વિણુ બીજો ઇશ્વર ક્યાં છે? (ટેક)

એ ગાઈ રહી હતી અને એ પછી પ્યારાનાં પ્યારાં ગીત-

અરે મૂરખ કાં પથ્થર પૂજે,
પ્રેમી પ્રિયાને છોડી.
અરે મૂરખ કાં પથ્થર પૂજે,
પ્રેમી પ્રિયાને છોડી.

તથા

ક્યાં છે? ક્યાં છે? ક્યાં છે રે?
પ્રિયા વિણુ સ્વર્ગ બીજું ક્યાં છે રે? (ટેક)

એ ગાતી હતી અને મારા પતિ સતાર બજાવતા હતા. એટલામાં વીજળીનો એક બહુજ મોટો ચમકારો થયો. એવો ચમકારો મેં અગાઉ કદી પણ જોયો નહોતો અને એ પછી પણ પાછો કદી જોયો નથી, એ અજાયબ જેવા અદ્દભુત ચમકારાથી ભયભીત થઈ હું ઢળી પડી. મને પડતી જોઇ મારા પતિના હાથમાંથી સતાર પડી

ગયો. ઝડપથી તેણે મને પોતાના ખોળામાં લઇ લીધી અને હું થોડીજ વાર મૂર્છામાં રહી, પણ એટલા વખતમાં માત્ર નાવમાંજ નહિ પણ આખા કાશી શહેરમાં મારી સારવાર માટે તેમણે મોટી દોડધામ કરી મૂકી. જ્યારે હું જાગૃત થઇ, ત્યારે મારી ફિકરના પરિશ્રમથી ગરમ થયેલા તેમના મજબૂત પણ નરમ હાથોમાં હું પડેલી હતી. એ વખતે તેમણે મારી તરફ જે મમતાથી, જે પ્યારથી, હૃદયની જે ઊંડી લાગણીથી જોયું હતું, તેમની આંખમાં મારે માટે જે અમૃત હતું, તેમના શબ્દોમાં જે રહસ્ય હતું, મારી આરોગ્યતા માટે એ વખતે તેમણે ખરા દિલથી ઈશ્વરનો જે ઉપકાર માન્યો હતો અને એ થોડી મિનિટોમાં મારી ફિકરમાં તેમનો ચહેરો જે લેવાઈ ગયો હતો, એ ચિત્ર જ્યારે મને યાદ આવે છે અને " પ્યારી ચંબેલી ", " પ્યારી ચંબેલી " એ શબ્દોના ભણકારા જ્યારે મને સ્પષ્ટ રીતે સંભળાય છે, ત્યારે મારા વહાલા વિના હું કેમ જીવી શકું છું એજ મને આશ્ચર્ય થાય છે.

બાઇ, દેવી મહામાયાને તો તમે સારી પેઠે ઓળખો છો. તે જો કે મારી ઉપર તો બહુ પ્રેમ રાખે છે, પણ સ્વભાવનાં આકળાં ને તડફડ કરનારાં છે. બનાવટી નાજુકાઈ તો જાણે ખરાબ છેજ, પણ કુદરતી નાજુકાઇ પણ તેમને ગમતી નથી. તેઓ પોતે જેવાં ખડતલ છે, તેવાં બધાંને ખડતલ જોવા ઇચ્છે છે. જો કે કામ તેઓ બધાનું કરે છે, પણ ફડફડાટ કર્યા વિના તેઓ કામ કરી શકતાં નથી અને બીજાંઓની લાગણી સંભાળવાની તેમને દરકાર નથી. તેમણે નાવના અકસ્માત વખતે મને બહુ મદદ કરી છે; પણ બાઇ, તમે પ્રેમી છો, મારું હૃદય તમે સમજી શકો છો. હું દેવી મહામાયાનું અપમાન કરવાને ખાતર આ નથી લખતી, પણ મારું હૃદય બતાવવા માટે લખું છું. બાઇ, હું એની એ હતી. ગંગાજી પણ એનાં એ હતાં, પણ ક્યાં મારા પતિનો મીઠડો હાથ અને ક્યાં દેવી મહામાયાના ધ્રૂજતા કરચલીવાળા ખડબચડા હાથ? ક્યાં મારા વહાલાની અધીરતા અને ક્યાં એ બિચારી વૃદ્ધ દેવીની શિથિલતા? ક્યાં મારા પતિનાં મીઠડાં વચન અને ક્યાં મહામાયાનો ફડફડાટ? ક્યાં ઘરના ખાસ નાવની સગવડતા અને ક્યાં ભાડૂતી નાવનું ભાડૂતીપણું? અને બાઇ, ક્યાં મારા પ્યારાના હાથની ભભકભરી સ્નેહની વીજળી અને ક્યાં મહામાયાનાં હાડપિંજરની મારું તત્ત્વ ચૂસી લેનારી વીજળી? બાઇ, હું શેની સર-

ખામણી કરું ? મને ધીરજ કેમ રહે ? મને ગંગાજીમાં ઘૂમવું કેમ સારું લાગે ? તમે વિચાર કરો કે શા માટે મારું કાળજું નહિ ફટકી જવું જોઇએ ? હું દીવાની નહિ બની ગઇ એજ મારું અહોભાગ્ય છે, અથવા એજ મારી કચાશ છે.

## મને ઉપદેશની અસર કેમ ન થઈ?

પવિત્ર યોગિનીએ મને કહ્યું હતું કે, બહેન પરમાર્થદૃષ્ટિએ જગત મિથ્યા છે અને તોપણ જો તત્ત્વ જાણીને કર્તવ્ય બજાવી શકાય તો સંસારમાંજ સ્વર્ગ અનુભવી શકાય છે. જિંદગી પાણીના પરપોટા જેવી છે. આપણે સર્વને મોડાવહેલું મરી જવાનું છે. કોઈએ કોઇનો શોક કરવો નહિ જોઇએ. સંસારમાં કોઈ કોઈનું સગું નથી. માત્ર કર્મબંધનથી થોડી વારનું નાટક ભજવવાનું છે. મારું મારું કરવું એજ મૂર્ખાઇ છે ને એજ બંધન છે. પતિ કોણ છે ને પત્ની કોણ છે ? એ તો માત્ર ઈશ્વરી માયાનો બાજીગરના જેવો જરાવારનો ખેલ છે. હવે તો તારે ભક્ત નરસિંહ મહેતાના જેવું એવુંજ જ્ઞાન રાખવું જોઇએ કેઃ—

ભલું થયું ભાગી જંજાળ,
સુખે ભજીશું શ્રીગોપાળ.

આવો આવો ઘણોયે ઉપદેશ દીધો હતો અને તે મને ગમ્યો પણ હતો, પણ હું તેને ધારણ કરી શકી નહોતી. તેનું ઊંડું રહસ્ય–ગુપ્ત રહસ્ય સમજી શકી નહોતી. જેમ દરેક ધર્મવાળાઓ કેટલીક ક્રિયાઓ કરે છે પણ તેનો મર્મ સમજતા નથી, જેમ કળિયુગના વેદાંતીઓ, "अहं ब्रह्मास्मि" એમ મુખથી બોલે છે, પણ તેનું ખરું રહસ્ય અનુભવી શકતા નથી, જેમ માત્ર અક્ષરનેજ ઓળખનાર બાળકો વિદ્વત્તાભર્યા લેખો વાંચી જાય છે, પણ તેમાંનું રહસ્ય સમજી શકતા નથી; તેમ મેં પણ યોગિનીનાં વચનો માનથી સાંભળ્યાં ને તેને ગોખીને યાદ રાખ્યાં, પણ તેમને વ્યવહારમાં અનુભવી શકી નહિ; કારણ કે હજી મેં એ અધિકાર પ્રાપ્ત કર્યો નહોતો. હવેજ મને સમજાય છે કે, બોલવું એ એક જુદીજ વાત છે અને અનુભવવું એ એક જુદીજ વાત છે. યોગિનીનાં સત્ય વચનો હું જિંદગીમાં કેમ અનુભવી શકું ? કારણ કે હજી મારા હૃદયની વ્યથા દૂર થઈ નહોતી, હજી મારા મનનું સમાધાન થયું નહોતું, હજી મારા મનને નાની નાની બાબતોમાં ફસાઇ જતાં હું અટકાવી શકતી નહોતી અને હજીસુધી હું માત્ર

બહારના દેખાવ સાથે, ડોળદમાક સાથે, દાંભિકપણા સાથેજ રમતી હતી અને યોગિનીએ જે બતાવ્યું તે તો ફળની અંદરનો કોમળ મિષ્ટ મેવો હતો. હું તો માત્ર ફળની ઉપરના કાંટાઓનોજ અનુભવ લેતી હતી; એટલે હું તે મહાન જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ લઇ શકી નહિ અને તે ન લઇ શકી તેમાં નવાઈ પણ નથી, કારણ કે હજુ મારા મનમાં મારા સ્વાર્થનાજ–મારા સુખનાજ વિચારો ભમતા હતા. હું માત્ર વ્યષ્ટિનોજ આનંદ શોધતી હતી, સમષ્ટિના આનંદનો મને આભાસ પણ નહોતો. હું મારાજ સુખને ખાતર મારા પતિના પ્રેમના પ્રસંગોનું સ્મરણ કર્યા કરતી હતી, તેમાં યોગિનીનાં મહાન વચનોને ક્યાં સ્થાન મળે ? વળી એક બીજો પ્રસંગ યાદ આવી ગયો.

## મોતીની સેર

બાઇ, હૃદય ખોલીને આ વાત તમારી પાસે હું આજેજ કરું છું. અગાઉના મોટા સૂર્યગ્રહણ વખતે ગંગાસ્નાન માટે તમે બધાં આપણા ઘરના નાવમાં ફરતાં હતાં અને હું તથા તમારા ભાઇ, રાયબહાદુર કૃષ્ણવિહારીલાલજીના નાવમાં તેમના માન ખાતર રોકાયાં હતાં. સૂર્યગ્રહણ લાગી ચૂક્યું હતું, એ વખતે કૃષ્ણવિહારીલાલજીની નવી વહુ પ્રેમગૌરી તથા હું રામ નામની આટાની ગોળીઓ ગંગાજીમાં નાખતાં હતાં અને આનંદથી પ્રેમીલી માછલીઓની મસ્તી જોતાં હતાં. એ વખતે પ્રેમની વાતોથી રમણીય માછલીઓની ચપળતા અમારામાં પણ આવી ગઈ હતી. એટલે મસ્તીમાં ને મસ્તીમાં કાંઈક નહિ સમજાતી ભૂલથી, મારા બાલ ઉપરની કીમતી મોતીની સેર ગંગાજીમાં પડી ગઇ. મારું મોઢું ઊતરી ગયું, મારો જીવ તલપાપડ થવા લાગ્યો અને મને બહુ શરમ લાગી. હવે માતુશ્રી ( સાસુજી ) ને મોઢું કેમ બતાવવું ? ચતુર વહુની ચતુરાઈ આવી હોય કે ? એમ તમે બધાં કહેશો ત્યારે હું શો જવાબ દઇ શકીશ ? મને મારા પતિની તો ખાતરી હતી, તોપણ એમ લાગી આવતું કે, આવી કીમતી ચીજ ગુમાવવા માટે કદી તેઓ મને સહેજ ઇશારો કરશે તો હું કેમ જીવી શકીશ ? અરે ! આ તો મારે માથે જિંદગી સુધીનું એક આળ ચડ્યું. બાઇ, તમે માનશો કે મોતને ને મને એ વખતે માત્ર થોડુંકજ છેટું રહ્યું ! મને લાગ્યું કે, મારાં ડહાપણ માથે પાણી ફરી વળ્યું. હવે હું ઊંચે મોંએ

વાત કરી શકીશ નહિ, ધન એ આજે મારે મન મોટી વસ્તુ નથી અને એ વખતે પણ હું કાંઇ લોભણી નહોતી, પણ કાંઇક અવસ્થાના ભેદથી, સ્થિતિના ભેદથી, સંજોગના ભેદથી, સ્ત્રીઓના સ્વાભાવિક સ્વભાવથી અને વખતોવખત બદલાતી લાગણીઓના ભેદથી, હું એ વખતે કાંઇક એવા કફોડા સંજોગમાં આવી ગઇ હતી કે, જાણે મરવા સારુ નાવમાંથી ગંગાજીમાં ભૂસકો મારું તો ઠીક. હું જયારે આવા ખ્યાલોમાં હતી, એટલામાં મારા પતિ ત્યાં આવ્યા. મારો ઊતરી ગયેલો ચહેરો જોઇ તેમના મનમાં ફાળ પડતાં, ઝડપથી તેઓ મારી પાસે આવ્યા. હું ઊઠી ઊભી થઇ. મેં આછું ઓઢેલું કપડું ખેસવી મારું મોઢું પોતાના હાથમાં લઇ, બીજે હાથે આલિંગન દેતાં તેઓ બોલ્યા, શું છે ? પ્યારી ચંબેલી, શું છે ? તારું મોઢું આવું કાં ? માથું ઝુકાવી હું તેમના હાથમાં રોઇ પડી. કાંઈ બોલી શકી નહિ. મને રોતી જોઇ તેઓની અધીરતા વધતી ગઈ, પણ મારું હૈયું એવું ભરાઇ આવ્યું હતું કે, હું તેમના સવાલોનો જવાબ આપવાની સ્થિતિમાં નહોતી. મારો ઊભરો જરાવારમાં શાંત થયા પછી મેં કહ્યું, વહાલા, મને માફ કરો, મને માફ કરો, મને મરવા જેવું થાય છે. મોઢું બતાવતાં મને બહુ શરમ આવે છે. અધીરા થયેલા મારા પતિએ કહ્યું, પણ છે શું ? તું વાત તો કર. એટલીબધી ગભરાય છે શા માટે ? મેં કહ્યું, માછલીને રામનામની ગોળી ખવરાવતાં મારી મોતીની સેર ગંગાજીમાં પડી ગઇ. હવે હું માતુશ્રીને કેમ મોઢું બતાવી શકીશ ? તેઓ બોલ્યા, એજ કે બીજું કાંઇ ? સેર પડી ગઇ તેમાં શું થઇ ગયું ? તારા ઉપર એવી તો હજારો સેર કુરબાન કરી નાખું, એમાં શું મોટી વાત છે ? ત્રણ હજાર રૂપરડીની સેર માટે આટલી બધી દિલગીરી ? ચંબેલી, તને થયું છે શું ? આવી ગાંડી તો મેં તને કોઇ દહાડો જોઇ નહોતી. આપણને તો ઈશ્વરની કૃપા છે, બાકી ન હોય ને જાય તોપણ શું કરીએ ? અરે ઘેલુડી, તારું દિલ આવુંજ કે ? ગઇ વાતનો અફસોસ શું ? માતુશ્રીને કે બીજા કોઇને એ વાતની ખબર પણ નહિ પડે. તું જરા શાંત થાય તો હમણુંજ એવી, ને કહે તો એથી સરસ બીજી મોતીની સેર લઇ આવું. એમાં શું મોટી વાત ? બાઇ, ઘેરે જવાની પહેલાં એવીજ બીજી મોતીની સેર તેઓ લઇ આવ્યા. મારા દિલમાં એ વખતે તેમને માટે કેવી માનની ને ઉપકારની લાગણી થઇ હતી અને મને

કેટલો બધો આનંદ થયો હતો તથા મારા અંતઃકરણની પૂર્ણ હાવભાવની સ્વાભાવિક વૃત્તિનું સૂક્ષ્મ રીતે પ્રત્યક્ષ દર્શન કરવાથી મારા રસજ્ઞ વહાલા પતિને જે સંતોષ થયો હતો, જે આનંદ મળ્યો હતો, તે અપાર્થિવ વસ્તુ પત્રથી હું તમોને કેવી રીતે દેખાડી શકીશ ? બાઈ, હવે એ સેર જોઈ જોઇને હું રોઉં છું. જ્યારે જ્યારે હું ગંગાજીમાં સ્નાન કરવા જાઉં છું, ત્યારે ત્યારે કોણ જાણે કયાંથી એની એ વાત યાદ આવી જાય છે; તેથી મને ગંગાજી ગમતાં નથી. કહો બાઈ, મને ગંગાજી કેમ પવિત્ર કરે ?

જ્યારે હું આ વખત કાશીમાં આવી ત્યારે પ્રથમ મારા મનની આવી હાલત હતી. આવાં તો દરેક જગ્યાએ સેંકડો ચિત્ર દરરોજ મારી સામે ખડાં થતાં; કારણ કે તમે જાણો છો કે, અગાઉ બહુ વખત મારા પ્યારા સાથે હું કાશીમાં રહેલી હતી. એ બધાં ચિત્રો કાંઇ કાગળમાં લખ્યાં જાય તેમ નથી, તેમ તે બધાં લખવાની કાંઇ જરૂર પણ નથી; પણ મારા મનની અગાઉની અને હાલની સ્થિતિ તમોને બરોબર રીતે બતાવી શકું એટલા માટે ઉપર જણાવેલાં ચિત્રો વર્ણવવાની જરૂર હતી.

### હું શા માટે આગળ વધી શકતી નહોતી ?

બાઇ, હાલમાં મારી સ્થિતિમાં ઈશ્વરકૃપાથી મોટો ફેરફાર થઇ ગયો છે. હું અત્યારે બહુ સુખી છું. તમે જે સ્વર્ગનું વર્ણન કરો છો, તેવુંજ સ્વર્ગ હું પણ જીવનમાં પ્રત્યક્ષ અનુભવું છું. પણ તમારા રસ્તામાં ને મારા રસ્તામાં થોડો ફેર છે. તમે ગરીબોની સેવા કરવામાં–દુઃખીઓને મદદ કરવામાં સ્વર્ગ અનુભવી શકો છો, ત્યારે હું ઈશ્વરભક્તિમાં–પ્રભુના નામમાં સ્વર્ગ અનુભવી શકું છું. તમારો ને મારો રસ્તો જુદો છે, પણ આપણા બંનેના સ્વર્ગનો આનંદ એકજ છે. હવે એ સ્વર્ગ મને કેમ પ્રાપ્ત થયું અને તેનો આનંદ કેવો છે, એ મારે કાંઇક વિસ્તારથી કહેવું જોઇએ. જો કે હું તેનું પૂરેપૂરું બ્યાન કરી શકીશ નહિ; કારણ કે મનુષ્યની મનોવૃત્તિના અસ્ફુટ ભાવનું ગમે તેવી ખેડાયેલી છતાં પણ સદાય અપૂર્ણ રહેનારી ભાષામાં લખાણથી સ્પષ્ટ વર્ણન કરી બતાવવું, એ કાંઇ સહેલી વાત નથી, તોપણ એ ખાતે મારે કાંઇક લખવું જોઇએ. તમે સ્વર્ગ માત્ર સાંભળેલુંજ નહિ, જોયેલુંજ નહિ, પણ અનુભવેલું છે, એટલે મારા અપૂર્ણ ભાવ પણ તમે પૂર્ણતાથી સમજી શકશો.

બાઇ, મેં ઘણી વખત ગંગાજીમાં સ્નાન કર્યું, ઘણી વખત હરિકથા સાંભળી, ઘણાયે સાધુઓનો સત્સંગ કર્યો, ઘણાંયે શાસ્ત્રોનાં પુસ્તકો વાંચ્યાં, બહુએ માળા ફેરવી, કોઇ કોઇને જે કાંઇ થોડીઘણી બની તે પૈસાની મદદ પણ કરી, ઘણાં ઘણાં વ્રત-નિયમો પણ પાળ્યાં અને રોજરોજ વિશ્વનાથનું પૂજન કર્યું. પણ બાઇ, તે બધું મેં માત્ર વ્યવહારને ખાતર, પરંપરાની રૂઢિને ખાતર, હું કાંઇક કરું છું એવું મનને સમજાવવાને ખાતર, મને કાંઇક ફાયદો થશે એવી આશાને ખાતર અને કોઇ પણ સત્ય મહાન વેગમાં તણાયાવિના માત્ર ઉપલકપણેજ ઘણાઓની માફક મેં તે પ્રમાણે કર્યું હતું અને તોપણ એ ઉપલકપણુંજ છે એમ મને ખબર પડતી નહોતી. હું જે કાંઇ કરતી તે ખાસ ઈશ્વરને ખાતરજ નહિ, પણ મારી પોતાની ખાતર કરતી હતી, એટલે મારા ભલા ઉદ્દેશોમાં અને મારાં ભલાં કામોમાં પણ મારી સ્વાર્થવૃત્તિ ભળેલી રહેતી અને જયાંસુધી ધાર્મિક લાગણી સાથે સ્વાર્થવૃત્તિ ભળેલી રહે ત્યાંસુધી ધારેલા મુકામે ન પહોંચી શકાય એ તો સ્પષ્ટજ છે. પણ મને ખબર પડતી નહોતી કે, મારી ધાર્મિક લાગણી સાથે સ્વાર્થવૃત્તિ ભળેલી છે. કોઇ વખત જયારે હું બહુ ઉન્નત ભાવમાં ચડી ગઇ હોઉં, ત્યારે મને મારી ધર્મભાવનામાં સ્વાર્થનો આભાસ થતો પણ હું તેને પકડી શકતી નહોતી અને તેને દૂર કરી શકતી નહોતી; કારણ કે તેને પકડીને દૂર કરવાના રસ્તા મને મળ્યા નહોતા અને એ રસ્તા મેળવવા માટે મેં પ્રયત્ન પણ કર્યો નહોતો. એ રસ્તા મેળવવા માટે મેં પ્રયત્ન નહિ કર્યો, તેનું કારણ એ છે કે, જો કે મારા અંતરાત્માને મારા વિચાર અને આચરણથી તૃપ્તિ થતી નહોતી, તો પણ હું મારા મનને એમ સમજાવી શકતી કે, હું ઘણું કરું છું, હું ઘણું કરું છું એમ મને લાગતું તેનું કારણ એ કે, મારા પાડોશીઓ કરતાં હું કાંઇક વિશેષ કરી શકતી હતી; એટલુંજ નહિ પણ પૌરાણિક રૂઢિના જે વિચારો આપણામાં દૃઢ થઇ ગયેલા છે તે આપણને અમુક ચક્રની બહાર જવા દેતા નથી. જેમને સત્યનું દર્શન થયું નથી, એવા આપણા ધર્મગુરૂઓએ પોતાની સ્થૂલ ભેદદૃષ્ટિથી ધર્મની અમુક મર્યાદાઓ બાંધી દીધેલી છે અને એ મર્યાદામાં વ્યવહારની બહારની વસ્તુ નથી. ખરા પરમાર્થની તેમાં ગંધ પણ નથી. સત્યતત્ત્વનું બિંદુ પણ તેમાં નથી. ઈશ્વરી પ્રકાશનું એક ઝાંખું કિરણ પણ તેમાં નથી. તર્કવિતર્કનો

એ પ્રદેશ છે, આડંબરનો એ અખાડો છે, પૂર્ણ ભાવનાનું તેમાં નામ પણ નથી. આપણે બધાં એ મર્યાદામાં બંધાયેલાં-સંકડાયેલાં છીએ અને ઝેરનો કીડો જેમ ઝેરમાંજ રહે તેમ તેમાંજ આનંદ માનનારાં છીએ. જે છે તે એ મર્યાદાની પાર છે. પણ એ મર્યાદાની દીવાલ એવી દૃઢ થઈ ગયેલી છે કે તે ભેદવી એ બહુ મુશ્કેલ છે. એ દીવાલ રોજ રોજ એવી ઊંચી થતી જાય છે કે, એટલે ઊંચે ચડવું એ પણ સહેલું નથી. કેટલાકો એ દીવાલના કિનારા સુધી પહોંચે છે અને તેથીજ પોતાને કૃતકૃત્ય માની લે છે; એટલે આગળ વધવાનું તેમનું સામર્થ્ય મંદ પડી જાય છે. હું પણ એ દીવાલના કિનારા પાસેજ અટકી ગઇ હતી. મારે ત્યાં બહુ વખત ખોટી થવું પડ્યું. ચાર વરસ મેં એ મર્યાદાના કિનારા પર કાઢી નાખ્યાં, પણ હું તેની પાર જઇ શકી નહિ. કારણ કે આત્મિક બળની કિંમત હું સમજી શકી નહોતી. આત્માના અસ્તિત્વ વિષે અને તેની મહાન શક્તિ વિષે મેં ઘણું ઘણું વાંચ્યું અને સાંભળ્યું હતું, પણ તે બધું માત્ર ઉપલક-પોપટિયું જ્ઞાનજ હતું. વ્યવહારમાં હું તેનો પ્રત્યક્ષ અનુભવ કરી શકતી નહોતી. મારા હૃદયમાં તેનો ખુલ્લો પ્રકાશ પડ્યો નહોતો, એટલે હું જિંદગીમાં સ્વર્ગ જોઇ શકતી નહોતી. તેથી સ્વર્ગને શોધવા હું બહાર ફાંફાં મારતી હતી. એ ફાંફાંના સમુદ્રમાં જ્યારે ક્યાંય આશાનું ફીણ દેખાતું, ત્યારે હું આનંદમાં આવી જતી અને તે પકડવા દોડતી. એ દોડતી વખત મને આનંદ થતો, પણ એટલાં હવાતિયાં માર્યાં પછી જ્યારે નિરાશ થતી, ત્યારે મને બહુ લાગી આવતું, પણ મારી એ દોડના પરિશ્રમથી મળતી ગરમીના આનંદથી મનનું સમાધાન કરતી.

## ૫-સ્વાર્થબુદ્ધિ ઈશ્વરી રસ્તામાં આગળ વધવા દેતી નથી

બાઇ, ધર્મમર્યાદાની દીવાલ પાસે મારે ચાર વરસ સુધી ખોટી થવું પડ્યું, તેનું કારણ એ છે કે, અતિ સૂક્ષ્મ પણ નહિ ને અતિ સ્થૂળ પણ નહિ, એવી સ્વાર્થવૃત્તિ મારામાં રહેલી હતી; એટલે હું આગળ વધી શકતી નહોતી. અહા! સ્વાર્થવૃત્તિ એ કેવી પાછળ પાડનારી શક્તિ છે, તે હું હવેજ બરાબર રીતે સમજી શકું છું. ખરા ભક્તોએ તો ઇશ્વરને પોતાનું સર્વસ્વ અર્પણ કરવું જોઇએ. અરે, તેણે પોતે ઇશ્વરમય બની જવું જોઇએ. પણ જ્યાંસુધી જરા

પણ સ્વાર્થવૃત્તિ હોય–જ્યાંસુધી તેની સૂક્ષ્મ ગંધ પણ હોય, ત્યાંસુધી આપણે ઇશ્વરને સર્વસ્વ કેમ અર્પણ કરી શકીએ? નાનામાં નાની સ્વાર્થવૃત્તિથી પણ આત્મિક બળ એટલું બધું ઓછું થઇ જાય છે કે, વ્યાવહારિક જ્ઞાની માણસોને પણ તેની કલ્પના થઇ શકે નહિ. જેમ ઘણા શુદ્ધ દૂધને ક્ષારનું માત્ર એક ટીપું પણ બગાડી દે છે, જેમ અગ્નિનો માત્ર એકજ તણખો મોટાં મોટાં શહેરો અને જંગલોને બાળી શકે છે, જેમ એક પણ મલિન વિચાર બધી સદ્દભાવનાઓ માથે પાણી ફેરવી દે છે અને જેમ નાનકડો એકજ રાહુ અનંત શક્તિવાળા મહાન સૂર્યનું ગ્રહણ કરે છે, તેમજ સ્વાર્થનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ પણ આત્મિક બળને તોડી નાખી–ઢાંકી દઇ આપણને પરમાત્માથી વિમુખ કરે છે. ઇશ્વર અને આપણી વચ્ચે મોટામાં મોટો અંતરાય આપણી સ્વાર્થવૃત્તિજ છે. તેનો ઉચ્છેદ કરવોજ જોઈએ ને એજ સૌથી કઠિન કામ છે. આપણે તીર્થયાત્રા કરી શકીશું, આપણે થોડાઘણા યમનિયમો પાળી શકીશું, સહેજ ધારણાધ્યાન પણ અભ્યાસથી કરી શકીશું, બીજું પણ ઘણું ઘણું કરી શકીશું અને ઉપરઉપરથી દેખાતી બહારની સ્વાર્થવૃત્તિ છોડવાનો આડંબર કરી શકીશું–કદાચ એ છોડી પણ શકીશું. તોપણ અંદરની સૂક્ષ્મ સ્વાર્થવૃત્તિ આપણે છોડી શકવાનાંજ નથી; કારણ કે ઇશ્વરને માટે માણસો બહુ થોડામાં થોડુંજ કરે છે અને તોપણ ઘણું કર્યું હોય એમ માની લેવું એ મનુષ્યનો સ્વભાવજ પડી ગયેલો છે. આમ હોવાથી આપણી સ્વાર્થવૃત્તિ નાબૂદ થતી નથી. કારણ કે જ્યાંસુધી ઇશ્વરને માટે આપણાથી બની શકતું ઘણામાં ઘણું આપણે કરીએ નહિ, ત્યાંસુધી આપણો પ્રેમ–આપણી ભાવના ઈશ્વરી સત્યને–પરમાત્માના અખંડ પ્રકાશને આકર્ષી આપણામાં લાવી શકે નહિ અને જ્યાંસુધી થોડું પણ એ સત્ય અને પ્રકાશ આપણા હૃદયમાં ન આવે, ત્યાંસુધી સ્વાર્થવૃત્તિના સૂક્ષ્મ અંશ નાબૂદ થઇ શકે નહિ; અને એ પણ સિદ્ધ છે કે, ઈશ્વરી સત્ય અને પ્રકાશ સામે સ્વાર્થવૃત્તિ ટકી શકેજ નહિ; કારણ કે સ્વાર્થવૃત્તિ એ તો અંધકાર છે અને ઈશ્વરી સત્ય એ તો મહાન અખંડ પ્રકાશ છે.

બાઇ, આ રહસ્ય મને મહાત્મા અદ્વૈતાનંદ મહરાજે સમજાવેલું છે. હું વારેવારે તેમને કહેતી કે, મહારાજ! હજી કાંઇ મને પ્રાપ્ત થતું નથી, ઈશ્વર મારી અરજ સાંભળતો નથી, હવે તે

મારી ઉપર ક્યારે કૃપા કરશે ? ત્યારે તેઓ કહેતા કે, બેટી ! લાગુ રહે. ફળ પ્રયત્નમાં છે. હજી તો તારે ઘણુંય કરવાનું બાકી છે. તું થોડું કરે છે ને ઘણું કર્યું એમ સમજે છે, તેથીજ તને ચડવામાં વાર લાગે છે. તું વિચાર કર, તારે વિશ્વનાથના મંદિરમાં જવું હોય તો રસ્તામાં બે ત્રણ કદમ ચાલી તું ઊભી રહે ને કહે કે, હું બહુ ચાલી, એથી કાંઇ તું બહુ ચાલી ગણાય કે ? વિશ્વનાથના મંદિરનું દૂરપણું બરોબર રીતે તારા જાણવામાં ન હોવાથી અને તને ચાલવાનો અભ્યાસ ન હોવાથી, જરાજરામાં હું બહુ ચાલી એમ તને લાગે, પણ ખરી રીતે જોતાં તારે ચાલવાનું તો ઘણુંય બાકી હોય. તો શું તારી નબળાઇને લીધે તું જરાજરામાં થાકી જાય છે તે સારુ અથવા પૂર્ણ રસ્તાનું તને જ્ઞાન નથી તે સારુ, શું વિશ્વનાથનું મંદિર ચાલીને તારી પાસે આવશે કે ? નહિ બેટી, કદી પણ એમ બનશે નહિ. તારે પોતેજ ત્યાં ચાલીને જવું જોઇએ. તું કહે છે કે, ઈશ્વર મારી અરજ કયારે સાંભળશે ? ઈશ્વર એવો મહાન દયાળુ છે કે, તેને કાને તારો અવાજ પડશે કે તુરત તે તારી અરજ સાંભળશે. પણ બેટી, ઈશ્વરના કાને આપણો અવાજ પહોંચવો, એ કાંઇ સહેલી વાત નથી. ઈશ્વરને આપણો અવાજ સંભળાવવા માટે કાંઇ મોટેથી બોલવાની જરૂર નથી, તેમજ ટેલિફોન કે ટેલિગ્રાફની જરૂર નથી; માત્ર શુદ્ધ તીવ્ર ભાવનાની જરૂર છે. આપણી શુદ્ધ તીવ્ર ભાવના એજ ઈશ્વરનો ટેલિગ્રાફ છે. જેટલા આત્મિક બળથી, જેટલી શુદ્ધતાથી, જેટલા મહાન ઉદ્દેશથી, જેટલા પ્રેમથી આપણી એ ભાવનાઓ હૃદયમાંથી નીકળે, તેટલાજ બળથી, તેટલાજ વેગથી તે ઈશ્વર પાસે પહોંચે છે. એ વખતે ઈશ્વર આપણી અરજ સાંભળે છે અને આપણે મોકલેલી એ ભાવનાઓને અનંત પ્રેમવાળી, દિવ્ય રસવાળી, મહાન પ્રકાશવાળી અને અખંડ વિશુદ્ધતાવાળી બનાવી, પૂર્ણ વેગથી આપણી તરફ પાછી મોકલે છે. એ વખતે આપણે કૃતકૃત્ય થઇએ છીએ. પણ તે કયારે ? એટલી બધી કૃપા ઈશ્વર કયારે કરે ? બેટી, જ્યારે આપણે તેની કૃપાને લાયક થઇએ ત્યારે. જ્યાંસુધી વારેવારે રસ્તામાં થાકી જઇએ અને નહિ થોડું કરીને મેં બહુ કર્યું, એમ મનમાં સમજીએ ત્યાં સુધી નહિ હો ! બાપુ, ઈશ્વરી કૃપા મેળવવી એ કાંઇ સાધારણ બાબત નથી. બેટી, ઈશ્વરની કૃપા કયારે મળે છે એ તને ખબર છે ? જ્યારે આપણે પોતે બીજા ઈશ્વર થઇએ ત્યારે.

આપણે પોતે બીજા ઈશ્વર થઇએ એમ કહેવું એ આલંકારિક છે, પણ મારી કહેવાની મતલબ એવી છે કે, ઈશ્વરમાં જેવી સમદૃષ્ટિ છે તેવી આપણી સમદૃષ્ટિ થવી જોઇએ; આપણે ઈશ્વરના જેવા નિઃસ્વાર્થ પ્રેમી થવું જોઇએ; ઈશ્વરમાં જે મહાન દયા છે તે દયાથી આપણું હૃદય પરિપૂર્ણ કરવું જોઇએ; ઈશ્વર જેમ નિષ્કામપણે કર્મ કરે છે તેમ આપણે નિષ્કામ કર્મ કરવાં જોઇએ; ઈશ્વરનો જેમ સત્ય સંકલ્પ છે તેમ આપણે સત્ય સંકલ્પવાળાં થવું જોઇએ; ઈશ્વરમાં જેવી પવિત્રતા છે તેવી પવિત્રતા આપણામાં આવવી જોઇએ; ઈશ્વર જેમ સર્વની સંપૂર્ણતા ચાહે છે તેમ આપણે સર્વનું કલ્યાણ ચાહવું જોઇએ; ઈશ્વર જેવો શાંત છે તેવી આત્મિક શાંતિ આપણે મેળવવી જોઇએ; ઈશ્વર જેમ આનંદરૂપ છે તેમ આપણે આનંદમય બનવું જોઇએ; ઈશ્વર જેવો નિર્વિકાર છે તેવાં નિર્વિકારી આપણે થવું જોઇએ; ઈશ્વર જેમ પોતાના સંકલ્પ અનુસાર નિયમમાં રહે છે તેમ આપણે નિયમમાં રહેવું જોઇએ; ઈશ્વર જેમ સર્વની અંદર અને સર્વની બહાર છે, તેમ આપણે સર્વમાં રહસ્ય જોઇને આસક્તિ છોડી સર્વની પાર જવું જોઇએ અને ઈશ્વર જેવો પરિપૂર્ણ છે તેવી પૂર્ણતા આપણામાં આવવી જોઇએ. ટૂંકામાં બેટી, જો આપણે ઈશ્વરને જાણવો હોય, તો આપણે પોતે છોટા ઈશ્વર અથવા ઈશ્વરમય બની જવું જોઇએ. એમ થયા વિના–એટલે દરજ્જે પહોંચ્યા વિના ઈશ્વરની કૃપા આપણી ઉપર ઊતરશે નહિ. જ્યાંસુધી આપણે ઈશ્વરમય ન બની શકીએ, ત્યાંસુધી આપણી બુદ્ધિ ઈશ્વરી સત્ય ગ્રહણ કરી શકશે નહિ; ત્યાંસુધી આપણા હૃદયમાં પરમાત્માના મહાન પવિત્ર પ્રેમનો ઉદય થઈ શકશે નહિ; ત્યાંસુધી આપણો આત્મા અનંત પ્રકાશમાં જઇ અખંડ આનંદ અનુભવી શકશે નહિ અને ત્યાંસુધી આત્મા સર્વવ્યાપી–અનંત–અખંડ–જ્યોતિમાં મળી શકશે નહિ. માટે બેટી, જો તારે જિંદગીની સાર્થકતા કરવી હોય, પોતે પોતાને ઓળખવું હોય, જન્મ–મરણના ફેરામાંથી છૂટવું હોય અને ઈશ્વરી આનંદમાં રહેવું હોય, તો તારે ઈશ્વરમય બની જવું જોઇએ. અને એમ થવાનો સહેલો રસ્તો ઈશ્વર માટે પોતાથી બની શકતું ઘણામાં ઘણું કરવું અને થોડામાં થોડું સમજવું એજ છે. માણસો ઈશ્વરને માટે થોડામાં થોડું કરે છે ને ઘણું કર્યું એમ પોતાના મનને સમજાવી પોતે પોતાનેજ ઠગે છે; તેથીજ તેઓ જ્યાંનાં ત્યાં રહી જાય છે. માટે બેટી, બીજાંઓની પેઠે તું પોતે

પોતાને છેતરનારી ન થા અને ભક્તિના શાંત, મિષ્ટ રસમાં લીન થઇ જા. તું પ્રેમથી સત્યને ચાહે છે, માટે મને ખાતરી છે કે, મોડી-વહેલી ઇશ્વરકૃપા તારી ઉપર ઊતરશેજ. જા, બેટી, તને મારો આશીર્વાદ છે કે, વખત જતાં તું ઇશ્વરમય બની જઇશ.

## આશીર્વાદનું બળ

બાઇ, મહાત્માઓની શુભેચ્છાના બળની અસર કેટલી બધી મોટી હોય છે એ જેઓ બરોબર રીતે સમજી શકે છે, તેઓજ આશીર્વાદનું રહસ્ય સમજી શકે છે. ઇચ્છાશક્તિના મહાન બળની કિંમત આપણે જરા પણ સમજતાં નથી, તેથીજ આપણે દુઃખી રહીએ છીએ.

જેને માટે આપણે માન ધરાવતાં હોઇએ, જે આપણા કામને વાજબી સમજી શકતાં હોય, જેમના અભિપ્રાય જાણવાની આપણે ઇચ્છા રાખતાં હોઇએ, તેવાં સ્નેહીઓ તરફથી જ્યારે આપણા કામ માટે આપણને ઉત્તેજન મળે છે, ત્યારે એ ઉત્તેજનથી આપણો ઉત્સાહ બહુ વધી જાય છે. મને પણ આ વખતે એમજ થયું. હું સાચે રસ્તે છું અને વખત જતાં તત્ત્વ જાણી શકીશ એમ ગુરુજી-ના મુખથી સાંભળી મારો ઉત્સાહ અતિ વધી ગયો અને તેમના આશીર્વાદથી જાણે મારામાં ખાસ નવું બળ આવ્યું હોય, એમ મને સ્પષ્ટતાથી જણાવા લાગ્યું. એ પછી હું બહુ ઉત્સાહથી–બહુ દૃઢતાથી મારા કામમાં લાગી ગઇ. આજ સુધી શિવપૂજનમાં દર-રોજ હું ચાર કલાક ગાળતી તેને બદલે હવે પૂજનમાં છ કલાક ગાળવાનો ઠરાવ કર્યો. ધર્મનાં પુસ્તકો વાંચવાનો સમય પણ વધાર્યો. નિદ્રાના સાત કલાકને બદલે પાંચ કલાક કર્યા અને વ્યાવહારિક કામકાજના સમયમાં પણ કાપકૂપ કરી; સત્સંગ અને હરિકથાના આજથી ખાસ બે કલાક નવા ઠરાવ્યા. આ પ્રમાણે કરવાથી મને બહુ આનંદ થવા લાગ્યો. થોડાજ સમયમાં મને તેનો બહુ ફાયદો જણાયો. બીજી રીતે બહુ ખર્ચથી, બહુ અભ્યાસથી ને બહુ વખ-તથી પણ જે હું ન મેળવી શકત, તે મને સત્સંગથી બહુ સહેલા-ઇથી મળવા લાગ્યું.

એક ભક્તજન તરફથી મને એક નવીન પુસ્તક મળ્યું. એ પુસ્તક એક ભક્તના જીવનચરિત્રનું હતું અને તે કોઇ અંતર-જ્ઞાની મહાત્માનું લખેલું હતું. એટલે તેમાંના ભાવો બહુ સ્ફુટ ને અસરકારક હતા. એ પુસ્તક વાંચવાથી મારામાં રહેલા પણ મને

નહિ સમજાતા કેટલાક અસ્ફુટ ભાવો સ્ફુટ થયા, કેટલીક નવીન ભાવનાઓ ઉત્પન્ન થઇ અને કેટલુંક ગુપ્ત રહસ્ય મને મળ્યું.

આ પત્ર આવી રીતે આજે લખી શકું છું તે એ વાંચવાનુંજ ફળ છે. આજ સુધી હું જે કરતી, જે આપતી, જે લેતી, જે સમજતી, જે સમજાવતી, ટૂંકામાં જે કંઇ નિત્ય કરતી તે ઈશ્વરમાંથી નહિ પણ મારા પોતામાંથી કરતી હતી. પણ એ ભક્તચરિત્રના પુસ્તકથી મને સમજાયું કે, એમ કરવું એ તો મોટામાં મોટી ભૂલ છે. હું રોજરોજ ગીતાજીમાં વાંચતી કે,

न तदस्ति विना यत्स्यान्मयाभूतं चराचरम् ॥ [ गी. १०-३९ ]

જે છે તે ઇશ્વરમાંથી છે, તથા

यत्कारेषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ [ गी ९-२७. ]

જે કંઇ કરવું તે ઈશ્વરને અર્પણ કરવું જોઇએ. પરંતુ શ્રીકૃષ્ણ ભગવાનનાં આ વચનોનું રહસ્ય હજુ મારા અનુભવમાં યથાસ્થિત ઊતર્યું નહોતું, પણ એ ભક્તનું ચરિત્ર વાંચ્યા પછી મને તે પ્રત્યક્ષ થઇ ગયું અને ત્યારથી મારામાં ખાસ એક નવાજ પ્રકારનું તેજ આવી ગયું. જ્યાંસુધી મારામાં અહંભાવ હતો ત્યાં સુધી હું જે જે કામ કરતી તેમાં કાંઈક ઓછાપણું લાગતું, જે જે વિચારતી તેમાં અપૂર્ણતા રહેતી, જે જે આપતી, તે થોડામાં ઘણું લાગી જતું, જે જે બોલતી તેની અસર મારી ધારણા મુજબ થતી નહોતી, જેટલું કરવા ઇચ્છતી તેટલું કરી શકતી નહિ, મારાં તીર્થસ્નાન ક્ષણિકજ આનંદ ઉપજાવી શકતાં, મારા દાનની અસર અમુક ટૂંકી મર્યાદામાંજ રહી જતી. પ્રસંગાનુસાર મારામાં ઉદ્ભવતા હર્ષ-શોકને હું રોકી શકતી નહિ. શાંતિ મેળવવા માટે હું બહુ ફાંફાં મારતી, પણ મારા મનના તરંગની મસ્તી ઓછી થતી નહિ. હું મારી ઇન્દ્રિયોને અંકુશમાં રાખી શકતી, પણ એ અંકુશ, મને અંકુશ જેવોજ લાગતો. હું વ્યવહારની જાળમાં હતી પણ વ્યવહારથી કંટાળતી હતી. હું ભક્તિરસમાં લીન થઈ જવા ચાહતી પણ તેમ બનતું નહોતું. હું જે જે વાંચતી તે પૂરું સમજી શકતી નહિ, જે જે સમજતી તે અંતરાય વિના અનુભવી શકતી નહિ, જે અનુભવતી તેના પ્રમાણમાં રહસ્ય લઈ શકતી નહોતી અને જે રહસ્ય લેતી તે પણ અંતરાત્મા સુધી પહોંચી શકતું નહોતું. બાઇ, જ્યાંસુધી ઇશ્વરમાંથી નહિ પણ મારામાંથી હું

બધું કરતી ત્યાંસુધી મારી આવી સ્થિતિ હતી. હવે હું જે હિત કરું છું, તે મારામાંથી નહિ, પણ ઈશ્વરમાંથીજ લઈને કરું છું, એમ સ્પષ્ટતાથી અનુભવી શકું છું, તેથી મારી સ્થિતિ બદલાઈ ગઈ છે. આ તત્ત્વ અનુભવ્યા પછી મારામાં એટલો બધો ફેરફાર થઈ ગયો છે કે, હું પોતે તેથી અજબ થાઉં છું. આપણાં શાસ્ત્રોમાં અહંભાવને માટે ખાસ વિશેષતાથી દરેક જગ્યાએ વારંવાર કહેવામાં આવેલું છે, તેનું કારણ એજ છે કે, અહંભાવ એજ આપણને પરમાર્થથી દૂરમાં દૂર લઈ જનાર છે.

---

## ૬–ઈશ્વરી હિતમાંથી હિત કરવું

અહા! અહંભાવ છોડી દઈ ઈશ્વરી હિતમાંથીજ હિત કરવું, એમાં કેટલી બધી મહત્તા છે! કેટલો બધો આનંદ છે! કેટલો બધો પુરુષાર્થ છે! અને એથી કેટલું બધું ઈશ્વરની નજીક જવાય છે! એ જેઓ સ્પષ્ટતાથી સમજીને અપરોક્ષપણે વ્યવહારમાં અનુભવી શકે છે, તેઓ કેવા ભાગ્યશાળી છે! એ ખ્યાલ ધર્મને નામે ચાલતા ઉપલક બાહ્યાચારના આવરણમાં ફસાઇ ગયેલા સાધારણ માણસો કેમ કરી શકશે? બાઈ, તેઓ મનુષ્ય નહિ પણ દેવ છે. તેઓનું સ્વર્ગ પૃથ્વીથી દૂરનું અને મૂઆ પછીનું નહિ પણ પૃથ્વીમાંજ–પોતાના ઘરમાંજ, પોતાના કામકાજમાંજ અને વર્તમાન જિંદગીમાંજ છે. ઈશ્વરકૃપાથી મને આ રહસ્ય મળ્યા પછી મારી સ્થિતિ એટલી બધી બદલાઈ ગઈ છે કે, એ જાણીને તમે પોતે પણ અજબ થયા વિના રહેશો નહિ. બાઈ, હવે મને બીજા સ્વર્ગની અપેક્ષા નથી, પરમકૃપાળુ ઈશ્વરે મને અહીંજ હસતાં, બોલતાં, રમતાં, ભમતાં, ખાતાં, પીતાં, સૂતાં, બેસતાં અને ઊઠતાં સ્વર્ગ આપી દીધેલું છે. હવે હું જે જે કામ કરું છું, તેમાં સ્વાભાવિક રીતે પૂર્ણતા આવી જાય છે. કારણ કે ભગવાને ગીતાજીમાં કબૂલ કરેલું છે કેઃ—

નેહાભિક્રમનાશોऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।। ગી. ૨–૪૦ ।।

અર્થઃ—એમાં (નિષ્કામયોગમાં) કર્મના ફળનો નાશ નથી, દોષ પણ નથી, એ ધર્મનો સ્વલ્પ આરંભ પણ મોટા ભયથી રક્ષણ કરે છે.

અહા! થોડામાંથી ઘણું કરી દેવું, અપૂર્ણમાંથી પૂર્ણ કરી દેવું! ધન્ય છે પ્રભુ! તારી દયાને ધન્ય છે! ભક્ત ઉપરના તારા પ્રેમને ધન્ય છે! જેઓ તને વીસરે છે તેઓ પોતાનુંજ અનિષ્ટ કરે છે. ખચીત તેઓ પામર છે–પામરજ છે. કવચિતજ મળતી તકનો–ઈશ્વરી કૃપાનો છતાં સાધનોએ લાભ ન લેવો એથી બીજી પામરતા કઇ?

હવે હું જે જે વિચારું છું તે મને જલદી સ્પષ્ટ થઇ જાય છે. કારણ કે ઈશ્વરનું નામ અને તેને માટેનાં કર્મો કરવા સિવાય બીજે કયાંય પણ હવે મારું મન ભટકતું નથી; એટલે હું બિલકુલ સહેલાઇથી એકાગ્રતા કરી શકું છું. જો મનની એકાગ્રતા થઇ તો પછી કાંઇ ઈશ્વર આપણાથી દૂર નથી. પણ મનની એકાગ્રતા કરવી એ કાંઇ સહેલી વાત નથી. અર્જુન જેવા ઉત્તમ અધિકારીએ પણ મનની એકાગ્રતાની કઠિનતા માટે શ્રીકૃષ્ણ ભગવાન પ્રત્યે કહ્યું છે કેઃ—

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥ गी. ६–३४॥

અર્થઃ–હે કૃષ્ણ! મન ચંચલ, શરીર તથા ઇંદ્રિયોને પરવશ કરનાર, બળવાળું (અંકુશમાં ન રખાય તેવું) દૃઢ (અછેદ્ય) છે. તેનો વાયુની પેઠે નિગ્રહ કરવો મુશ્કેલ છે, એમ હું માનું છું. અને ભગવાનને પણ કબૂલ કરવું પડયું છે કેઃ—

असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलम्।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते॥ गी. ६–३५॥

અર્થઃ–હે મહાબાહો! નિઃસંશય ચંચળ મનનો નિગ્રહ કરવો કઠિન છે, પણ અભ્યાસ તથા વૈરાગ્યથી રોકી શકાય છે.

ખરેખર મનની એકાગ્રતા કરવી એ બહુ મુશ્કેલ છે. મને પણ અગાઉ તેનો કડવો અનુભવ મળેલો છે, પણ સત્ય માનજો કે ઈશ્વરી હિતમાંથીજ હિતને ખાતરજ હિત કરનાર, ઈશ્વરને અર્પણ થઇ ગયેલા ખરા પ્રેમી ભક્તોને તેમાં પણ મુશ્કેલી નથી. કારણ કે ઈશ્વરે કબૂલ કરેલું છે કેઃ—

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम्।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम्॥ गी. ६–२७॥

અર્થઃ–શાંતિ પામેલું મન, રજોગુણ શાંત થયેલો, બ્રહ્મભાવને પામેલો, પાપરહિત એવા યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

હવે હું ઘણું ઘણું આપું છું અને તોપણ તે મને થોડુંજ લાગે છે. જ્યારે હું મારામાંથી આપતી, ત્યારે હું થોડુંજ આપી શકતી, કારણ કે ત્યારે હું માત્ર એક પાત્ર જેવીજ હતી અને એ વાસણમાંથી જેટલું જાય તેટલું ઓછું થાય એમ હું સમજતી. પણ હવે હું જે કાંઇ આપું છું તે ઈશ્વરી સમૃદ્ધિમાંથી–ઈશ્વરના નામે આપું છું ને ઈશ્વરની સમૃદ્ધિ તો સદાય અખૂટજ છે. એટલે મારાં વાસણમાંથી ખૂટી જવાની હવે મને ધાસ્તી નથી. તેથી કાંઇપણ શંકા વિના બેફિકરપણે ખુલ્લા દિલથી સૌને યોગ્યતા પ્રમાણે આપી શકું છું અને જેમ જેમ આપું છું તેમ તેમ એ વાસણ વધારે વધારે ભરાતું જાય છે. આપવું એટલે પોતાથી બની શકતું હિત કરવું. એ જેટલું ઈશ્વરને પ્રિય છે તેટલું બીજું કાંઇપણ તેને પ્રિય નથી. પ્રભુએ કહેલું છે કેઃ—

सर्वभूतहिते रताः ॥ गी. ५–२६ ॥

બધાનું હિત કરવું, એટલુંજ નહિ પણ તે હિત કેવું હોવું જોઇએ, તેને માટે ભગવાને કહેલું છે કે,

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ गी. ६–३२॥

અર્થઃ–હે અર્જુન! પોતાને દૃષ્ટાંતે કરી (જેવું પોતાનું તેવું બીજાનુંય વિચારે) સુખને કે દુઃખને જે સમાન જુએ છે તે યોગીને મેં શ્રેષ્ઠ માન્યો છે.

હિત કરવું એ કર્તવ્ય છે અને એ કર્તવ્ય બજાવ્યાથી જે આનંદ થાય છે, જે પૂર્ણતાએ પહોંચાય છે, તેનો જો માત્ર ખરી રીતે ખ્યાલજ કરી શકાય, તો એ ખ્યાલ પણ એવું સુખ આપી શકે છે કે, એટલો વખત જાણે આપણે સ્વર્ગમાંજ છીએ. જેના ખ્યાલમાં પણ, જેને માટેની કલ્પનામાં પણ એટલો આનંદ છે, તેના અનુભવમાં કેટલો બધો આનંદ થતો હશે એ સમજવું અધિકારીઓને મુશ્કેલ નથી.

## ભકતોની વાણીની અસર

હવે હું જે જે બોલું છું તેની અસર બીજા માણસો ધારી શકે તે કરતાં પણ ઘણી વધારે થાય છે. કારણ કે સ્વાર્થવૃત્તિનો નાશ થવાથી અહંભાવ છૂટી જવાથી, ઈશ્વરી સત્યમાંથીજ સત્ય લેવાથી અને હિતને ખાતરજ હિત કરવાથી મારી વાણીમાં કાંઇક એવું રહસ્ય આવી ગયેલું છે કે, તેવું થવા મને કદી પણ

સંભવ નહોતો. હાલ જે હું પ્રત્યક્ષ અનુભવું છું તેની અગાઉ હું કલ્પના પણ કરી શકતી નહોતી. આવી ઉત્તમ સ્થિતિ થવાનું કારણ સદ્‌ભાવના અને ઈશ્વરભક્તિજ છે.

બાઈ, પ્રભુનું નામ એજ સાચો કીમિયો છે. લોઢાને સોનું કરનાર ખરો પારસમણિ પવિત્ર ઈશ્વરનું નામજ છે. અહા! ઈશ્વરનું નામ! શું તેની મીઠાશ! શું તેની ખૂબી! શું તેની મહત્તા! ધન્ય છે, ધન્ય છે, પ્રભુના પવિત્ર નામને ધન્ય છે! અને તે નામ લેનારને પણ ધન્ય છે, ધન્ય છે! બાઇ, હું લોખંડ જેવીજ હતી. લોખંડ કરતાં પણ વધારે ઊતરતી સ્થિતિમાં હતી; પણ હવે મને ભક્તિરૂપી રસાયણ–પ્રભુના નામરૂપી કલ્પવૃક્ષ મળી જવાથી અત્યારે હું કૃતકૃત્ય થઇ ગયેલી હોઉં એમ મને લાગે છે. અરે બાઈ, પ્રભુના નામનો મહિમા તો જુઓ! કયાં હું મારા પ્યારાના હૃદયમાં તનમનાટ ઉપજાવી તેની ઉપર પ્રેમની મીઠડી સત્તા ભોગવનારી એક વખતની ઉન્મત્ત ભભકકિશોરી અને કયાં હું એક ખૂણામાં પડી રોયા કરતી, જિંદગીથી કંટાળતી તથા ક્ષુદ્ર વિચારમાં રહ્યા કરતી, વૈધવ્યની ઝાળમાં બળતી ભભકકિશોરી! અને કયાં આજે સર્વત્ર સ્વર્ગ અનુભવતી ભક્તના ચરણની રજ ભભકકિશોરી! બાઇ, મને મારા સ્વર્ગના આનંદમાંથી આવી સરખામણી કરવાનો વખત પણ મળતો નથી, તેમ તેવી ઇચ્છા પણ થતી નથી; પણ મને પ્રાપ્ત થયેલું સ્વર્ગ બતાવવા આજે તમારી ઉપર પત્ર લખું છું. તેમાં એવી બાબતો જાણીજોઇને લખું છું, એવી આશાથી કે, તમારી મારફતે કદાચ આ પત્ર કોઈ જિજ્ઞાસુને ફાયદો કરે.

પ્રભુનું પવિત્ર નામ જ્યારથી મારા હૃદયમાં જામ્યું, ત્યારથી મારી વાણીમાં સૌને ગમે એવું અમૃત આવેલું છે. ત્યારથી મારી જીભ પર સરસ્વતી બેઠેલી છે, એટલે પંડિતાઇના અભિમાનમાં અને શબ્દના અરણ્યમાં ફસાઈ પડેલા વિદ્વાનોને મુશ્કેલીથી પણ જે ન પ્રાપ્ત થાય, તેવાં સત્યો સ્પષ્ટતાથી સમજાવી શકું છું. એટલુંજ નહિ પણ તે હું સહેલાઇથી વ્યવહારમાં અનુભવી શકું છું અને ત્યારથી મારી આજ્ઞાઓમાં સામો માણુસ ભંગ ન કરી શકે એવું સામર્થ્ય આવેલું છે. કારણ કે એ આજ્ઞાઓ ઈશ્વરી સ્નેહને માટે ઈશ્વરના નામથી હોય છે. ભક્તોની વાણીમાં–મહાત્માઓના શબ્દોમાં ખાસ રહસ્ય હોય છે તેનું કારણ એજ છે કે, પ્રભુનું

નામ તેઓનાં હૃદયમાં જામી ગયેલું હોય છે, તેથીજ તેઓની વાણીમાંથી જગતનું કલ્યાણ કરનારું સત્યજ બહાર પડે છે. જેઓની વાણીમાં મલિનતા છે તેઓ ખરા ભક્ત નથી; કારણ કે મલિનતા અને પવિત્રતા, સાથે રહી શકે નહિ. જે ભક્તોની વાણીમાં કઠોરતા છે, તેઓનો અહંભાવ પૂરેપૂરો છૂટ્યો નથી એ નક્કી સમજવું. એવા સાધુઓ પોતાના તપની કિંમત પોતાની વાણીની મલિનતાથી પોતેજ ઓછી કરી નાખે છે. જેમ છિદ્રવાળા ઘડામાં પાણી રેડતાં તેમાંનું કેટલુંક પાણી છિદ્રના પ્રમાણમાં ચાલ્યું જાય છે, તેમ એવા ભક્તોએ મેળવેલું ઈશ્વરી ધન કુટિલ વાણીરૂપી છિદ્રથી નીકળતું જાય છે; એ ધન જેટલું ઓછું થાય તેટલો ઓછો આનંદ અનુભવી શકાય છે. માટે વાણીની શુદ્ધતાની સૌને અને તેમાં પણ ભક્તોને તથા જ્ઞાનીઓને બહુ જરૂર છે.

મારી વાણીમાં સત્ય જ્ઞાન, વાજબી સત્તા અને મીઠડું અમૃત આવવાનું બીજું કારણ એ છે કે, ઈશ્વરી સ્નેહને મેં પ્રેમથી સ્વીકારેલ છે અને ઈશ્વરી સત્યને પૂર્ણ આસ્થાથી મેં હૃદયમાં ધારણ કરેલ છે; એટલે હવે મને કોઇનો ભય નથી. માન–અપમાન નથી, મારું–તારું નથી, અહંભાવ નથી; સ્વાર્થવૃત્તિ નથી, થોડું-ઝાઝું નથી, જાણવું–નહિ જાણવું નથી; ટૂંકામાં કોઇ બાબતની શંકાજ નથી, ક્યાંય મતભેદજ નથી. મારી સામે જે છે, તે ઈશ્વરી પ્રકાશ ને આનંદજ છે. હું કોઇ પણ જાતનાં બંધનમાં નથી, એટલે મારી વાણીમાંથી સ્વાભાવિક રીતેજ સત્ય ઝરી શકે છે. ભગવાન પતંજલિએ યોગશાસ્ત્રમાં કહેલું છે કેઃ—

सत्यप्रतिष्ठायां क्रियाफलाऽऽश्रयत्वम् ॥ पाद २ सूत्र ३६. ॥

અર્થ–સત્ય વિષયમાં પ્રતિષ્ઠા થવાથી ક્રિયાસંજ્ઞક ધર્માધર્મનું અને તેના ફળ સ્વર્ગનરકાદિકનો આશ્રય પુરુષ થઇ જાય છે. અર્થાત્ સત્ય સંભાષણનિષ્ઠ પુરુષ કદી કોઇ પાપીને કહે કે, તારાં પાપ નષ્ટ થયાં અને ધર્મ વૃદ્ધિ પામ્યો, તો જરૂર તે ધાર્મિક થઇ જાય છે. એવા સત્યનિષ્ઠ યોગીની વાણીને અમોઘ એટલે સફળ કહે છે.

ખરેખર એમજ છે. સત્યનું બળ એવુંજ છે. આપણે પૂર્ણપણે સત્ય સમજીને અનુભવી શકતાં નથી, તેથીજ આપણી વાણી નિર્માલ્ય, ક્ષુદ્ર, સત્તા વિનાની અને પ્રભુથી વિમુખ કરનારી હોય છે. મહાન પ્રભુના પવિત્ર નામમાં એવું બળ છે કે, એ નામના પ્રતાપે ભક્તોની વાણીમાં સ્વાભાવિક સિદ્ધિ આવે તો તેમાં શું

અજબ જેવું છે ? કારણ તે મહાત્માઓ કહે છે કે, સિદ્ધિ તો ઈશ્વરના નામની દાસી છે. બાઇ, પ્રથમ હું જેટલું કરવા ઇચ્છતી તેટલું કરી શકતી નહોતી, કારણ કે એ વખતે મારામાં રજોગુણ ભરેલા હતા તેથી વૃત્તિ સ્થિર રહેતી નહોતી. બીજું એ કે, એ વખતે હું જે કરતી તે મારામાંથી કરતી; એટલે હું જેવી નબળી નાજુક અને બીકણ હતી, તેવાંજ મારાં કામો પણ નબળાઇ ભરેલાં, તકલાદી અને કાંઇક ભયવાળાં હતાં. એ વખતે મારી સ્વાર્થવૃત્તિ છૂટી નહોતી, એટલે મારાં પારમાર્થિક ગણાતાં કાર્યોમાં પણ ઝાંખો સ્વાર્થ દેખાઇ આવતો હતો. એ વખતે હું પોતે મારાં કામોનું યથાસ્થિત વાસ્તવિકપણું સમજી શકતી નહોતી, એટલે બીજાઓની ઉપર તેની ધારેલી અસર કરી શકતી નહોતી. જે કરવું તે ઈશ્વરીસ્નેહને માટેજ–ઈશ્વરમય થઇનેજ કરવું, એ રહસ્ય એ વખતે મને પ્રાપ્ત થયું નહોતું, એટલે મારાં બધાંય કામો સદાય અપૂર્ણજ, વાસના વધારનારાં, ટૂંકી અસરવાળાં અને ભભક વિનાનાં હતાં. એ કામો વ્યાવહારિક દૃષ્ટિએ જોકે ભલાં હતાં તો પણ તે સકામ હતાં. એટલે મારે માટેજ–મારામાંથીજ હતાં. પ્રભુને માટે–પ્રભુમાંથી તે નહોતાં અને મને મારા રસ્તામાં આગળ વધારી શકતાં નહોતાં.

બીજું પણ એક કારણ છે અને તે એ કે, કર્મ કેવી રીતે કરવાં અને કયાં કર્મ કરવાં તથા કયાં ન કરવાં એ હું સ્પષ્ટતાથી રહસ્યસહિત સમજી શકી નહોતી, તેમ એ સમજવા ખાસ યત્ન પણ કર્યો નહોતો. કારણ કે તમો જાણો છો કે લોકોમાં હું ધાર્મિક ગણાતી હતી અને મારા જેવી ધાર્મિક સ્ત્રીઓએ ધર્મને અર્થે થતાં કર્મોની નાજુક બાબતમાં સવાલ પૂછવો, એ મારા મનને ખોટું લાગતું હતું અને એમ લાગવાનું કારણ એજ છે કે, એ વખતે હું સત્ય કરતાં વ્યવહારને વધારે ચાહતી હતી.

અને તોપણ સત્ય કરતાં વ્યવહારને વધારે ચાહું છું એમ ખુલ્લી રીતે હું સમજી શકતી નહોતી. ઘણાયે ભક્તોની બાબતમાં એમ બને છે. એમ બનવું એ સાધારણ છે, કારણ કે સંસારચક્રમાં મનુષ્યો ઈશ્વરને પરિઘમાં રાખે છે ને વ્યવહારને મધ્યમાં રાખે છે; એટલે એવાજ સંસ્કારો માત્ર જન્મથીજ નહિ પણ ઘણાયે જન્મોથી એ આપણામાં દૃઢીભૂત થયેલા છે, એટલે ઈશ્વરને મધ્યમાં રાખવો ને વ્યવહારને પરિઘમાં રાખવો, એ માત્ર સત્ય જ્ઞાનવાળા

મહાત્માઓ અને પ્રેમી ભક્તોથીજ બની શકે છે.

ઈશ્વર અર્થે કરવામાં આવે છે એમ ગણાતાં બાહ્યકર્મોનું રહસ્ય જાણવા માટે જો કે મેં પૂરો યત્ન કર્યો નહોતો એ સાચી વાત છે, તોપણ સારા સારા ગણાતા શાસ્ત્રીઓને તથા બાહ્યાચારના આડંબરવાળા, લોકોમાં ગણાતા ભક્તોને મેં ઉપલક રીતે કેટલાક સવાલો પૂછ્યા હતા. પણ તેમાંથી મને કાંઇ જાણવા જેવું નવીન મળ્યું નહોતું. ઊલટા તેઓ મારી તરફ શંકાની નજરે જોવા લાગ્યા હતા. એવા લોકો અને એવા ગુરુઓ તરફથી ખરું સત્ય પ્રાપ્ત થાય એવું હવે જરા પણ માની શકતી નથી. જો કે હું તેઓની તરફ પ્રેમથી જોઉં છું અને જે લોકો ઈશ્વરને પામવા માટે પૃથ્વીરૂપી કર્મભૂમિ તથા મનુષ્યદેહરૂપી નાવ મળ્યા છતાં પણ, કાંઇ પણ પુરુષાર્થ કરતા નથી અને પોતાને અધોગતિમાં નાખે છે, એવાઓના કરતાં કાંઇક પણ કરનાર ઉપલાઓને વખાણું છું; તોપણ તેઓની તરફથી સત્ય તત્ત્વ જાણવાનું મળે એમ તો માની શકાયજ નહિ. કારણ કે તેઓ ગુરુ છે, પણ એ જગ્યાએ "ગુરુ" એ શબ્દ વ્યાવહારિક અર્થવાળો છે. વ્યાવહારિક અર્થવાળો એટલે બાપદાદાથી ચાલ્યો આવતો, સ્વાર્થી વ્યવહારને ખાતર નિભાવવો પડે તેવો, આપણા અજ્ઞાનને લીધે કબૂલ કરેલો, ધંધાને માટે અખત્યાર કરેલો અને એવાજ બીજા ઘણા અર્થોનો વ્યાવહારિક "ગુરુ" શબ્દમાં સમાવેશ થાય છે. શાસ્ત્રમાં કહેલા ગુરુ જેવા ગુરુ તેઓ નથી, કારણ કે શાસ્ત્રમાં તો જેઓ ઈશ્વરનો સત્ય રસ્તો બતાવે—ઈશ્વરને ઓળખાવે—ઈશ્વરને મેળવે તેનુંજ નામ "ગુરુ" છે. આપણા ગુરુ—શાસ્ત્રીઓ પોતે મહાબંધનમાં છે, પોતે પોતાનું બંધન કાપી શકતા નથી, તેઓ આપણને કેમ છોડાવી શકશે? હા, તેઓ શરૂઆતમાં મદદગાર છે ખરા; આપણે જ્યાંસુધી તેઓના જેવાંજ રહીએ ત્યાંસુધી તેઓ મદદગાર છે, પણ આપણે જો પાર જવું હોય, તો ત્યાં તેઓ મદદ કરી શકતા નથી. કારણ કે આપણે તો સામેના કિનારે ઈશ્વર પાસે પહોંચવું છે અને તેઓ તો આ વ્યવહારના કિનારા ઉપરજ પોતાની હોડીઓને ડોલાં ખવરાવીનેજ ખુશી રહે છે. ભક્તોની હોડીને એકાગ્રતાનો પવન ધીમે ધીમે આગળ ખેંચી જાય છે અને આપણા પંડિતો તથા ગુરુઓનાં નાવ તો આડંબર, અહંતા—મમતા રાગદ્વેષ

અને શબ્દજાળનાં પાંડિત્ય તથા વૈભના ખડકમાંજ વ્યવહારના કિનારા પરજ અટકી રહે છે. કહો ભાઈ, તેઓ આપણને કેમ મદદ કરી શકશે ?

## ૭–ગુરુઓ અને લોકો પોતાનો રસ્તો કેમ પૂરો કરે છે ?

કેટલાકો માત્ર વિચાર કરવામાંજ ને આજકાલ કરવામાંજ સંસારસમુદ્રના કિનારા ઉપરજ પોતાની અમૂલ્ય જિંદગી ગુમાવી નાખી અફસોસ કરતા ખાલી હાથે ચાલ્યા જાય છે. કેટલાકોની કોઇ પણ જાતની અડચણ નહિ છતાં કંઈ પણ કર્યા વિના અમે ઘણું કરીએ છીએ, એમ પોતાના મનને ઠગવામાંજ જિંદગી ચાલી જાય છે. કેટલાકો પોતાનું વહાણ ચલાવે છે અને તેઓ એમ સમજે છે કે અમે આગળ ચાલ્યા જઇએ છીએ, પણ તેઓની ચલાવવાની રીત એવી હોય છે કે, એ વહાણ એક સાંકડા ગોળ ચક્કરમાં ફર્યા કરે છે, એટલે ઘડી વાર પછી પાછું જયાંનું ત્યાં આવી પડે છે. પણ તેઓ સમજતા નથી કે, અમારી આ સ્થિતિ છે. કેટલાકો આગળ વધવા માટે હમેશાં તરફડિયાં મારતા રહે છે પણ તેઓને રસ્તો મળેલો હોતો નથી અને રસ્તો મળ્યા છતાં પણ તેમાં આગળ વધવાનું બળ પોતે નહિ મેળવેલું હોવાથી, તેઓ જ્યાંના ત્યાં રહી જાય છે. જો કે થોડો વખત તેઓ પોતાનાં તરફડિયાંથી જરા આગળ જઇ શકે છે. પણ એટલી વારમાં પાછું એવું જબરદસ્ત મોજું આવી જાય છે કે, તેઓ ચડ્યા હોય તે કરતાં વધારે ઊતરી જાય છે અને એમ વારેવારે થયા કરે છે. કેટલાક બાપડાઓ કાંઇ અસર નહિ ઉપજાવી શકે તેવું નજીવું બળ વરસોનાં વરસો સુધી કર્યા કરે છે, અને તોપણ પરિણામે એક તલભાર પણ આગળ વધી શકતા નથી; કારણ કે એવા લોકો હજાર મણના વજનની એક શિલા ઉપાડવા માટે માત્ર પોતાની એક આંગળી લગાડીનેજ સંતોષ માને છે, ને એમ સમજે છે કે એથીજ તે ઊપડી જશે; પણ એ વજનના બળ કરતાં આપણું બળ વધારે થયા વિના કેમ ઊપડી શકશે ? પ્રભુકૃપાથી મારી હોડી એવાઓના કરતાં આગળ નીકળી ગઈ છે, એટલે હવે હું પાછળનાંઓને બરાબર રીતે જોઇ શકું છું અને એ જોવાથી મને હાસ્ય, દિલગીરી અને દયા લાગે છે.

મને વિચાર થાય છે કે, હું તેઓને કેવી રીતે મદદ કરી શકું? મારી મદદ તેઓ કેમ કબૂલ રાખશે? કારણ કે તેઓ અહંભાવવાળા છે, તેઓ પોતાને જ્ઞાની સમજે છે અને પોતે સત્ય રસ્તે છે એમ તેઓ માને છે; એટલે તેઓ મારી મદદ કેમ કબૂલ રાખશે? તેઓને મારો ઉપદેશ કેમ રુચશે? કારણ કે તેઓ ઈશ્વરમય થયા નથી. તેઓ પોતાના સ્વાર્થમાં ઈશ્વરને શોધે છે. તેઓ ઈશ્વરને પોતાથી બહારની અને બહુ દૂરની શક્તિ સમજે છે. તેઓ આડંબરવાળા બાહ્યાચારથીજ ઈશ્વર રાજી રહે છે એમ માને છે. તેઓ સનાતન ઈશ્વરી ધર્મ નહિ પણ મનુષ્યોએ ચલાવેલા ધર્મમાંથી અમુક ધર્મ પાળવાથીજ ઈશ્વર મળે છે એવા વિચારવાળા છે. તેઓને ગળે મારી વાત કેમ ઊતરશે? મને પ્રથમ રોજ એ વિચાર થતો કે, હું તેઓને કેવી રીતે મદદ કરી શકું? પણ એ બાબતનો ખુલાસો મને ગુરુજીએ કરી દીધેલો છે. તેઓએ કહ્યું કે, એક ભક્ત મહાત્માએ કહ્યું છે કેઃ—

(દોહો)

પાની પિલાવત કયા ફિરો,
ઘર ઘર સાયર વાર;
તૃષાવંત જો હોયગા,
પીવેગા ઝખ માર.

તેઓએ કહ્યું, બેટી, માત્ર આપણીજ ગરજે કાંઇ બધાં કામ થાય નહિ, સામા માણુસની પણ કાંઇક ઇચ્છા જોઇએ. આપણે ઇચ્છીએ કે, દુનિયા આજેજ આબાદ થઇ જાઓ, ગરીબ કોઇ ન રહો, ગુનાઓ નાબૂદ થઇ જાઓ, ભૂત–પ્રાણીમાત્ર ભ્રાતૃભાવની સાંકળમાં જોડાઈ જાઓ અને સર્વનો મોક્ષ થઈ જાઓ. પણ એમ કાંઇ સર્વને માટે એકદમ બની શકેજ નહિ. માટેજ આર્યશાસ્ત્રમાં અધિકારને પ્રાધાન્ય આપેલું છે. તારું કર્તવ્ય એજ છે કે, સત્ય રસ્તે રહી સર્વનું ભલું ઇચ્છવું. સર્વનું ભલું ઇચ્છવું એટલુંજ નહિ પણ આત્મૌપમ્યેન સર્વત્ર એમ સમજી, એમ અનુભવી, પરમાર્થના રસ્તામાં આગળ વધતા જવું. બેટી, પરમાર્થ એ બહુ કીમતી ધન છે. તું એ રસ્તામાં જેટલી આગળ વધીશ, તેટલું વિશેષ તારામાં બળ આવતું જશે. ને જેમ જેમ તારું એ બળ વધતું જશે, તેમ તેમ તું પ્રાણીઓનું વધારે હિત કરી શકીશ.

## માણુસ પોતે પોતાને મદદ કરવાને બંધાયેલો છે

જો માણુસ પોતે પોતાને મદદ કરે તો જરૂર તેની અસરનો લાભ

બીજાઓને પહોંચેજ; પણ જે માણસ પોતે પોતાને મદદ કરતો નથી તે બીજાને કેમ મદદ કરી શકશે ? માટે તું પોતે પોતાને મદદ કર. બીજાને મદદ કરવી એ પુણ્ય છે, પણ જો ખરાં કારણોને લીધે નહિ મદદ કરી શકાય તો એ કાંઇ ગુનો નથી. પણ પોતે પોતાને આગળ નહિ વધારવું એ તો ગુનો છે. આપણે આખું ગામ સાફ ન રાખી શકીએ તો એ જુદી વાત છે, પણ આપણું ઘર સાફ ન રાખીએ તો જરૂર દિલગીર થવું જોઇએ. તેવીજ રીતે કદાચ અનુકૂળ વખત આવતાં સુધી આપણે બીજાઓને મદદ ન કરી શકીએ એ જુદી વાત છે, પણ આપણી જાતને–આપણા પંડને આપણે ન સુધારી શકીએ–આપણે પોતાને આપણે પોતે મદદ ન આપી શકીએ તો એ અધોગતિ છે. બીજાંઓનેજ પ્રત્યક્ષ–સ્થૂલ મદદ આપવા માટે તારી પાસે સાધનો ન હોય તો,

सर्वेऽत्रः सुखिनः संतु सर्वे संतु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥

એવી શુદ્ધ અંતઃકરણથી ભાવના રાખીને તારાં કર્તવ્યકર્મમાં, જ્ઞાનમાર્ગમાં, ઈશ્વરમય બનવામાં આગળ વધતી જા અને તું વખત આવ્યે જોઇશ કે, દુનિયાના મોટામોટા લોકોની મોટીમોટી વાતો કરતાં અને ધર્મગુરુઓ–ઘેટાંઓને પૂરવાનો વાડો કરી બેઠેલા ભરવાડોની મોટીમોટી આશાઓ કરતાં, ખરા ભક્તોની શુદ્ધ આત્મિક ભાવનાઓ જગતનું કેટલું બધું ભલું કરી શકે છે !

બેટી, તું હજી માત્ર પરમાર્થની વાતો ને કલ્પનાજ કરે છે; તેનું ખરું રહસ્ય તને પ્રાપ્ત થયું નથી. તને ખબર છે ? આપણે લેવાનું શું છે ? આપણને કામની વસ્તુ કઇ છે ? આપણે જેટલું બની શકે તેટલું ઈશ્વરનું નામજ લેવાનું છે. એ સિવાય બીજું કાંઇજ લેવાનું નથી. એ સિવાય બીજી કોઈ વસ્તુ ખરા ભક્તના કામની નથી. તું આત્માનું સ્વરૂપ જાણે છે ? આત્મા સત્–ચિત્–આનંદરૂપ છે, તેને માત્ર સત્ય અને આનંદજ જોઇએ છે. એ સિવાય બીજી કોઈ પણ વસ્તુ તેને કામની નથી. જે વસ્તુ આત્માને કામની નથી તેને લઇને શું કરીએ ? વગરકામની વસ્તુ લઇ શકાયજ કેમ ? સત્ય અને આનંદ વિના બીજી વસ્તુ આત્મા પોતાની પાસે રાખીજ કેમ શકે ?

આપણે જે મેળવીએ છીએ તે આપણે માટેજ નહિ પણ દુનિયાના હિતને માટેજ આપણે મેળવીએ છીએ. આ બધો વ્યવહારનો ઠાઠમાઠ અને ખોટો પ્રપંચ ક્યાંસુધી કામનો

છે? માત્ર જ્યાંસુધી સત્ય જ્ઞાન થયું નથી–ઈશ્વરમય થવાયું નથી, ત્યાંસુધીજ. એ પછી તેની કિંમત એક બદામ પણ નથી. એવી કિંમત વિનાની ચીજો દુનિયાને નહિ પણ પોતાનાં સ્નેહીઓને આપવામાં પણ ઉપકાર કર્યો સમજવો, એ શુ ભૂલભરેલું નથી?

અરસપરસ, એકબીજાને, સૌ સૌની શક્તિ ને સ્થિતિના પ્રમાણમાં મદદ કરવી એ તો સ્વાભાવિક છે–ખાસ ફરજજ છે. તેમાં માણસો શા માટે વિશેષતા સમજે છે? એજ અજાયબીની વાત છે. ઝાડો ફળ આપે છે, પૃથ્વી બોજો ઉપાડે છે, સૂર્ય તપે છે, પવન વાય છે, અગ્નિ બળે છે, સમુદ્ર પોતાની પીઠપર બોજો ઉપાડી જાય છે, ઝરાઓ મિષ્ટ જળ આપે છે, અન્ન પ્રાણને બચાવે છે, ઔષધિઓ રોગને દૂર કરે છે, પુષ્પો સૌંદર્યતા અને સુગંધી ફેલાવે છે અને બીજાં પ્રાણીઓ અનેક પ્રકારની લોકોને મદદ કરે છે; તે બધાં શું એમ સમજે છે કે અમે ઉપકાર કરીએ છીએ? તું એમ કહે કે, એ વસ્તુઓમાં–પ્રાણીઓમાં જ્ઞાન નથી માટે તેઓ ઉપકાર સમજતાં નથી. બેટી, ત્યારે શું આપણા જ્ઞાનનો એજ ઉપયોગ કે જે કરવાની આપણી ફરજ છે, જે કરવાનો આપણો કુદરતી સ્વભાવ છે, જે કરવાથી આપણે ઉન્નતિ પામીએ છીએ, તેવાં કામો કરવામાં પણ ઉપકાર કર્યો માની લેવો? એથી શરમભર્યું બીજું શું? ફરજિયાત–સ્વાભાવિક પોતાનાંજ હિતની બાબત કરવામાં પણ ઉપકાર કર્યો માની લેવો, એવું સમજવા માટેજ ઈશ્વરે માણસોને જ્ઞાન આપ્યું હશે કે? અરે પ્રભુ! જ્ઞાનનો એથી બીજો દુરુપયોગ કયો? એવાં જ્ઞાન કરતાં પશુઓની પ્રેરણાશક્તિ અને પદાર્થોનું જડત્વ ગ્રહણ કરવામાં ખોટું શું?

## બીજાંને મદદ કરવામાં ઉપકાર નહિ માનવો જોઇએ

આપણે સર્વ એકજ મૂળમાંથી ઉત્પન્ન થયાં છીએ, એકજ તત્ત્વમાંથી પોષણ મેળવીએ છીએ અને અંતે કોઇક પણ દિવસ એકજ તત્ત્વમાં મળી જવાનાં છીએ. આપણે જુદાં જુદાં નહોતાં અને અંતે જુદાં જુદાં રહીશું નહિ. આપણે સર્વે એકજ છીએ. આપણો સ્રષ્ટા એકજ છે. ત્યારે બેટી, તું વિચાર કર, આપણે કોની ઉપર ઉપકાર કરી શકીએ? તું વસ્ત્ર પહેરે છે એ શું તારા શરીર ઉપર તું ઉપકાર કરે છે? તું ખાય છે એ શું તારા પેટ ઉપર તું ઉપકાર કરે છે? તું વાળ સાફ રાખે છે એ શું તારા વાળ ઉપર કૃપા કરે છે? તું રોગ દૂર કરવા માટે ઔષધિ વાપરે છે એ શું

તારી આરોગ્યતા ઉપર ઉપકાર કરે છે? તું સ્વાદિષ્ટ ચીજો ખાય છે એ શું તારી જીભ ઉપર ઉપકાર કરે છે? નહિ, બેટી! એ ઉપકાર નથી, એ તો સ્વાભાવિક છે. તેવીજ રીતે દુનિયાના આપણા ભાઇબંધો માટે જે કાંઇ આપણે યથાશક્તિ કરીએ તેમાં કાંઇજ ઉપકાર સમજવાનો નથી. જેઓ એવી ફરજિયાત બાબતમાં પણ ઉપકાર માને છે તેઓ હલકા મનવાળા છે. તેઓ પોતાના જ્ઞાનનો દુરુપયોગ કરનારા છે. ભક્ત નાનક સાહેબે કહેલું છે કે, તું કહેગા મૈં દાતા હું, તું માલ કહાંસે લાયા હય?

ઈશ્વરની કૃપાથી મળેલી વસ્તુ ઈશ્વરના નામથી, ઈશ્વરનાં બાળકોને—આપણા પોતાનાજ બંધુઓને—આપણાં પોતાનાંજ અંગોને આપવી તેમાં ઉપકાર? આપણે તો નિમિત્તમાત્રજ છીએ. આજે આપણે નિમિત્ત થયા, કાલે કોઈ બીજો નિમિત્ત થશે, તેમાં ઉપકારનું અભિમાન શા માટે જોઇએ? જેઓ એમાં ઉપકાર માને છે તેઓ ઊતરતી સ્થિતિમાંજ રહેનારા છે, સ્વર્ગના તેઓ અધિકારી નથી. શા માટે તેઓ સ્વર્ગના અધિકારી નથી, તેને માટે પશ્ચિમના એક જ્ઞાની ભક્તે લખ્યું છે કે:—

જીવનનું સર્વ પરમાત્મામાંથી આવે છે, એમ દેવો માને છે, જુવે છે અને અનુભવે છે. તેટલા માટે દેવો જે હિત કરે છે તે માટે કશી સ્તુતિ સ્વીકારતા નથી અને કોઇ તેમને પોતાને હિતનો આરોપ કરે ત્યારે કોપિત થઇને દૂર જાય છે." વાહવાહ! શી ઉત્તમતા? તેઓનાં હૃદય એવાં સરળ, તેઓની ગ્રહણશક્તિ એવી ઉત્તમ, તેઓની આસ્થા એવી પ્રબળ અને તેઓની બુદ્ધિ એવી સત્ત્વગુણી છે, માટેજ તેઓ દેવ છે અને આપણે કર્તવ્ય બજાવવામાં પણ ઉપકાર માની લઇએ છીએ. વિવેકને ખાતર કદી ઉપરથી ન જણાવીએ તો પણ ઉપકાર કર્યો સમજીએ છીએ, તેથીજ આપણે મનુષ્ય છીએ. આપણે કાંઈ પણ ભલું કરીએ તેને આપણામાંથીજ ભલું કર્યું એમ સમજવું, અને આપણેજ કર્યું એમ સમજવું તથા એમ કરવામાં વિશેષતા સમજવી એ કેટલું બધું ખોટું છે? અને એમ કરનાર માટે દેવતાઓ શું વિચારે છે એ તને ખબર છે? એ માટે સ્વિડનબર્ગ નામે પશ્ચિમનો ભક્ત કહે છે કે, જે જીવોએ દુનિયાની અંદર પોતાના નિવાસમાં એવી મતિનું સમર્થન કીધું હોય કે જે હિત તેઓ કરે છે અને જે સત્ય તેઓ માને છે, તે પોતામાંથી છે, અગર પોતાના તરીકે

પોતામાં આરોપિત થાય છે, તેમનો સ્વર્ગમાં સ્વીકાર થતો નથી. દેવો તેમને મૂર્ખ તથા ચોર ગણીને તેમનાથી દૂર રહે છે. મૂર્ખ એટલા માટે કે તેઓ નિરંતર ઐશ્વર્ય તરફ નહિ પણ પોતાના તરફ જોયા કરે છે; અને ચોર એટલા માટે કે તેઓ જે પરમાત્માનું છે તે લૂંટે છે; આવાં માણસો સ્વર્ગના જ્ઞાનની સામા છે."

અહા! બેટી, આ કેવો મજાનો ઉપદેશ છે? શા માટે આપણે ઈશ્વરની ચોરી કરી મૂર્ખ બનીને સ્વર્ગથી દૂર રહેવું જોઇએ? પોતાથી બની શકતું ભલું નહિ કરવું એ તો નરક છેજ, પણ ભલું કરવામાં ઉપકાર સમજવો એ પણ કેટલું બધું ખોટું છે? માત્ર વ્યવહારમાં તે ખોટું છે એમજ નહિ, પણ ખરી રીતે જોતાં તે આપણને ઈશ્વરથી દૂર રાખનાર છે. શ્રીકૃષ્ણભગવાને પણ એ માટે શું કહેલું છે એ તને યાદ છે કે?

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ गी. १८–२३॥

અર્થ:—આસક્તિ વિના તથા રાગ-દ્વેષ વિના, ફળની ઇચ્છા વિના જે નિત્યકર્મ કરે, તે સાત્વિક કર્મ કહેવાય છે.

બેટી, તું વિચાર કર, આમાં ઉપકારની વાત ક્યાં છે? જ્યાં સુધી ઉપકારનો જરા જેટલો ખ્યાલ પણ મગજમાં રહે, ત્યાં સુધી આપણે ઉપર ભગવાને કહ્યાં તેવાં સાત્વિક કર્મ કરી શકીએજ નહિ અને જ્યાં સુધી એવાં સાત્વિક-નિષ્કામ કર્મ ન થાય, ત્યાં સુધી ઈશ્વરમય થઇ શકાયજ નહિ. દરેક સાધારણ કામમાં પણ ઉપકાર સમજી લેવો એ માણસોનો સ્વભાવજ પડી ગયેલો છે; પણ એમ ઉપકાર માની લેવાનો આપણને શું હક છે? કારણ કે જે છે તે સર્વ ઈશ્વરમાંથી છે. આપણે પોતે અને આખું જગત ઈશ્વરમાંથી છે. ભગવાને કહ્યું છે કેઃ-

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ गी. १०–३९॥

અર્થ:—હે અર્જુન! સમસ્ત પ્રાણીઓનું બીજ તે હું છું, જે ચરાચર પ્રાણીમાત્ર છે તે મારા વિના ન થાય.

જે છે તે ઈશ્વરનું છે. ઈશ્વર વિના બીજું કાંઇ નથી. ઈશ્વર આપણો પિતા છે અને જે પિતાનું છે તે પુત્રનુંજ છે, એ સાચી વાત છે. પણ જે પિતાએ કર્યું છે-જે પિતામાંથી મળે છે, તેને મેં કર્યું છે-અને મારામાંથી કર્યું છે, એમ કહેવાનો પુત્રને કાંઇ

પણ હક નથી. ઈશ્વરી અખંડ સત્ય અને ઈશ્વરી અનંત પ્રેમ ઈશ્વરની વિભૂતિઓ મારફતે લેવાનો આપણને પૂર્ણ હક છે એમજ નહિ પણ તે આપણે માટેજ છે. જે પિતાનું છે તે પુત્રને માટેજ છે. એ ઈશ્વરી ઐશ્વર્ય જેટલું આપણે ન લઇ શકીએ, તેટલું આપણું અજ્ઞાનજ છે; કારણ કે તે આપણે માટેજ છે અને તે સારુ તે કોઇ પણ જાતની નહિ તોડી શકાય તેવી અડચણ કે અટપટાં તાળાંકૂંચી વિના ખુલ્લુંજ છે. શરત માત્ર એટલીજ છે કે, તે ઐશ્વર્ય ભોગવવાની આપણે યોગ્યતા મેળવવી જોઇએ અને તે યોગ્યતા મેળવવા માટે પણ પરમકૃપાળુ ઈશ્વરે કાંઇ કઠિન પરીક્ષાઓ રાખી નથી. માત્ર એટલુંજ કે, જે છે તે ઈશ્વરમાંથી છે અને આપણે જે કાંઈ હિત કરીએ છીએ, તે પણ એ હિતમાંથીજ છે, એમ સ્પષ્ટતાથી સમજવું ને જિંદગીમાં–વ્યવહારમાં પ્રત્યક્ષ અનુભવવું. એ પરીક્ષામાં ફળીભૂત થવા માટે ઈશ્વરે બહુ સહેલો રસ્તો બતાવેલો છે. અને તે એજ કે:—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९–२७॥

અર્થ:—હે કૌન્તેય! જે (કંઇ) કરે, જે ખાય, જે હોમે, જે આપે ને જે તપ આચરે તે સર્વ મને સમર્પણ કર.

---

## ૮–જે કરવું તે ઈશ્વરને અર્પણ કરવું

સર્વ કર્મ ઈશ્વરને અર્પણ કરવાથી માણસ અહંભાવથી–પોતાની જવાબદારીમાંથી મુક્ત થાય છે. કારણ કે ઈશ્વરના નામથી ઈશ્વરી હિતમાંથીજ–હિતને ખાતરજ હિત કરવાથી માણસનો અહંભાવ છૂટી જાય છે. એટલે તેને ખોટે રસ્તે જવાનો સંભવજ નથી. તેથી તે હંમેશાં ઉન્નતિના રસ્તામાં આગળજ વધ્યે જાય છે અને જે એ પ્રમાણે નથી કરતા તેઓને પ્રભુ ચોરજ સમજે છે. પ્રભુએ કહેલું છે કે,

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥ गी. ३–१२॥

અર્થ—યજ્ઞે કરીને પૂજેલા દેવો તમને નક્કી ઇષ્ટભોગ આપશે, તેઓએ આપેલું તેઓને ન આપતાં જે ભોગવે છે તે ચોરજ છે.

ઈશ્વરને અર્પણ કરવું એ બાબત જો કે આપણા લોકોમાં

છેક પ્રાચીન કાળથી બહુ જાણીતી છે અને આજે પણ ધાર્મિક લોકોમાં આપણે ઠેકાણે ઠેકાણે એ બાબત જોઇએ છીએ. આપણે જોઇએ છીએ કે, ઘણાયે સારા વિદ્વાન બ્રાહ્મણો ભોજન વખતે બ્રહ્માર્પણનો શ્લોક મુખથી બોલી જાય છે. ઘણું કરીને ભક્તિભાવવાળા દરેક વૈષ્ણવો ઠાકોરજીને ભોગ ધરાવ્યા પછીજ પ્રસાદ લે છે અને બ્રાહ્મણો પોતાના યજમાનો પાસે પ્રસંગોપાત્ત **शिवार्पण कृष्णार्पण** કે **ब्रह्मार्पण** કરાવ્યા કરે છે. પણ તેમ છતાં આપણે જોઇએ છીએ કે, ઈશ્વરાર્પણનો ખરો અર્થ લોકો પૂર્ણતાથી સમજતા નથી. 'બ્રહ્માર્પણમ્' એમ મોઢેથી બોલી દેવું એટલુંજ કાંઇ બસ નથી. એમ બોલી દેવાથીજ કાંઈ કૃતકૃત્ય થઇ જવાતું નથી; બ્રહ્માર્પણનો અર્થ તો બહુજ ગૂઢ છે, બહુજ મહાન છે. જો એનું પૂર્ણ રહસ્ય વ્યવહારમાં અનુભવાય તો માણસ આ પ્રાપંચિક વ્યવહારની વચ્ચેજ—આ ચાલુ જિંદગીમાંજ—પોતાના ઘરમાંજ—સ્થૂલ દેહ છતાં પણ મુક્ત થઇ જાય છે. બેટી, તું ઈશ્વરાર્પણ કોને કહે છે? તારા સદાશિવની મૂર્તિને મિસરીની કટોરી ધરવી કે એકાદું ફળ ધરવું એનુંજ નામ ઈશ્વરાર્પણ કે? અથવા તો અનેક રાગદ્વેષ ભરેલું મન છતાં ભોજન વખતેઃ—

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ गी. ४–२४॥**

અર્થ—જે અર્પણ કરવું તે પણ બ્રહ્મજ છે. હોમવાની વસ્તુ પણ બ્રહ્મજ છે. અગ્નિ પણ બ્રહ્મજ છે, હોમનારો પણ બ્રહ્મજ છે. એ યજ્ઞથી જે પામવાનું ફળ તે પણ બ્રહ્મજ છે અને એ યજ્ઞ કરનારને જવાનું ઠેકાણું તે પણ બ્રહ્મજ છે.

એમ એ શબ્દોનો અર્થ પણ પૂરો સમજ્યા વિના અશુદ્ધ રીતે પઢતા પોપટની પેઠે બોલી જવું એનુંજ નામ શું બ્રહ્માર્પણ કે? અથવા તો યજ્ઞના બળિદાન નિમિત્તે હિંસા કરવી એનુંજ નામ ઈશ્વરાર્પણ કે? ના બેટી, એ ખરું ઈશ્વરાર્પણ નથી. ઇચ્છા—અનિચ્છા છતાં શ્રદ્ધા—અશ્રદ્ધાથી કોઇક વખતે, અમુક નિમિત્તે કાંઇક બાહ્યાચારવાળી ક્રિયા કરવી એનુંજ નામ ઈશ્વરાર્પણ નથી. જિંદગીની દરેક પળમાં ઈશ્વરને આપણાં હૃદયમાં ધારણ કરીને દરેક ક્ષણે તેનું સ્મરણ કરીને, દરેક પળે તેને દૃષ્ટિસામે જોઇને, આપણે આપણાપણું ભૂલી જઇને, તન્મય થઇને, પૂર્ણ પ્રેમથી, શુદ્ધ ભાવનાથી રસમય થઇને, ઈશ્વરી હિતમાંથી હિત લઇને, હિતને ખા-

તરજ હિતનાં દરેક કર્મો કરવાં અને તેના ફળની આકાંક્ષા રાખવી નહિ એનુંજ નામ ખરું ઈશ્વરાર્પણ છે. એવા તન–મન–ધનના અને મન–વચન–કર્મના ઈશ્વરાર્પણથીજ અનંત જ્ઞાનના અધિકારી થઇ શકાય છે, અખંડ સત્ય પ્રાપ્ત કરી શકાય છે, અખૂટ ઐશ્વર્યના ભોક્તા થઇ શકાય છે, અલૌકિક મહાઆનંદમાં મગ્ન થઇ શકાય છે અને આત્મોન્નતિ મેળવી શકાય છે તથા એવા ઈશ્વરાર્પણથીજ ઈશ્વિરમય થઇ શકાય છે. જ્યાંસુધી દુનિયાની દરેક ચીજોમાં સ્પષ્ટ રીતે ઈશ્વરી સત્તાનો અનુભવ ન થાય, જ્યાંસુધી વ્યવહારની દરેક બાબતાં કાંઇક અપૂર્વ માનસિક આનંદ ન અનુભવાય, જ્યાંસુધી અટપટા વ્યવહારની પ્રાસંગિક ખટપટોમાં સ્વાભાવિક સરળતા ન આવે, જ્યાંસુધી ઇન્દ્રિયો વિષયોથી તૃપ્ત ન થાય અને અંતરમાં શાંતિ ન આવે તથા જ્યાંસુધી ઈશ્વરી સત્યો સ્વીકારવાનું અને તે જિંદગીમાં અનુભવવાનું બળ માણુસમાં ન આવે, ત્યાંસુધી માણુસ ઈશ્વરાર્પણ થયેલો ગણાય નહિ. બેટી, આપણાં કર્મો ઈશ્વરને અર્પણ કરવાં એટલુંજ માત્ર બસ નથી; કર્મો અર્પણ કરવાની સાથે આપણે પોતે પણ ઈશ્વરને અર્પણ થઇ જવું જોઇએ. એમ થવું, એનુંજ નામ ખરું ઈશ્વરાર્પણ છે. જ્યારે તું એવું ઈશ્વરાર્પણ કરી શકીશ ત્યારે તું જ્યાં જ્યાં નજર ફેંકીશ ત્યાં ત્યાં તારા ઇષ્ટદેવજ દેખાશે. જ્યાં જ્યાં શ્રવણેન્દ્રિય જશે ત્યાં ત્યાં ઈશ્વરી નાદજ સંભળાશે. જ્યાં જ્યાં મન જશે ત્યાં ત્યાં સ્વતઃ સમાધિજ અનુભવાશે અને જ્યાં જ્યાં વૃત્તિ જશે ત્યાં ત્યાં બ્રહ્માનંદમાંજ ડૂબી જશે. બેટી, જ્યારે એમ થશે ત્યારે તારી દૃષ્ટિમાંથી અમૃતજ વરસશે, ત્યારે તારી વાણીમાંથી સત્યજ પ્રકટ થશે, ત્યારે તારા મનમાં જગતનું હિતજ સ્ફુરી રહેશે, ત્યારે તારું હૃદય બ્રહ્માનંદથીજ ભરપૂર જઇ જશે. એ વખતે તને આત્માના સ્વરૂપનું સ્પષ્ટ દર્શન અને ભાન થશે. એ વખતે તું પોતે પોતાને પ્રભુમાં જોઇશ અને પ્રભુ તારામાં દેખાશે. એ પછી એ ભેદ પણ નહિ રહે. તું પોતે પોતાને ભૂલી જઇશ અને આ દુઃખદ ગણાતા–અસાર કહેવાતા સંસારમાં સર્વની વચ્ચે, સર્વ સંબંધીઓની સમીપ, તારા ઘરમાંજ તું જીવન્મુક્ત થઇ મુક્ત થઈજઇશ. બેટી, આ માત્ર મનોહર સ્વપ્નું નથી; સેંકડો ભક્તો આવી રીતે પોતાને ઈશ્વરાર્પણ કરી દેવાથી તરી ગયેલા છે. ફળત્યાગી કર્મયોગથી દુસ્તર ગણાતો સંસારસાગર તરી જવાય છે, ત્યારે સિ-

દ્ધિઓની તો વાતજ શી કરવી ? કારણ કે સિદ્ધિઓ તો પ્રભુના નામની દાસી છે. સિદ્ધિઓ તો ભક્તોનાં રમકડાં છે, એ વખતે તું રોગીઓના રોગ દૂર કરી શકીશ. દુઃખીનાં દુઃખ છોડાવી શકીશ, પાપીઓનાં પાપ ભસ્મ કરી શકીશ, નાસ્તિકોને આસ્તિક બનાવી શકીશ, જગતમાં ધાર્મિકપણું ફેલાવી શકીશ અને બેટી, એ વખતે તું પ્રભુના નામથી સંસારમાં સ્વર્ગને લાવી શકીશ. પણ તે ક્યારે ? તું પોતે ઈશ્વરાર્પણ થઈ જાય–ઈશ્વરમય થઈ જાય ત્યારે.

બાઈ, સ્વામીજીના આ ઉપદેશથી મારું હૃદય આનંદથી ઊભરાઇ જવા લાગ્યું. હું મહાન આશાના વેગમાં તણાવા લાગી. જાણે કાંઇક મીઠડું સ્વપ્નું જોતી હોઉં એમ મને લાગવા માંડ્યું. ભક્તિરસમાં લીન થઇ જવાથી મારું મન જરા વાર દુનિયાને ભૂલી જઇ કાંઇક નહિ વર્ણવી શકાતી ઉત્તમતા અનુભવવા લાગ્યું. થોડી ક્ષણે મારું હૃદય ઇશ્વિર ઉપરના પ્રેમથી દ્રવવા લાગ્યું અને એ આનંદથી મારી વાણી ગદ્દગદિત થઈ ગઇ. માણસજાત બતાવી શકે તેવા નમ્રમાં નમ્ર વિનયથી હું ગુરુજીના ચરણમાં પડી ગઇ અને હર્ષના ઊભરાસહિત ગદ્દગદિત વાણીથી કાંઇપણ સંકોચ વિના, વધુ વિચાર કર્યા વિના સ્વભાવિક રીતે પૂછવા લાગીઃ

મહારાજ, નિષ્કામ કર્મો કરવામાં આટલું બધું ફળ છે ? આહા ! આ રહસ્ય તો મેં આજેજ જાણ્યું. સ્વર્ગ આટલું બધું નજીક છે–અરે ! આપણામાંજ છે, એમ મને ખબર નહોતી. ધન્ય ગુરુદેવ, ધન્ય ! ચક્રવર્તી મહારાજા કેમ થવાય એ મેં જાણ્યું, પણ મહારાજ, મારામાં તો સિપાઇ થવાનું સામર્થ્ય પણ ક્યાં છે ? મારાં એવાં નસીબ ક્યાંથી, એમ કહી મેં એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

સ્વામીજીએ કહ્યું: બેટી, હજી તું આવા ક્ષુદ્ર વિચાર ધરાવે છે ? મારાં એવાં નસીબ ક્યાંથી ? એ તું શું બોલી ? તારા જેવા ભક્તજનના મુખમાં એવું વચન ન શોભે ! હા, પણ એમાં તારો વાંક નથી. 'નસીબ' શબ્દના અજ્ઞાનપણાએ કરોડો લોકોને ભમાવેલા છે. નસીબનો મર્મ તું નથી જાણતી એમાં તારો વાંક નથી પણ અજાયબી તો છે; કારણ કે ભક્તોએ તો એ પ્રથમ જાણવું જોઇએ, નસીબની ઉત્પત્તિ ક્યાંથી છે એ તને ખબર છે ?

બેટી, નસીબની ઉત્પત્તિ સકામ કર્મોથી છે. નસીબને ઉત્પન્ન કરનાર આપણે પોતેજ છીએ. અગાઉના જન્મોમાં આપણે જે કર્મો કરેલાં છે તેમાંથી આપણું પ્રારબ્ધ બનેલું છે અને આ જિં-

દગીમાં જે કામ કરીશું તેમાંથી ભવિષ્યનું નસીબ બંધાશે. યાદ રાખજે કે, બીજાનાં કર્મોથી આપણું નસીબ બંધાતું નથી, તેમ ન્યાયી ઈશ્વર પણ પ્રાણીઓનાં કર્મો વિના નસીબ રચવાનો અન્યાય કરતો નથી. આપણું હાલનું નસીબ તે આપણાં અગાઉનાં કર્મોનુંજ ફળ છે અને એવીજ રીતે આપણાં હાલનાં કર્મો ભવિષ્યની જિંદગીનું નસીબ રચશે. એ ઉપરથી તું સમજશે કે નસીબ સ્વતંત્ર નથી. નસીબ આપણાં કર્મોને આધીન છે. હા, એટલે દરજ્જે નસીબ સ્વતંત્ર છે કે, નિર્માણ થઇ ચૂકેલા પ્રારબ્ધને આપણે ફેરવી શકતાં નથી, પણ નિર્માણ થઇ ચૂકેલા પ્રારબ્ધનો તો ભોગથી ક્ષય થઇ જાય છે; એટલે તેની આપણે ફિકર કરવાની નથી. ખરી ફિકર તો હાલ આપણે જે કર્મો કરીએ છીએ અને જેને ક્રિયમાણ કહે છે તેની કરવાની છે. કારણ કે એ ઉપર આપણાં સંચિત કર્મોનો અને ભવિષ્યની જિંદગીના સારામાઠા પ્રારબ્ધનો આધાર છે. માટે બેટી, આપણે આપણી ચાલુ જિંદગીનાં કર્મો સુધારવાં જોઇએ અને તે સામર્થ્ય દયાળુ પ્રભુએ આપણામાં આપેલું છે. જો એ સામર્થ્ય આપણામાં ન હોય તો ઉન્નતિ મેળવવાનો બીજો રસ્તો કયો ? જો આપણાં ક્રિયમાણ કર્મો નસીબથીજ થતાં હોય તો પુરુષાર્થનો અવકાશ કયાં રહ્યો ? જો એમ હોય તો શાસ્ત્રો જૂઠાં થઇ પડે, એટલુંજ નહિ પણ શાસ્ત્રો ઉપયોગ વિનાનાં થઇ પડે; કારણ કે જેમ નસીબ હોય તેમ થાય. તો પછી શાસ્ત્રોનો ઉપદેશ શું કામનો ? જો એમ આગળ વધવાનો રસ્તોજ બંધ હોય તો પછી મનુષ્યનું કર્તવ્ય શું રહ્યું ? ધર્મની જરૂર કયાં રહી ? ઈશ્વરની દયા કયાં રહી ? બેટી, તેં સંગતિદોષથી માની લીધેલું છે તેવું ઈશ્વરની દયા અને મનુષ્યનો પુરુષાર્થ તોડી નાખનારું નસીબ નથી. જો કે ભોગ દેવા માટે નિર્માણ થઇ ચૂકેલા પ્રારબ્ધને આપણે ફેરવી શકતાં નથી, તોપણ સંચિત અને ક્રિયમાણ તો આપણા હાથમાંજ છે અને એને બાળી મૂકવાં એ કાંઇ જ્ઞાની–ભક્તોની આગળ મોટી વાત નથી. શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કેઃ—

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ गी. ४–३७ ॥

અર્થ–હે અર્જુન ! જેમ પ્રદીપ્ત અગ્નિ કાષ્ઠાદિકને ભસ્મીભૂત કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ તે સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે.

બેટી, આ શું ઈશ્વરની થોડી દયા છે ? ઘાસ અને સમિધની

પેઠે કર્મોને-અરે ! સર્વ કર્મોને જ્ઞાનાગ્નિથી બાળી નાખવાં એ શું ભક્તો ઉપર ઈશ્વરની થોડી દયા છે ? મને કહે બેટી, તારું નસીબ હવે ક્યાં ગયું ?मूलो नास्ति कुतः शाखा । તું વિચાર કર, કર્મોજ નથી, કર્મોજ બળી ગયાં ત્યાં તેથીજ-કર્મોથીજ ઉત્પન્ન થનારું નસીબ બિચારું ક્યાં રહેશે ? નસીબ તો આપલપોપલિયા સ્વભાવવાળાં વ્યાવહારિક માણસો માટે છે, જુદા જુદા ધર્મોને નામે ચાલતા આડંબરની જાળમાં સપડાયેલાંઓ માટે છે, તત્ત્વ નહિ જાણનાર માટે છે, ઈશ્વરની મહાન દયા નીચે નહિ ગયેલાંઓ માટે છે, ઈશ્વરને અર્પણ થઇ ગયેલા તારા જેવા જ્ઞાની ભક્તો માટે નસીબ નથી. કારણ કે નસીબને બાળી દેવાય ત્યારેજ ઈશ્વરમય થઈ શકાય છે. પણ જે જ્ઞાનથી કર્મોને સમિધની પેઠે સહેલાઇથી બાળી દેવાય છે, તે જ્ઞાન કેવું છે એ તને ખબર છે ? એ જ્ઞાન આપણી યુનિવર્સિટીઓનું નથી, એ જ્ઞાન વ્યવહારમાં ડાહ્યા ગણુવાનું નથી, એ જ્ઞાન રાજ્યના માનીતા થઈ ખિતાબનાં પૂછડાં મેળવવામાં નથી, એ જ્ઞાન કોઇ પણ ધર્મોના બાહ્યાચારમાં નથી અને એ જ્ઞાન તીર્થોમાં કે મુસાફરીમાં નથી. બેટી, આહા ! શું તેનું રહસ્ય છે ! દરેક અંતઃકરણ તેને ધારણ કરી શકે છે અને તોપણ કરોડોમાં કોઇકજ તે ગ્રહણ કરી શકે છે; તે સર્વત્ર છે અને તોપણ અતિ દુર્લભ છે. તે સર્વ ધર્મોમાં છે અને તોપણ પોતાની ખુશીથી ટૂંકી દૃષ્ટિવાળાં ચશ્માં પહેરી બેઠેલા લોકો તેને અમુકજ ધર્મોમાં-અમુકજ પુસ્તકમાં-અમુકજ ક્રિયામાં માને છે. એ જ્ઞાનથી પૃથ્વી, મહાસાગરો, ગ્રહો અને આકાશ ભરેલાં છે અને તોપણ કોઇ ભાગ્યશાળીનેજ તે મળે છે. બેટી, કર્મોને બાળી નાખનારું એ જ્ઞાન બીજું કોઇજ નહિ, પણ અધ્યાત્મજ્ઞાન છે, ઈશ્વરી જ્ઞાન છે. તું કોણ ? તારી ઉત્પત્તિ ક્યાંથી ? તારો લય શામાં ? તારું કર્તવ્ય શું ? તારું અવલંબન શું ? એ બધું માત્ર કલ્પનાના જોરથી નહિ, ભેદબુદ્ધિથી નહિ, જડવાદની રીતિથી નહિ, પાંડિત્યની શબ્દજાળથી નહિ, વ્યવહારની પરંપરાથી નહિ, અનુમાનથી નહિ, પણ હૃદયના શુદ્ધ ભાવથી, પૂર્ણ શ્રદ્ધાથી પ્રત્યક્ષ રીતે તેના યથાર્થ રૂપમાં સમજવું અને અનુભવવું, તેનું નામ અધ્યાત્મજ્ઞાન-ઈશ્વરીજ્ઞાન-બ્રહ્મજ્ઞાન છે. એ જ્ઞાનથી કર્મોને બાળી શકાય છે. એ જ્ઞાનથી દુસ્તર ગણાતા સંસારસાગરને સહેલાઇથી તરી શકાય છે. એ જ્ઞાનથી જન્મમરણના ફેરામાંથી છૂટી શકાય

છે. એ જ્ઞાનથીજ આત્મા પોતાના મૂળ સ્વરૂપ તરફ જઇ શકે છે અને એ જ્ઞાનથીજ ઈશ્વરની પાસે પહોંચી શકાય છે-ઈશ્વરમાં મળી શકાય છે. બેટી, તું કહે છે કે, મારામાં એવું બધું સામર્થ્ય ક્યાં છે? એમ સમજવું એ પણ શું તારી ભૂલ નથી? શા માટે તારામાં સામર્થ્ય નથી? શું સામર્થ્યની બક્ષિસ વિનાનાં ઈશ્વરે માણસોને રાખેલાં છે? એમ માનવું એ તો પવિત્ર ઈશ્વરને દોષિત કરવા જેવું છે. જો આપણી આત્મોન્નતિ કરવાનું સામર્થ્ય આપણામાં ન હોય, તો પછી મનુષ્યપણું ઉત્તમ શા માટે? જો એમ ન હોય તો મનુષ્યપણું કામનું શું? જો એમ હોય કે મનુષ્યમાં સામર્થ્ય ન હોય, તો શાસ્ત્રો અને મહાત્માઓ કહે છે કે, મનુષ્યદેહ સંસાર-સાગર તરવા માટે નૌકારૂપ છે, તે ખોટું થઇ પડે. જો મનુષ્યોમાં આત્મોન્નતિ મેળવવાનું સામર્થ્ય ન હોય તો પછી તેનું કર્તવ્ય શું રહ્યું? બેટી, એ સામર્થ્ય ઈશ્વરે આપણામાં રાખેલું છે. જો એ સામર્થ્ય ન હોય તો પશુમાં, પથ્થરમાં ને માણસમાં શું ફેર છે? એ સામર્થ્ય દરેક માણસમાં એકસરખી રીતે સ્વભાવથીજ રહેલું છે, તેથીજ માણસમાત્ર આત્મોન્નતિના–મોક્ષના અધિકારી છે. માણસમાત્ર પછી તે ગમે તે જાત, ગમે તે દેશ, ગમે તે કાળ અને ગમે તે ધર્મના હોય તોપણ મોક્ષના અધિકારી છે એ સત્ય વાત છે, તેમાં કાંઇ પણ સંદેહ નથી. કારણ કે દરેક અંતઃકરણમાં આત્મોન્નતિની પ્રબળ ઇચ્છા અને તે ઇચ્છાને અમલમાં મૂકવાનું સામર્થ્ય ગુપ્તપણે અને તોપણ સ્પષ્ટતાથી સમજી શકાય તેવી રીતે સ્વભાવથીજ રહેલું છે. જો કે અભ્યાસના બળથી, સત્સંગથી, જ્ઞાનથી, ભક્તિથી અને પૂર્વના સંસ્કાર ઈત્યાદિથી એ ઇચ્છા તથા એ સામર્થ્ય દરેક માણસમાં વત્તું-ઓછું હોય છે એ સાચી વાત છે, પણ એ સામર્થ્ય આપણામાં નથી, એમ માનવું એ તો અપરાધ છે. બેટી, આપણામાં રહેલા એ સામર્થ્યને આપણેજ સમજવું જોઇએ; એટલુંજ નહિ પણ સમજીને તેને ઉપયોગમાં લાવવું જોઇએ. જ્યાંસુધી એ સામર્થ્યનો આપણે સમજીને ઉપયોગ ન કરીએ, ત્યાંસુધી તે આપણને પૂર્ણતાએ પહોંચાડી શકતું નથી. બેટી, તારે બરોબર રીતે પાકે પાયે સમજવું જોઇએ કે, આત્મોન્નતિ મેળવવામાં બીજાનું સામર્થ્ય કામ લાગતું નથી. તારામાંજ બળ જોઇએ. તારેજ તુમડે તારે તરવું જોઇએ. તારાજ પગ ઉપર તારે ખડા રહેવું જોઇએ.

એમાં બીજાની મદદ કાંઇજ કામની નથી. ગુરુઓ માત્ર રસ્તો દેખાડનાર છે, પણ ચાલીને એ રસ્તો પૂરો કરવો એમાં તો તારાજ બળનું કામ છે. કોઇ પણ સગાંવહાલાં, કોઇ પણ ગુરુ, કોઇ પણ મહાત્માઓ કે કોઇ પણ ધર્મ તને ઉપાડીને ત્યાં પહોંચાડશે નહિ. એ બધાંઓ માત્ર તને લાંબો કે ટૂંકો, કઠિન કે સહેલો રસ્તો બતાવી શકશે. પણ એ રસ્તાને સાત્ત્વિક શ્રદ્ધાથી કબૂલ રાખવો, તે પર ચાલવું અને તત્ત્વને પહોંચવું એ તો તારુંજ કામ છે. બીજાં કોઇ પણ તને ઉપાડીને ત્યાં પહોંચાડી શકશેજ નહિ એ પક્કી રીતે યાદ રાખજે. તારો પતિ તારી ઉપર બહુ પ્રેમ રાખી શકે, તારાં માબાપ તને બહુ મદદ કરી શકે, તારાં છોકરાંઓ તને આનંદ આપી શકે, તારાં સ્નેહીઓ તારાં વખાણ કરી તને રીઝવી શકે, સાધુઓ તને આશીર્વાદ આપે અને ગુરુઓ તને ઊંડા જ્ઞાનનાં ગુહ્ય રહસ્યો બતાવે એ બધું થઇ શકે; પણ તેઓમાંથી કોઇ પણ તારા જોર વિના તને ઉપાડીને એક કદમ પણ અનંતતાના—અમરતાના રસ્તામાં આગળ લઈ જઇ શકે નહિ. એ રસ્તા પર તો તારેજ—તારા જોરથીજ ચાલવું જોઇએ. એમાં બીજાનું જોર કે બીજાનું જ્ઞાન, ભક્તિ કંઇ કામ આવેજ નહિ; માટેજ મહાત્માઓ કહે છે કે, જીવનો ગુરુ જીવને કરો. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કેઃ—

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ।। गी. ६–५ ।।

અર્થ-વિવેકયુક્ત આત્મા પોતે પોતાને ઉદ્ધારે, પોતાની અધોગતિ ન કરે, કેમકે પોતેજ પોતાનો (વિવેકયુક્ત) બંધુ ને પોતેજ (અહંકારયુક્ત) પોતાનો શત્રુ છે.

બેટી, પ્રભુનાં આ વચનો શું સૂચવે છે? જો આપણામાં આત્મોન્નતિ મેળવવાનું સામર્થ્ય ન હોય, તો શ્રીકૃષ્ણ ભગવાન શા માટે આવો ઉપદેશ કરે? પ્રભુના આ ઉપદેશમાં બીજાની મદદની વાત ક્યાં છે? કોઇ પણ મહાત્મા કે કોઇ પણ પૂર્ણતાએ પહોંચેલા ભક્તો ઈશ્વરનું સ્વરૂપ સમજવામાં—ઈશ્વરને પામવામાં, બીજા કોઇની મદદની જરૂર સમજતાજ નથી. તેમજ બીજા કોઇની મદદ ત્યાં પહોંચી શકે એમ પણ માનતાજ નથી. ઈશ્વરી રસ્તામાં દીવાદાંડીની પેઠે મહાત્માઓ પ્રકાશ આપી શકે છે એ સત્ય છે, પણ તેઓ આપણને આપણા જોર વિના ઉપાડીને લઇ

જઇ શકતા નથી. આર્યધર્મનો એજ સિદ્ધાંત છે કે, આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે; એટલે કે પોતે પોતાનું સ્વરૂપ સમજવું એજ આત્મોન્નતિ છે અને પોતાનું સ્વરૂપ ન સમજવું એજ બંધન છે, એમાં વચ્ચે બીજા કોઇ પણ દલાલનું કામ નથી. જેઓ આત્મિક બળ સમજતા નથી, જેઓ ઇશ્વિરની દયાની અગાધતા અનુભવતા નથી, જેઓ મનુષ્યનેઇશ્વિરે આપેલી મહાન શક્તિઓની કિંમત સમજતા નથી અને જેઓ કુદરતનાં અનંતભેદી જ્ઞાનથી થાકી જઇ પોતાનું સત્ય સ્વરૂપ જાણવા ઇચ્છતાં નથી તથા એમ હોવાથી અહીંતહીંથી લીધેલા ઉપરચોટિયા ગોળમોળ જ્ઞાનથીજ જે સંતુષ્ટ રહી શકે છે, તેવા લોકો ઇશ્વિરને પામવાનું પોતામાં રહેલું કુદરતી સામર્થ્ય ન સમજે અને બીજા કોઈ દલાલની મદદ માગે તો તે જુદી વાત છે; પણ બેટી, તારે તો તારા સામર્થ્ય અને ઇશ્વિરની દયા ઉપરજ પૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ. મારામાં એવું સામર્થ્ય ક્યાંથી? એવો ખ્યાલ તારે કદી પણ નહિ રાખવો જોઇએ. મારામાં એવું સામર્થ્ય ક્યાંથી? એમ જે તને લાગે છે તેનું કારણ એજ છે કે, તારી ઇચ્છા મોળી છે એટલે તું તારા સામર્થ્યની કિંમત પૂરેપૂરી સમજી શકતી નથી.

ઇચ્છા અને સામર્થ્યની વચ્ચે બહુ નજીકનો સંબંધ છે, એમજ નહિ પણ ખરું જોઇએ તો અંતે તે બન્ને એકજ છે. જેટલી આપની ઇચ્છા મોળી તેટલું આપણું બળ ઓછું હોય છે અને જેટલી ઇચ્છા પ્રબળ તેટલું આપણામાં અધિક બળ હોય છે. માનસિક બળનો આધાર ઇચ્છાશક્તિની પ્રબળતા ઉપરજ છે અને ઇચ્છાશક્તિ આપણે કેળવેલી હોતી નથી, માટેજ આપણે આપણા સામર્થ્યની કિંમત સમજી શકતાં નથી. તને શું કોઈ વખત એવો અનુભવ નથી થયો કે કોઇ અમુક ભલું કામ કરવા ધાર્યાં છતાં પણ તું કરી શકતી નથી? બેટી, શા માટે તું તે કરી શકતી નથી? કારણ એજ છે કે, એ વખતે તારી ઇચ્છા એ કામ કરવા માટે મોળી હોય છે—આનાકાની કરતી હોય છે પણ જ્યારે તું ઇચ્છાને પ્રબળ કરે છે—દૃઢ કરે છે, ત્યારે જે કામ પ્રથમ તને બહુ મુશ્કેલ લાગતું તે સહેલાઇથી બની શકે છે. જે કામમાં વિઘ્નો દેખાતાં તેમાં વિઘ્નોને ઠેકાણે આનંદ પથરાઇ જાય છે. જે કરવામાં આળસ આવતું ત્યાં આળસને બદલે ઉત્સાહ ફેલાઇ

જાય છે. જેને માટે સાધનો મળતાં નહોતાં તેને માટે જોઇએ તે કરતાં વધારે સાધનો આવી પડે છે. જે કરવાથી ભય લાગતો તે કરવાથી હૃદય હર્ષથી ભરાઇ જાય છે; અને જે થઈ શકે તેવું લાગતું નહોતું, તેને બદલે એટલી બધી સહેલાઇથી તે કેમ થઈ ગયું એજ અજાયબી લાગે છે. બેટી, આ ફેરફારનું કારણ આપણી પોતાની પ્રબળ ઇચ્છાશક્તિજ છે.

આવા ચમત્કારિક ફેરફારનું કારણ આપણી પોતાની ઇચ્છાશક્તિની પ્રબળતા વિના બીજું કાંઈ પણ નથી. ઇચ્છાશક્તિની પ્રબળતા એજ ખરો કીમિયો છે ને એજ સાચું રસાયણ છે. જ્યારે તું કોઈ ભલું કામ કરવા ધારે અને તેમ છતાં તને એમ લાગે કે એ મારાથી નહિ થાય, અથવા એ હું કેમ કરી શકીશ? એમ જ્યારે તારા મનમાં ઢચુપચુ થાય ત્યારે તારે નિશ્ચય સમજવું કે, એ કામની કિંમત—મહત્તા તું પૂરેપૂરી સમજી નથી. જ્યારે એમ થાય ત્યારે તારે નક્કી સમજવું કે, હજી તારામાં એ કામ માટેનો ઉત્સાહ અને દૃઢતાની ખામી છે અને જ્યારે એમ થાય ત્યારે તારે નક્કી સમજવું કે, તું હજી ઈશ્વરના દરબારમાં જવાને નાલાયક છે. એ નાલાયકપણાનું કારણ બીજું કાંઇજ નથી, પણ તારી ઇચ્છા તેં પ્રબળ કરી નથી એજ છે. બેટી, આપણીજ શુભ ઇચ્છાઓની નબળાઈથી આપણે નીચે ઊતરતાં જઇએ છીએ, અથવા જ્યાંનાં ત્યાં રહી જઇએ છીએ. જેઓ પોતાની ઇચ્છાને પ્રબળ કરી શકે તેમને કાંઇ પણ અડચણ નડી શકતી નથી; તેઓ હમેશાં આગળ ને આગળ વધ્યે જાય છે. આત્મોન્નતિની ચડતી ને પડતી ઇચ્છાશક્તિના બળ ઉપર છે. આ રહસ્ય બહુ મોટું છે—બહુ કીમતી છે. બેટી, આ નાની—સાદી—સહેલી ચાવીથી સ્વર્ગનાં તાળાં ખોલી શકાય છે અને પ્રભુની દયા તો જો કે એ ચાવી સદાય તારી પાસેજ—તારા અંતરમાંજ—તારા અખત્યારમાંજ છે. જ્યારે આપણે આપણી ઇચ્છાને પ્રબળ કરી શકીએ છીએ ત્યારે બધી મુશ્કેલીઓ દૂર નાસી જાય છે. કારણ કે ઈશ્વરી રસ્તાની વચ્ચે આવતી મુશ્કેલીઓ એ ખરી મુશ્કેલીઓ નથી. એ તો માત્ર ભ્રાંતિરૂપ છે—એ તો માત્ર આભાસ છે. એ દેખીતી મુશ્કેલીઓ ભક્તની પરીક્ષા માટેની કસોટીઓ છે. ઈશ્વરને પામવા માટે ઈશ્વર આપણી તરફથી બીજાં કોઇ પણ બળિદાનની આશા રાખતો નથી; કારણ કે તે પૂર્ણ છે અને બ્રહ્માંડમાં

જે કાંઇ છે તે તેનુંજ છે, તેમાંથીજ છે, એટલે તેને વ્યવહારની કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી. જેઓ ઈશ્વરને પ્રસન્ન કરવા માટે બળિદાનની જરૂર સમજે છે, તેઓ ધર્મને નામે ચાલતા માત્ર બાહ્યાચારમાંજ રહેનારા છે.

## ૯–ઈશ્વર માત્ર એટલુંજ ઇચ્છે છે કે તેને પામવા માટે તમે યોગ્યતા મેળવો

એ યોગ્યતા માટેની પરીક્ષા પણ દયાળુ ઈશ્વરે બહુ સહેલી રાખેલી છે અને તેની ચાવી આપણાજ હાથમાં આપેલી છે. એ પરીક્ષા એજ કે વ્યાવહારિક લાલચોમાં ન ફસાઓ અને માત્ર દૂરથી દેખાતી અડચણોથી નહિ ડરી જતાં, દૃઢતાથી ઈશ્વરી રસ્તામાં આગળ વધો. ઈશ્વરને પામવા માટે–એટલે મોટે દરજ્જે પહોંચવાની યોગ્યતા માટેની આવી સહેલી પરીક્ષા, એ શું ઈશ્વરની આપણી ઉપર થોડી દયા છે? બેટી, તને અજાયબી નથી લાગતી કે, આવી સહેલી વાતથી–સાધારણ પરીક્ષાથી આપણે ઈશ્વરને પામી જઇએ? વાહ વાહ! તેની દયા તો જો!

હું જ્યારે વ્યવહારમાં ડાહ્યો ગણાતો હતો, ત્યારે જો કોઇએ મારી આગળ આવી વાત કરી હોત કે, ઈશ્વરને પામવાનું આટલું બધું સહેલું છે અને ઈશ્વર આટલો બધો આપણી નજીક છે, તો હું તે વખતે એ વાત માની શકત નહિ. પણ બેટી, પ્રભુની કૃપાથી હવે મને લાગે છે કે, આપણે ખ્યાલ, ક્યાસ, પ્રમાણ, બુદ્ધિ અને અનુભવથી ઈશ્વરને આપણી નજીકમાં નજીક ધારી શકીએ, તે કરતાં પણ તે વધારેમાં વધારે નજીક–આપણી પાસે–અરે, આપણામાંજ છે અને આપણે તેનામાંજ છીએ. પ્રભુએ કહ્યું છે કે:—

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ गी. ६–३० ॥

અર્થ–જે સર્વત્ર મને જુએ છે, વળી મારે વિષે સર્વને જુએ છે તેને હું પરોક્ષ–અદશ્ય નથી રહેતો ને તે પણ મને પરોક્ષ નથી.

ઈશ્વર આપણામાં છે ને આપણે ઈશ્વરમાં છીએ એવું સ્પષ્ટ જ્ઞાન તને થશે–એવો પ્રત્યક્ષ અનુભવ તને થશે, ત્યારે પછી ઈશ્વર તારાથી છેટો ક્યાં રહ્યો? અને તું ઈશ્વરથી છેટી ક્યાં રહી? બેટી,

હવે તું બરોબર રીતે સમજી શકી હશે કે, આમ થવા માટે કૃપાળુ ઈશ્વરે તો બહુ સહેલા રસ્તા રાખેલા છે, પણ માણસો બહારની જાળમાં સપડાઇ જાય છે, એટલે આવું ભાગ્યશાળીપણું તેઓને દુર્લભ થઇ પડે છે. બેટી, મને વારેવારે ઈશ્વરની આવી અગાધ દયા માટે વિચાર થયા કરે છે. તું જો તો ખરી, આપણી યુનિવર્સિટીઓની પરીક્ષાઓ કેટલી બધી કઠિન છે. આપણા મહેતાજીઓ પોતે સ્પષ્ટતાથી વિદ્યાર્થીઓને તેઓનો પાઠ નહિ સમજાવી શકે અને તોપણ રોજની પરીક્ષા વખતે એ પાઠ નહિ આવડવા માટે બાળક વિદ્યાર્થીઓને તેઓ કેવી સખ્ત શિક્ષા કરે છે? આપણા ન્યાયાધીશો પોતાની હજૂરમાં આવેલા ગુનેગારોને શુદ્ધ અંતઃકરણથી ગુનેગાર નહિ સમજતા હોય, તો પણ માત્ર કાયદાની બારીકીઓ પ્રમાણેજ ગુનેગાર નાપાસ થયાથી તેને કેવી ગંભીર શિક્ષા કરે છે? પતિ પોતાની પ્રિયાને અને સ્રીઓ પોતાના પતિને માત્ર સહેજ વહેમથીજ ખરી પરીક્ષા વિના કેટલો બધો ગેરઇન્સાફ કરે છે? અને ઘણી વખત માબાપો પોતાના ફાંટાને ખાતર બાળકોનું દિલ સમજ્યા વિના—તેમની પરીક્ષા કર્યા વિના કેવાં સખ્ત થાય છે? તથા ઘણાં છોકરાંઓ વ્યાવહારિક લાલચોમાં ફસાઇ જઇ માબાપોના ઉપકારની કિંમત સમજ્યા વિના—એ પરીક્ષા વિના તેમના પ્રત્યે કેવાં ઘાતકી થાય છે, એ શું તું નથી જાણતી? તું વિચાર કર કે આવી સાધારણ બાબતોની પરીક્ષા પણ કેટલી બધી અટપટી—અપૂર્ણ અને સખ્ત હોય છે. ત્યારે ઈશ્વરની દયા તો જો કે ઈશ્વરને પામવા માટેની મનુષ્યોની પરીક્ષા કેટલી બધી ચોક્કસ—કેટલી બધી પૂર્ણ અને કેટલી બધી સહેલી રાખેલી છે? બેટી, તને ખબર છે? અગાઉના વખતમાં સત્યની પરીક્ષા કરવા માટે કડકડતા તેલની કડાઈમાં ગુનેગારનો હાથ બોળાવતા અને તે ન દાઝે તો તેને સાચો સમજતા. સ્રીઓનાં શિયળની પરીક્ષા માટે તેને ધગધગતા અગ્નિકુંડ ઉપરથી ચલાવતા અને તેમાં જો તેઓ ન દાઝે તો તેમને પવિત્ર સમજતા. આવી ઘણીએ જાતની સખ્ત પરીક્ષાઓ સાધારણ બાબતોમાં માણસો માણસની લેતાં હતાં અને લે છે, પણ દયાળુ ઈશ્વરે સંસારસાગર તરવા માટેની પણ માણસો માટે એવી સખ્ત પરીક્ષાઓ રાખી નથી. આત્મોન્નતિ મેળવવા માટે, જન્મમરણના ફેરામાંથી છૂટવા માટે, સંસારસાગર તરવા માટે, અંધકારમાંથી પ્રકાશમાં જવા માટે, અલ્પકાળમાંથી અનંતતામાં જવા

માટે, મૃત્યુમાંથી જીવનમાં જવા માટે અને પરમાત્માને પામવા માટે, પ્રભુ આપણુને નથી કહેતો કે તમે સમુદ્રને પી જાઓ, તેની આજ્ઞા એવી પણ નથી કે, તમે ધગધગતા અગ્નિને ખાઇ જાઓ, તેની ઇચ્છા એવી પણ નથી કે તમે સંસાર છોડી દો, તે એમ નથી કહેતો કે તમે શેષનાગની મૂછના વાળ તોડી લાવો, તે એમ પણ નથી કહેતો કે તમે ઇન્દ્રને જીતી આવો, તે એમ પણ નથી કહેતો કે તમે દુનિયાનાં દુઃખો લઇ લો, તે એમ પણ નથી કહેતો કે તમે પૃથ્વીના રજકણો ગણી આપો, તે એમ પણ નથી કહેતો કે બ્રહ્માંડના બધા વાયુને માત્ર એકજ પરમાણુમાં તમે ભરી આપો, તે એમ પણ નથી કહેતો કે તમે આકાશ સુધીની સીડી બાંધી આપો અને તે એમ પણ નથી કહેતો કે, તમે તમારું મસ્તક કાપી આપો. તે માત્ર એટલુંજ કહે છે કે, વ્યાવહારિક લાલચોમાં ન ફસાઓ અને માત્ર દેખાતી અડચણોથી નહિ ડરી જતાં, દઢતાથી ઈશ્વરી રસ્તામાં આગળ વધો. બેટી, તું પ્રભુની પ્રભુતા જો. એનુંજ નામ ઈશ્વરની મહાન દયા છે. જન્મ–મરણના ફેરામાંથી છૂટવું અને અનંતકાળની અખંડ શાંતિમાં–અનંત જીવનમાં જવું, ઈશ્વરને પહોંચવું, એ કેટલી બધી મોટી વાત છે? એવો અલૌકિક આનંદ–એવો અવર્ણનીય લાભ પામવા માટે ઉપર ગણાવ્યા કરતાં વધારે કઠિન કામો કરવાની ઈશ્વરે આજ્ઞા કરી હોત, તોપણ એ લાભના પ્રમાણુમાં, એ આનંદના પ્રમાણુમાં એ આજ્ઞાઓ મને તો દયાળુપણાનીજ લાગત. એવી કઠિન આજ્ઞાઓને બદલે આટલી બધી સહેલી આજ્ઞા મહાન દયાળુ ઈશ્વરે આપી અને તે પાળવાનું સામર્થ્ય તથા જ્ઞાન આપ્યું અને તેમ છતાં પણ જો આપણે તે ન પાળી શકીએ, તો આપણા કરતાં વધારે નાલાયક ઈશ્વરની સૃષ્ટિમાં બીજું કોણ? જો એમ બને તો બેટી, મનુષ્યપણું કામનું શું? આપણા આત્માને આપણેજ અધોગતિમાં નાખવો, એથી દુનિયામાં બીજી વધારે મોટી ખરાબી કઇ? અને મૃત્યુમાંથી અનંત જીવનમાં જવું, ઈશ્વરને પામવું, એ કરતાં બીજો અધિક લાભ કયો? વાહ વાહ! ઈશ્વરની દયાને ધન્ય છે! ધન્ય છે! પ્રભુ, અમને સદ્‌બુદ્ધિ આપો કે જેથી કરીને તારાં આવાં ને આવાં ભવ્ય રહસ્યો અમે પણ જોઇએ–અનુભવીએ, શાંતિ મેળવીએ અને તને પામીએ, એજ અમારી અહર્નિશ દઢ ઇચ્છા રહો. બેટી, તું કહે છે કે, સ્વર્ગ આટલું બધું નજીક છે– અરે! આપણામાંજ છે, એમ મને ખબર નહોતી. બેટી, જો તું

ખરા પ્રેમથી હિતને ખાતરજ હિત કરીશ અને આસ્થાથી ઈશ્વરી સત્યો સ્વીકારીશ, તો માત્ર સ્વર્ગજ નહિ પણ મુક્તિ પણ તારામાંજ છે. તું મુક્તજ છે એમ તું જોઇશ, એટલુંજ નહિ પણ ઈશ્વર પણ તારામાંજ છે અને તું ઈશ્વરમાંજ છે, એમ સ્પષ્ટતાથી પૂર્ણ રીતે જાણીને–અનુભવીને અખંડ સચ્ચિદાનંદ ભોગવી શકીશ. આ કાંઇ કવિઓની બુલંદ કલ્પનાનું માત્ર મીઠડું સ્વપ્નુંજ નથી. પૃથ્વીના બધા દેશોના સેંકડો ભક્તો ને જ્ઞાનીઓ આવી રીતે તરી ગયેલા છે અને તું પણ જો વ્યવહારની લાલચોમાં નહિ ફસાય અને ઈશ્વરી સત્યો ગ્રહણ કરવામાં દઢતાથી આગળ વધીશ, તો વખત આવ્યે ઈશ્વરમય થઈ ઈશ્વરને પામી શકીશ.

ઈશ્વર કેટલો બધો આપણી નજીક છે, એ માણસો સમજી શકતાં નથી, તેથીજ કસ્તૂરિયો મૃગ જેમ પોતાની નાભિમાંની કસ્તૂરી જાણતો નથી, પણ તેની સુગંધથી મોહિત થઇ જંગલે જંગલમાં ને પહાડે પહાડમાં રખડી, ઘાસ–માટી–ઝાડ અને પથ્થરને સૂંઘતો ફરે છે, તેમ માણસો પણ પોતાના હૃદયમાં પ્રકાશતા આત્માનું સ્વરૂપ નહિ જાણવાથી મૃગની પેઠે તત્ત્વની શોધમાં અહીંતહીં રખડતાં ફરે છે, પણ જે છે તે પોતાના સ્વરૂપમાંજ છે, એમ સ્પષ્ટતાથી જાણી શકતાં નથી. માટેજ તેઓ ઉત્તમ લક્ષ્ય રાખ્યા વિના વ્યાવહારિક નાની નાની લાલચોમાં આસક્તિથી ફસાઇ રહે છે અને ભવાટવિમાં અટવાયા કરે છે. બેટી, તું વિચાર કર, ઈશ્વર આપણાથી દૂર છે એ ખ્યાલજ ભક્તોના હૃદયમાં કેમ આવી શકે ? ઈશ્વરથી દૂર રહેવાથી આપણું જીવન ટકીજ કેમ શકે ? કારણ કે પ્રભુએ કહેલું છે કેઃ—

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ।।गी. १०–३९।।

અર્થ—હે અર્જુન ! સમસ્ત પ્રાણીઓનું બીજ તે હું છું, ચરાચર પ્રાણીમાત્રમાં એવું કોઇ નથી કે જે મારા વિનાનું હોય.

જે છે તે સર્વ ઈશ્વરમાંથી છે, વળી પ્રભુએ કહ્યું છે કેઃ—

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ।। गी. ६–२९ ।।

અર્થ—સર્વ ઠેકાણે સમદૃષ્ટિથી જોનારો યોગી સર્વ પ્રાણીઓમાં આત્માને રહેલો જુએ છે અને આત્મામાં સર્વ પ્રાણીઓને રહેલાં જુએ છે. એટલે કે સર્વત્ર આત્મદર્શન કરે છે.

વળી કહેલું છે કેઃ—

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ गी. ६-३१ ॥

અર્થ—એક મારોજ આશ્રય પકડીને સર્વ પ્રાણીઓમાં રહેલા મને ભજે છે, તે યોગી બધી રીતે અને હમણાંપણ મારામાંજ છે.

બેટી, આવાં આવાં ઘણુંય પ્રમાણો છે, પણ તારા જેવા શુદ્ધ ભાવનાવાળા નિષ્કામ સાત્વિક ભક્તને એ શા માટે જોઇએ? આપણું નિર્મળ અંતઃકરણ અને તેમાં રહેલી સાત્વિક શ્રદ્ધા એજ સૌથી મોટું પ્રમાણ છે. ઈશ્વર માટેનાં પ્રમાણ શોધવા જવું એ ખરા ભક્તોનું કામ નથી. એવા શુષ્ક તર્કજાળનાં પ્રમાણ શોધનારાઓ સદૈવ બહારજ ભટકતા રહે છે, સત્યનો પ્રકાશ તેઓ પામી શકતા નથી, કારણ કે તેમની આડે અશ્રદ્ધારૂપી મોટી દીવાલ છે અને તેથી તેઓ ઈશ્વરને શોધવા માટે બહાર ફાંફાં મારતાં બહારજ રહી જાય છે. એમ નહિ થવા માટે સર્વને માટે માત્ર એકજ ઉપાય છે અને તે ભક્તિ છે.

---

## ૧૦–ભક્તિ એજ ખરું રસાયન છે, ભક્તિ એજ સંસારનો સત્ય કીમિયો છે

ભેદમાંથી અભેદમાં લઇ જનાર ભક્તિ છે. પારસમણિ તો માત્ર લોઢાનું સોનુંજ બનાવી શકે છે, પણ ભક્તિ તો માણુસને ઈશ્વરમય–ઈશ્વર બનાવી દે છે–એટલે ઈશ્વરના સ્વરૂપમાં મેળવી દે છે. સ્વર્ગનું કલ્પવૃક્ષ અને કામધેનુ દેવતાઓને માત્ર ઇચ્છિત ભોગોજ આપી શકે છે, પણ ભક્તિ તો મનુષ્યને ખુદ ઈશ્વર આપી શકે છે–એટલે ઈશ્વરની પાસે પહોંચાડી શકે છે. સંસારસાગર તરવા માટે, અખંડ આનંદ મેળવવા માટે, પોતાના મૂળ સ્વરૂપમાં જવા માટે, જગતને ખરી મદદ કરવા માટે અને ઈશ્વરને પામવા માટે, ભક્તિ કરતાં બીજો કોઈ પણ સહેલો રસ્તો બ્રહ્માંડમાં નથી. ભક્તિના આનંદ જેવો બીજો કોઇ આનંદ દુનિયામાં નથી. ભક્તિની મધુરતા જેવી મધુરતા પૃથ્વીમાં બીજી એકે નથી. ભક્તિની આર્દ્રતા જેવી આર્દ્રતા બીજા કોઇ પણ વિષયમાં નથી અને ઈશ્વરી જ્ઞાન માટે દુનિયાના સર્વે ધર્મોમાં ભક્તિ કરતાં સહેલો રસ્તો બીજો કોઇ પણ નથી. વેદમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એમ ત્રણ

કાંડ છે, પણ તે ત્રણેનો ભક્તિમાં સમાવેશ થઇ જાય છે. કર્મ તો ભક્તિની સાથેજ રહે છે અને જ્ઞાન, ભક્તિનો પુત્ર છે, એટલે એ ત્રણે એકજ છે. અથવા ભક્તિ સાથેજ છે-ભક્તિમાંથીજ છે. મહાત્માઓ કહે છે કે, જેમ ભોજનના દરેક કોળિયામાં તુષ્ટિ, પુષ્ટિ ને તૃપ્તિ છે તેમજ ભક્તિના દરેક પગલામાં-દરેક પગથિયામાં કર્મ, જ્ઞાન અને ઉન્નતિ છે. પણ બેટી, એક આંકડા વિનાનાં બધાં મીંડાં જેમ નકામાં છે, તેમ ભાવ વિનાની ભક્તિ પણ નકામી છે. ભાવ એજ આંકડો છે અને બીજાં સાધનો તે મીંડાં છે. પ્રથમ આંકડો હોય તોજ મીંડાં કામનાં છે, એકલાં મીંડાંની કિંમત મીંડુંજ છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ—

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ गी. ४–४०॥

અર્થ—અજ્ઞાની, શ્રદ્ધા વિનાનો તથા સંશયવાળો નાશ પામે છે, સંશયવાળાનો આ લોક પણ સુધરતો નથી, તેનો પરલોક પણ બગડે છે અને તેને ક્યાંય પણ સુખ મળતું નથી.

સંશયવાળાં સર્વ કર્મો એવાં છે માટે પ્રભુએ કહેલું છે કેઃ—

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ गी. १७–२८॥

અર્થ—હે અર્જુન! શ્રદ્ધા રાખ્યા વિના જે હોમેલું હોય, દાન કરેલું હોય, તપ કરેલું હોય તથા બીજું કાંઇ કર્મ કરેલું હોય, તે સર્વ અસત્ કહેવાય છે; કારણ કે શ્રદ્ધા વિનાનું જે કરેલું હોય તેનું આ લોકમાં કે પરલોકમાં ફળ મળતું નથી.

બેટી, શ્રદ્ધા વિનાની ભક્તિ નકામી છે. શ્રદ્ધા એ સાધન રૂપિયા જેવું છે અને બીજાં સાધનો દોકડા જેવાં છે, જો આપણી પાસે રૂપિયો હોય તો તેમાંથી ઘણાય દોકડા આવી શકે છે, પણ સો દોકડા વિના રૂપિયો આવી શકતો નથી. માટે કઠિનતાથી મળતા જુદા જુદા થોડાક દોકડાઓ મેળવવા ફાંફાં મારવાં તે કરતાં સહેલાઇથી મળી શકતા રૂપિયાને સંભાળી રાખવો એજ ઉત્તમ છે. એજ ખરા ભક્તો તથા જ્ઞાતિઓનું કામ છે, એજ આત્મોન્નતિનો માર્ગ છે અને તેથીજ આગળ વધવાના બીજા બધા રસ્તા ખુલ્લા થઇ શકે છે. જ્યાંસુધી માણસમાં શ્રદ્ધા ન હોય ત્યાંસુધી તે ગમે તેટલી ઉપલક મીઠી મીઠી વાતો કરે અને ગમે તેટલાં બાહ્યાચારનાં કર્મો કરે, પણ તે ખરો ભક્ત નથી. કારણ

કે શ્રદ્ધા વિના તેને આગળ વધવાના રસ્તાજ મળતા નથી. તેથી તે ગમે તેટલાં ફાંફાં મારવા છતાં જ્યાંનો ત્યાંજ રહી જાય છે. આત્મોન્નતિ માટે શ્રદ્ધા એજ પ્રથમ પગથિયું છે. પૂર્ણ શ્રદ્ધા વિના ખરી ભક્તિ થઇ શકેજ નહિ; એટલુંજ નહિ પણ જ્યાંસુધી મનમાં પાપ હોય ત્યાંસુધી ખરી ભક્તિ થઇ શકેજ નહિ. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ—

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंत मां दृढव्रताः ॥गी. ७–२८ ॥

અર્થ—જે પુણ્યકર્મવાળા માણસોનાં પાપ પૂરાં થયાં હોય, તેઓ સુખદુઃખરૂપી મોહથી છૂટી દૃઢ વ્રતવાળા થઇને મને ભજે છે.

પાપથી છૂટવું એ બહુ મુશ્કેલ છે. મુશ્કેલ છે એ ખરું, પણ એ મુશ્કેલી ત્યાંસુધીજ છે કે જ્યાંસુધી પૂર્ણ શ્રદ્ધાથી સત્ય રસ્તે ચડી શકાયું નથી. એમ છે તો પાપથી બચવું એ મુશ્કેલ નહિ, પણ પાપનો ખ્યાલ આવવો એજ મુશ્કેલ છે અને પાપ કેમ થઇ શકે એજ આશ્ચર્ય છે. પણ આમ થતાં પહેલાં શરૂઆતના ભક્તોને પોતાના કેટલાક વ્યાવહારિક સ્વાર્થનો ભોગ આપવો પડે છે અને કેટલીક મહાન લાલચોમાંથી અને કઠિન પરીક્ષાઓમાંથી પસાર થવું પડે છે. આમ હોવાથી વ્યાવહારિક લોકોને ભક્તોના ધર્મ કઠિન લાગે છે. જો કે ભક્તોને તો તે સ્વાભાવિક છે, એટલુંજ નહિ પણ તેઓ તો તેને જિંદગીનું કર્તવ્યજ સમજે છે અને એવા ધર્મો પાળવાની અહર્નિશ દૃઢ ઇચ્છા રાખે છે. પણ વ્યાવહારિક લોકોને તે કઠિન લાગે છે; કારણ કે તેઓ પોતાના ઘડીક વારના સ્વાર્થ સિવાય બીજું બહુ થોડુંજ જુએ છે.

## ૧૧–ભક્તોના ધર્મ

ભગવાને કહેલું છે કેઃ—

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ गी. १२–१३ ॥

અર્થ—કોઇ પણ પ્રાણીનો દ્વેષ નહિ કરનારો, મૈત્રીવાળો, કરુણાવાળો, મમતારહિત, અહંકારરહિત, ક્ષમાવાળો તથા સુખદુઃખ જેને સમાન છે એવો તથાઃ—

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः मे प्रियः ॥ गी. १२–१४॥

અર્થ-જે હમેશાં સંતોષી, યોગી, શરીર તથા ઇન્દ્રિયોને કાબૂમાં રાખનાર, દૃઢ નિશ્ચયવાળો અને જેણે પોતાનાં મન-બુદ્ધિ મને અર્પણ કરેલ હોય, તે ભક્ત મને વહાલો છે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ गी. १२-१५॥

અર્થ-જેનાથી કોઇ પણ જીવો દિલગીર થતા નથી અને જે પોતે કોઇ પણ જીવોથી દિલગીર થતો નથી તથા જે હરખ, અદેખાઇ, ભય અને ચિંતાથી છૂટેલો છે તે મને વહાલો છે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ गी. १२-१६॥

અર્થ-જે ઇચ્છા વિનાનો, પવિત્ર, ચતુર વૈરાગ્યવાળો, દુઃખ વિનાનો ને બધી જાતના આરંભનો પૂરેપૂરો ત્યાગ કરનારો હોય, તે મારો ભક્ત છે ને તે મને વહાલો છે.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १२-१७॥

અર્થ-જેને હરખ નથી, શોક નથી અને કાંઇ પણ ઇચ્છાજ નથી તથા સારું ને માઠું બન્નેનો ત્યાગ કરનાર હોય અને વળી ભક્તિમાન હોય તે મને વહાલો છે.

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवार्जितः ॥ गी. १२-१८॥

અર્થ-શત્રુ ને મિત્ર જેને સરખા છે તથા જેને માનઅપમાન, ટાઢતડકો ને સુખ-દુઃખ સમાન છે અને જે સંગથી તદ્દન છૂટેલા છે તેમજઃ—

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ गी. १२-१९॥

અર્થ-જેને નિંદા તથા સ્તુતિ સરખીજ છે, જે મૌન છે, પ્રારબ્ધયોગથી જે કાંઇ આવી મળે તેમાં જે સંતોષી છે, જે ઘર વિનાનો છે, જે સ્થિર બુદ્ધિવાળો છે અને જે ભક્તિવાળો છે, તે પુરુષ મને વહાલો છે.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ गी. १२-२०॥

અર્થ-વળી જેઓ શ્રદ્ધાવાળા થઇ, પ્રભુમય થઇને અગાઉ કહેલા ધર્મરૂપી અમૃતને મેળવે છે, તે ભક્તો મને બહુ વહાલા છે.

બેટી, જોયું ? ભક્તનાં લક્ષણ કેટલાં બધાં ઉચ્ચ છે. આવા નિયમો પોતાની સ્વાર્થવૃત્તિને લીધે વ્યાવહારિક લોકો પાળી શકતા નથી, માટે તેઓ ભક્તિને ખાંડાની ધાર જેવી કહે છે. ખચીત સ્વાર્થવૃત્તિમાં ડૂબી ગયેલા અહંભાવવાળા લોકો માટે ભક્તિ એવી કઠિનજ છે. પણ જેઓનાં અંતઃકરણ શુદ્ધ છે અને જેઓ વ્યવહાર કરતાં સત્યને વધારે ચાહી શકે છે, તેઓને માટે ભક્તિ જરાય કઠિન નથી; તેઓને તો એ સ્વાભાવિક છે અને એમાંજ તેઓનો આનંદ છે. કારણ કે તેઓનાં હૃદય, શ્રદ્ધા–આસ્થા અને પ્રેમથી ભરેલાં છે, તેથી તેઓ સત્યને સમજી શકે છે, ધારણ કરી શકે છે, અનુસરી શકે છે અને તદ્રૂપ થઇ શકે છે. જેઓ શ્રદ્ધા રાખી શકતાં નથી તેઓનાં હૃદય ભક્તિરસથી તરબોળ થઇ શકતાં નથી અને પ્રેમથી લદબદ થયેલી તન્મયતા તેઓ અનુભવી શકતાં નથી. આવો અલૌકિક લહાવ જેઓ લઇ શકતાં નથી, તેઓની સ્થિતિ શોકજનક છે, તઓનો મનુષ્યજન્મ વૃથા છે. કલ્પવૃક્ષને છોડી કાંટાવાળા બાવળિયામાં જેનું મન લોભાઇ ગયું છે, તેઓ દયાને પાત્ર છે. પ્રભુ ! તેઓને સન્માર્ગ બતાવ. બેટી, સંસારનાં ઇન્દ્રિયજન્ય સુખ તે ઈશ્વરી આનંદ પાસે કાંઇ પણ વિસાતમાં નથી. પ્રભુએ કહેલું છે કેઃ—

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ गी. २–४६ ॥

અર્થ–થોડા પાણીવાળા સ્થાનથી જે કામ થાય છે, તેજ કામ બધી તરફથી ભરેલા મોટા તળાવમાં પણ થાય છે; તેમજ સર્વ વેદમાં કર્મોનાં જે જે ફળ કહેલાં છે, તે બધાં ફળ ઈશ્વરને જાણનાર બ્રાહ્મણને–ભક્તને મળે છે. કારણ કે ઈશ્વરી આનંદમાં બધા આનંદનો સમાવેશ થઇ જાય છે.

ઈશ્વરી આનંદ એજ ખરો આનંદ છે અને એજ સર્વ આનંદોનો આનંદ છે; પણ તે પૂર્ણ ભક્તિ વિના પ્રાપ્ત થઇ શકતો નથી. માટે શુદ્ધ હૃદયથી અખંડ ભક્તિ કરવી, એજ એ આનંદને પ્રાપ્ત કરવાનો સૌથી સહેલામાં સહેલો રસ્તો છે. ભગવાને કહેલું છે કેઃ–

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ गी. ७–२५ ॥

અર્થ–હું યોગમાયાથી ઢંકાયેલો છું, એટલે સર્વને જણાતો નથી. તેથી મોહ પામેલા લોકો મને જન્મમરણરહિત જાણતા નથી.

બેટી, તું શું સમજી? ઈશ્વર ભક્તનેજ પ્રત્યક્ષ થાય છે. અને ઈશ્વરનો સાક્ષાત્કાર થવો એજ મહા આનંદનો આનંદ છે, જેમાં સર્વ આનંદોનો સમાવેશ થઈ જાય છે. તે પૂર્ણ આનંદ એ ઈશ્વરી આનંદજ છે અને તે સાચી ભક્તિથીજ ઉત્પન્ન થઇ શકે છે. ભક્તિથી એ આનંદ કેમ ઉત્પન્ન થાય છે તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ–

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ गी. ७-१४ ॥

મારી આ પ્રસિદ્ધ ગુણવાળી દૈવીમાયા સહેલાઇથી તરી શકાય તેવી નથી, જેઓ મારેજ શરણે છે તેઓ એ માયાને તરી જાય છે.

ભક્તિના બળથી ભક્ત માયાને–અજ્ઞાનને તરી જાય છે, માટે તેને એ ઈશ્વરી આનંદ પ્રાપ્ત થઇ શકે છે અને લોકો માયામાં લપટાઇ ગયેલા છે એટલે તેઓ વિષયના ક્ષણિક સુખમાંજ રાજી રહી શકે છે. ભક્ત અને બીજા લોકો વચ્ચે એજ ફરક છે કે ભક્ત ઉત્તમતાનેજ–સત્યતાનેજ–પ્રકાશનેજ–ઈશ્વરનેજ આસ્થાથી અને પ્રેમથી ચાહે છે અને લોકો અહંભાવને–અજ્ઞાનને અને પોતાની સ્વાર્થવૃત્તિનેજ ચાહે છે. આમ છે માટેજ ભક્ત ઉત્તમ છે અને તે સારુજ તે ઈશ્વરને વિશેષ પ્રિય છે. ભગવાને કહેલું છે કે,

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ गी. ७-१७ ॥

અર્થઃ–તેઓમાં હમેશાં સરખી વૃત્તિવાળો તથા એક ભક્તિવાળો જ્ઞાની શ્રેષ્ઠ છે. કેમકે હું જ્ઞાનીને બહુ વહાલો છું અને જ્ઞાની ભક્ત મને બહુ વહાલો છે.

બેટી, પ્રભુ એમ કહે કે જ્ઞાની ભક્ત મને અત્યંત પ્રિય છે, એ પ્રભુની કેટલી બધી પ્રભુતા છે! અને તે ભક્તની કેટલી બધી મહત્તા છે! કેટલું બધું ભાગ્યશાળીપણું છે! આપણે લોકોના વહાલા રહીને પ્રભુના વહાલા ક્યારે થઇશું? ઈશ્વર! અમે એવું કૃતકૃત્યપણું ક્યારે અનુભવીશું? બેટી, ભક્ત મને બહુ વહાલા છે એમ બોલીનેજ પ્રભુ અટકતો નથી પણ તે કહે છે કે,

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ गी. ९-२२ ॥

અર્થ–જે માણસો અનન્ય થઇને એટલે પ્રભુમય થઇને મારું સ્મરણ કરતે કરતે સંપૂર્ણ રીતે મારી ઉપાસના કરે છે, તે સદાય

સરખા ચિત્તવાળા ભક્તોના યોગક્ષેમને હું સાચવું છું.

બેટી, પ્રભુની દયા જોઇ ? પ્રભુ ભક્તને વહાલા ગણે છે એટલુંજ નહિ પણ તેની સંભાળ રાખે છે અને તે પણ એટલું બધું કરવા છતાં પણ પ્રભુની કૃપાનું વહન અટકતું નથી; તે તો આગળ ને આગળજ વધે છે. પ્રભુ કહે છે કે,

कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ।। गी. ९–३१ ।।

અર્થ–હે કુંતાના પુત્ર ! તું પ્રતિજ્ઞા કરજે કે, ભગવાનના ભક્તનો કદી પણ નાશ થતો નથી. ભક્તને માટે આટલું આટલું કરવા છતાં પણ પ્રભુને સંતોષ થતો નથી; હજી પણ તે કહે છે કે,

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ।। गी. ४–८ ।।

સાધુઓનું–ભક્તોનું રૂડી રીતે રક્ષણ કરવા માટે તથા પાપીઓનો નાશ કરવા માટે અને ધર્મનું સ્થાપન કરવા માટે હું યુગે યુગે અવતાર ધરું છું.

ભક્તને માટે–ભક્તને સુખ આપવા માટે પ્રભુ અવતાર લે છે. ભક્તિની ઉત્તમતા આથી બીજી શી હોઇ શકે ? ઈશ્વરને પ્રિય થવા કરતાં ભક્ત વધારે બીજું શું ચાહી શકે ? અને ભક્તનાં દુઃખ મટાડવા માટે પ્રભુ અવતાર લે એ કરતાં વધારે દયા–એ કરતાં વધારે પ્રેમ–એ કરતાં પ્રભુની વધારે પ્રભુતા, આપણે કેવી રીતે જાણી શકીએ ? અહા ! ધન્ય છે, પ્રભુને ધન્ય છે, તેની કૃપાને ધન્ય છે અને તે કૃપા મેળવનાર ભાગ્યશાળી ભક્તોને પણ ધન્ય છે ! તથા જે પ્રભુની આટલી બધી મહાન દયાનો લહાવ લઇ શકતા નથી અને છતા પ્રકાશે અંધકારમાં રહે છે, છતાં સાધનોએ જે મેળવવવાનું છે તે મેળવતા નથી, અમર જિંદગી છોડી પોતાની ખુશીથી જેઓ મૃત્યુના મુખમાં પડે છે અને અખંડ સત્યને છોડી માત્ર થોડી વારના નજીવા સ્વાર્થ સારુ જેઓ ઈશ્વરથી વિમુખ થાય છે, તેઓને પણ ધન્ય છે ! ધન્ય છે ! બીજું શું કહું ? પ્રભુ, તેઓની ઉપર દયા કર, તેઓને સદ્‌બુદ્ધિ આપ.

બેટી, ભક્તિની જરૂરિયાત, ભક્તિની મહત્તા, ભક્તિનો આનંદ તથા ભક્તનાં લક્ષણ, એ બધું તેં જાણ્યું. હવે ભક્તિ કેવી રીતે કરવી, એ તારે બહુ સ્પષ્ટપણે જાણવું જોઇએ; કારણ કે એમાં ઘણા પ્રકારના ભેદ છે.

# ૧૨-ભક્તિ કોની કરવી જોઇએ?

ગીતામાં કહેલું છે કેઃ—

यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः।

प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः॥ गी. १७-४॥

અર્થ-સાત્ત્વિક માણસો ઈશ્વરને પૂજે છે, રજોગુણી લોકો યક્ષ રાક્ષસને પૂજે છે અને તમોગુણી લોકો ભૂતપ્રેત વગેરેને પૂજે છે.

સાત્ત્વિક દેવનીજ ભક્તિ કરવી જોઇએ; બીજી બધી ભક્તિ ઊતરતા પ્રકારનીજ છે. આ બાબત બહુ સ્પષ્ટ છે. કારણ કે હું જોઉં છું કે, શુદ્ધ ચિત્તવાળા, નિષ્કામ જ્ઞાની ભક્તો, સદૈવ પરમ-પવિત્ર એક મહાન ઈશ્વરનેજ ભજે છે. ખરા ભક્તના હૃદયમાં ઊતરતા પ્રકારના દેવનો ખ્યાલજ આવી શકતો નથી. બીજા દેવો મોટા મોટા ભોગો-અપવિત્ર બળિદાનો અને દેહકષ્ટિ વગેરે પોતાના ભકતો પાસે માગે છે અને તે ન મળે તો કોપિત થઇ જાય છે; ત્યારે મહાન દયાળુ પ્રભુ કહે છે કે,

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।

तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥ गी. ९-२६॥

અર્થ-શુદ્ધ બુદ્ધિથી ભક્તિ વડે જે મને પાંદડું, ફૂલ, ફળ કે જળ આપે છે, તે હું અંગીકાર કરું છું.

પત્ર, પુષ્પ, ફળ અને જળથી પ્રભુ બહુ ખુશી થાય છે તે શા માટે? આપણે પ્રીતિથી આપીએ છીએ માટે, આપણા અનુગ્રહને માટે. બેટી, તું પ્રભુની દયા જો! પ્રભુની દયા જો! પ્રભુની પ્રભુતા તો જો! અનંત, અખંડ ઐશ્વર્યનો સ્વામી પાંદડાં, ફૂલ, ફળ અને પાણીથી સંતુષ્ટ થાય છે. ધન્ય છે, પ્રભુ! ધન્ય છે! પ્રભુ! શા માટે તમે આવી સહેલી વસ્તુઓ પસંદ કરી? સંસારનાં સર્વ મનુષ્યો એનો એકસરખી રીતે સહેલાઇથી ઉપયોગ કરી શકે માટેજ કે? એનુંજ નામ ઈશ્વરની સમદૃષ્ટિ છે. એનુંજ નામ પ્રભુની પ્રભુતા છે. પણ બેટી, યાદ રાખજે કે, પત્ર, પુષ્પ, ફળ અને જળમાં બળ નથી. ભગવાન કહે છે કે, તે પ્રીતિથી અર્પણ કરવું જોઇએ. પ્રેમમાં બળ છે. હૃદયના ઉમળકાથી, ખરી દીનતાથી અને અહંતાભાવ છોડીને, પ્રભુની ઇચ્છા પૂર્ણ કરવાને ખાતર, તારી શક્તિના પ્રમાણમાં જેને ઘટે તેને તે મહાન પ્રભુના નામથી શુદ્ધ ભાવનાથી આપવું જોઇએ. આમ થાય ત્યારેજ પ્રભુ તેને પ્રીતિથી

સ્વીકારે છે. ઈશ્વરાર્પણ એ ભક્તિમાર્ગમાં ખાસ મુખ્ય બાબત છે અને પત્રં-પુષ્પં-ફલં-તોયં એ પણ ઈશ્વરાર્પણનું શરૂઆતનું પગથિયું છે; માટે શ્રદ્ધા અને પ્રેમથી તેનો સ્વીકાર કરવો જોઇએ. હવે પ્રભુ ભક્તિના બીજા સહેલા રસ્તા દેખાડે છેઃ-

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ गी. १२-८॥

અર્થ-તું મારામાંજ મન પરોવ, બુદ્ધિને પણ મારામાંજ જોડ, એટલે આ શરીર પડ્યા પછી તું મારામાંજ રહીશ, એમાં સંદેહ નથી. જો એમ ન બની શકે તો ગીતામાં જણાવ્યા મુજબઃ—

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ गी. १२-९॥

અર્થ-હે અર્જુન! તું જો મારામાં ચિત્ત સ્થિર રાખી શકતો ન હોય તો યોગના અભ્યાસ વડે મને પામવાની ઇચ્છા કર. જો એમ પણ ન બની શકે તોઃ-

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ गी. १२-१०॥

અર્થ-જો તારાથી એ અભ્યાસ પણ ન બને તો મારાં કર્મોમાં (પ્રભુના રસ્તામાં, ભક્તિમાં) લાગી જા. મારે માટે કર્મ કરવાથી કર્મ કરવા છતાં પણ તું સિદ્ધિ પામીશ.

જો એમ પણ ન બની શકે તોઃ-

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ गी. १२-११॥

અર્થ-જો એવાં કર્મો પણ તારાથી ન થાય, તો મારા શરણુનો આશરો રાખી મન વશ કરીને સર્વ કર્મનાં ફળની ઇચ્છાનો ત્યાગ કર.

કર્મોનાં ફળ છોડવાં એટલે કર્મોમાં આસક્તિ ન રાખવી અને તેના ફળની ઇચ્છા ન રાખવી. એમ થવા માટે કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાં જોઇએ. તેને માટે પ્રભુ વધારે સ્પષ્ટતાથી કહે છે કેઃ-

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥६॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ गी. १२-७॥

અર્થ-જે બહુ પ્રીતિવાળા થઇને સર્વ કર્મો મનેજ સોંપી દે

છે તથા અનન્ય ભાવથી મારુંજ ચિંતવન કરે છે અને મારીજ ઉપાસના કરે છે; (૬) હે અર્જુન ! મારામાં જેનાં મન પરોવાઇ ગયાં છે, તેઓનો આ મરણવાળા સંસારસાગરમાંથી હું તરતજ રૂડી રીતે ઉદ્ધાર કરું છું.

જે એ પ્રમાણે કર્મો ઈશ્વરને અર્પણ કરીને તન્મય બની જાય છે, તેઓનો સંસારસાગરમાંથી ઉદ્ધાર કરવા માટે પ્રભુ વચન આપે છે.

હવે આપણે જાણવું જોઇએ કે, ભગવાનમાં જેઓનું ચિત્ત પરોવાઇ ગયેલું છે, તે ભક્તો કેવી રીતે વર્તે છે. તેને માટે પ્રભુએ ગીતામાં કહેલું છે કેઃ-

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ गी. २-५१ ॥

અર્થઃ-જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને તજી દેશે, ત્યારે તને સાંભળવાયોગ્ય તથા સાંભળેલા વિષયોમાં વૈરાગ્ય ઊપજશે.

આવી સ્થિરતા થયા પછી તે ભક્ત શું કરે છે, તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ-

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ गी. ९-१४ ॥

અર્થઃ-મહાત્માઓ હમેશાં મારું કીર્તન કરે છે, યત્નપૂર્વક દૃઢ વ્રત કરે છે, મને નમસ્કાર કરે છે અને મારી ભક્તિથી સમાન ચિત્તવાળા થઇને મારીજ ઉપાસના કરે છે.

વળી પ્રભુએ કહેલું છે કેઃ-

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ गी. १०-९ ॥

અર્થઃ-મારામાંજ જેમનું મન છે અને મારામાંજ જેમનું જીવન છે, તેઓ એકબીજાને મારોજ ઉપદેશ આપે છે અને મારીજ વાતો કરવામાં સંતોષ તથા આનંદ પામે છે.

જે એ પ્રમાણે વર્તી શકે છે તે ભાગ્યશાળી ભક્તો ઉપર પ્રભુ શી કૃપા કરે છે, એ હવે તારે જાણવું જોઇએ. તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ-

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ गी. १०-१० ॥

અર્થઃ—હમેશાં મારામાં જોડાયેલા તથા પ્રીતિપૂર્વક મને ભજનારાઓને હું એવા પ્રકારની બુદ્ધિ આપું છું, કે જેથી તેઓ મને પામે છે.

બેટી, ભક્તિમાર્ગનો આ ક્રમ સમજવા જેવો છે. ભક્તના ઉદ્ધાર માટે જ્યારે તેનું અંતઃકરણ શુદ્ધ થાય ત્યારે પ્રભુ તેને જ્ઞાન આપે છે. એ જ્ઞાનથી ભક્ત ઈશ્વરનું સ્વરૂપ ઓળખી શકે છે અને તેમાં સ્થિરતા પામી શકે છે; પણ એમ થતાં પહેલાં—ઈશ્વરને ઓળખવા પહેલાં—તેની પાસે જવાનો માર્ગ જાણવાની જરૂર છે. એ માર્ગ મેં તને ઉપર બતાવેલો છે, પણ એટલાથીજ પ્રભુ રાજી થઈ જતો નથી. તે કહે છે કેઃ—

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ गी. ८–१४ ॥

અર્થઃ—હે અર્જુન! બીજી કોઈ પણ વસ્તુમાં આસક્તિ રાખ્યા વિના આખી જિંદગી સુધી જે હમેશાં મારું સ્મરણ કરે છે, તે સમદૃષ્ટિવાળા યોગીઓને હું સહેલો છું.

અનન્ય ભાવથી દર પળે ઈશ્વરને ભજવો જોઈએ; એટલુંજ નહિ પણ તેની સાથે કર્મો પણ કરવાં જોઈએ. તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ—

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ गी. ८–७ ॥

અર્થઃ—તે સારુ સર્વ કાર્યમાં મારું સ્મરણ કર અને યુદ્ધ કર. એટલે કે પોતપોતાનો ધર્મ પાળો. મને સોંપી દીધેલાં મનબુદ્ધિવાળો તું મનેજ પામીશ, એમાં સંદેહ નથી.

ભગવાન ખાતરી આપે છે કે, હે અર્જુન! આવી રીતે વર્તવાવાળો મનેજ પામે છે, એમાં કાંઈ સંશયજ નથી.

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ गी. ८–८ ॥

અર્થઃ—હે અર્જુન! જેનું મન બીજે ઠેકાણે જતું નથી તથા જે હમેશાં પરમાત્માના ચિંતનનો અભ્યાસ કરે છે, તે મહાન અલૌકિક પ્રભુને પામે છે.

આવો ભક્ત પૂર્ણતાએ પહોંચ્યા પછી છેવટે સર્વત્ર ઈશ્વરદર્શન કરે છે અને એજ ભક્ત દુર્લભ છે. પ્રભુએ કહેલું છે કેઃ—

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ गी. ७-१९ ॥

અર્થઃ–ઘણા જન્મો પછી અંતે આ બધું પ્રભુમય છે એમ સમજીને મને શરણ થાય છે, તે જ્ઞાની–મહાત્મા અતિ દુર્લભ છે.

ઈશ્વર જેને દુર્લભપણું કહે છે તેવી પૂર્ણતાની સ્થિતિ સાચી ભક્તિ વિના મળતીજ નથી, તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ–

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ गी. ८-२२ ॥

અર્થઃ–જેની અંદર આ સર્વ ભૂતો રહેલાં છે અને જે આ સર્વમાં વ્યાપી રહેલો છે, તે ઉત્તમ પ્રભુ અનન્ય ભક્તિથીજ મળે છે.

વળી કહ્યું છે કેઃ–

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ गी. ११-५४ ॥

અર્થઃ–હે અર્જુન! હે પરંતપ! અનન્ય ભક્તિ વડેજ હું યથાર્થરૂપે જાણી શકાઉં છું, પ્રત્યક્ષ જોઇ શકાઉં છું, તથા સહેલાઇથી મળી શકું છું.

બેટી, તું ભક્તિનું રહસ્ય તો જો! પ્રભુને તેનું વર્ણન કરતાં સંતોષ થતો નથી. વારે વારે જ્યાંત્યાંથી–દરેક બાબતમાંથી તે એની એ વાત લાવે છે. કારણ કે સંસારસાગર તરવા માટે ભક્તિ વિના બીજો કોઇ સહેલો રસ્તો નથી, તેથી પ્રભુ વારેવારે ભક્તિને વખાણે છે. પ્રભુ પોતે જેને એટલી બધી શ્રેષ્ઠ સમજે છે ને કહે છે તે ભક્તિનો જો આપણે આદર ન કરીએ, તો આપણો આદર પ્રભુ પાસે કેમ થશે? પ્રીતિથી ભક્તિ ન કરવી, એ કરતાં પ્રભુની બીજી મોટી અવજ્ઞા કઇ? ભક્તિને માટે પ્રભુ વળી પણ કહે છે કેઃ–

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ गी. ११-५५ ॥

અર્થઃ–હે અર્જુન! જેને કોઇ પણ વસ્તુમાં વેર નથી, જેણે બધી વસ્તુમાંથી આસક્તિ છોડી દીધેલી છે, જે મારે માટેજ કર્મ કરે છે અને જેને હુંજ મુખ્ય છું, એવો મારો ભક્ત મનેજ પામે છે.

માત્ર લૂખી ભક્તિજ નહિ પણ ભક્તિની સાથે પ્રભુએ કહેલાં ઉપર જણાવેલાં બધાં સાધનો હોવાં જોઇએ, તોજ તે પૂર્ણતાએ પહોંચી શકે છે. તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ–

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ गी. ७–२९ ॥

અર્થઃ–જેઓ મારું શરણ પકડે છે, તેઓ સર્વ કર્મને જાણે છે; આત્મજ્ઞાનને જાણે છે અને પ્રભુને પણ જાણે છે તથા જન્મ-મરણથી છૂટી જાય છે.

ભક્તિથી પોતાનું અને જગતનું કલ્યાણ થાય છે અને પ્રભુને તેના ખરા સ્વરૂપમાં ઓળખી શકાય છે, એટલુંજ નહિ પણ પ્રભુને પ્રાપ્ત કરી શકાય છે. માટેજ ભક્ત ઉત્તમ છે. ભક્ત ઉત્તમ છે તે માત્ર વ્યવહારમાંજ નહિ, પણ પ્રભુની પાસે પણ તે ઉત્તમ છે. પ્રભુએ પોતે તે સ્વીકારેલું છે. પ્રભુ કહે છે કેઃ–

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ गी. ६–४७ ॥

અર્થઃ–સર્વે યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન થઈ મારામાં ચિત્ત પરોવીને મારુંજ ભજન કરે છે, તેને હું ઉત્તમ યોગી માનું છું.

પ્રભુ પોતે પૂર્ણ ભક્તની આટલી બધી ઉત્તમતા કહે છે તેનું કારણ એ છે કે, એ ભક્તો દુસ્તર સંસારસાગરને તરી જાય છે, એટલુંજ નહિ પણ પ્રભુમય બની જાય છે. હવે તેઓને જન્મ-મરણ નથી. ભક્તોને જન્મ–મરણ નથી એ માત્ર મોઢે બોલવા-નીજ વાતો નથી, તેમ કોઇ મહાન કવિની ઉમદા કલ્પનામાત્ર પણ નથી. પ્રભુએ પોતે એ માટે વચન આપેલું છે. કહ્યું છે કેઃ–

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥ गी. ८–१५ ॥

અર્થઃ–મને પામ્યા પછી મહાત્માઓ ફરીથી દુઃખના ઘરરૂપ અનિત્ય જન્મને પામતા નથી, તેઓ મુક્તિજ પામે છે.

આટલે બધે મોટે દરજ્જે પહોંચવા માટે પ્રભુ કેટલો બધો સહેલો રસ્તો બતાવે છે! એ જ્યારે જોઇએ છીએ અને સમજીએ છીએ, ત્યારે પ્રભુની મહાન દયા માટે, એ દયાનો પૂર્ણ લહાવો લેનાર ભક્તોનાં હૃદય ઉપકારવૃત્તિથી દ્રવીભૂત થઇ જાય છે અને તેઓનાં અંતરમાંથી ધન્ય પ્રભો ધન્ય! જય થાઓ, જય થાઓ! સચ્ચિદાનંદની જય થાઓ! એવા આનંદદાયક શબ્દો સ્વાભાવિક રીતે નીકળી પડે છે. બેટી, એ અતિ ટૂંકામાં ટૂંકા રસ્તા માટે પ્રભુ શું કહે છે, તે તું સાંભળઃ–

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥गी. ९-३४॥

અર્થઃ-મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું પૂજન કર અને મને નમસ્કાર કર. એ પ્રમાણે મારે શરણે થવાથી મારામાં ચિત્ત સ્થિર કરીને તું મનેજ પામીશ

આમાં કર્મોની કડાકૂટ નથી, યોગની કઠિનતા નથી, જ્ઞાનની ગહનતા નથી, લાંબાપહોળા વિધિનિષેધની સૂક્ષ્મ આંટીઘૂંટીઓ નથી; અહીં તો માત્ર સર્વને છોડીને અને સર્વમાં રહીને ઈશ્વરમય બની જવાનું છે. ભક્તને-અર્જુનને પ્રભુ કહે છે કેઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ गी. १८-६५ ॥

અર્થઃ-તું મને વહાલો છે માટે સોગન ખાઇને સત્ય કહું છું કે, તું મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું પૂજન કર ને મને નમસ્કાર કર, એટલે તું મને પામીશ.

આ કરતાં વધારે પ્રભુ બીજું શું કહે? એ કરતાં વધારે સહેલો રસ્તો જગતમાં બીજો શું હોઇ શકે? ભક્તોને પોતાના ઉદ્ધાર માટેની એ કરતાં વધારે ખાતરી પ્રભુ એ કેવી રીતે આપી શકે? આ કરતાં વધારે પ્રેમ ભક્તો ઉપર બીજી કઇ રીતે દેખાડી શકાય? ભક્તોના ઉદ્ધાર માટેની પ્રભુની આવી પ્રતિજ્ઞા કરતાં તેની મહાન દયા બીજી કેવી હોઇ શકે? બેટી, મને તો એ કરતાં વિશેષ કાંઇ જણાતું કે સમજાતું નથી અને બીજું કાંઇ જાણવા ચાહતો પણ નથી; કારણ કે જે એકને જાણવાથી બધું જાણી શકાય છે, તેને છોડીને જે બધું જાણવાથી પણ તત્ત્વને જાણી શકાતું નથી, તે જાણવા હું શા માટે જાઉં? કોઇ પણ ખરા ભક્તો પ્રભુની માયાને જાણવા ચાહતા નથી; માત્ર પ્રભુનેજ જાણવા ઇચ્છે છે. જેઓ પ્રભુની માયાને જાણવા ઇચ્છે છે, તેઓ એ માયામાંજ રહી જાય છે. માટેજ પ્રભુએ કહેલું છે કેઃ-

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥गी. १८-६६॥

અર્થઃ-સર્વ ધર્મોને બરોબર રીતે ત્યાગીને એક મારું શરણુ પકડ; હું તને સર્વ પાપથી છોડાવીશ, તું શોક ન કર.

બેટી, હવે તારે બીજું શું જોઇએ? હવે અફસોસ કરવાનો અવકાશ ક્યાં રહ્યો? હવે ધર્મની જાળ ક્યાં રહી? હવે પાપ ક્યાં

રહ્યું ? ઈશ્વરના શરણમાં પડી જા. બેટી, પ્રભુમય બની જા. ત્યાં પાપ નથી, શોક નથી, વિધિનિષેધ નથી, જગત નથી, કાળ નથી; ત્યાં તો પરમસત્ય છે, અખંડ વિશુદ્ધિ છે, અનંત જ્ઞાન છે, મહાન સ્વયંપ્રકાશ છે. ત્યાં તો બેટી, અખંડ આનંદજ છે. જય સચ્ચિદાનંદ ધ્વનિ જગાડતી તું એ અખંડ આનંદરૂપે બની જા. એવીજ ભાવના રાખ અને ધર્મોના કૂપમાં સંકલ્પવિકલ્પથી ઊપજેલા વિધિનિષેધની જાળમાં અને પંડિતાઇના વિતંડાવાદ તથા શુષ્ક તર્કારણ્યમાં નહિ ફસાતાં પ્રભુને શરણે જા–પ્રભુને શરણે જા. એ કરતાં સહેલો અને સાચો રસ્તો બીજો કોઇ પણ નથી. मामेकं शरणं व्रज । એ મહાવાકય હૃદયમાં કોરી રાખ અને ક્ષણેક્ષણે તેનો અનુભવ લીધા કર, તો તું મુકત થઇ જઈશ, એમાં સંશય નથી. પ્રભુને શરણે થઈ જવું એજ ભક્તિમાર્ગનો સાર છે, એજ તત્ત્વ છે, એજ મુશ્કેલ છે–એજ સહેલું છે ને એથીજ મુક્તિ છે. કેટલાક મહાત્માઓ કહે છે કે, એજ મુકિત છે. બેટી, તું પ્રભુનું શરણ ધરી લે, એજ તરવાનો સાચો ને ટૂંકો રસ્તો છે.

બાઇ, ઈશ્વરની કૃપાથી આપણને સદ્‌ગુરુ મળેલા છે, એ ભાગ્યશાળીપણું છે. ગુરુની કૃપાથી આપણે આપણો માર્ગ સ્પષ્ટતાથી સમજી શકેલાં છીએ અને તેથી ઝડપથી આગળ વધી શકીએ છીએ. એ ગુજીએ તમને ઈશ્વરને પામવા માટેનો ટૂંકો રસ્તો "સેવાધર્મ" દેખાડેલ છે. મનુષ્યમાત્રની બની શકે એટલી સેવા કરવી એ ઈશ્વરને પામવાનો જેમ સૌથી સહેલો માર્ગ છે, તેમ કેવળ ઈશ્વરનેજ શરણે થઇ જવું એ પણ ઈશ્વરને પામવા માટેનો ટંકો અને સૌથી સલામત રસ્તો છે. આવા રસ્તાઓ ખુલ્લી રીતે દેખાડી આપવા એજ ગુરુઓનું કામ છે અને એજ સૌથી મુશ્કેલ છે. કારણ કે એમાંજ બધાઓ ભૂલ ખાઈ જાય છે અને તેથી તેમના ચેલાઓ ગોથાં ખાતાજ રહી જાય છે.

ઈશ્વરી સત્ય માર્ગ દેખાડવાનું કામ મુશ્કેલ છે, માટેજ ગુરુનો દરજ્જો શ્રેષ્ઠ છે. એ માર્ગથીજ ઈશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે. માટેજ તે રસ્તો દેખાડનાર ગુરુને શાસ્ત્રોમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માનેલ છે. ગુરુની જવાબદારી કેટલી મોટી છે, એ હવેજ હું બરાબર રીતે સમજી શકું છું. જો દુનિયાના કહેવાતા બધા ધર્મગુરુઓ ગુરુઓની ફરજ, તેમની ગંભીર જવાબદારી, તેમની મુશ્કેલીઓ અને તેમની મહત્તા સ્પષ્ટતાથી સમજતા હોય તો મને ખાતરી છે કે, એવા પોતેજ

અપૂર્ણ રહેલા ગુરુઓ કદી પણ બીજા લોકોને પોતાના ચેલા બનાવેજ નહિ. હું જ્યારે પવિત્ર યોગિનીને મળવા ગઈ હતી, ત્યારે મેં તેમને વિનયથી ખરા દિલથી કહ્યું હતું કે, માતાજી! મને તમારી ચેલી બનાવો. ત્યારે તેઓ સહેજ હસ્યાં, મારી સામું જોઈ રહ્યાં અને પછી મીઠાશથી–ધીમેથી બોલ્યાંઃ–

બેટી, દુનિયા ખોટે રસ્તો દોરાઈ ગઈ છે એ કોની કૃપાથી? ચેલા મૂંડનારા ગુરુઓની કૃપાથી. ગુરુઓએ કદાચ બધું છોડયું હોય પણ અફસોસ કે, ચેલા મૂંડવાનો લોભ તેઓ છોડી શકતા નથી. તેથી તેઓ પોતે વચમાંજ રહી જાય છે અને ચેલાઓને બિલકુલ વગરજરૂરની ગલીકૂંચીઓમાં ભટકાવી મારે છે; કારણ કે જેઓને પોતાને ખરો રસ્તો મળ્યો નથી, તે બીજાઓને ખરો રસ્તો કેવી રીતે બતાવી શકે? જેઓ પોતે પોતાનેજ મદદ કરી શકતા નથી, તેઓ બીજાઓને શું મદદ આપી શકે? જેઓ પોતેજ અંધકારમાં છે, તેઓ બીજાઓને પ્રકાશનાં કિરણ ક્યાંથી આપશે? બેટી, ખરા ગુરુઓ સર્વ લોકોને પોતાથી બની શકતી વાજબી મદદ કરવા ઈચ્છે છે, પણ કોઇને પણ પોતાના ચેલા કરવા ઇચ્છતા નથી. એક મહાત્માએ કહ્યું હતું કે, માણસને માત્ર ઈશ્વરજ પોતાના ચેલા બનાવી શકે, કોઇ પણ માણસને પોતાના બંધુઓને ચેલા બનાવવાનો હક નથી, ચેલામાં ને ગુલામગીરીમાં ફરજ શું? શા માટે ઈશ્વરે બક્ષેલી મનુષ્યની અખંડ સ્વતંત્રતા ચેલા બનાવી છીનવી લેવી જોઇએ?

બેટી, એ મહાત્માએ વિશેષ એમ પણ કહ્યું કે, હું ગુરુ અને તે ચેલો એવું અભિમાન તત્ત્વજ્ઞાનીને શા માટે જોઇએ? ખરા જ્ઞાનીઓ એવો ભેદ માનીજ કેમ શકે? પ્રભુને વિનય ગમે છે. જેનામાં સત્ય વિનય ન હોય અને પૂર્ણ અહંભાવ ન છૂટયો હોય તે મહાત્માજ કેમ કહેવાય? અને જેમનો અહંભાવ છૂટી ગયો હોય તથા જેઓ आत्मवत् सर्वभूतेषु એવો સર્વત્ર પ્રત્યક્ષ અનુભવ કરતા હોય, તેવા મહાત્માઓ પોતાના બીજા બંધુઓને ચેલા માનીજ કેમ શકે? તેમના મનમાં એ ખ્યાલ પણ કેમ આવી શકે? એવા મહાત્માઓની પાસે તો સદૈવ ભ્રાતૃભાવજ છે. ભ્રાતૃભાવ એ પણ ઊતરતા પ્રકારનો શબ્દ છે, પણ આપણી ભાષામાં એ કરતાં વધારે અનુકૂળ શબ્દ મળતો નથી એટલે તે વાપરવો જોઇએ. જ્યાં ભ્રાતૃભાવ પણ ટકી શકતો નથી, ત્યાં ચેલાનો તો અવકાશજ ક્યાં

રહ્યો ? ગુરુ-ચેલાપણું ત્યાં નથી. ગુરુ-ચેલાપણું તો જુદા જુદા મતની જુદી જુદી ગલીઓમાં ભૂલા પડેલા અર્ધદગ્ધોને માટેજ છે; ખરા મહાત્માઓને માટે નથી. ખરા મહાત્માઓ પાસે તોઃ-

पंडिताः समदर्शिनः । (गी. ५-१८)
सर्वभूतहितेरताः । (गी. ५-२५)
आत्मौपम्येन सर्वत्र । (गी. ६-३२)
अभेददर्शिनः मोक्षः संसारोभेददर्शिनः। वेदांत डींडीम.
वासुदेवः सर्वमिति । (गी. ७-१९)
यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन । ( „ १०-३९)
सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि । ( „ ६-२९)
सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः । ( „ ६-३१)

અને છેવટે ખરા મહાત્માની સ્થિતિ તો

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति । (गी. ६-३०)

એવીજ હોય છે, ત્યાં ચેલાપણું કયાં રહ્યું ? એવા મહાત્માઓ ભ્રાતૃભાવથી બીજાઓને મદદ કરવી એજ પોતાનું કર્તવ્ય સમજે છે.

परोपकाराय सतां विभूतयः એ શાસ્ત્રવાકય પ્રમાણે સંતોની વિભૂતિ પરોપકારને માટેજ છે, ચેલાઓ બનાવવા માટે નહિ, નવા નવા પંથો સ્થાપવા માટે નહિ, પોતાને મોટા મનાવવા માટે નહિ, પણ ઈશ્વરને ઓળખાવવા માટેજ મહાત્માઓનું જ્ઞાન છે. ઈશ્વરને ઓળખાવવો એજ મહાત્માઓનું કર્તવ્ય છે. એ કર્તવ્ય બજાવવાથીજ તેઓ મહાત્મા થયેલા છે. પ્રભુની શ્રેષ્ઠતા આપણે સમજી શકીએ તેવી રીતે તેઓ બતાવી શકે છે માટેજ તેઓ શ્રેષ્ઠ છે. ઈશ્વરી પ્રકાશમાંથી પ્રકાશ લઇને દુનિયાને પ્રકાશ આપી શકે છે માટેજ તેઓ મહાત્મા છે. ચેલા બનાવવા માટે તેઓ મહાત્મા નથી. બેટી, મારા બોલવાની મતલબ તું બરાબર સમજી ? ઈશ્વરી હિતમાંથી હિતને ખાતર હિત લઇને પૂર્ણ પ્રેમથી-સાત્વિક શ્રદ્ધાથી ખરી રીતે જેણે પોતાના બંધુઓની-જગતની નિઃસ્વાર્થપણે સેવા બજાવેલી છે તેઓજ મહાત્મા છે, તેઓજ પૂજનીય છે, તેઓજ ખરા ગુરુ છે તોપણ તેઓ આપણને પોતાના ચેલા સમજતા નથી એજ તેઓની શ્રેષ્ઠતા છે. એવા મહાત્માઓને ગુરુ માનવાની આપણી ફરજ છે; કારણ કે તેઓ રસ્તો દેખાડનાર છે, પણ તેઓને આપણને ચેલા માનવાનો અવકાશ નથી. પાછળ રહી ગયેલા પોતાના બીજા ભાઇઓને રસ્તો બતાવવો એ

તેઓનું કર્તવ્યજ છે. તેઓની ને આપણી વચ્ચે એટલોજ ભેદ છે કે, તેઓ જેટલા પ્રકાશમાં છે તેટલા પ્રકાશમાં આપણે નથી, ને જ્યાં પહોંચવાનું છે ત્યાં તેઓ અગાઉથી પહોંચ્યા છે અને આપણે પાછળથી પહોંચીશું. એ સિવાય બીજો કાંઇ પણ ભેદ નથી. બેટી, તું કોઇની ચેલી થઇશ મા અને કોઇને ચેલાચેલી બનાવીશ મા એ મારો ઉપદેશ છે. કારણ કે એમ થવાથી માણસ અમુક ટૂંક મર્યાદામાં બંધાઇ જાય છે એટલે તેના આચાર-વિચાર સાંકડી હદમાં રહી જાય છે તેથી તે પોતાનામાં રહેલી મહાન શક્તિ સમજી શકતો નથી, ઘાણીના બેલની પેઠે ટૂંકા ગોળ ચકરાવામાં ફર્યા કરે છે અને જ્યાંનો ત્યાંજ રહી જાય છે.

મને એક વિદ્વાન યુવાન સંન્યાસીએ કહ્યું હતું કે, જો માણસોને ધર્મોની જાળમાં ન બાંધી લીધાં હોત, તો તેઓએ કદાચ વધારે ઉન્નતિ મેળવી હોત. કારણ કે દરેક પ્રાણીઓનાં હૃદયમાં સ્વભાવથીજ ઉન્નતિ મેળવવાનું લક્ષણ રહેલું છે. એટલે દરેક પ્રાણી પ્રેરણાબુદ્ધિથી, સ્વભાવથી અને સ્પષ્ટ નહિ થતા કાંઇક આકર્ષણથી, કુદરત તરફ સદૈવ ખેંચાયેલાંજ રહે છે. જો તેઓને અમુક જાળમાં-અમુક મર્યાદામાં-અમુક વિચારમાં ન બાંધી લીધાં હોત અને તેઓનાં કુદરતી બળ પ્રમાણે-આંતરિક પ્રેરણા પ્રમાણેજ છૂટથી ચાલવા દીધાં હોત, તો તેઓ બહુ જલદીથી-બહુ સહેલાઇથી ઉન્નતિ મેળવી શકત.

આ સાંભળી મારી આંખો ચમકવા લાગી. હું કાંઇક વધારે રસથી એ વાત સાંભળવા લાગી; કારણ કે મારે માટે આ વિચારો નવીન હતા અને મને તે ઠીક લાગતા હતા. પણ એટલામાં યોગિની માતાજી બોલ્યાંઃ બેટી, આ કલ્પના તને મજાની લાગી હશે પણ મને તે અપૂર્ણ લાગે છે. માણસને કાંઈક અવલંબન જોઇએ, કારણ કે અંતરની પ્રેરાણા પ્રમાણેજ ચાલે એવુંજ માણસનું ખાસ બંધારણ નથી. માટે અંતરની પ્રેરણાને ખુલ્લી રાખી તે ચાલી શકે એવી છૂટ તથા આડાઅવળો જતો તેને અટકાવી શકે એવો અંકુશ તેને માથે જોઇએ. એ છૂટ તથા અંકુશ અને તેની સાથે એકલી પ્રેરણાશક્તિથી બહુજ લાંબે કાળે જે જાણી કે મેળવી શકાય, તે તરત જણાવી કે મેળવી દેનારું તથા એ છૂટ અને અંકુશને જુદાં જુદાં ન રહેવા દે અને પોતે પણ તેનાથી જુદું ન રહે, એવું ઐક્ય કરનારું કોઈક તત્ત્વ જોઇએ. એ ત્રિપુટીનું નામ

ધર્મ છે અને તેજ મનુષ્યનું અવલંબન છે; અવલંબન એટલા માટે કે એથી મનુષ્ય અંતરની પ્રેરણા પ્રમાણે પોતાના મૂળ સ્વરૂપ તરફ જઇ શકે છે, રસ્તામાં ભય તથા લાલચોથી બચી શકે છે. જે જાણવાનું તથા મેળવવાનું તત્ત્વ છે, તે તત્ત્વ સહેલાઇથી-જલદીથી અને સ્પષ્ટતાથી મેળવી શકે છે તથા તેની એકતા કરે છે.

બેટી, એકલી પ્રેરણાશક્તિ આટલું બધું કરી શકે નહિ. તે ખાડામાં પડતા બચાવે, પણ ઉપર લઇ જઇ શકે નહિ, માટેજ સ્વાભાવિકતા, અંકુશ અને રહસ્ય એ ત્રિપુટીનું નામ ધર્મ છે અને તેજ મનુષ્યનું અવલંબન છે. એનુંજ નામ સનાતન ધર્મ છે, કારણ કે તે કુદરતી છે અને દેશ તથા કાળનો બાધ તેને લાગતો નથી, માટેજ તે ઈશ્વરી ધર્મ છે. એ સિવાયના ધર્મો મનુષ્યોની કલ્પનાથી ઉત્પન્ન થયેલા છે; માટે તે અપૂર્ણ છે, તાણી-તૂશીને આચરવા પડે તેવા છે, સ્વાભાવિકતારહિત છે અને ખોટે રસ્તે દોરનારા છે. જેમ જળનો પ્રવાહ સ્વભાવથી નીચાણ શોધી લઇ સમુદ્રમાંજ જાય છે, જેમ ઝાડનો રસ કુદરતી રીતેજ ઉપર ચડી બધે ફરી વળે છે, જેમ વરાળ સ્વભાવથીજ ઊંચે ચડે છે, જેમ મેઘ સ્વાભાવિક રીતેજ નીચે પડે છે, જેમ ગ્રહો પોતાની બનાવટથીજ ફરતા રહે છે, જેમ આકર્ષણને લીધે ઝાડ પરથી ફળ પૃથ્વી પરજ પડે છે, જેમ સૂર્ય સ્વયંપ્રકાશી છે, જેમ ઝાડોમાં સ્વભાવથીજ ફળ આવે છે અને જેમ આકાશ ગમે તેવી વસ્તુઓની વચ્ચે પણ સદૈવ નિર્લેપ રહે છે, તેમ સનાતન ધર્મ પણ સદૈવ પવિત્ર છે, કુદરતી આકર્ષણવાળો છે, સ્વભાવથીજ ઉન્નતિ તરફ જવા વાળો છે, ટૂંકા રસ્તાવાળો છે, અતિ ઐશ્વર્યવાળો છે, સ્વયં-પ્રકાશિત છે અને જે મૂળમાંથી તે ઉત્પન્ન થયો છે તેજ મૂળમાં લઇ જનાર છે. એજ તેનું વિશ્રાંતિસ્થાન છે. એનુંજ નામ મોક્ષ છે. એ જ્યાંસુધી પોતાના વિશ્રાંતિસ્થાનમાં ન પહોંચે, ત્યાંસુધી સદૈવ ગતિમાનજ રહે છે. સ્ત્રી અને પુરુષમાં, સર્વ કાળમાં અને સર્વ દેશમાં તે સ્વભાવથીજ રહેલો છે. તે અનાદિ છે અને મનુષ્યના અંતઃકરણમાં રહેલો છે. જો કે દરેક મનુષ્યના અંતઃકરણમાં સંસ્કાર જુદા જુદા હોય છે, તોપણ સર્વ અંતઃકરણો એકજ સત્ત્વગુણનું કાર્ય છે; એટલે દરેક અંતઃકરણમાં-સર્વ મનુષ્યોમાં સનાતન ધર્મ એકસરખી રીતે રહેલો છે, એજ ગુપ્ત પ્રેરણા છે, એજ સત્ય પ્રકાશ છે, એજ મનુષ્યનો ખરો મદદગાર મિત્ર છે,

એજ કોઇ પણ જાતનાં આવરણવગરનો, કોઇ પણ જાતનાં દાંભિકપણા વગરનો કોઇ પણ જાતની અટપટી ક્રિયા વિનાનો, સર્વથી સ્વાભાવિક રીતેજ પાળી શકાય તેવો, અભેદ વર્તાવનારો, સર્વમાન્ય ઈશ્વરી ધર્મ છે અને તેનુંજ નામ સનાતન ધર્મ છે. એ સિવાયની જે કલ્પનાઓ છે–જે મતો છે–જેને હાલમાં ધર્મ કહેવામાં આવે છે, તે ભેદબુદ્ધિવાળા છે, કલ્પનાજાળમાંથી ઉત્પન્ન થયેલા છે, પૂર્ણ ખુલાસો નહિ આવી શકે તેવા છે; અમુકજ માણસો અમુકજ હદ સુધી પાળી શકે તેવા છે, એક નાના ખાડાથી બચાવી બીજા ઊંડા કૂવામાં નાખે તેવા છે અને તેમાંથી એક પછી એક રોજ નવા નવા એવા ફણગા ફૂટતા જાય છે કે જેનો અંત પ્રલયના પ્રલય સુધી પણ આવી શકતો નથી. જેમ કોશેટો પોતે બનાવેલી જાળમાં પોતેજ બંધાઇ જાય છે અને તેમાંજ આનંદ માને છે, તેમજ માણસો પણ સનાતન ઈશ્વરી ધર્મને છોડી પોતેજ કલ્પનાજાળ ઉત્પન્ન કરી, એ જાળમાં પોતાની ખુશીથી પોતેજ બંધાઇ જાય છે. જેમકે કોશેટાનો કીડો ઇચ્છા કરે તો પોતે બાંધેલી પોતાની જાળ પોતેજ કાપી શકે છે, તેમ મનુષ્ય પણ ધારે તો પોતે બાંધેલી પોતાની જાળ પોતેજ કાપી શકે છે. પણ કોશેટાનો કીડો પોતાની જાળ કાપવાનો વિચાર કરે તે પેહેલાંજ રેશમ બનાવનારાઓ તેને મારી નાખે છે, તેમ મનુષ્ય પણ પોતાની જાળ કાપવાની ઇચ્છા કરે તે પહેલાંજ કાળચક્રના ઝપાટામાં આવી જાય છે. બેટી, જેઓ જાળમાં ફસાઇ ગયાં છે તેઓના એવાજ હાલ છે. કોશેટાના કીડાને પોતાની જાળ કાપવા માટે જેમ પ્રેરણાશક્તિ અને જાળ કાપવાનાં સાધનો છે, તેમ મનુષ્યને પોતાની જાળ કાપવા માટે ઇચ્છાશક્તિ અને સનાતન ધર્મ છે; કલ્પનાના ધર્મથી તેઓ કદી પણ તરી શકે નહિ. એથી તો જાળ ઊલટી વધારે દૃઢ અને વધારે સાંકડી થતી જાય છે; કારણ કે કલ્પનાથી ઉત્પન્ન થયેલા ધર્મોએ સ્વાભાવિકતાને કાઢી મૂકેલી છે અને તેને બદલે પોતાને રુચે તેવી, પોતાની સ્વાર્થવૃત્તિને ક્ષણિક આનંદ આપે તેવી અને માત્ર પોતાનાજ સ્વાર્થનો આનંદ શોધવાથી પરમ સત્યથી દૂર ખસાતું જાય તેવી ખટપટો અને કૃત્રિમતા વધારી દીધેલી છે. પૃથ્વીના દરેક પંથો–મતો અને કલ્પનાઓ જેને હાલમાં ધર્મ કહેવામાં આવે છે, તેની આવી સ્થિતિ છે એ વાત તદ્દન સાચી છે અને તોપણ બેટી, તું સાંભ-

બીને અજબ થઈશ કે, એ દરેક પંથોમાં સનાતન ઈશ્વરી ધર્મ રહેલો છે. પણ તે ક્યાં? છેક તેમના મૂળમાં. ઠેઠ તેમના કારણમાં. બાહ્યાચારમાં નહિ. સનાતન ઈશ્વરી ધર્મ વિનાનું કોઇ પણ માણસ પૃથ્વીમાં હોઇ શકે નહિ.

## ૧૩–મનુષ્યની ઉત્પત્તિની સાથે સનાતન ધર્મની ઉત્પત્તિ છે

મનુષ્યના બંધારણમાંજ સનાતન ધર્મ રહેલો છે, એટલે તેને મનુષ્યથી જુદો કરી શકાયજ નહિ અને જો તેને મનુષ્યથી જુદો કરવામાં આવે તો મનુષ્યમાં મનુષ્યપણું રહેજ નહિ. ટૂંકામાં સ્થૂલદૃષ્ટિએ જોતાં મનુષ્યમાં મનુષ્યપણું એજ સનાતન ધર્મ છે. મનુષ્યના અંતઃકરણથી જેઓ ધર્મને જુદો સમજે છે, જેઓ એમ માને છે કે, ધર્મ એ કાંઈક બહારની વસ્તુ છે, જેઓ એમ સમજે છે કે અમુક જાતની અમુક ક્રિયાઓમાં ધર્મ રહેલો છે અને જેઓ એમ સમજે છે કે અમુક ગ્રંથ, અમુક ગુરુ તથા અમુક વિચારોમાં ધર્મ રહેલો છે, તેઓ દયાને પાત્ર છે કારણ કે તેઓ અંધકારમાં છે. એ સિવાયના કેટલાક લોકો કે જેઓ એમ માને છે તથા તે પ્રમાણે વર્તન કરે છે કે મનુષ્યને ધર્મની જરૂર નથી અને દુનિયામાં ધર્મ જેવું કાંઇ છેજ નહિ તેઓ નરકમાં છે. પ્રભુ તેઓને સદ્‌બુદ્ધિ અર્પો! સૂર્યને જોવા છતાં અને તેનો પ્રકાશ અનુભવવા છતાં એમ કહેવું કે સૂર્ય નથી અને તેનો પ્રકાશ પણ નથી તેના જેવું મનુષ્યમાં સનાતન ધર્મ નથી, એમ કહેવું એ છે.

મનુષ્યના હૃદયમાં સનાતન ધર્મ રહેલો છે તેને માટે બીજા કોઇ સાક્ષીની જરૂર નથી. તેનો સાક્ષી તે પોતેજ છે. તે જેના અંતઃકરણમાં પ્રકાશ પામે છે તેને પોતાને માટે છે અને સર્વને માટે છે, તેને આપણે આપણો કરી શકીએ અને તોપણ તે કોઇની અંગત મિલકત નથી. તે સર્વનાં અંતઃકરણમાં સદૈવ છે, એટલે અમુકજ દેશના, અમુકજ કાળના, કે અમુકજ મતના અમુકજ માણુસ ઈશ્વરને ઓળખી શકે અને બીજાં નહિ, એમ માનવું એ તદ્દન ઊલટું છે અને સનાતન ધર્મની મહત્તા નહિ સમજવા જેવું છે. એમ માનવું કે અમુકજ મત ને ક્રિયાવાળાઓને માટે ધર્મ છે, સ્વર્ગ છે, મોક્ષ છે, ઈશ્વર છે, બીજાઓને માટે નહિ, એ

તો અપરાધ જેવું છે. જેઓ સનાતન ધર્મ એટલે શું, તે સ્પષ્ટતાથી સમજી શકે છે, તેઓ પલવાર પણ એવી વિપરીત વાત માની શકે નહિ.

## સનાતન ધર્મ ભ્રાતૃભાવને માટે છે

સનાતન ધર્મ એકતા માટે છે. અભેદને માટે છે. અભેદને માટે છે એમ બોલવામાંજ નહિ પણ પ્રત્યક્ષ અભેદ અનુભવાવે છે, ત્યારે જુદા જુદા મતવાળાઓ ભ્રાતૃભાવને નામે જેમ બને તેમ ભેદ વધારે છે, કારણ કે તેઓનો પહેલો સિદ્ધાંતજ એ હોય છે કે, જે છે તે બધું અમારે માટે છે. ધર્મ, સ્વર્ગ, મોક્ષ, ઈશ્વર, સર્વ અમારા મતવાળાઓ માટે છે, બીજાઓ માટે નહિ. બીજાઓને તે કદી પણ મળી શકે નહિ. બેટી, શું આ સત્ય છે? ધર્મ, સ્વર્ગ, મોક્ષ ને ઈશ્વર એ શું અમુક મત ને ક્રિયાવાળાઓનીજ મિલકત છે? આથી વધારે સાંકડાપણું બીજું શું હોઇ શકે? ઈશ્વરની મહત્તા અને સમદૃષ્ટિ માટે આથી વધારે અજ્ઞાન બીજું શું? અને અમે પવિત્ર તથા અમારા મતથી વિરુદ્ધના બીજા બધા પાપી (ભલે તેઓનાં આચરણ ગમે તેવાં સારાં હોય તોપણ) ભ્રાતૃભાવ તોડનારું આ કરતાં વધારે બીજું શું હોય? બેટી, દરેક પંથોમાં ને મતોમાં આવીજ વાતો હોય છે અને તેનેજ લોકો મુખ્ય માને છે. એટલે તેઓ રોજ રોજ વધારે ને વધારેજ ગૂંચવાતા જાય છે. સનાતન ધર્મમાં એવી કાંઇ કૃત્રિમતા નથી; તેમાં સ્વાભાવિકપણુંજ છે. તે સ્વાભાવિકજ છે, માટેજ તે ઉત્તમ છે અને તેથીજ તે પ્રકાશિત સત્ય ધર્મ છે.

જુદા જુદા પંથો ને મતોવાળા એમ કહે છે કે, અમરા વાડામાં સોનું છે જેને જોઇએ તે આવો. 'આવો' એ તો માત્ર બોલવાનું છે. પણ તેમાં ઘણીયે શરતો છે. એ શરતો પાળવાનું જેઓ કબૂલ કરે તેઓજ તે વાડામાં દાખલ થઇ શકે છે. પ્રથમ તો એ કે તેઓના વાડામાં દાખલ થવા માટે અમુક ક્રિયાઓરૂપી લવાજમ માગવામાં આવે છે. બીજું એ કે એ ક્રિયાઓ અને બીજી કેટલીક ક્રિયાઓ ચાલુને માટે-(જરૂર ન હોય તોપણ) કરવાનો એકરાર કરાવવામાં આવે છે. ત્રીજું એ કે, અમુક શરતે, અમુક હથિયારો વડેજ, અમુક હદમાંજ તે ખાણ ખોદવામાં આવે છે અને જ્યારે એટલી બધી મહેનત કરે છે, ત્યારે સેંકડો મણ પથરા અને હજારો મણ મટોડું ઉથલાવ્યા પછી ભાગ્યમાં હોય

તો સોનાનો એકાદ રજકણુ નજરે પડે છે. આવી તેઓની સોનાની ખાણુ છે. ટૂંકામાં તેઓની રીતિ એ છે કે, પ્રથમ તો જ્યાં સોનાની ખાણુ હોય ત્યાં આપણે જવું જોઇએ. ટ્રાન્સવાલ, આસ્ટ્રેલિયા કે મ્હેસૂર, જ્યાં સોનાની ખાણો છે ત્યાં જો આપણે જઈ શકીએ નહિ તો એ ખાણુ આપણુને મળે નહિ. બાપડા હિંદુસ્તાનના ભિખારીઓ, તુર્કસ્તાનની જનાનખાનાની બીબીઓ, આફ્રિકાના ગુલામો અને ચીનના બુઢ્ઢાઓ ત્યાં ક્યાંથી પહોંચી શકે? તેઓને માટે એ સોનાની ખાણુ નથી. એનો અર્થ એટલોજ કે, એ ખાણો સાર્વજનિક નથી; માત્ર અમુક માણુસોને માટેજ છે. ત્યાં પહોંચ્યા પછી પણુ એ ખાણુ ખરીદવા માટે અમુક દર માગવામાં આવે છે. જો એ દર આપવાની તમારી શક્તિ ન હોય, તો તમોને એ ખાણુ મળી શકતી નથી. ત્યાં જે દર માગવામાં આવે છે તે બહુ ભારે હોય છે. તમોને સોનાના રજકણો તો જ્યારે મળે ત્યારે, પણુ અગાઉથીજ તમારે સોનાની લગડીઓ તો આપવી પડે છે. એ પછી ઘણીયે લાંબી લાંબી શરતોએ તમોને પા ઇંચનો કે તેથી પણુ ઓછો ટુકડો આપે છે. એ ટુકડાની હદ ચૂકો તો તમે ગુનેગાર છો. ઘણી શરતોમાંની એક શરત એવી પણુ છે કે, એ ખાણુ તમારે ટાંચણીથીજ ખોદવી જોઇએ, સોયે ખોદવાનો અધિકાર તો માત્ર કોઇકનેજ આપવામાં આવે છે અને નરેણીએ એ ખાણુ ખોદવી એ તો અવધિમાં અવધિ ગણુાય છે. કોશ, પાવડા, ત્રીકમ કે કોદાળા ત્યાં વાપરવા દેતા નથી અને સુરંગ પણુ ફોડવા દેતા નથી. ત્યાં તો ટાંચણીથીજ કામ કરવું પડે છે અને તેમાં પણુ કેટલીક શરતો છે. વિશ્રામવારને દિવસે કામ બંધ રાખવું પડે છે, એટલુંજ નહિ પણુ ચોઘડિયાં, નક્ષત્ર, જોગણી અને વૈધૃત તથા વ્યતીપાત એવી રીતે નડ્યા કરે છે કે, એ ખાણુ ખોદવાને માટે એક વરસમાં એક ઘડી પણુ સારી આવી શકતી નથી. આટલેથીજ છૂટકો નથી, હજી તેમાં ઘણીયે બારીકીઓ છે. એ ખાણુ ખોદનારે અમુકજ ને અમુક રંગનાંજ કપડાં અમુક રીતે પહેરવાં જોઇએ, અમુકજ ખોરાક ખાવો જોઇએ, અમુકજ દિશાએથી કામ કરવું જોઇએ, ભલે હૃદયમાં ગમે તેમ હોય પણુ મોઢે અમુકજ બોલવું જોઇએ, શરીર પર અમુકજ ચિહ્ન ધારણુ કરવું જોઇએ, આવી આવી સેંકડો શરતો છે. ખરી રીતે જોતાં સત્ય જોનારને એમજ લાગે કે, આ બધી ખટપટ અને બારીકીઓનો અર્થ એટલોજ

છે કે, કોઇને પણ ખાણુમાં ગુપ્ત રહેલું સોનું લેવા દેવુંજ નહિ; જો કે એ ખાણોના લાગતા-વળગતાઓ તરફથી જાહેરમાં એમ બતાવવામાં આવે છે કે, અમારી ખાણ સર્વને માટે ખુલ્લી છે, પણ અંદરથી જોઇએ તો તેઓની યોજના એવી છે કે, કોઇ પણ માણસ સહેલાઇથી સોનું લઈ જઇ શકે નહિ. આવી યોજના શા માટે છે, એમ વાજબી રીતે સવાલ પૂછી શકાય. તેના જવાબમાં જુદા જુદા ખુલાસા આપવામાં આવે છે. તેમાંનો એક ખુલાસો એ છે કે, એ ખાણના માલિકો એકતરફી દોરવાઈ જઇ બીજી બાજુ જોયા વિના અંધશ્રદ્ધાથી એવુંજ માને છે કે, અમારી યુક્તિથી અમારી રીતે જલદી સોનું મળી આવશે. પણ તેઓને પોતાનેજ સોનું મળેલું હોતું નથી, એટલે તેઓ બીજાઓને સોનું મેળવવાનો સહેલો રસ્તો બતાવી શકતા નથી. તેઓ પોતાના અનુભવ પર નહિ, પણ પોતાની આશાભરી સ્વાર્થી કલ્પનાનાં અનુમાનો પર, પોતાની માનેલી ખાણ તરફ ખોદનારાઓને દોરે છે, એટલે તેઓ ઠોકર ખાય છે અને બાપડા ખાણ ખોદનારાઓ પા ઇંચના વિસ્તારમાં થોડીકજ ક્ષણો ટાંચણીથીજ કામ કરતા રહી જાય છે. બેટી, આપણા વર્તમાનકાળના પંથો અને મતોની આ હાલત છે; એટલે લાખો જમાના વહી જાય તોપણ તેઓ સોનાના થોડા રજકણો પણ મેળવી શકતા નથી. અહીં જ્યારે આમ છે, ત્યારે સનાતન ધર્મમાં એવું છે કે, સોનાની ખાણ આડો માત્ર એક મજબૂત પડદો છે અને તે પડદાને કર્તવ્યસિદ્ધિ નામે શક્તિથી બહુ સહેલાઇથી તોડી શકાય છે. કર્તવ્યસિદ્ધિને વ્યવહારમાં આપણાં કર્મ તથા આપણી દૃઢ ભાવનાઓ કહેવામાં આવે છે. એ કરતાં પણ એક સહેલો રસ્તો છે તેને ‘ મોક્ષનો કીમિયો ’ કહેવામાં આવે છે; જેનો સ્થૂલ અર્થ ‘ સેવા ’ થાય છે. એ કીમિયાનો મસાલો જ્યાં નાખવામાં આવે ત્યાં સોનુંજ થઇ જાય છે. એટલુંજ નહિ, પણ જેની આંખમાં એ કીમિયાના મસાલાનું અંજન અંજાય તે સર્વત્ર સોનુંજ જોઇ શકે છે. સનાતન ધર્મમાં એ કરતાં પણ એક વધારે તત્ત્વ છે, જેને ‘અભેદ મંત્ર’ કહેવામાં આવે છે અને વેદાંતમાં જેને જ્ઞાન કહે છે. એ મંત્રનો પ્રભાવ એવો છે કે, તે મંત્રવાળો સર્વત્ર સોનુંજ જુએ છે. એટલુંજ નહિ પણ તે પોતે પણ સોનુંજ બની જાય છે. એટલે સોનું મેળવવાની તેની ઇચ્છા અહીં પૂર્ણ થઇ જાય છે-સમાપ્ત થઇ જાય છે એવું-

જ નામ પુરુષાર્થ છે, એનુંજ નામ સંસાર તરવું છે, એનુંજ નામ મોક્ષ છે, એનુંજ નામ ઈશ્વરને પામવું છે. બેટી, હવે તારે વિચારવું જોઇએ કે, કલ્પનાથી ઉત્પન્ન થયેલા પંથો અને સનાતન ધર્મ વચ્ચે શું ફરક છે? પ્રથમ તો એ કે, સનાતન ધર્મ કુદરતી છે, ઐશ્વર્યવાળો છે, સ્વયંપ્રકાશ છે–ઈશ્વરી ધર્મ છે અને પંથો જુદા જુદા માણસની જુદી જુદી અધૂરીઅધૂરી કલ્પનામાંથી ઉત્પન્ન થયેલા છે. બીજું એ કે, સનાતન ધર્મ સર્વ દેશ અને સર્વ કાળને માટે છે. ત્રીજું એ કે સનાતન ધર્મ મનુષ્ય માત્રના અંતઃકરણમાં સ્વાભાવિક રીતેજ રહેલો છે અને પંથો તો માત્ર અમુકજ માણસોને માટે છે. ચોથું એ કે સનાતન ધર્મ ભય તથા લાલચોથી બચાવે છે અને પંથો ભય તથા લાલચો વધારે છે. પાંચમું એ કે સનાતન ધર્મથી અંતરની પ્રેરણા પ્રમાણે ચાલી શકાય છે અને પંથો એ પ્રેરણાને દાબી દઇ, કૃત્રિમતા તથા આડંબરો પર ફરજિયાત ચલાવે છે. છઠ્ઠું એ કે, સનાતન ધર્મથી ખુલ્લું દિલ રાખી લાગણીઓને છૂટી મૂકી તેમના કુદરતી જોર પ્રમાણે ઝડપથી ચાલી શકાય છે; પણ પંથો લાગણીઓને એટલી બધી દાબી નાખે છે કે, તેઓનું સ્વાભાવિક જોર બિલકુલ હરાઇ જાય છે અને જાણે તેઓને યાંત્રિક પૂતળી જેવીજ બનાવી દે છે. સાતમું સનાતન ધર્મ ટૂંકો અને ઐશ્વર્યવાળો રસ્તો છે. પણ પંથો ક્ષુદ્રતાવાળા–દરિદ્રતાવાળા અને કદી પણ પાર ન પામી શકાય તેવા ત્રણ ડગલાં સામાં ભરીને સાત ટગલાં પાછળ હઠવા જેવા છે. આઠમું સનાતન ધર્મ આકાશની પેઠે નિર્લેપ અને અભેદવાળો છે, ત્યારે પંથો લેપવાળા–ક્રિયામાં અમુક ફેર પડવાથી બગડી જાય તેવા અને દરેક બાબતમાં ભેદવાળા છે. બેટી, સનાતન ધર્મ અને પંથો વચ્ચે આવા તો સેંકડો તફાવત છે, પણ તે બધાયે ગણી બતાવવાનું કંઇ કામ નથી. બન્ને વચ્ચેના તફાવત તું સહેલાઇથી સમજી શકે માટે આટલું જણાવ્યું છે. હવે આપણે જોવું જોઇએ કે, સનાતન ધર્મને વેદ સાથે શો સંબંધ છે? સનાતન ધર્મને આવી રીતે ખુલ્લો કરવામાં જે યુક્તિ વાપરવામાં આવી છે તેને વેદ તરફથી વેદની રીતે ટેકો મળે છે કે કેમ?

## વેદ સાથે ભક્તિનો સંબંધ

બેટી, વેદમાં ત્રણ કાંડ છેઃ–(૧) કર્મકાંડ, (૨) ઉપાસનાકાંડ અને (૩) જ્ઞાનકાંડ. કર્મોથી ચિત્તની શુદ્ધિ થાય છે, ઉપાસનાથી મનની

એકાગ્રતા થાય છે અને જ્ઞાનથી જે જાણવાનું રહસ્ય છે, જે મેળવવાનું તત્ત્વ છે તે જણાય છે–મેળવાય છે. સનાતન ધર્મને સ્પષ્ટ કરતાં આપણે જોયું છે કે, અંતરની પ્રેરણાને ખુલ્લી રાખી, તે ચાલી શકે એવી છૂટ, એટલે મનુષ્ય અંતરની પ્રેરણા પ્રમાણે પોતાના મૂળ સ્વરૂપ તરફ જઈ શકે તથા આડોઅવળો જતો તેને અટકાવી શકે તેવો અંકુશ–એટલે રસ્તામાં ભય તથા લાલચોથી બચાવી શકે તેવું તત્ત્વ અને એ છૂટ તથા અંકુશને જુદાં જુદાં ન રહેવા દે અને પોતે પણ તેનાથી પૃથક્ ન રહે એવું ઐક્ય કરનારું તથા જે જાણવાનું અને મેળવવાનું છે, તે સહેલાઇથી અને જલદીથી મેળવી આપનારું તત્ત્વ. ટૂંકામાં સ્વાભાવિકતા, અંકુશ અને રહસ્ય એ ત્રિપુટીનું નામ ધર્મ છે. સ્વાભાવિકતા એ કર્મ છે, કારણ કે મનુષ્યનું બંધારણજ એવું છે કે કર્મ વિના તે ટકી શકેજ નહિ. માટેજ ભગવાને ગીતાજીમાં અધ્યાય ૩ શ્લોક ૫ માં કહેલું છે કે, એક ક્ષણ પણ મનુષ્ય ક્રિયા કર્યા વિના રહી શકે નહિ; કર્મથીજ ચિત્તશુદ્ધિ થાય છે અને એજ મનુષ્યને આગળ વધવાનો સ્વાભાવિક રસ્તો છે.

અંકુશ એ ઉપાસના છે–ભક્તિ છે. એથી મનની એકાગ્રતા થાય છે. એથી ભય તથા લાલચોથી બચાય છે અને સીધે રસ્તે ચાલી શકાય છે.

રહસ્ય તે જ્ઞાન છે. તે સર્વનો અભેદ કરી સર્વમય બની જાય છે. જાણવાનું ને મેળવવાનું અહીં સમાપ્ત થાય છે અને પોતે તદ્રૂપજ બની જાય છે એટલે ત્યાંથી પાછું ફરવાનું રહેતું નથી. પ્રથમનું અને છેવટનું તે સ્થાન છે. ઉત્પત્તિનું અને લયનું તે સ્થાન છે. એનુંજ નામ મોક્ષ છે ને એજ સનાતન ધર્મફળ છે.

બાઇ, યોગિની માતાજીએ આવી રીતે સનાતન ધર્મને ખુલ્લો કરી બતાવ્યો, તેથી હું બહુ આશ્ચર્ય પામી હતી અને બહુ ખુશી થઇ હતી. ધર્મનાં મૂળ આટલાં બધાં ઊંડાં છે અને તેનું રહસ્ય આવું અદ્ભુત છે, એ અગાઉ મને સ્પષ્ટતાથી સમજાયું નહોતું. હું માત્ર બહારની અમુક ક્રિયાઓનેજ ધર્મ માનતી હતી. ધર્મ એટલે કર્તવ્ય, ધર્મ એટલે મનુષ્યત્વ, ધર્મ એટલે આંતરિક પ્રેરણા અને ધર્મ એટલે ઈશ્વર પોતે, એ રહસ્ય હું સમજી શકી નહોતી. આખા દહાડામાં જરાક વાર ભાવે–અભાવે કાંઇક અમુક ક્રિયા કરવી એમ હું સમજતી, પણ મને ખબરજ નહોતી

કે જિંદગી ધર્મને માટેજ છે. જીવનનું ફળ ધર્મજ છે અને ધર્મને માટેજ જીવન છે એમ હું સમજતી નહોતી. હું માત્ર લૂખીપૂખી સેવા ને સેવાના એક બહુજ ટૂંકા અંગને મોટામાં મોટી સેવા સમજતી. પણ મને ખબર નહોતી કે મારી એ સેવા કર્મ વિના અને જ્ઞાન વિના બિલકુલ અપૂર્ણજ છે.

કેટલીક ઉપલક ક્રિયાઓને અને બાહ્યાચારનેજ હું ધર્મ માનતી હતી, પણ મને ખબર નહોતી કે જિંદગીની દરેક સાચી ફરજ તે ધર્મજ છે. મારી સમજ એવી હતી કે, એ ક્રિયાઓમાંજ ધર્મ છે અને તેને વળગીજ રહેવું જોઇએ; પણ હવે મને સમજાય છે કે, ધર્મ એ તો આડંબરવાળી ક્રિયાઓની બહારનું-પારનુંજ તત્ત્વ છે. જેમ વસ્ત્ર દેહ નથી પણ દેહનું ઢાંકણુ છે, તેમ એ ક્રિયાઓ ધર્મ નથી, પણ ધર્મનું આચ્છાદન છે. જેમ દેહ આત્મા નથી, પણ આત્માને ઓળખવાનું સાધન છે; તેમ એ ક્રિયાઓ ધર્મ નથી પણ ધર્મનું સાધન છે. જેમ મૂર્તિ ઈશ્વર નથી પણ ઈશ્વરને ઓળખવાનું શરૂઆતનું પગથિયું છે, તેમ એ ક્રિયાઓ ને આચારો ધર્મ નથી, પણ ધર્મને જાણવાનાં પગથિયાં છે. પણ આ બધી ખબર મને હવેજ મહાત્માઓના સત્સંગથીજ પડે છે. મારા શિક્ષણનો ક્રમજ હવે બદલાઈ ગયો છે. હવે મને સમજાય છે કે, ભક્તનું શિક્ષણ કાંઈક જુદાજ પ્રકારનું હોય છે. એકની એક વાતનો વ્યાવહારિક લોકો જે અર્થ કરે છે, તે કરતાં તેજ વાતનો ભક્ત જુદોજ-ઊંડોજ અર્થ કરે છે. વ્યાવહારિક લોકોનો અર્થ સાંકડો, ઉપલક, પોતાનીજ મતલબનો અને ગોળમોળ હોય છે; પણ ભક્તનો અર્થ સાર્વજનિક, પરમાર્થ દૃષ્ટિવાળો, ઊંડા ભેદવાળો અને તાણીતૂશીને કરેલો નહિ પણ સ્વભક્તિવાળો હોય છે.

## ૧૪–જિંદગીની ફરજો સાથે ધર્મને શો સંબંધ છે?

એક વખત કલકત્તામાં હું મિસ બ્રિટાનિયાનું ભાષણ સાંભળવા ગઈ હતી. ત્યાં તેણે એ કહ્યું હતું કે, હિંદુઓ દરેક બાબતમાં ધર્મને ઘુસાડી દે છે તેથીજ તેઓની ખરાબી થાય છે. ખાવું તેમાંય ધર્મ ને પીવું તેમાંય ધર્મ! વસ્ત્ર પહેરવાં તેમાંય ધર્મ ને મુસાફરી કરવી તેમાંય ધર્મ! નિદ્રામાંય ધર્મ ને છોકરાં જણવાં તેમાંય ધર્મ! એકબીજાને અડવામાંય ધર્મ ને મરવામાંય ધર્મ! આવું તો અમે ક્યાંય ન જોયું. આમ હોવાથીજ હિંદુઓને

ગુલામગીરીમાં રહેવું પડે છે ને તેથીજ તેઓ આગળ વધી શકતા નથી. મારા મત મુજબ ધર્મ એ વ્યવહારથી જુદીજ બાબત હોવી જોઇએ. ધર્મને વ્યવહાર સાથે શા માટે ભેળવી નાખવો જોઇએ? આવું આવું ઘણુંયે તેણે કહ્યું હતું અને એ વખતે એ વિચારો મને પણ કાંઇક ઠીક લાગ્યા હતા. પણ હવેજ મને સમજાય છે કે, એ મારી મોટી ભૂલ હતી. ધર્મ વિના આપણે એક ક્ષણ પણ રહી શકીએ નહિ; કારણ કે ધર્મ એજ આપણું અવલંબન છે. આપણામાં જે કાંઇ સાચું તત્ત્વ હોય તે ધર્મ છે. ધર્મ એજ મનુષ્યત્વ છે. ધર્મ એ કર્તવ્ય છે. ધર્મ એજ ઈશ્વર છે. ધર્મને જો આપણે આપણામાંથી કાઢી નાખીએ, તો પછી આપણામાં રહ્યું શું? ધર્મ વ્યવહારથી જુદો પડી શકેજ નહિ, કારણ કે જિંદગીની જેટલી ફરજ છે તે સર્વ ધર્મજ છે. જો જિંદગીની ફરજો ધર્મ ન હોય તો તે ફરજજ ન કહેવાય. જો એ ફરજો ધર્મ ન હોય તો તેની જરૂરજ ન રહે અને જો જિંદગીમાંથી ફરજોને–કર્તવ્યને બાદ કરીએ તો પછી જિંદગીજ શા કામની? એવી જિંદગી એ જિંદગી કહેવાયજ કેમ? ફરજ વિનાની જિંદગી એ તો એક પ્રકારનું મોતજ થયું. અરે! મોતથી પણ બૂરું. કારણ કે મોત તો કુદરતી છે અને આવી નકામી જિંદગી એ તો ઇરાદાપૂર્વક કૃત્રિમતાથી ઉત્પન્ન કરેલી છે. બીજું સ્વાભાવિક મોતમાં પણ ફરજ બજાવ્યાનો સંતોષ હોય છે, પણ આ બનાવટી મોતમાં તો કોઇ પણ જાતનો સંતોષ હોતો નથી. એટલે ફરજ વિનાની જિંદગી એ તો મોત કરતાં પણ વધારે ખરાબ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, જિંદગી ફરજ બજાવવાને માટેજ છે અને એમ હોવાથી જિંદગીની દરેક ફરજ તે ધર્મજ છે. જિંદગીની દરેક ફરજ સ્વાભાવિક રીતેજ ધર્મ હોવા છતાં તેને વ્યવહાર એવું નામ આપી ફરજને ધર્મથી જુદી પાડવી, એ કરતાં વધારે કૃત્રિમતા બીજી શું હોઈ શકે? એ કરતાં વધારે ભુલવણી બીજી શું હોઇ શકે? જિંદગીની ફરજોને વ્યવહાર, એવું નામ આપી ધર્મથી જુદી પાડવી એ તો ધર્મનો અનાદર કરવા જેવું છે. એમ કરીએ તો ધર્મના ભય અને ધર્મની ઉન્નત આશા વિનાનો નિરંકુશ વ્યવહાર કંટાળા ભરેલો ને અધમજ થઇ પડે; કારણ કે દરેક પ્રકારની ઉચ્ચ ભાવના ધર્મમાંજ છે. એટલે ધર્મને છોડી વ્યવહાર ચલાવવાથી કદી પણ સારું ચરિત્ર રહી શકે નહિ,

માટેજ આર્યોએ જિંદગીની દરેક ફરજમાં ધર્મ માનેલો છે.

વ્યવહારથી ધર્મ જુદો છે, એમ માનવું એ તો ઈશ્વરથી દૂર જવા જેવું છે. જિંદગીની ફરજો ધર્મથી જુદી પડીજ કેમ શકે? કારણ કે જિંદગી ફરજો બજાવવાને માટેજ છે અને ફરજો બજાવવી એજ ધર્મ છે. જેને આપણે વ્યવહાર કહીએ છીએ, તે શું જિંદગીની ફરજો કરતાં કાંઈ જુદી વસ્તુ કે જુદી બાબત છે? નહિજ. જિંદગીની ફરજો તેને આપણે વ્યવહાર કહીએ છીએ અને જિંદગીની ફરજો તેજ ધર્મ છે, ત્યારે આપણે તેને ધર્મથી જુદી કેમ પાડી શકીએ? અને જુદી પાડીએ તો બાકી શું રહે? જો ધર્મ ને વ્યવહાર, એવી રીતે ખરેખરી બે જુદી જુદી વસ્તુ હોય, તો તેમને આપણે છૂટી પાડી શકીએ. પણ અહીં તો ફરજ કહો અથવા ધર્મ કહો, જે કહો તે પણ એકજ છે. તેને આપણે કોનાથી છૂટું પાડીએ? આર્ય ધર્મશાસ્ત્રો જિંદગીનાં દરેક કાર્યોને ધર્મનાં મદદગાર, ધર્મનાં સાધન, ધર્મ અને ધર્મનું ફળ ગણે છે, તેનું કારણ એજ છે કે, જિંદગી ધર્મને માટેજ છે અને જિંદગીનું કર્તવ્ય તે ધર્મજ છે.

## જિંદગીનું કર્તવ્ય શું?

એ તો સ્પષ્ટજ છે કે, જિંદગી ધર્મને માટેજ છે, એટલે જિંદગીનું કર્તવ્ય તે ધર્મજ છે. પણ હવે આપણે જોવું જોઇએ કે, જિંદગીનું કર્તવ્ય શું છે? જિંદગીનું શું કર્તવ્ય છે, તેને માટે પૃથ્વીના સર્વ દેશના અને સર્વ કાળના મહાત્માઓ અંતે એકજ મતના છે; સર્વનો મત એજ છે કે ઈશ્વરને જાણવો–ઓળખવો–સેવવો–પામવો એજ જિંદગીનું કર્તવ્ય, જિંદગીનો હેતુ અને જિંદગીનું ફળ છે. પણ એને માટેના રસ્તા દેશકાળ અને લોકરુચિ તથા અગાઉથી ચાલ્યા આવતા આચાર–વિચાર પર લક્ષ રાખીને પોતપોતાના જ્ઞાનના પ્રમાણમાં જુદા જુદા મહાત્માઓએ જુદા જુદા દેખાડેલા છે. એ દરેક રસ્તાઓમાં મનુષ્યને જિંદગીની ફરજ બજાવવાની વત્તીઓછી સમજ આપવાની રીતિમાં કાંઇક ભેદ છે.

એક મહાત્મા કોઇ અમુક બાબતને પ્રાધાન્ય આપે છે, ત્યારે બીજો મહાત્મા કોઇ બીજીજ બાબતને પ્રાધાન્ય આપે છે. આમ છતાં પણ કેટલાક નાના નાના ભેદ બાદ કરીએ, તો અંતે તેઓ બધા એકજ રસ્તા ઉપર આવી જાય છે. મનુષ્યની સ્વાભાવિક ફરજ માટે અંતે જો કે તેઓ બધા એકમત છે, તોપણ અંત

સુધી પહોંચતાં પહેલાં વચમાં બહુ ગોટાળો થઇ ગયેલો છે.

કોઇએ એમ નથી કહ્યું કે, તમારાં બાળકોને તજી દો; કોઇએ એમ નથી કહ્યું કે, તમારાં માબાપો ઉપર જુલમ ગુજારો. કોઇએ એમ નથી કહ્યું કે, મુડદાંઓની સંભાળ ન લો. કોઇએ એમ નથી કહ્યું કે, ગરીબ તરફ બેદરકાર રહો. કોઈએ એમ નથી કહ્યું કે, ચોરી કરો, વ્યભિચાર કરો, જૂઠું બોલો, અન્યાયથી વર્તો, હિંસા કરો ને આળસુ રહો તો ધર્મ થશે; વળી કોઇએ એમ નથી કહ્યું કે, ઈશ્વરની ભક્તિ ન કરો. બધા મહાત્મા એમજ કહે છે કે ભલું કરો, ભલું કરો, ભલું કરો ને ઈશ્વરને જાણો ! આવી રીતે સર્વ એકમત છે, ત્યારે વાંધો શું છે ? ત્યારે જુદાઇ શું છે ? ત્યારે માંહોમાંહેની લડાઇ શા માટે છે ? ત્યારે જુદા જુદા વાડાઓ શા માટે છે ? જિંદગીના સ્વાભાવિક કર્તવ્ય માટે સર્વ સંમત છે, પણ તે પાળવાના રસ્તાઓ તથા ઉપાસનાની બહારની ક્રિયાઓ, રીતિઓ અને ઈશ્વરના સ્વરૂપ માટેનાં તથા તેને પામવા માટેનાં અનુમાનો અને કલ્પનાઓમાં બહારની દૃષ્ટિએ જોતાં બહુ મોટો ફેર પડી ગયેલો છે. એકબીજાની વચ્ચે એજ ભેદ છે ને તેથીજ જુદાઈ ને લડાઇ છે. એ ભેદ પણ વાસ્તવિક નથી. જેઓ એ ભેદની અંદર છે તેઓને માટેના એ ભેદ છે. જેઓ એ ભેદની પાર ગયેલા છે તેઓને માટે એ ભેદ નથી. ભેદની પાર જવું—અભેદમાં જવું એજ ખૂબી છે, એજ કઠિનતા છે, એજ પુરુષાર્થ છે, એજ જિંદગીની સાર્થકતા છે, એજ પરમપદ છે, એજ ઈશ્વરનું ધામ છે. જેઓ ભેદની પાર ગયા છે, તેઓજ તત્ત્વ જાણી શકયા છે, તેઓજ દુનિયાને ફાયદો કરી શકયા છે, તેઓજ ઈશ્વરના વહાલા થઇ શકયા છે. બાઇ, મને મહારાજે સમજાવ્યું હતું કે, ભેદની પાર જવું એનુંજ નામ પુરુષાર્થ છે અને એવા લોકોજ જેટલે દરજ્જે પાર જાય—અભેદમાં જાય તેટલે દરજ્જે પોતાનું અને જગતનું કલ્યાણ કરી શકે છે. વ્યવહારમાં પણ તું જો; જેઓ બંધનમાં છે તેઓ શું કરી શકશે ? જેઓ પોતે કેદમાં છે તેઓ દુનિયાની મુસાફરી કેમ કરી શકશે ? શિવાજીએ જો પિતાની જાગીર જતી રહેવાની દરકાર રાખી હોત તો મહાન હિંદુ રાજ્ય સ્થાપી શકત કે ? બુદ્ધે જો નવીન અવતરેલા પુત્રનું મુખ જોવાની અને સ્ત્રીનો પ્રેમ તથા માબાપના સ્નેહની દરકાર કરી હોત તો પૃથ્વીની વસ્તીનો ત્રીજો ભાગ જેને માને છે તેવો બૌદ્ધધર્મ ચલાવી

શકત કે? ભર્તૃહરિએ જો રાજવૈભવની ને ભોગવિલાસની દરકાર કરી હોત તો અમર થઇ શકત કે? મહાત્મા શંકરાચાર્ય જો માતાના લાડમાં તેની ઇચ્છા મુજબ પડ્યા રહ્યા હોત તો દિગ્વિજય થાત કે? વિલિમય ટેલ જો વહાણમાંથી સમુદ્રમાં કૂદી પડ્યો ન હોત તો સ્વિટ્ઝર્લૉંડને દુશ્મનોના હાથથી છોડાવી શકત કે? હજરત મહમદે જો આગળ ચાલ્યા આવતા ધર્મની જાળ ન તોડી હોત ને પોતાના કાકાઓના દબાણથી દબાયો હોત તો ઇસ્લામી રાજ્ય ને ધર્મ એટલાં ફેલાત કે? સાધુ ઇશુખ્રિસ્ત જો તે વખતના યહૂદીઓના જુલમથી ડર્યો હોત ને ક્રૉસ પર મરવાથી ધ્રૂજ્યો હોત તો આજે ખ્રિસ્તી ધર્મ દુનિયામાં આટલો હોત કે? વધારે લાંબું શા માટે જવું જોઇએ? બાઇ, તમારોજ દાખલો શું બસ નથી? રાજા હરિહરરાય દત્તની પૌત્રી અને બાબુ મન્મથરાય દત્ત એમ. ડી.ની પત્ની પોતાના વસ્ત્રના છેડાથી ગરીબોનાં આંસુ લૂછે છે–તેમને માટે ભિક્ષા માગે છે અને જાતભાત જોયા વિના રોગીઓનાં અંગપરનાં મળમૂત્ર ધૂએ છે ને પાટા–પિંડી કરે છે, તે શું જાળ તોડયા વિના થયું છે? સગાંવહાલાંની સ્વાર્થી દરકાર અને વ્યાવહારિક ખોટી લોકલાજમાં જો તમે પડ્યાં રહ્યાં હોત તો લોકોને એટલી મદદ કરી શકત કે? અને પૃથ્વીનું સર્વ મળ્યા છતાં–તથા આપ્યા છતાં પણ જે ન મળી શકે તે મહાન અમૂલ્ય આત્મિક સંતોષ મેળવી શકત કે?

આપણે જોઇએ છીએ કે, જે ઘોડો ટટ્ટીઓ ને ખાઇઓ કુદાવીને શરતમાં આગળ નીકળી જાય છે, તેજ ઇનામને લાયક છે. એ કુદાવીને પાર જવું તેમાંજ બળ છે, ખૂબી છે ને એજ મોટાઇ છે.

આપણી આડે જે દીવાલો છે, તે આપણી કસોટીને માટે છે, આપણી પરીક્ષાને માટે છે, આપણને ત્યાંના ત્યાં અટકાવી રાખવાને માટે નથી. એ દીવાલોથી અટકી જવું એ તો કાયરપણું છે, બાયલાપણું છે. આપણી આડે જે દીવાલો છે તે એવી જાતની નથી કે, જે આપણાથી ન તૂટે. આપણાથી તૂટી શકે એવીજ એ દીવાલો છે, એજ રહસ્ય છે, એજ પુરુષાર્થ છે ને એજ ઈશ્વરની દયા છે. આપણાથી તૂટી શકે એવી દીવાલ ન તોડવી એજ અજ્ઞાનતા છે ને એજ પાછળ રહેવાપણું છે. વૉશિંગ્ટને જો એમ માની લીધું હોત કે બ્રિટિશ શહેનશાહતની સામે આપણે જીતી શકીએ નહિ ને એમ ધારી દબાઈ જઇ પોતાનું હળ હાંકયા કર્યું હોત

તો અમેરિકા સ્વતંત્ર થઇ શકત કે? અને સ્વતંત્રતાની ઉશ્કેરણી કરનારાં વૉશિંગ્ટનનાં બાવલાં ઠામ ઠામ હોત કે? મહાન અકબર શહેનશાહની સામે મૂઠીભર ભુટ્ટાની* પેદાશવાળું ચિતોડ કેમ ટકી શકશે? એમ જો બહાદુર પ્રતાપસિંહે ધાર્યું હોત, તો રજપૂતોનું ગૌરવ રહેત કે? જાલિમ ઓરંગઝેબના ઝપાટામાંથી કેમ જઇ શકાય? એમ જો શિવાજી હિંમત હારી ગયો હોત તો મીઠાઇના ટોપલાઓમાંથી જઇ શકત કે? અને આજે સ્વદેશાભિમાન સૂચવનારા તેના નામના ઠામ ઠામ મેળા થાત કે? બાઇ, મહારાજનો એજ સિદ્ધાંત છે કે, જેઓએ જાળ તોડી છે તેઓજ કાંઇક કરી શકયા છે ને જેઓ જાળમાંજ રહે છે તેઓ વાડામાં પુરાયેલાં ઘેટાં જેવા છે. પણ વાડ તોડવી–દીવાલ કુદાવવી–ભેદ છોડી અભેદમાં જવું, એ કાંઇ રમતનું કામ નથી. એ કાંઇ સહેલી બાબત નથી. જે ઘેટું ઘેટારૂપે રહીનેજ વાડની બહાર જાય છે તે કપાઇ જાય છે. વાડની બહાર જવા માટે તો તેનામાં સિંહપણું આવવું જોઇએ અને તોજ તે ફતેહ મેળવી શકે. એમ થયા વિના–એટલું બળ–એટલો અધિકાર પ્રાપ્ત કર્યા વિના, પતંગિયાની પેઠે કૂદી પડવું એથી કાંઇ ફળ નથી.

## જાળ તોડવી એજ પુરુષાર્થ છે

જે જાણવાનું ને મેળવવાનું તત્ત્વ છે તે તો જાળની બહારજ છે. માટે જાળ તોડવીજ જોઇએ. પણ જાળ તોડયા પહેલાં એ તોડવાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ. વાડની બહાર જતાં પહેલાં બહાર સલામત રહી શકવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવું જોઇએ. જો એ અધિકાર–એ સામર્થ્ય હોય તોજ જાળ તોડવી બહેતર છે. એમ ન હોય ને જાળ તોડવી એ તો 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થવા જેવું છે. જાળ તોડવી એ કાંઇ સહેલી વાત નથી ને કઠિન બાબત પણ નથી. જેઓ દૃઢતાથી ઇશ્વિરમય થતા જાય છે તેઓને એ જાળ તોડવી એ રમત છે ને જેઓ વ્યવહારમાં કલ્પનાથી ઊભી કરેલી પોતાનીજ સૃષ્ટિમાં લુબ્ધ થઇ ગયેલા છે તેઓથી એ જાળ તૂટવી મુશ્કેલ છે. પણ એ મુશ્કેલી ત્યાંસુધીજ છે કે જ્યાંસુધી તેઓ પોતાનીજ રચેલી સૃષ્ટિમાં આસક્ત છે. એ કલ્પનાની સૃષ્ટિનું ખોટાપણું તેઓ સમજે ને અનુભવે, એટલે એ જાળ તોડવી મુશ્કેલ નથી. બાઇ, જાળ એ તો માત્ર બોલવાનું છે,

* મકાઇ

આભાસ માત્ર છે. ખરી રીતે જોતાં જાળ જેવી કાંઇ વસ્તુજ નથી. તોપણ આશ્ચર્યની વાત છે કે, સર્વ લોકો એ જાળમાં એ દીવાલ પાસે અટકી ગયેલા છે. જો તેઓ જરાક પરમાર્થની આંખ—જ્ઞાનચક્ષુ ઉઘાડીને જુએ તો તુરત તેઓને માલૂમ પડે કે, આપણે જેને જાળ કહીએ છીએ—દીવાલ કહીએ છીએ—માયા કહીએ છીએ તે કાંઇ ખરી વસ્તુજ નથી, તેની કાંઇ સત્તાજ નથી. આપણી નબળાઇ એજ તેની સત્તા છે; આપણી નજીવી કલ્પનાઓની મિથ્યા સૃષ્ટિ એજ આપણી ને ઈશ્વરની વચ્ચે આવતું કાળું વાદળું છે. એજ જાળ છે, એ સિવાય બીજી કોઇ પણ ખરી જાળ નથી.

## ૧૫—આપણાં કર્મકાંડ

બાઈ, આ રહસ્ય સમજીને અનુભવ્યા પછી હું તદ્દન બદલાઇ ગઇ છું, એ અનુભવથી હું વર્ણવી પણ ન શકું એટલું બધું મારામાં બળ આવેલું છે; કારણ કે અગાઉ હું એમજ માનતી કે આપણી ને ઈશ્વરની વચ્ચે કરોડો યોજનનું છેટું છે. અગાઉ હું એમ માનતી કે, અમુક ક્રિયાઓને અમુક રૂઢિઓ પાળ્યા વિના ઈશ્વરને જાણી શકાય નહિ; અગાઉ હું એમ માનતી કે, ઈશ્વરને જાણવો એ મારા જેવી અભાગણીના નસીબમાં ક્યાંથી? અગાઉ હું એમ માનતી કે અમુક વાડામાંજ—અમુક ધર્મમાંજ ઈશ્વર છે અને અગાઉ હું એમ માનતી કે બાહ્યાચાર એજ ધર્મ છે ને મૃત્યુ વિના ઈશ્વરના ધામમાં જઇ શકાયજ નહિ. બાઇ, મારા આવા વિચારો હતા એટલે ઇશ્વરને જાણવાનું બળ મારામાં ક્યાંથી હોય? ખરી રીતે જોઇએ તો આપણા ધર્મોના બાહ્યાચારે ઈશ્વરને આપણાથી દૂર કરી દીધેલો છે. એટલો બધો દૂર કરી દીધેલો છે કે, એને માટે જો લાંબો વિચાર કરીએ તો આપણને દિલગીરી લાગ્યા વિના રહેજ નહિ. દિલગીરીથીજ છૂટકો ન થાય પણ આપણને એમજ લાગે કે, આવી રીતે તો કરોડો જન્મ જતાં પણ ઈશ્વરને જાણી શકાશે નહિ. શું એથી નિરાશા ન થાય? અને શું નિરાશાનો ધક્કો આપણા કર્તવ્યને—આપણા ચારિત્રને ન લાગે? જ્યારે જ્યારે હું કોઇ પણ ધર્મનાં કર્મકાંડ વાંચતી ત્યારે મને લાગતું કે હું પાપમાંજ છું, ને એ પાપથી બચવાની સેંકડો ને હજારો વિધિઓ છે એટલુંજ નહિ પણ એ બધી વિધિઓ ને નિષેધો કોઇ પણ માણસ ગમે તેવો હોશિયારમાં હોશિયાર ને

દઢમાં દઢ માણુસ પણુ પોતાના એક અવતારમાં તો નહિજ, પણુ ઘણાએ અવતારોમાં પણુ પૂરી કરી શકે નહિ. વિધિ-નિષેધ હજારો છે એટલુંજ નહિ, પણુ તેમાં એટલી બધી કૃત્રિમતા છે, ને એટલી બધી સખ્તાઇ આવી ગયેલી છે કે મજબૂત માણુસો પણુ સહેલાઇથી તે પાળી શકે નહિ. અને જે માણુસો એ પાળવા લાગે તે એ વિધિ-નિષેધના સમુદ્રમાંજ ડૂબી જાય છે એટલે જિંદગીનાં કર્તવ્યને માટે જાણે તે નાલાયક થઇ જાય છે. ઘણાએ વાડાઓમાં મેં જોયું છે, ને ત્યાં બધે એવુંજ છે. ખરું છે કે, તેઓની ભાવના ઉત્તમ છે, તેઓના હેતુ આચરણુને લાયક છે, પણુ ટૂંકો રસ્તો દેખાડવા જતાં તેઓ ચોરાશીના ફેરામાં પડી ગયા છે. અને પોતાના અનુયાયીઓને પણુ તેમાં ધકેલી દીધેલા છે. આ બધાથી બચવાનો માત્ર એકજ રસ્તો છે અને તે એજ કે જાળ તોડવી.

## જાળ તોડવી એટલે શું?

જાળ તોડવી એટલે હું એમ નથી કહેતી કે, ઘર બાળીને તીર્થ કરવાં, જાળ તોડવી એટલે હું એમ નથી કહેતી કે બાયડી-છોકરાં તથા માબાપને રખડાવીને જંગલમાં ચાલ્યા જવું. જાળ તોડવી એટલે હું એમ નથી કહેતી કે, ઈશ્વરે બક્ષેલી પૂર્ણ શક્તિ છતાં ભીખ માગવી, ને દેશ ઉપર બોજારૂપ થઇ પડવું. જાળ તોડવી એટલે હું એમ નથી કહેતી કે, કોઇને માનવુંજ નહિ ને સ્વચ્છંદી થઇ જવું. જાળ તોડવી એટલે હું એમ નથી કહેતી કે, સમય વિના અને સાધનો વિના પતંગિયાની પેઠે ઝંપલાવવું ને બળી મરવું અને જાળ તોડવી એટલે હું એમ નથી કહેતી કે, કર્તવ્યથી ભ્રષ્ટ થઇ જવું. પણુ જાળ તોડવી એમ મારા કહેવાથી અર્થ એટલોજ છે કે સનાતન ધર્મ પાળવો અને કૃત્રિમતાથી બચવું, એ કરતાં પણુ "જાળ તોડવી" એ શબ્દમાં હું કાંઇક વધારે અર્થ સમાવું છું અને તે એજ કે ઈશ્વિરે આપણુને આપેલી મહાન શક્તિનો દઢતાથી સંપૂર્ણ ઉપયોગ કરવો. આમ કહેવાનું કારણુ એ છે કે, હું ખુલ્લી રીતે જોઉં છું ને સ્પષ્ટતાથી અનુભવું છું કે, ઈશ્વિરે આપણુને જે મહાન શક્તિ બક્ષેલી છે તેનો હજારમો કે લાખમો ભાગ પણુ આપણે વાપરતા નથી.

આપણુને મળેલી એ શક્તિ આપણે માટે છે; આપણી મિલકત છે અને તોપણુ તે સાર્વજનિક ઉપયોગને માટેજ છે. બાઈ, શું આ અજબ જેવી વાત નથી કે, માણુસ જે પોતાની પાસે નથી,

જે પોતાને મળતું નથી, જે મેળવવાથી લાભ નથી, તેવી નજીવી વસ્તુઓ મેળવવા માટે હજારો તરફડિયાં મારે છે, ને પોતાની જિંદગીનો ભોગ આપે છે. પણ જે પોતાની પાસેજ છે, જે પોતામાંજ છે, જે પોતાનુંજ છે, જે વાપરવાને પોતે શક્તિમાન છે, તેવી પોતામાં સર્વદા રહેલી શક્તિનો માણસ બહુજ થોડો ઉપયોગ કર છે. હું સમજતી નહોતી કે માણસો શા માટે એ શક્તિ વાપરવામાં એટલી બધી કંજૂસાઇ કરે છે. પોતાના લાભને માટે પણ માણસો શા માટે એ શક્તિ છૂટથી વાપરતાં નથી. એ શક્તિ વાપરવાથી તે કાંઇ ઘટી જાય તેમ નથી. ઊલટી એક પ્રકારની શક્તિ વધતી જાય છે. એટલુંજ નહિ પણ એ શક્તિને વાપરવી એજ જિંદગીનું કર્તવ્ય છે ને એજ જિંદગીની સાર્થકતા છે. એ શક્તિનો ઉપયોગ કરી ઉન્નતિ પામીએ તે સારુજ દયાળુ પ્રભુએ કૃપા કરીને તે શક્તિ આપણને બક્ષેલી છે અને તેમ છતાં પણ આપણે જરા જેટલો પણ તેનો લાભ લેતાં નથી.

## આપણી ઉદારતા

હું જોઉં છું કે કલ્પનાને નકામી ખર્ચવામાં લોકો જરાય લોભ કરતા નથી, ખોટા અને નકામા શબ્દો વાપરવામાં તથા જ્ઞાનથી દૂર રહેવામાં પણ લોકો કંજૂસાઈ કરતા નથી. જ્યાં નિર્મળ પાણીથી ચાલતું હોય ત્યાં પણ ખરચાળું કેફી પીણું અને જ્યાં સાદી રોટલીથી ચાલતું હોય ત્યાં પણ મિષ્ટાન્ન ઉડાવવામાં લોકો કરકસર કરતા નથી. કૃત્રિમતા અને દાંભિકપણું વાપરવામાં પણ કોઇ બખીલાઇ કરતું નથી. અહંભાવ અને આપવડાઇમાં પણ મેં ક્યાંય કરકસર જોઇ નથી; નહિ પાળી શકાય તેવાં વચનો આપવામાં ને પોતાની કિંમત સમજ્યા વિના હા જી હા કરવામાં પણ મેં ક્યાંય બખીલાઇ જોઈ નથી અને બુદ્ધિને ખોટે રસ્તે દોરવામાં તથા મનને રખડતું રાખવામાં પણ મેં ક્યાંય મખ્ખીચૂસપણું જોયું નથી. બધે ઠેકાણે લોકોની ઉદારતા છે; માત્ર ઉદારતા જ નહિ પણ ખરું કહીએ તો ઉડાઉપણું છે. ત્યારે ઈશ્વરે બક્ષેલું અખૂટ સામર્થ્ય ખર્ચવામાંજ લોકો શા માટે કંજૂસાઇ કરે છે? જે વસ્તુ ખૂટી જાય તેવી છે, જે વસ્તુ પોતાની નથી, જે વસ્તુના ઉપયોગથી નુકસાન છે, જે વસ્તુ ઈશ્વરથી દૂર કરનારી છે, તેને માટે લોકો હજારો તરફડિયાં મારે છે! અને જે વસ્તુ અખૂટ છે, જે વસ્તુ પોતાની છે, જે વસ્તુના ઉપયોગથી અનંતતાને પમાય

છે અને જે વસ્તુ ઈશ્વરને પ્રત્યક્ષ કરનારી છે-ઈશ્વરરૂપ છે, તેનો ઉપયોગ ન કરવો, એ શું અજાયબીની ને દિલગીરીની વાત નથી? માણસ પોતામાં રહેલી શક્તિની ખરી કિંમત સમજતાં નથી અને તેનો પૂરો ઉપયોગ કરતાં નથી તેથીજ તેઓ પાંપને છોડી શકતાં નથી અને તેથીજ તેઓને ઈશ્વર દૂર લાગે છે. મેં ખાતરી કરેલી છે કે, જેટલે દરજ્જે માણસ પોતાની શક્તિને કેળવે છે-ખીલવે છે ને તેનો ઉપયોગ કરે છે તેટલેજ દરજ્જે તેને દુનિયા સરળ થઇ પડે છે અને તેટલેજ દરજ્જે તેને ઈશ્વિર નજીક થઇ પડે છે.

## ૧૬-માણસ પોતાની શક્તિનો કેટલો ઉપયોગ કરે છે?

મનુષ્ય પોતાની શક્તિનો કેટલો થોડો ઉપયોગ કરે છે તે બરાબર સમજાય માટે એ વિષે હું કાંઇક લંબાણથી ખુલાસો કરું છું. ધારો કે દરેક મનુષ્યને ઈશ્વિરે એક એક લાખ ટકા શક્તિ બક્ષિસ કરેલી છે અને તે બધીયે શક્તિ વાપરવાનો તેને પૂર્ણ હક છે; જ્યારે એ બધીયે શક્તિ મનુષ્ય વાપરી નાખે ત્યારેજ તે ઈશ્વરને પામી શકે છે. હવે એ લાખ ટકામાંથી મનુષ્યો કેટલી શક્તિ વાપરે છે તે આપણે જોઇએ. દરેક મનુષ્યમાં-નાનાં બાળકો ને ગાંડાઓમાં પણ સ્વાભાવિક રીતેજ પ્રકાશિતપણે દશ ટકા શક્તિ રહેલી છે. બહુ ઓછી અક્કલવાળાં અને ભોટ માણસો વીસ ટકા સુધી એ શક્તિનો ઉપયોગ કરી શકે છે. સાધારણ વ્યાવહારિક માણસો લાખ ટકામાંથી ત્રીસ ટકા સુધી એ શક્તિ વાપરી શકે છે. સાધારણ કરતાં વધારે સારી સમજથી કામ લેવાવાળા ઘણા લોકો પિસ્તાળીશ ટકા સુધી એ શક્તિ વાપરી શકે છે. પ્રજાના આગેવાનો, શોધકો અને અભ્યાસીઓ સાઠ ટકા સુધી એ શક્તિનો ઉપયોગ કરે છે. અસાધારણ દઢતાવાળાં વિરલ સ્ત્રી-પુરુષો એંસી ટકા સુધી એ શક્તિનો ઉપયોગ કરે છે. સાધારણ ભક્તો સો ટકા સુધી એ શક્તિ વાપરી શકે છે. મહાન ભક્ત પાંચસો ટકા સુધી પહોંચી જાય છે. જ્ઞાનીઓ સાતસેં ટકાનો હક ધરાવે છે. પૃથ્વી પરના સ્વતઃસિદ્ધિવાળા મહાત્માઓ એક હજાર ટકા સુધી પહોંચી જાય છે. દેવતાઓ દસહજાર ટકા સુધી એ શક્તિનો ઉપયોગ કરી શકે છે અને અવતારી મહાપુરુષો પચાસ હજાર ટકા સુધી એ શક્તિ ખરચી નાખે છે. જેઓ પચાસ હજાર ટકા જેટલી શક્તિનો ઉપયોગ કરે છે, તેઓની અને ઈશ્વર-

ની વચ્ચે માત્ર કાંઇક પાતળી હવા જેવું જણાય છે અને એ હવાને તેઓ પોતાની ઇચ્છાના બળથી દૂર કરી શકશે એમ તેઓ સમજે છે અને ખચીત એમજ હોય છે. એટલે દરજ્જે પહોંચ્યા પછી આગળ વધવું મુશ્કેલ નથી. પછી તો તેની ઇચ્છાના દરેક પ્રયત્નમાં એ હવા દૂર દૂર થતી દેખાય છે અને અંતે ઈશ્વરના નિર્ગુણ સ્વરૂપને પામી લાખ ટકા પૂરા થતાં, બ્રહ્મમય થઇ જાય છે; અભેદ થઇ જાય છે. સમુદ્રથીજ ઉત્પન્ન થયેલો બુદ્‌બુદ કાળના પ્રવાહમાં તણાતો તણાતો કર્તવ્યના બળથી સમુદ્રમાં ભળી સમુદ્રરૂપજ થઇ જાય છે. એનુંજ નામ ક્ષણોમાંથી અનંતતામાં જવું છે, એનુંજ નામ સંસારસાગર તરવું છે, એનુંજ નામ ભવબંધનમાંથી છૂટવું છે, એનુંજ નામ મૃત્યુમાંથી જીવનમાં જવું છે, એનુંજ નામ મોક્ષ છે અને એનુંજ નામ મનુષ્યમાંથી ઈશ્વર થવું છે. પણ ભાઇઓ, આ બધું કર્તવ્ય બજાવ્યાથીજ થાય છે, પોતાની શક્તિ ખરચી નાખ્યાથીજ થાય છે, શક્તિ વાપર્યા વિના કાંઇ થવાનું નથી.

હવે આપણે જોવું જોઇએ કે, જેઓ પોતાની શક્તિ ખર્ચતા નથી તેઓની ને ઈશ્વરની વચ્ચે કેટલું છેટું છે ! હવે કે જેઓ એ શક્તિનો દશ હજાર ટકા સુધી ઉપયોગ કરે છે, તેઓની અને ઈશ્વરની વચ્ચે એક પાતળો પારદર્શક પડદો દેખાય છે; એ પડદો નાની છરીથી ચીરી શકાય તેવો છે, પણ એ છરી હજી તેઓને મળેલી હોતી નથી, તેથી તેઓ ઈશ્વરની આડે આવતો પારદર્શક પડદો ચીરવાની છરી મેળવવાની તજવીજમાં હોય છે; પણ આગળ ચાલતાં તેઓ જુએ છે કે, એવી છરી મેળવવાની કાંઇ જરૂર નથી. જેમ જેમ આપણે તેની પાસે જતા જઇશું તેમ તેમ એ પડદો સ્વાભાવિક રીતેજ પાતળો થતો જશે અને વખત આવ્યે તેની મેળે એ અદૃશ્ય થઇ જશે.

જેણે પોતાની હજાર ટકા શક્તિ ખરચેલી હોય છે તે મહાત્માઓને ઈશ્વરની આડી ઝાંખી પારદર્શક જાડી દીવાલ દેખાય છે. એ ઝાંખી પારદર્શક દીવાલમાંથી તેઓ કાંઇક સ્પષ્ટ ને કાંઇક અસ્પષ્ટપણે ઈશ્વરનું સ્વરૂપ જાણી શકે છે, પણ તેઓને લાગે છે કે, ઈશ્વરની આડે આવતી એ દીવાલ તોડવા મજબૂત હથોડો જોઇએ. એ હથોડો કયો, તે તેઓ સમજે છે. એ હથોડો પ્રાણીઓની સેવા છે. તે સારુજ મહાત્માઓ સેવાધર્મ સ્વીકારે છે અને

આગળ વધતાં જગતની સેવાના હથોડાથીજ તેઓ ઈશ્વરની આડે આવતી દીવાલ તોડી શકે છે.

જેઓએ પોતાને મળેલી ઈશ્વરી શક્તિનો સાતસો ટકા જેટલો પોતાની જિંદગીમાંઉપયોગ કરેલો છે, તેઓની અને ઈશ્વરની વચ્ચે એક કાળું વાદળું દેખાય છે. એ વાદળામાંથી કોઈક વખત કાંઈક અલૌકિક ઝબકારો દેખાઇ જાય છે અને પાછો તુરતજ તે ઝબકારો અદ્રશ્ય થઇ જાય છે. એ અલૌકિક ઝબકારાના આનંદમાં જ્ઞાનીઓ મુસ્ત બની જાય છે અને એ મસ્તીમાંજ તે દીવાના બની જાય છે. તેને બીજી કાંઈ ઇચ્છા થતી નથી. તે બીજું કાંઇ કરી શકતા નથી, માત્ર પહેલું અલૌકિક કિરણુજ ફરી ફરી જોવા ઇચ્છે છે, ફરીથી ન જોવાય તો તેની પણ તેમને દરકાર નથી. જે એક વખત જોયું છે અને જેના ઝબકારાની અસર જીવાત્મા કદી પણ છોડી શકતો નથી, તેના આનંદમાંજ તે મસ્ત રહે છે. તે સમજે છે કે, મારી ને ઈશ્વરની વચ્ચે કાળું વાદળું દેખાય છે તેની કાંઇ પણ સત્તા નથી, તો પણ તે એ વાદળને દૂર કરી શકતો નથી. એ વાદળ નાનકડું છે એમ લાગે છે, પણ પોતે તેનું માપ કરી શકતો નથી, કારણ કે તે પોતે એ વાદળને નાનું સમજે છે અને તોપણ તે પોતે એ વાદળાની અંદરજ છે. હજુ તેને નવ્વાણું હજાર ને ત્રણસો ટકા પોતાની શક્તિ ખરચવી બાકી છે, તે એ વાદળને કેમ દૂર કરી શકે ? ગુરુ અને શાસ્ત્રથી તેણે જાણ્યું છે કે એ વાદળની વાસ્તવિક રીતે જોતાં સત્તા નથી; એમ જાણ્યું છે પણ અનુભવ્યું નથી. અને તોપણ પોતાની ઉન્નત ભાવનાથી એ વાદળામાંથી ઝળકતું કિરણુ તે ખેંચી શકયો છે. પણ હજુ તેને ઘણું કરવાનું છે. એ કિરણુના આનંદમાં લીન થઇ જવું એટલુંજ.બસ નથી. તેણે પોતે પણ એવું કિરણુ બની જવું જોઇએ, ત્યારેજ સમાપ્તિ છે.

ઈશ્વરે બક્ષેલા લાખ ટકામાંથી પાંચસો ટકા ખરચનાર મહાન ભક્તની સામે એક આરસી દેખાય છે. એ આરસીમાં તે ભક્તની ઇચ્છા મુજબનાં પ્રતિબિંબ પડયા કરે છે અને તે પ્રતિબિંબોની સાથે રમવામાંજ તે ખુશ રહે છે. જેમ ચકલીઓ અરીસામાં જોઇને તેમાં દેખાતી ચકલીઓને ચાંચ મારે છે, પણ તે ચાંચ માત્ર કાચમાંજ વાગ્યા કરે છે, જેમ વાંદરાઓ અરીસામાં જોઇ સામેના વાંદરાને પકડવા મિથ્યા યત્ન કરે છે, જેમ નાનાં બાળકો અરીસામાં પડેલા પોતાના પ્રતિબિંબનુંજ નાક પકડવા જાય છે,

તેમ તે ભક્તો પણ ઈશ્વરસ્વરૂપના પોતાનીજ કલ્પનાથી પડેલા પ્રતિબિંબને પકડવા જાય છે, પણ આરસીમાંના સ્વરૂપને તેઓ પકડી શકતા નથી. તે પ્રતિબિંબની બહાર, આરસીની પાછળ શું છે તે તેઓ જાણતા નથી. એ પ્રતિબિંબ કોનું છે, કોનાથી પડ્યું છે, તે પણ તેઓ સમજતા નથી અને તોપણ એ પ્રતિબિંબને પોતાના ઇષ્ટદેવનું સમજી એ આરસીના પ્રતિબિંબ સાથે રમવામાંજ તેઓ આનંદ માને છે. બેશક, તેઓનો આનંદ કેટલેક અંશે ખરો પણ છે અને સાધારણ લોકોના આનંદ કરતાં સેંકડોગણો ચડિયાતો છે, તોપણ હજુ એ આનંદ બહુજ અપૂર્ણ છે; કારણ કે તે ભક્ત હજુ માયાની આરસીમાં પડેલા પોતાના પ્રતિબિંબ સાથે રમ્યા કરે છે. હજી તેને ખબર નથી કે એ આરસીની પછવાડેની મેળવણી કે જે મેળવણીથી પ્રતિબિંબ પડે છે, તેને કેમ ધોઇ નાખવી? હજી તેને ખબર નથી કે એ પ્રતિબિંબ પોતાનુંજ પડે છે અને હજી તેને ખબર નથી કે એ પ્રતિબિંબની સાથે તદાકર કેમ થઇ જવું ? જે પ્રતિબિંબ જોઇનેજ પોતે એટલો બધો મગ્ન થઇ જાય છે, તે પ્રતિબિંબરૂપજ બની જવામાં કેટલો બધો મહાઆનંદ છે, તે એ હજુ સ્પષ્ટ કરી શકતો નથી. એ ભક્તની આવી સ્થિતિ છે, એટલે તે પોતાના ઇષ્ટદેવનું પોતાની ભાવનાના બળથી દર્શન કરે છે, પણ તેનું યથાર્થ રહસ્ય સમજી શકતો નથી. એ સમજવા માટે તો હજુ તેણે પોતાની પાસેનાં નવ્વાણું હજાર પાંચસો ટકા ખરચી નાખવા જોઇએ.

લાખમાંથી સો ટકા ખર્ચ કરી ચૂકેલો ભક્ત આશાભર્યો છે; વિધિનિષેધ પાળવામાં તે બહુ ધ્યાન આપે છે. કેટલાંક કર્તવ્ય બજાવવામાં તે ચોક્કસ હોય છે, તેની કેટલીક ભાવનાઓ શ્રેષ્ઠ પણ અપૂર્ણ હોય છે અને તેમાં સ્વાર્થવૃત્તિ ભળેલી હોય છે. ઈશ્વરને જાણવા માટે તે આતુર હોય છે અને તોપણ ઈશ્વરસંબંધી તેના કેટલાક વિચાર ઢચુપચુ હોય છે. ઈશ્વર માટે તે બહુ સાંભળે છે, પણ તેમાંથી થોડુંજ સમજી શકે છે અને તેથી પણ થોડુંજ ગ્રહણ કરી શકે છે. ઈશ્વર માટે તે કહે છે કે, તરણા આડો મેરુ છે, પણ એ તરણું એ સ્થિતિમાં તે કદી પણ ખસેડી શકતો નથી. તરણા આડો મેરુ છે, એમ તે મોઢે કહે છે, પણ ખરી રીતે જોતાં મેરુ કરતાં પણ ઈશ્વર તેને વધારે છેટો ને વધારે ઊંચો લાગે છે. તે સકામપણે ઈશ્વરને ભજે છે અને તે સંસારને ખોટો કહે છે.

તથા બહારથી દેખાતી કાંઇક ઉપાધિઓનો જાહેરમાં તે ત્યાગ કરે છે પણ ખરી રીતે આસક્તિ છોડી શકતો નથી. આમ હોવાથી તેની આશાભરી વાતોના પ્રમાણમાં અને તેની ઇચ્છાના પ્રમાણમાં તે મેળવી શકતો નથી, તોપણ તેનાથી ઊતરતી પંક્તિના લોકો કરતાં તે ઘણે દરજ્જે સુખી છે અને ઈશ્વરી જ્ઞાન માટે તે અધિકારી છે. કારણ કે ઈશ્વરને જાણવાની તેની પ્રબળ ઇચ્છા છે અને તે સારુ તે પોતાના સ્વાર્થનો ભોગ આપવા ઇચ્છે છે. જો કે તેને માટે હજુ તેને રસ્તો મળેલો નથી, તોપણ શુભેચ્છા એ પ્રથમ પગથિયું છે અને તેની કિંમત કાંઇ નાની સમજવાની નથી.

સાઠ ટકાવાળા શોધકો અને અભ્યાસીઓ તથા એંશી ટકાવાળાં વિરલ સ્ત્રી–પુરુષો વ્યાવહારિક સેવામાં આગળ પડતો ભાગ લઇ શકે છે; પછી તે સેવા પોતાનાં વહાલાંની, કુટુંબની, શેઠની, રાજ્યની કે સ્વદેશની, ગમે તે પ્રકારની હોય! તેઓનો વિશ્વાસ ને દઢતા મધ્યમ પ્રકારનાં હોય છે અને તેઓની બુદ્ધિ કાંઇક નવીન જાણવાને હમેશાં ખંતીલી હોય છે. તેઓ સાહસ કરી શકે છે, કાંઇક ભોગ પણ આપી શકે છે અને તોપણ તે બધું કાંઇક પોતાનો હેતુ સાચવવાને માટેજ હોય છે. ઈશ્વરને જાણવા માટે તેઓ મહેનત કરે છે; પણ તેઓનાં મન બહુ શંકાશીલ હોય છે એટલે તેઓ કાંઇ સાર કાઢી શકતા નથી. અને ઈશ્વરને છેટો સમજે છે પણ ઈશ્વર કેટલો છેટો છે, તેનું માપ તેઓ પોતે કરી શકતા નથી. તેઓ પોતાના ભાઈઓને કાંઇક ઉપલક મદદ કરી શકે છે ખરા, પણ ઈશ્વરી જ્ઞાનના તેઓ અધિકારી નથી. હજી તેઓએ આગળ વધવું જોઇએ. જો ધારે તો આ સ્થિતિમાંથી તેઓ જલદી આગળ વધી શકે છે, પણ એમ ભાગ્યેજ બને છે, કારણ કે પોતાના બંધુઓમાં–પોતાના દેશમાં તેઓ વખણાય છે તેથી માનપાનની જાળમાં પડી જાય છે, એટલે ત્યાંજ તેઓ અટકી જાય છે.

ત્રીશ ટકા અને પિસ્તાળીશ ટકાવાળા સાધારણ તથા સારી સમજથી કામ લેવાવાળા લોકો ઈશ્વરને માટે માત્ર એટલુંજ જાણે છે કે, કાંઇક છે અને તે અમારા મતની અમુક ક્રિયાથીજ મળે છે. એ ક્રિયાઓ પણ તેઓ જરાતરા ઉપલક ઉપલક કરે છે અને તોપણ તે માટે કાંઈ વિશેષે જાણતા નથી. તેમ વિશેષ જાણવાની તેઓને ઇચ્છા પણ હોતી નથી. તેઓ માત્ર પોતાનાં લૂખાંપૂખાં કામમાં અને પેટની સેવામાંજ તથા નજીવી ખટપટમાંજ જિંદગી

ગુજારી નાખે છે. ઈશ્વરને માટેના તેમના ખ્યાલો બહુજ ટૂંકા, બહુજ સાંકડા ને બહુજ અપૂર્ણ હોય છે. તેઓ માને છે કે, ઈશ્વર આકાશમાં છે–સાતમા આસમાનમાં છે–સાતમા સમુદ્રમાં છે, સ્વર્ગમાં છે, વૈકુંઠમાં છે, કૈલાસમાં છે અથવા તો પોતે માનેલી મૂર્તિમાં છે અને કયામતને દિવસે તે ન્યાય કરશે. એવું એવું કાંઇ કાંઇ માન્યા કરે છે. એ કરતાં વધારે ઊંડાણમાં તેઓ ઊતરી શકતા નથી. તેમની ઇચ્છાજ બહુ સાંકડી હદની હોય છે. બાયડી, છોકરાં, પૈસા અને પોતાની હલકા પ્રકારની સ્વાર્થવૃત્તિમાંજ તેઓનું સર્વસ્વ હોય છે, એટલે તેઓ સહેલાઇથી આગળ વધી શકતા નથી. અને આવાજ વિચારના ને એટલાજ ટકા શક્તિ ખરચનારા લોકોજ દુનિયામાં સૌથી વધારે છે: એટલે દુનિયા જલદી સુધરી શકતી નથી અને તેથી ઈશ્વરી સત્યો એકસરખી રીતે સર્વ લોકો માની શકતા નથી. કારણ કે એ સત્યો સમજવા જેટલું સામર્થ્ય તેઓએ હજી મેળવેલું નથી અને તેઓને એ મેળવવું સહેલું પણ નથી. માટેજ દુનિયામાં કલ્પનાથી ઉત્પન્ન થયેલા અનેક ધર્મો ચાલી રહ્યા છે.

દસ અને વીસ ટકાવાળાઓને ઈશ્વરનો જોઇતો ખ્યાલજ આવી શકતો નથી. ભલે તેઓ દેખાદેખીથી કાંઇક માને અથવા કાંઈ કરે, પણ તેઓ સમજી શકે નહિ. તેઓને વિષે કાંઇ પણ બોલવા જેવું નથી.

## ૧૭–પોણાત્રણ પાયાવાળાઓ

ઈશ્વરે બક્ષેલા ટકામાંથી દસ ટકા શક્તિ ખરચવી એ તો કુદરતી છે, તોપણ મનુષ્યમાં ઇચ્છાશક્તિનું બળ એટલું બધું રહેલું છે કે, દસ ટકા પરથી આગળ વધી પુરુષાર્થ કરનારા મહાત્માઓ જેમ લાખ ટકા સુધી પહોંચી શકે છે, તેમ દુનિયા પર બોજારૂપ તમોગુણી આળસુઓ એ સ્વાભાવિક દસ ટકા શક્તિને પણ કમી કરી, પોણાત્રણ ટકા સુધી ઊતરી જાય છે. આ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે કે, તુરતનાં જન્મેલાં બાળકો તથા દીવાનાઓ પણ દસ ટકા શક્તિનો ઉપયોગ કરી શકે છે, ત્યારે આળસુઓ લાખ ટકામાંથી માત્ર પોણાત્રણ ટકા શક્તિ વાપરી શકે છે. આવા પોણાત્રણ ટકાવાળા–પોણાત્રણ પાયાવાળા શેઠિયા-

ઓનો પણ આપણે ત્યાં કાંઇ તોટો નથી, માટેજ ભારતનું ઈશ્વરી જ્ઞાન ડૂબતું જાય છે.

આ જગાએ પોણુત્રણ ટકાવાળા આળસુઓમાં "શેઠિયા" શબ્દ વાપરવો વાસ્તવિક છે; કારણ કે ગરીબોને તો ફરજિયાત મહેનત કરવી પડે છે. તેમજ ગરીબોને સાધનોની અછતને લીધે પોતાની શક્તિ ખરચવાની કેટલીક તકો છોડી દેવી પડે છે. પણ જેઓ ફરજ બજાવવાને શક્તિવાન છે, ઈશ્વરના કૃપાપાત્ર છે અને સાધનોવાળા છે, છતાં પણ ઈશ્વરે બક્ષેલા લાખ ટકામાંથી માંડ માંડ પોણુત્રણ ટકા ખરચે છે, તેઓજ સૌથી વધારે ગુનાને પાત્ર છે. એવાં સાધનોવાળા જો પોતાની શક્તિનો પૂરતો ઉપયોગ કરે તો દુનિયા બહુ જલદી આબાદ થઇ શકે, પ્રાણીઓ વધારે સુખી થઈ શકે, મનુષ્યજાત સુધારામાં બહુ આગળ વધી શકે અને સત્ય ધર્મનો રસ્તો વધારે ખુલ્લો થતો જાય. પણ અફસોસ કે એમ થવાની ચાવી દુનિયામાં સૌથી કમનસીબ, પોતાની શક્તિ ખરચવામાં સૌથી મખ્ખીચૂસ અને ઈશ્વરના કૃપાપાત્ર છતાં એ કૃપા નહિ સમજનારા આળસુઓના હાથમાં છે. દુનિયામાં સર્વને માટે રસ્તા છે, સર્વને માટે બચાવ છે, સર્વને માટે દયા છે, પણ અફસોસ કે આળસુઓને માટે તેમાંનું કાંઇ પણ નથી; કારણ કે તેઓ કાંઇજ કરતા નથી. જેઓ પોતાની શક્તિનો ઉપયોગ કરે છે તેઓ કદાચ નાસ્તિક હશે તોપણ, કોઈક દિવસ ઈશ્વરના મહાન ભક્ત થઇ શકશે, તેઓ ગરીબ હશે તોપણ કોઇક દિવસ દુનિયામાં તથા ઈશ્વરના દરબારમાં મોટા થઇ શકશે, તેઓ દુર્ગુણી હશે તોપણ વખત જતાં દુર્ગુણ છોડી સદ્ગુણી થઇ શકશે અને તેઓ ગુનેગાર હશે તોપણ પોતાના યત્નથી પોતાનાં પાપની માફી મેળવી શકશે. કારણ કે તેઓ ઈશ્વરે બક્ષેલી શક્તિનો ઉપયોગ કરે છે, તેથી તેઓનું ભવિષ્ય ચળકતું છે. પણ ઈશ્વરના કૃપાપાત્ર છતાં–ઈશ્વરે બક્ષેલી શક્તિ ખરચવાને બદલે તેને દાબી દે છે, એવા આળસુઓને માટે કાંઇ પણ રસ્તો નથી; કારણ કે તેઓ અંધકારમાં છે, તેઓ પોતાનું અનિષ્ટ કરે છે અને દુનિયાને આગળ વધતી અટકાવી પાછળ પાડે છે. પ્રભુ તેઓની ઉપર દયા કર, દયા કર, તેઓને સદ્બુદ્ધિ આપ!

## પુરુષાર્થ એટલે શું?

બાઇ, આ બાબત આટલી બધી લંબાવીને હું એજ દેખાડવા

માગું છું કે, માણસો પોતાની શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરતાં નથી તેથીજ તેઓ ઈશ્વરથી દૂર રહે છે. આપણે જાણીએ છીએ કે એ શક્તિ કાંઇ નવી મેળવવાની નથી, એ તો આપણા બંધારણની સાથેજ રહેલી છે. તેને ખરચવી એજ આપણું કામ છે અને એ ઈશ્વરી બક્ષિસનો ઉપયોગ કરવો એનુંજ નામ પુરુષાર્થ છે. પુરુષાર્થનો અર્થ લોકો બહુ કઠિન સમજે છે, પણ ખરી રીતે જોતાં તેનો અર્થ એવો કઠિન નથી. પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, પાતાળને આસમાનમાં ધકેલી આપવું. પુરુષાર્થનો અર્થ કાંઈ એવો નથી કે, આકાશના ટુકડા કરી નાખવા. પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે ગ્રહોને ફરવાના માર્ગ બંધ કરી નાખવા. પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે સમુદ્રના પરમાણુઓને છૂટા કરી નાખવા. પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, પૃથ્વીનાં ને ગ્રહોનાં આકર્ષણને કાઢી નાખવાં. પુરુષાર્થનો અર્થ એવો નથી કે બ્રહ્માંડના પરમાણુઓની સ્વાભાવિક ગતિ અટકાવવી અને પુરુષાર્થનો અર્થ કાંઈ એવો નથી કે ખુદ ચાંદાસૂરજનાં સ્થૂલ રૂપને પોતાનાં છોકરાંને રમવાનાં રમકડાં બનાવવાં; પણ પુરુષાર્થનો અર્થ એટલોજ છે કે, કૃપા કરી ઈશ્વરે આપણને બક્ષેલી મહાન શક્તિનો સ્વાભાવિક ઉપયોગ કરવો. એ શક્તિની આગળ વધવાની સતત ગતિને દાબી દેવી નહિ તેમજ તેનો દુરુપયોગ કરવો નહિ, પણ તેને સ્વાભાવિકતાથી આગળ વધવા દેવી અને આગળ વધવાને તેનો રસ્તો સાફ રાખવો એનુંજ નામ પુરુષાર્થ છે, એનુંજ નામ સનાતન ધર્મ છે.

## પુરુષાર્થ એજ ઈશ્વર છે

પુરુષાર્થથી લોઢાનું સોનું બનાવી શકાય છે. પુરુષાર્થથી સંજીવનીશક્તિ મેળવી શકાય છે. પુરુષાર્થથી ગ્રહોને દાસ બનાવી શકાય છે. પુરુષાર્થથી પૃથ્વીમાં સ્વર્ગ લાવી શકાય છે અને પુરુષાર્થથી મનુષ્ય ઈશ્વરને પામી શકે છે, એ તદ્દન સાચી વાત છે, પણ એમ થવું એનુંજ નામ પુરુષાર્થ નથી. એ તો પુરુષાર્થનું ફળ છે. ફળ હમણાં મળે અથવા પાછળથી મળે યા ન મળે, એ જુદી વાત છે. કારણ કે તે સંજોગને આધારે છે. પણ એ શક્તિ ખરચવી તેનુંજ નામ પુરુષાર્થ છે. આપણે સ્પષ્ટતાથી સમજવું જોઇએ કે, એ શક્તિ ખરચવી એ સ્વાભાવિક છે. આપણું બંધારણુજ તેવું છે. એ શક્તિ ખરચવાને માટેજ આપણી ઉત્પત્તિ ને

હયાતી છે. એ શક્તિ ખરચવી એનુંજ નામ કર્તવ્ય છે, એનુંજ નામ પુરુષાર્થ છે અને એનુંજ નામ સનાતન ધર્મ છે. એને માટે ફળની આકાંક્ષાની જરૂર નથી. ફળ તો એની સાથે સ્વભાવથીજ રહેલું છે, માત્ર ફળની ખાતરજ પુરુષાર્થ નથી, પુરુષાર્થ તો મનુષ્યની પ્રકૃતિના બંધારણમાં–ઉત્પત્તિમાંજ રહેલો છે. એટલે પુરુષાર્થ એજ જિંદગી છે અને એથી ઊલટું આળસ–શૈત્ય એજ મોત છે. પુરુષાર્થ એજ કર્તવ્ય છે અને તેથી ઊલટું એજ નિષેધકર્મ છે. કેટલાકો કહે છે કે, પુરુષાર્થથીજ સ્વર્ગ છે, પણ મને અનુભવ થયો છે કે, પુરુષાર્થ એજ સ્વર્ગ છે, સ્વર્ગ કરતાં પણ ઘણું વધારે છે. મારા અનુભવ પ્રમાણે જોતાં પુરુષાર્થને અને સ્વર્ગને જુદાં પાડી શકાય નહિ અને બહુ સમજીને જોતાં એ બન્નેને જુદાં પાડવાની જરૂર પણ નથી. પુરુષાર્થ કરતાં જો કોઇ ખાસ જુદું સ્વર્ગ હોય તો હું તેની કિંમત અને અગત્યતા સમજી શકતી નથી. કારણ કે પૃથ્વીનું અને પૃથ્વીની બહારનું જે કાંઇ છે તે સર્વ ઈશ્વરની સંપૂર્ણ સૃષ્ટિ પુરુષાર્થથી છે–પુરુષાર્થમાં છે. એટલે પુરુષાર્થથી સ્વર્ગ કેવી રીતે જુદું પડી શકે ? ટૂંકામાં પુરુષાર્થ એજ ઈશ્વરી શક્તિ છે. એનેજ હું ખરચવાનું કહું છું. એજ ઈશ્વરનો અંશ છે અને અંતે પરિણામે તે પોતેજ ઈશ્વર છે. જેઓએ પુરુષાર્થ કરેલો નથી, જેઓએ લાખમાંથી માત્ર પોણાત્રણ ટકા શક્તિ ખરચેલી છે, તેવા પોણાત્રણ પાયાવાળાઓને આ પુરુષાર્થની બાબત સ્પષ્ટતાથી સમજાવવી મુશ્કેલ છે, એ હું સમજું છું. પણ મારો ઉદ્દેશજ એ છે કે, જેમ બને તેમ લોકોને સ્પષ્ટતાથી સિદ્ધ કરી આપવું કે, તમારામાં અનંત શક્તિ રહેલી છે, છતાં તમે તેનો ઉપયોગ કરતા નથી. જો એ શકિતનો ઉપયોગ કરો તો અહીંજ સત્ય છે, અહીંજ જ્ઞાન છે, અહીંજ પ્રકાશ છે, અહીંજ સ્વર્ગ છે, અહીંજ અમરત્વ છે, અહીંજ ઈશ્વર છે અને અહીંજ મોક્ષ છે અને એ બધું તમોને બક્ષેલી ઈશ્વરી શકિત ખરચવાની તમારી તાકાતમાં–તમારા પુરુષાર્થમાંજ છે, એ નક્કી સમજજો.

હવે મારે બતાવવું જોઇએ કે, એ શકિત ખરચવાનું આપણામાં સામર્થ્ય છતાં શા માટે એ શક્તિ આપણે ખરચતાં નથી, અને એ શકિત ખરચવાની તકો આપણે કેવી રીતે ગુમાવી નાખીએ છીએ ? આ સમજાવવાને માટે મારે દૂર દૃષ્ટાંત લેવા જવું પડશે નહિ. કારણ કે મને એ અનુભવ મળી ચૂકેલો છે, એટલે હું

મારોજ દાખલો આપીશ.

બાઇ, મને યાદ છે કે, એક દિવસ બપોરે હું મારા પ્રિય સાથે હિંડોળાખાટ ઉપર ઝૂલતી ઝૂલતી પાનની પટી બનાવતી હતી. મારા પતિ એ દિવસે બહારગામ જવાના હતા, તેથી મારી રજા માગતા હતા. હું આનાકાની કરતી હતી. એ પછી અમારી વચ્ચે કાંઇક દિલખુશ–રમૂજી વાતો ચાલી રહી હતી. એટલામાં નીચેથી એક અનાથ ભિખારણનો દયાજનક અવાજ મારે કાને પડ્યો. ખરેખર એ ભિખારણ દયાને પાત્ર હતી. અર્ધી નગ્ન અવસ્થામાં ત્રણ–ચાર દિવસના જન્મેલા બચ્ચાને લઇને તે ભીખ માગવા આવી હતી. મેં તેને બારીમાંથી જોઇ અને મને તેની બહુ દયા આવી. તેનો ગરીબડો લાચારીનો અવાજ મારા કાનમાં થઇ હૃદયમાં ખૂંચી ગયો. મારે ત્યાં મિષ્ટાન્ન ભોજન તૈયાર હતું. મેં મારી રસોઇયણને હાંક મારી, પણ તે બહાર ગયેલી હતી. મને ઇચ્છા થઇ કે, હું જાતે જઇને તેને કાંઇ ખાવાનું આપું; પણ એ વખતે મને રમૂજી લાગતી નજીવી વાતને ખાતર મેં વાર લગાડી, એટલામાં મેં જોયું કે મારી પાડોશણ દયાગોરી તેને કાંઇ આપતી હતી. મારા પતિ પાસેથી નહિ ખસવા માટે, મારી રસિકડી વાતોનો રસ લૂંટવા માટે બાઇ, મેં મારી અંતરની દયાની લાગણીને દાબી નાખી. હું તે ભિખારણને કાંઇ આપી શકી નહિ. જો કે તે તેને મળી રહ્યું, પણ મારા સ્વાર્થને ખાતર હું મારી ફરજ ચૂકી અને મારી શક્તિને આગળ વધતી મેં અટકાવી.

બાઇ, આવી ઘણી વાતો મારે તમારી આગળ કહેવી પડશે, કારણ કે એ વિસ્તારથી બતાવ્યા વિના શા માટે આપણે એ શક્તિ ખર્ચતાં નથી અને એ શક્તિ ખરચવાની તકો આપણે કેવી રીતે ગુમાવી નાખીએ છીએ, એ સ્પષ્ટ રીતે સમજાવી શકાય નહિ.

અમારા ગામમાં કૉલેરા ચાલતો હતો, તેમાં એક ગરીબ બ્રાહ્મણનું આખું કુટુંબ નાશ પામ્યું. એ કુટુંબમાંથી માત્ર ચાર મહિનાનું એક બાળક બચવા પામ્યું. એ બાળકને પાળવાવાળું કોઇ નહોતું, તે બિલકુલ નિરાધાર હતું. મારા પતિની ઇચ્છા હતી કે અમારા ઘરમાં તેને રાખવું ને મારે તેને ઉછેરવું. તેમણે પોતાનો એ વિચાર મને જણાવ્યા વિના મારી ઇચ્છા પૂછી. એ વખતે હું ભરજોબનમાં મદમસ્ત હતી. મારી સ્વાભાવિક અને કૃત્રિમ મસ્તીમાંજ હું મસ્ત રહેતી હતી. મારા પ્રેમઘેલુડા સાથે નજીવી નજીવી

ઘેલછા કરવામાંજ હું આનંદ માનતી હતી અને આ નવી ઉપાધિથી મારા આનંદનો ભંગ થશે એમ મને લાગ્યું. સાથે એમ પણ લાગ્યું કે, એ કબૂલ કરવામાં કાંઇ અડચણ જેવું નથી. ઈશ્વર-કૃપાથી ધાવ તેને ધવરાવે અને નોકર તેની સંભાળ રાખે, એવી મારે ત્યાં સગવડ હતી. મારે તો માત્ર દેખરેખ રાખવાની–અને ખરું કહું તો હા પાડવાનીજ વાર હતી; તોપણ હું તે કબૂલ કરી શકી નહિ. મેં મારી નજીવી વાતોના ચંચળ સુખ સામું જોયું, અંતઃકરણ તરફ જોયું નહિ. મેં માત્ર મારી મહેનત બચાવવા તરફ જોયું, કર્તવ્ય તરફ જોયું નહિ. મેં માત્ર મારા ક્ષણિક સ્વાર્થ તરફ જોયું, ઈશ્વર તરફ જોયું નહિ. આમ થવાથી મારું અંતઃકરણ મને હા પાડતું હતું અને કાંઇક મારા પ્રિયની ઇચ્છા પણ તેને રાખવાની હતી, તોપણ મેં ના પાડી એટલે મારા પતિએ એ બાળકને એક અનાથાશ્રમમાં મોકલી આપ્યું અને ત્યાં થોડા વખતમાં તે મરણ પામ્યું !

## પશ્ચાત્તાપની કિંમત

એ બાળકના મરણની ખબર સાંભળી મને દિલગીરી થઇ પણ મારા મોજશોખમાં એ જરાવારની દિલગીરી હું ભૂલી ગઈ. તેને માટે પૂરતો પશ્ચાત્તાપ કરી શકી નહિ. કારણ કે પશ્ચાત્તાપની કિંમતની એ વખતે મને ખબર નહોતી. મને ખબર નહોતી કે, શુદ્ધ અંતઃકરણનો પશ્ચાત્તાપ જે પાપને માટે તે કરવામાં આવ્યો હોય, તે પાપને બાળી નાખે છે અને આપણને પવિત્ર કરે છે. એ વખતે પશ્ચાત્તાપને માટે હું માત્ર એટલુંજ જાણતી કે તે ફાયદાકારક છે, પણ પશ્ચાત્તાપ કેવી રીતે કરવો જોઈએ તે મને ખબર નહોતી. માત્ર દિલગીર થવું ને આંખમાંથી આંસુ પાડવાં તથા ગયેલી વાતનો અફસોસ કર્યા કરવો તેને હું પશ્ચાત્તાપ સમજતી. પણ મને ખબર નહોતી કે, એમ કરવું એ તો વધારે બંધન છે. મહારાજે મને કહ્યું કે, બેટી! એમ કરવાનું નામ પશ્ચાત્તાપ નથી, પણ આપણાથી જે પાપ થઇ ગયું હોય, તેને માટે પવિત્ર અંતઃકરણથી ઈશ્વરની માફી માગવી, તથા તેની સાથે ફરીથી કોઇ પણ જાતનું પાપ નહિ કરવા અંતઃકરણમાં દૃઢ ઠરાવ કરવો અને જે પાપ થઇ ગયેલું છે, તેની અસર તોડવા માટે બની શકે તે પ્રમાણે મન–વચન–કર્મથી બીજાં વધારે શુભ કર્મ કરવાં એનુંજ નામ સત્ય પશ્ચાત્તાપ છે. થઇ ગયેલાં પાપ માટે રોયા કરવું અને

અફસોસમાં જિંદગી ગુમાવી કર્તવ્યભ્રષ્ટ થવું એનું નામ પશ્ચાત્તાપ નથી; એનું નામ તો પાપ છે, એનું નામ તો ખાતર ઉપર દીવો છે; એનું નામ તો "લેને ગઈ પૂત ઓર ખો આઇ ખસમ" જેવું છે.

## ૧૮-તમારી બેદરકારી એજ અમારી ફતેહ છે

મારા પરિચયમાં આવેલો ગરીબદાસ નામે નાનો છોકરો બહુ ચાલાક હતો. એ છોકરાને વિદ્યાભ્યાસનો બહુ શોખ હતો અને તે શીખી શકે તેવી શક્તિવાળો હતો, પણ તેનાં માબાપ બહુ ગરીબ હતાં એટલે તેની કેળવણીનો આધાર બીજાઓની મદદ ઉપર હતો. એક ગૃહસ્થ તેને મદદ આપતો હતો, પણ દૈવયોગે તે ગૃહસ્થ ગુજરી ગયો. એ પછી તે છોકરાએ સારા સારા ગણાતા પાંચ-સાત ગૃહસ્થો પાસે પોતાની કેળવણીના ખરચની માગણી કરીને બહુ ધક્કા ખાધા, પણ કોઇએ તેને દાદ દીધી નહિ. એ છોકરો મારી બહેનનો પડોશી હતો, તેથી મારી બહેને એ છોકરાને મદદ કરવા મને ભલામણ કરી. મને એ વાત વાજબી લાગી અને મેં તે છોકરાને મારા પતિ પાસેથી મદદ અપાવવાની ખુશી બતાવી; કારણ કે મારા પતિ ગરીબ પણ પાણીદાર વિદ્યાર્થીને પિછાની લેતા હતા અને તેને યોગ્ય મદદ આપતા હતા. એ છોકરો મારી પાસે ત્રણચાર વખત આવી ગયો, પણ મારી બેદરકારીને લીધે ભૂલી જવાથી તથા આવતી કાલ ઉપર રાખવાથી અને બીજાં કેટલાંક નજીવાં કારણને લીધે એ બાબત હું મારા પતિને વાત કરી શકી નહિ ને ઘણા દિવસ નીકળી ગયા; છોકરો એટલા વખતમાં પાંચસાત વખત મારી પાસે આવી ગયો, પણ હું તેને વાયદા કરી પાછો વાળ્યા કરતી હતી, એથી તે છોકરો નિરાશ થઇ ગયો. મારી મદદની આશા તેણે છોડી. તેને લાગ્યું કે, બીજા શેઠિયાઓએ જેમ મારી અરજ સાંભળી નહિ, તેમ એ પણ મારી વાત સાંભળશે નહિ. એ પછી કેટલાક દિવસે મેં મારા પતિ પાસે એ છોકરાની વાત કરી. તેઓએ બહુ ખુશીથી મદદ આપવા કહ્યું. પણ એ વખતે એ છોકરો મારે ત્યાં આવતો બંધ થયો હતો. તપાસ કરતાં મને માલૂમ પડયું કે, તેને કોઇ પાદરી મળ્યો હતો અને એ પાદરીએ તેને આશ્રય આપ્યો હતો અને એ પછી

થોડા વખતમાં એ છોકરો ખ્રિસ્તી ધર્મમાં વટલી ગયો હતો. પ્રભુ ! પ્રભુ !

બાઈ! આવી વાતોને આપણે નજીવી બાબતો સમજીએ છીએ, પણ આપણે વિચાર કરવો જોઇએ કે, શું ખરેખર એ બાબત નજીવી છે? એક માણુસની જિંદગીનું ઉપયોગીપણું આપણે વધારી શકતાં હોઇએ અથવા એક માણુસને અંધકારમાંથી આપણે પ્રકાશમાં ખેંચી શકતાં હોઇએ અથવા તેને ઇશ્વિરી શકિતનો વધારે ઉપયોગ કરતાં શીખવી શકતાં હોઇએ તો શું એ બાબત નજીવી છે કે?

પાછળથી ઘણે વખતે એ નાનો છોકરો ગરીબદાસ એક સ્ટેશન ઉપર મને મળ્યો હતો, પણ એ વખતે તો તે જુવાન હતો અને પાદરી લૂઇને નામે ઓળખાતો હતો. એટલા વખતમાં તો તેણે ઘણા દેશીઓને વટલાવ્યા હતા. મારી એ મુલાકાત વખતે તેણે મને કહ્યું, મારાં વહાલાં બહેન ભભકકિશોરી! યાદ છે કે? જો એ વખતે તમે આ નાનકડા ગરીબદાસને મદદ આપી હોત તો હું આ વખતે પાદરી લૂઇ ન હોત અને મેં ઘણાઓને તારણ અપાવ્યું ન હોત. ઇશ્વર જે કરે છે તે સારુંજ કરે છે. તમારી બેદરકારી એજ અમારી ફતેહ છે. ગુડ મોર્નિંગ, વહાલાં બહેન! એમ કહી તે ટ્રેનમાં બેઠો અને હું રડતી ઊભી રહી. મને શા માટે રોવું આવી ગયું તે ધાર્મિક માણુસો સહેલાઇથી સમજી શકશે.

## વિષયની વાત છોડીને દયાની વાત કોણ સાંભળે ?

એક દિવસ એક ભિખારણ ભીખ માગતી મારે ત્યાં આવી ચડી. ખરેખર તે અનાથ અને દુખિયારી હતી, તેના અંગ ઉપર પૂરાં વસ્ત્ર નહોતાં અને ઠંડીના દિવસ હતા. તે બિચારીએ આજીજીથી મારી પાસે ફાટયુંતૂટયું વસ્ત્ર માગ્યું. એ વખત બપોર પછીનો ને સાંજ પહેલાંનો હતો. અમે ચારપાંચ જણીઓ સહેજ બેદરકારીથી એક ટૂંકા ખાટલા ઉપર બેઠેલી હતી અને સૌ સૌના વરની રમૂજી વાતો કરી રહી હતી. મારી પાસે જૂનાં વસ્ત્રો ઘણાંયે પડ્યાં હતાં અને તેમાંથી એકાદું આપવાનું મને મન પણ થયું, પણ મારી પ્રેમઘેલુડી સાહેલીઓ પાસેથી ઊઠવું ગમ્યું નહિ અને પેલી ભિખારણ તો વારે વારે વસ્ત્રની માગણી કરવા લાગી. જરા વાર પછી મારા વરની વાત નીકળી, ત્યારે શરમાઈને હું ઊઠવા લાગી, પણ મારી છોટી ભાભીએ મારો છેડો પકડી રાખ્યો અને પેલી ભિખારણને કહ્યું કે, કાલે આવજે. અમારી મસ્તીને

લીધે આશાભરી ભિખારણ નિરાશ થઈ. તેણે ફરી ફરી અમોને વિનતિ કરી, પણ કોણ સાંભળે? વિષયની વાત છોડીને દયાની વાત કોણ સાંભળે? છેવટ તેનાથી કંટાળીને મારી છોટી ભાભીએ તે ભિખારણને બહુ ગાળો દીધી ને ન જાય તો સિપાઇ પાસે ધક્કા મરાવવા કહ્યું. ભિખારણ બિચારી દુખિયારી હતી ને એવાં ચોતરફથી બળી રહેલાં માણસો પોતાના સ્વભાવને કાબૂમાં રાખી શકતાં નથી, તેથી એ ભિખારણે પણ મારી ભાભીને કહ્યું કે, પેલી આપે છે ને તું વચ્ચે પડી આપવા દેતી નથી, પણ એનો જવાબ જમના દૂત લેશે. બાઇ શેઠાણી, છકી જા મા, મારા જેવા દહાડા તને આવશે, ત્યારે ખબર પડશે. ભિખારણનાં આવાં વચનથી અમને સૌને બહુ ક્રોધ ચડયો અને અમે સર્વેએ તે ભિખારણને બહુ ગાળો દીધી. તે બાપડીનું શું જોર? નિરાશ થઇને, ગુસ્સે થઇને, શાપ દેતી તે ચાલી ગઇ. બે દિવસ પછી અમે તો એ વાત ભૂલી ગયાં પણ પાંચ વરસ પછી છોટી ભાભીનો વર સટ્ટામાં સર્વ હારી જવાથી આપઘાત કરીને મરી ગયો અને છોટી ભાભી રખડતી થઇ ગઇ, ત્યારે તેને દિલાસો તથા કાંઇક મદદ દેવા હું ગઇ હતી. એ વખતે છોટી ભાભીને પેલી ભિખારણનો શાપ યાદ કરી રોતી તથા તેને ગાળો દેતી મેં સાંભળી હતી.

તમને આ બાબત નજીવી લાગશે અને મને પણ એ વખતે નજીવી લાગી હતી, પણ હવે મને એ બાબત નજીવી લાગતી નથી. કારણ કે, ત્યારે હું મારા પોતાના સ્વાર્થમાં હતી, એટલે સત્યને જોઇ શકતી નહોતી, પણ હવે એ સ્વાર્થ હું ખસેડતી જાઉં છું એટલે સત્યને વધારે નજીકથી ને વધારે સહેલાઇથી જોઇ શકું છું. છોટી ભાભીએ જ્યારે ભિખારણને ગાળો દીધી, ત્યારે મને માત્ર એટલુંજ લાગ્યું કે, શા માટે એવા હલકા લોકો સાથે આપણે બોલવું જોઇએ? પણ ભિખારણે જ્યારે એ ગાળોના બદલામાં છોટી ભાભીને ગાળ દીધી, ત્યારે મને ક્રોધ ચડ્યો અને મેં તેને ગાળો દીધી. આનો અર્થ શું છે?

## જિંદગીની કોઇપણ બાબતને કદી પણ નજીવી સમજવી નહિ

આવી અને આને મળતી બાબતો આપણી જિંદગીમાં ઘણી વખત બને છે અને આપણે તેને સાધારણ એટલે કિંમત વિનાની સમજીએ છીએ. પણ આપણે વિચાર કરવો જોઇએ કે, ખરેખર

શું આવી બાબતો નજીવી છે ? આ અને હવે પછીના જે બનાવોનું હું વર્ણન કરું છું, તે બધા આપણી જિંદગીના રોજના બનાવો છે અને એવા રોજના બધા બનાવો જો નજીવા હોય તો તો પછી જિંદગીમાં રહ્યું શું ? જો એ સર્વ બાબતોને આપણે નજીવી કહીએ તો પછી આપણી જિંદગીમાં તત્ત્વ શું રહ્યું ? આપણી જિંદગીના રોજના સાધારણ બનાવોને નજીવા કહેવાથી તો આપણે મુખેજ એમ સિદ્ધ થયું કે, આપણી જિંદગીજ નકામી છે; કારણ કે એ-વાજ બનાવોથી આપણી જિંદગી ભરપૂર છે અને સાધારણ સિવાય અસાધારણતાવાળા બનાવો તો આપણી જિંદગીમાં આપણે જોયા પણ નથી. એથી તો એમજ નક્કી થયું કે, આપણી જિંદગી નજીવી છે. બાઇ, આપણી જિંદગીને આપણે પોતેજ નજીવી સમજવી, એથી બીજું અફસોસકારક શું ? જ્યારે આપણી જિંદગીજ નકામી છે, નજીવી છે, ત્યારે પછી ઉન્નતિની આશાજ ક્યાં રહી ? મોક્ષની ઇચ્છાજ ક્યાં રહી ? ઈશ્વરને જાણવાનું સાધનજ ક્યાં રહ્યું ? જીવા-ત્માની આથી વધારે અધોગતિ બીજી શી હોઇ શકે ? આથી વધારે બંધન બીજું શું હોઇ શકે ? બાઇ, જિંદગીની કોઇ પણ બાબતને કદીપણ નજીવી નહિ સમજવી જોઇએ; કારણ કે જિંદગીમાં નાના-માં નાના અને મોટામાં મોટા અથવા ભલામાં ભલા ને ભૂંડામાં ભૂંડા જે કાંઇ બનાવો બને છે, તે સર્વ સારી અથવા માઠી, થોડી અથવા ઘણી, કાંઇક પણ અસર ઉપજાવ્યા વિના રહી શકે નહિ. જો એવા બનાવોની અસર ન હોય તો જિંદગી વ્યર્થ થઇ પડે.

જિંદગીમાં બનતા એવા કેટલાક બનાવો આપણને નજીવા લાગે છે પણ જિંદગી નજીવી લાગતી નથી. તેનું કારણ એ છે કે, એ બનાવોને આપણી જિંદગીના એક ભાગ તરીકે આપણે સમજતા નથી, પણ જિંદગીથી એ નજીવા બનાવોને જુદા સમ-જીએ છીએ; એટલે એ ભૂલથી જિંદગીના એક ભાગને અર્થાત્ એવા બનાવોને નજીવા સમજીએ છીએ. પણ આપણે જાણવું જોઇએ કે, આપણાં રોજનાં સાધારણ નાનાં કામકાજો અને જિંદ-ગી એવી બે વસ્તુ કાંઇ જુદી જુદી નથી, પણ આપણાં એવાં કર્મો તે આપણી જિંદગીનો નાનો અથવા મોટો ભાગ છે. આમ હો-વાથી આપણાં સાધારણ કર્મોને નજીવાં સમજવાં એ જિંદગીને નજીવી સમજવા બરાબર છે અને જિંદગીને નજીવી સમજવી એ ઈશ્વરની કૃપા નહિ સમજી તેની દયાનો લાભ નહિ લેવા જેવું છે.

એનુંજ નામ અજ્ઞાનતા છે ને અજ્ઞાનતા એજ નરક છે. ટૂંકામાં આપણી જિંદગીના રોજના સાધારણ બનાવોને નજીવા સમજવા એનું નામ નરક છે ને એ નરક આપણે હાથે કરીને આપણી ખુશીથી આપણે ખડું કરીએ છીએ, એજ અજાયબી છે.

## ૧૯–હારવું એજ જીતવું છે

બાઇ, વિદ્યુતલતાને તમે ભૂલી ગયાં નહિ હો. તે મારા પિયરમાં મદનમંજરીને ભણાવવા આવતી હતી. તેને વિવાદ કરવાનો બહુ અભળખો હતો અને મને પણ નવા નવા તર્ક ઉઠાવવા બહુ ગમતા હતા. એમ છતાં પણ વિદ્યુતલતા સાથે ઘણીવાર હું હારી જતી અને જ્યારે હારતી ત્યારે વિતંડાવાદ કરી વખત ગુમાવતી, તથા ફુલાઇ જતી અને ભલે હું ખોટી હોઉં, તોપણ જ્યારે જીતું ત્યારે મલકાતી હતી. માત્ર વિદ્યુતલતા સાથેજ નહિ પણ ઘણે ઠેકાણે જ્યારેત્યારે આમ બનતું હતું અને મારી જીતથી હું ફુલાયા કરતી તથા હારથી મનમાં બળ્યા કરતી હતી; કારણ કે વાતચીતમાં હું પાછી પડું અથવા મારું અજ્ઞાનપણું દેખાય તે હું સહન કરી શકતી નહિ. તેથી હું વધારે મુશ્કેલીમાં ઊતરતી અને સમજવા છતાં મારે વિતંડાવાદ વધારવો પડતો. પણ આ રોગમાંથી કૃપા કરી અદ્વૈતાનંદ મહારાજે મને છોડાવી છે. તેણે કહ્યું કે, બેટી, આ દુર્ગુણ તારામાંજ છે એમ કાંઇ નથી, દુનિયા તેથીજ ભરેલી છે અને તેથીજ પોતાનો કક્કો ખરો કરાવવાની મમતમાંજ માણસો ખાલી હાથે ચાલ્યાં જાય છે. કારણ કે એવાં માણસો પોતે મનથી માની લીધેલા આકાશમાં ઊડતાં કીર્તિનાં પતંગિયાંને પકડવા સારુ પોતાના અંતરમાં આવેલાં સત્યને છોડી દે છે. બેટી, તને ખબર છે? હારમાં તો મજા છે. હારવું એજ જીતવું છે. હારવાથી શા માટે આપણે ક્રોધ કરવો જોઇએ? સત્ય નહિ સમજી શકે તેની સાથે, જિદ્દી માણસની સાથે, અભિમાનીની સાથે, પક્ષપાતીની સાથે, સમજવા છતાં નહિ કબૂલ કરનારની સાથે અને એવાજ બીજાઓ સાથે આપણે હારી જઇએ તો શું તેથી આપણે જે સત્ય ગ્રહણ કરેલું છે, તે કાંઇ જતું રહે છે? એવાંઓની સાથે હારી જવું એ તો વખતનો બચાવ છે, મફતની માથાકૂટમાંથી છૂટવા જેવું છે, સ્વભાવને કાબૂમાં રાખવા

જેવું છે અને સત્સંગનાં-જ્ઞાનનાં બીજ આપણામાં રોપાઇ ગયેલાં છે એમ બતાવનારું છે. એવા વિતંડાવાદમાં આપણે શા માટે ઊતરવું જોઇએ ? અને એવી હારથી શા માટે આપણે દિલગીર થવું જોઇએ ? કદી ખરી રીતે હારી જઇએ તો તેથી તો વિશેષ ખુશી થવું જોઇએ. કારણ કે સત્ય હારથી આપણી ભૂલ સુધરશે અને આપણને વધુ જ્ઞાન-નવીન સત્ય પ્રાપ્ત થશે. આવી રીતે બન્ને બાજુથી હારમાં પણ આપણને લાભજ છે. જેટલો જીતમાં લાભ છે તેટલો હારમાં પણ લાભ છે. જીતથી આપણે બીજાઓને નવું બતાવી શકીએ છીએ અને હારથી આપણે પોતે નવું જોઇ શકીએ છીએ. નવું બતાવવું અને નવું જોવું-સત્ય શીખવવું અને સત્ય ગ્રહણ કરવું, બીજાઓની ભૂલ સુધારવી અને આપણી ભૂલ સુધારવી તથા વખતને બચાવવો-રજોગુણને ઉશ્કેરાતો અટકાવવો, અને શુષ્ક તર્ક-મિથ્યા કલ્પનાજાળ તથા શબ્દારણ્યથી બચવું, એ જ્ઞાની-ભક્તોને માટે તો આનંદદાયકજ છે. બેટી, એમાં દિલગીરીનો વિષય શું ? તે મને સમજાવ તો ખરી ! મેં કહ્યું, મહારાજ, અમે અજ્ઞાનને પકડી રાખ્યું છે તેથીજ દિલગીરી છે. જ્ઞાનીઓને તો સદા આનંદ ને આનંદજ છે. તમારામાં ને અમારામાં એજ ભેદ છે. તમને સર્વત્ર પ્રકાશ છે, આનંદ છે; અમને સર્વત્ર અંધકાર છે, દુઃખ છે. અહા ! જ્ઞાનીઓનો દરજ્જો કેટલો બધો મહાન છે, અને વ્યાવહારિક મનુષ્ય કેટલી બધી ભ્રાંતિમાં ભટકાય છે, તથા મારું મારું કરીને નાહકનું કેટલું બધું દુઃખ માથે ઓઢી લે છે અને મફત મળતા-સ્વાભાવિક રીતે મળતા અખંડ પ્રકાશ છતાં પોતાની કૃત્રિમ યુક્તિઓથી, પૂર્ણતાથી નહિ દાબી શકાતા એ પ્રકાશને દાબી દઇ, કેટલા બધા અંધકારમાં રહે છે, એ હવેજ હું સ્પષ્ટતાથી સમજી શકું છું.

## અધૂરું ધાર્મિકપણું

જ્યારે હું મને પોતાને ધાર્મિક સમજતી, ત્યારે હું કેટલું બધું થોડું સત્ય લઇ શકતી ? કેટલો બધો થોડો આનંદ લઇ શકતી ? કેટલા બધા અંધકારમાં રહેતી ? કેટલું થોડું કરતી અને ઈશ્વરથી કેટલી બધી દૂર રહેતી હતી ? તે આવા આવા ખુલાસાઓથી-દૃષ્ટાંતોથી અને રહસ્યો જોયાથીજ હવે હું બરાબર રીતે સમજી શકું છું. હવે મને લાગે છે કે, એટલા બધા અંધકારમાં હું કેમ રહી શકતી ? એટલાં થોડાં સત્યથી મને કેમ સંતોષ થતો ?

એટલા થોડા આનંદથી હું કેમ ખુશ રહી શકતી ? એટલી બધી થોડી શક્તિ ખરચાતી તે માટે મને દિલગીરી કેમ નહોતી લાગતી? અને મારો વખત કેમ જતો ? કારણ કે જેટલી શક્તિ એક મિનિટમાં ખરચી શકાય તેટલી શક્તિ હું એક દહાડામાં પણ વાપરતી નહોતી અને ઈશ્વરથી એટલું બધું દૂર રહી શકાયજ કેમ ? શા માટે મારું મરણ ન થઈ જવું જોઇએ ? ખચીત એમજ થવું જોઇએ. પણ તેમ ન લાગ્યું ને તેમ ન થયું તેનું કારણ મારું અજ્ઞાનજ છે. મેં રચેલી મિથ્યાસૃષ્ટિમાં હું બંધાઇ ગઈ, એટલે મારું કર્તવ્ય હું સમજી શકી નહિ, ને જે સમજી તે સ્વાર્થબુદ્ધિ ગ્રહણ કરી શકી નહિ. એથી હું મારું સ્વરૂપ સમજી શકી નહિ અને ઈશ્વરથી છેટી રહી ગઈ. મારી એ ભૂલો કેવા પ્રકારની હતી તે મેં ઉપર બતાવેલું છે અને બીજી કેટલીક તેવીજ વધારે ભૂલો વિશેષ સ્ફુટ થવા બતાવું છું.

## વિશ્વાસ

વિશ્વાસ એ કેવો આનંદદાયક શબ્દ છે, વિશ્વાસ એ આપણી જિંદગીમાં કેટલું બધું ઉત્તમ તત્ત્વ છે, અને વિશ્વાસ એ ઈશ્વરની કેવી પ્રીતિની વસ્તુ છે તે જેઓ સમજે છે તેઓ ભાગ્યશાળી છે. એવા અમૂલ્ય વિશ્વાસને મેં ડગાવ્યો. બાઇ, મેં તેને છોડ્યો. પ્રભુ! મને માફ કરો. પ્રભુ ઉપરથી વિશ્વાસ છોડીને મેં મુડદાંઓ ઉપર મારો વિશ્વાસ દોડાવ્યો. મારા સ્વાર્થને ખાતર-મને સંતતિ થવાની આશાએ મારી બહેનપણી તથા એક ફકીરના કહેવાથી દોરવાઇ જઇને મેં એક કબરની માનતા કરી. બાઇ, સ્વાર્થનું બળ તો જુઓ! જેને પોતાનું કહ્યું તેને માટેનું ઝનૂન તો જુઓ! મૂર્તિપૂજામાં વખતોવખત મને શંકા લાગતી, પણ છોકરાંની આશાએ મૂર્તિપૂજાના કટ્ટા દુશ્મન બુઢ્ઢા ફકીરના કહેવાથી હું કબરની માનતા કરવા નીકળી. અફસોસ, અફસોસ, સ્વાર્થને ધિક્કાર હજો. મારો વિશ્વાસ ચળાવ્યાથી ને મુડદાં પૂજવાથી મને કાંઇ ફળ મળ્યું નહિ. કેમકે આપણે તો માત્ર કલ્પનાજ કરી શકીએ છીએ. ફળ આપવું તે તો કોઈ બીજાનાજ હાથમાં છે અને તોપણ મેં મારા વિશ્વાસને ચળાવ્યો. પ્રભુ ! પ્રભુ ! આપણી જિંદગી આવી અંધાધૂંધીથી ભરેલી છે અને જે આપણને દોરનારા છે તે આપણા કરતાં વધારે ભ્રમમાં ને વધારે ઝનૂનમાં છે. તમે જોઈ શકશો કે જે ફકીર સાહેબ મૂર્તિપૂજાને ધિક્કારે છે, તેજ મને કબર પૂજ-

વાનું અરે, મુડદાં પૂજવાનું કહે છે અને તે મને ખરું લાગે છે. ખરું લાગે છે એટલુંજ નહિ પણ હું તે પ્રમાણે વર્તન કરું છું. આ શું થોડો ગુનો છે? આપણા વિશ્વાસને આપણે આવી રીતે ચળાવવો જોઇએ કે? આપણે આટલાં બધાં આપણા સ્વાર્થમાં લપટાઇ જઇએ, આટલાં બધાં નિર્બળ મનનાં થઈ જઇએ, સત્યથી આટલાં બધાં વિમુખ થઈ જઇએ, તો પછી આપણે માટે ઉન્નતિનો રસ્તો કયાં રહ્યો? આટલા બધા અંધ સ્વાર્થનો અર્થ તો એટલોજ છે કે, ઇશ્વરની દયાનો લાભ આપણે ઇરાદાપૂર્વક લેતાં નથી.

## વખતની કિંમત

મને યાદ છે. મારા પતિને વહેલા ઊઠવાની ટેવ હતી અને હું વહેલી ઊઠી શકતી નહિ. હું જાણુતી કે તેઓ ઊઠ્યા છે ને ફરવા જાય છે, તોપણુ હું રમૂજ કરતી પથારીમાં પડી રહેતી અને મારા પતિના ગયા પછી કોઈ કોઈ વખત હું ઊંઘી જતી. હું જાણુતી કે હવે સૂવાની જરૂર નથી અને વધારે વાર સૂઈ રહેવાથી કામકાજમાં મોડું થઇ જાય છે, તોપણુ હું સૂઈ રહેતી. હું સૂતી તે ગાફલ ઊંઘણશીની પેઠે નહિ, પણુ માત્ર મારા આનંદને ખાતર, એ પ્રકારની ટેવને કાંઇક આધીન થવાથી આળોટતી આળોટતી પથારીમાં પડતી હતી અને એમ ઘણી વાર સુધી બિછાનામાં લોટચા પછીજ દરરોજ હું ઊઠતી હતી. મારા પતિને એથી કાંઈ અડચણુ નહોતી અને તેઓ મારી એ કુટેવને માટે કોઇ પણુ રીતે કાંઇ પણુ મને જણુાવતા નહોતા, એટલે મને કાંઇ પણુ ફિકર જેવું નહોતું. એવી રીતે બિછાનામાં લોટવાના ઘણાયે કલાકો ચાલ્યા ગયા અને જે વખતે એ કલાકો ચાલ્યા ગયા ત્યારે તેને માટે કાંઇ વિચાર થતો નહોતો. ત્યારે તો ઊલટું એમજ લાગતું કે, હું સુખિયારી છું. પણુ હવે મને લાગે છે કે, એવી રીતે નકામા કલાકો ગુમાવવાનો મને શું હક હતો? શું આપણી જિંદગી એવી મજીવી ચીજ છે કે, તેને નાહક પથારીમાં લોટવામાં ગુમાવી નાખવી? ઊંઘ નહિ આવે તોપણુ પલંગ પર લોટચા કરવું એ શું જિંદગીનું કર્તવ્ય છે? શું જિંદગી એવી ખરાબ વસ્તુ છે કે, તેને જેમ ગમે તેમ કરીને ખોઈ નાખવી? શું આપણે આપણા મનને એમ નહિ પૂછવું જોઇએ કે જિંદગીની કીમતી બક્ષિસ આપણુને શા માટે કરવામાં આવેલી છે? પથારીમાં લોટવા માટે? જે જિંદગીને આપણે આટલી બધી કીમતી માનીએ છીએ કે, તેના જેવું કીમતી ઈશ્વર વિના બીજું

કાંઇ નથી, તે જિંદગીને શું લોટવામાં કાઢી નાખવી જોઇએ? જિંદગી શું છે? જિંદગી કોઈ પણ તદબીરથી કે કોઇ પણ વસ્તુના બદલામાં ન મળે તેવી વસ્તુ છે. જિંદગીથીજ આત્માને જાણી શકાય છે. દુનિયાનું જે કાંઈ છે તે જિંદગીથીજ છે. જિંદગી વિના આપણે શું કરી શકીએ? જિંદગી વિના આપણી હયાતીજ શું કામની? જ્યારે આપણે મરવા પડીએ છીએ ત્યારે કોઈ પણ જાતના ઉપાયથી કોઈ પણ માણસ એક ક્ષણ કે એક શ્વાસ પણ આપી શકે છે કે? જિંદગીની ઉત્તમતા શબ્દોથી બતાવી શકાય તેમ નથી, તેવી ઉત્તમ જિંદગી મેં વિનાકારણ પથારી પર લોટવામાં કાઢી નાખી એ શું દિલગીરીની વાત નથી? અને તોપણ વ્યવહારમાં મોહ તો જુઓ કે, એવી રીતે નકામું લોટવાને હું ભાગ્યશાળીપણું સમજતી હતી. અરે પ્રભુ! અમારો ઉદ્ધાર તે ક્યાંથી થાય? અમોને સત્ય તે ક્યાંથી મળે? અમોને આનંદ તે કેમ મળે? કારણ કે જે દુઃખ છે તેને અમે સુખ માનીએ છીએ, જે જૂઠું છે તેને આપણે સત્ય માનીએ છીએ અને જે બહુ કીમતી છે તેને ગુમાવી દઈએ છીએ તથા જે બિલકુલ નકામું છે તેને પકડી રાખીએ છીએ. બાઇ, તમે વ્યવહારની આપણી રીતિ તો જુઓ, આપણને તે સ્વર્ગ કેમ મળે?

## જો ફાયદા વિનાની બાબત આપણી જિંદગીમાં હોય તો તેવી જિંદગીથી ફાયદો શું?

ઇશ્વરની કૃપાથી હવે હું સત્ય જોઇને પામી શકું છું અને તેથી ખરું સુખ અનુભવી શકું છું, પણ અગાઉ એક વખત એવો હતો કે, જ્યારે હું જરૂર કરતાં વધારે ખાતી હતી અને એવી રીતે ખાવામાં તથા ખવરાવવામાં મજા માનતી હતી. મારા પ્યારાને ઘણી વખત તેની ઇચ્છા ઉપરાંત સોગન આપીને હું વધારે ખવરાવતી હતી અને હું પણ તેવી રીતે જરૂર કરતાં વધારે જમતી હતી. હું સમજતી અને બીજાંને કહેતી કે, વધારે ખાવું સારું નહિ અને તોપણ ઘણી વખત ઇરાદાપૂર્વક હું વધારે ખાતી હતી અને બીજાંઓને ખવરાવતી હતી અને એમ કરવામાં મને આનંદ થતો હતો. એક વખત મહારાજ મારે ત્યાં ભિક્ષા માટે આવેલા, ત્યારે તેમને પણ મારી હમેશની રીતિ પ્રમાણે વધારે જમવા માટે મેં આગ્રહ કરવા માંડ્યો. એક દૂધનો કટોરો મેં તેમની ઇચ્છા ઉપરાંત ભરી આપ્યો અને કહ્યું કે, મહારાજ, કૃપા કરીને

એ પી જાઓ. મહારાજે કહ્યું, બેટી! વધારે જમવાના ફાયદા મને બતાવે તો હું એ પી જાઉં. હું વિચારમાં પડી, વધારે જમવાના ફાયદા શું બતાવી શકું? હું હસી પડી અને મેં કહ્યું, મહારાજ, એમાં વળી ફાયદા શું? તમે તે પી જાઓ એજ મને ફાયદો.

મહારાજે કહ્યું, બેટી! ફાયદા વિનાની બાબત આપણા આચરણમાં–આપણી જિંદગીમાં નહિ હોવી જોઇએ. જો ફાયદા વિનાની બાબત આપણી જિંદગીમાં હોય તો તેવી જિંદગીથી ફાયદો શું? કારણ કે જિંદગી ફાયદાને માટેજ છે. લાભ વિનાની જિંદગી તે તો મોતજ છે. બેટી, યાદ રાખજે કે ફાયદા વિનાની બાબત કુદરતમાં ટકી શકેજ નહિ. કારણ કે કુદરત કુદરતી રીતેજ તેનો નાશ કરે છે. ખોરાકથી જિંદગીનું પોષણ થાય છે, માટે ખાવું એ આપણને બહુ જરૂરની બાબત છે; પણ પોષણ કરતાં વધારે શા માટે ખાવું જોઇએ, એ હું સમજી શકતો નથી. એવી રીતે ખાવું એ તો ગુનો છે. કારણ કે મહાત્માઓની આજ્ઞા એવી છે કે, ભૂખ લાગે ત્યારેજ પોષણ જેટલું ખાવું જોઇએ. એવી રીતે ખાવું તે યજ્ઞજ છે અને તેથી ઊલટી રીતે ખાવું તે દોષ છે. જરૂર કરતાં વધારે ખાવાથી મલિનવિકારોનું જોર વધે છે, રોગ થાય છે, સ્વપ્નમાં આવે છે, આળસ આવે છે, ફરજ બજાવવામાં પાછળ પડાય છે અને જે ખોરાક આપણે બીજાઓને માટે બચાવી શકત તેનો નાશ થાય છે. શું એ પાપ નથી? બેટી, કદી પણ જરૂર કરતાં વધારે ખાઈશ મા. યાદ રાખજે કે, अपरे नियताहाराः એને પણ ભગવાને યજ્ઞ માનેલ છે. એમાં કાંઇ મુશ્કેલી નથી. કેમ, એ બની શકશે કે નહિ? મેં કહ્યું, હા મહારાજ, એમાં શું? મહારાજે કહ્યું: બેટી, દુનિયામાં જે વાજબી હોય તે બધું બની શકે એવુંજ છે. અને તેથીજ આપણને લાગે છે કે, આમ બની શકશે, પણ વખત આવ્યે આપણે જોઇએ છીએ કે, આપણે તેમ બનાવી શકતાં નથી. કારણ કે આપણે જે બનાવવા–પાળવા–અનુભવવા ઇચ્છીએ છીએ તે બનાવવામાં, તે પાળવામાં, તે અનુભવવામાં કેટલો લાભ છે અને તે નહિ પાળવામાં કેટલું નુકસાન છે, એ આપણે સ્પષ્ટતાથી સમજી શકતાં નથી, માત્ર તેના ગુણદોષ ઉપલક રીતે સાંભળીએ છીએ, તેથી ખરી દૃઢતા આપણામાં આવતી નથી. તું હમણાંજ કહે છે કે એમાં શું? પણ બેટી, એ તારો ઉપલક જવાબ છે. હમણાં તારી પ્રીતિની કોઇ વસ્તુ તને ખાવા મળે અને તારું પ્રેમપાત્ર એ વસ્તુ વધારે

ખાવા માટે તને આગ્રહ કરે ત્યારે, એમાં શું? એ વચન પાળી શકીશ કે? જિંદગીની દરેક બાબતને જો માત્ર સાદી સમજથી જોઇએ, તો તેમાં આપણને કોઇ પણ બાબત એવી નહિ મળે કે જે આપણાથી ન બની શકે. જિંદગીની દરેક બાબત–જિંદગીનાં દરેક કાર્ય કે જે ઈશ્વરને મંદિરે પહોંચવાનાં પગથિયાં છે, તે સર્વ પગથિયાં આપણાથી ચડી શકાય તેવાંજ છે અને તે દરેક બાબત આપણાથી પાળી શકાય તેવીજ છે; પણ અફસોસ કે, લોકો તેમાંથી એક પણ સત્ય રીતે પાળી શકતા નથી.

બાઇ, મહારાજના આ ઉપદેશ પછી મેં ધાર્યું કે હવે હું વધારે જમીશ નહિ. માત્ર આમ ધાર્યું એટલુંજ નહિ પણ આવી સહેલી બાબત પણ હું આજ સુધી કેમ સમજી શકી નહિ અને સમજતાં છતાં તે કેમ પાળી શકી નહિ, તે માટે મને અજાયબી લાગી અને વિચાર થવા લાગ્યો. એમ છતાં પણ જ્યાંસુધી હું મારા સ્વાર્થમાંજ હતી ત્યાંસુધી પોષણ જેટલુંજ ખાવું એ નિયમ હમેશાં હું પાળી શકતી નહોતી. ઘણી વખત તેનું ઉલ્લંઘન થઈ જતું અને એ ઉલ્લંઘન થતું કોઇ કોઈ વખત અગાઉથી તથા કોઇ કોઈ વખત પાછળથી હું સમજતી હતી, પણ તે અટકાવી શકતી નહોતી; કારણ કે હજુ એટલી દૃઢતા એ વખતે મેં પ્રાપ્ત કરી નહોતી. આ બહુ જૂની વાત છે; ખીલતા યૌવન વખતની મસ્તીની આ વાતો છે. હવે તો ઈશ્વરની કૃપા છે, એટલે પોષણ જેટલું સાત્ત્વિક ભોજન કરવા છતાં પણ હું ઉપવાસી જેવી છું.

---

## ૨૦–અસત્યની સત્તાજ નથી

અરે પ્રભુ! મેં શા શા દોષ કર્યા છે એ જ્યારે યાદ કરું છું ત્યારે મને મારા અજ્ઞાનપણા માટે–મારા સ્વાર્થીપણા માટે બહુ લાગી આવે છે. એ વખતે મને વિચાર થાય છે કે, ધન્ય છે પ્રભુ! તારી દયાને ધન્ય છે! જ્યારે હું મારા દોષ સમજવા લાગી ત્યારે મને લાગતું કે, મેં કરેલાં આટલાં બધાં પાપની વચ્ચે પ્રભુની કૃપા-પ્રભુની દયા કેમ આવી શકશે? આટલાં બધાં પાપને હું કેમ ટાળી શકીશ? એ વિચારથી હું દિલગીર થઇ જતી! પણ મહારાજે મને કહ્યું કે, બેટી! તું દિલગીર ન થા. શું તું નથી જાણતી કે જે ગુફામાં હજારો વરસનો અંધકાર હોય, ત્યાં પણ જો પ્રકાશનાં કિરણ પડે તો તરતજ અજવાળું થઇ જાય છે. શું અંધારાને એમ

કહેવાનો અધિકાર છે કે, હજારો વરસ થયાં હું આ ગુફામાં રહું છું, માટે હવે તો હું નહિજ જાઉં ? અંધકાર જેમ પ્રકાશની સામે ટકી શકે નહિ, તેમ પાપ પણ સત્યની સામે ટકી શકેજ નહિ. બેટી, એ તો ઈશ્વરની ખૂબી છે કે, જ્ઞાનની સામે અજ્ઞાન ટકી શકેજ નહિ. અસત્યની સત્તાજ નથી, જો અસત્યની સત્તા હોયતો આપણે કેવી રીતે ઉન્નતિ મેળવી શકીએ ? જો અસત્યની સત્તા હોય તો આપણે ઈશ્વરને કેમ જાણી શકીએ ? કેમ પામી શકીએ ? અસત્યની સત્તા નથીજ તેથી વેદાંતીઓ તેને મિથ્યા કહે છે, ભ્રાંતિ કહે છે, દૃષ્ટિ સૃષ્ટિવાદ કહે છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ-

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ गी. २. श्लो. १६॥

અસત્ વસ્તુની સત્તા નથી અને સત્ વસ્તુનો નાશ નથી, આ બન્ને વાતનો નિર્ણય તત્ત્વ જાણનારાઓએ કરેલો છે. બાઈ, અસત્યની સત્તાજ નથી, એ સિદ્ધાંત સમજ્યા પછી મારી ખાતરી થઈ ગઈ કે, અગાઉ કરેલાં પાપો માટે માત્ર ઉપલક દિલગીરી કર્યા કરવાથીજ કાંઇ વળે તેમ નથી, પણ એ પાપનો-એ અંધકારનો નાશ કરવા માટે મારે સત્યને-પ્રકાશને શોધવો જોઇએ. અને એ સત્ય-એ પ્રકાશ-એ જ્ઞાન કાંઈ આપણાથી દૂર નથી. તે આપણામાંજ છે, તે આપણુંજ છે, તે આપણે પોતેજ છીએ. પણ એ સમજવાને હજુ વાર છે.

## ભૂલને નાની સમજવી નહિ

સોનું મેળવવાની આશાએ જેમ ધૂળને શોધવામાં આવે છે, તેમ સત્યની શોધને માટે પશ્ચાત્તાપ નિમિત્ત હું મારાં પાપને યાદ કરવા લાગી અને જેમ ધૂળમાંથી પણ સોનું મળે છે, તેમ મને મેં કરેલાં પાપો વચ્ચેથી પણ સત્ય મળવા લાગ્યું. પાપમાંથી સત્ય મળ્યું, એમ હું નથી કહેતી. પાપમાં સત્ય હોઈ શકેજ નહિ અને સત્યમાં પાપ હોઇ શકેજ નહિ. કારણ કે એ તો અંધકાર અને પ્રકાશ જેવું છે અને એ તો સિદ્ધાંતજ છે કે, પ્રકાશ તથા અંધકાર એકજ દેશમાં ને એકજ કાળમાં સાથે રહી શકેજ નહિ. પાપ વચ્ચેથી મને સત્ય મળ્યું એમ કહેવાની મારી મતલબ એ છે કે, પાપની ખરાબી વિચારતાં અને પાપની સામેની બાજુ જોતાં મારી ભૂલ મને સમજાણી. મારી ભૂલ સમજાણી એટલુંજ નહિ પણ હું કેટલા બધા અંધકારમાં હતી, સત્યથી હું કેટલી બધી દૂર હતી

અને સત્યનું સ્વરૂપ કેવું હોઈ શકે ? તથા તેથી કેવો આનંદ મેળવી શકાય તેનું મને ભાન થવા લાગ્યું અને તેથી હું મને પોતાને સુધારવામાં દૃઢ થતી ચાલી. મારી ભૂલ પકડવા માટે હું મારાં રોજનાં કામો તપાસવા લાગી અને એમ કરતાં મને જણાયું કે, જે શબ્દો બોલવાની મને જરૂર નહોતી તે મારાથી બોલાઇ ગયા હતા. એકજ વાર બોલાઈ ગયા હતા એમ નહિ, પણ વારે વારે મારાથી તેવું બોલાઇ જતું હતું. હું એમ સમજતી કે એમ બોલી નાખવું એ બહુ ખોટું છે, પણ વખત આવ્યે હું તેને અટકાવી શકતી નહિ. એમ બોલી નાખવાથી ઘણી વખત હું કઢંગી સ્થિતિમાં આવી પડતી અને તેથી મને વારે વારે પસ્તાવો કરવો પડતો. પણ એ ટેવ હું સહેલાઇથી છોડી શકી નહિ. ઘણા વાંચનારાઓને કદાચ મારી આ ભૂલ સાધારણ લાગશે, પણ આવી જાતની ભૂલોને સાધારણ સમજનારાઓએ યાદ રાખવું જોઇએ કે, નાની ભૂલોનું પરિણામ કાંઇ નાનું હોતું નથી. નાની ભૂલનું પરિણામ તો ભયંકરજ હોય છે. નાનું કાણું મોટા વહાણને ડુબાવે છે એ શું આપણે નથી જાણતાં ? ઘોડાની નાળનો ખીલો ઢીલો થઇ જાય એ સાધારણ બાબત છે અને એ ઢીલો ખીલો પાછો જલદી નહિ સુધારી લેવો એ નાની ભૂલ છે, પણ એ નાની ભૂલથી ઠોકર ખાઇ ઘોડો પડી જાય અને તે ઉપરનો સવાર માર્યો જાય એ પરિણામ કાંઇ નાનું નથી. તેમજ જે શબ્દો બોલવાની જ્યાં જરૂર ન હોય, ત્યાં તે શબ્દો બોલી દેવાથી જે પરિણામ ઊપજે તે પણ કાંઇ છેક નાનું હોતું નથી.

મારાં રોજનાં કામો યાદ કરતાં મારી બીજી ભૂલ મને એ મળી કે, પ્રભુની ઇચ્છા હોય તેમ થાઓ, એમ ઇચ્છવાને બદલે મારી ઇચ્છા મુજબ થવા મેં ઇચ્છયું. આમ ઇચ્છવાનો મને શું અધિકાર હતો ? આપણી ઇચ્છા મુજબ થવા ઇચ્છવું એ તો ઈશ્વરની સત્તાનો અનાદર કરવા જેવું છે. જે પ્રભુની સત્તાની બાબત છે તે પણ જો આપણી ઇચ્છા મુજબ આપણે કરી શકતાં હોઇએ તો ઈશ્વરી સત્તા ક્યાં રહી ? તો ઈશ્વરની જરૂર શી રહી ? ઈશ્વરની ઇચ્છાને આધીન રહેવું એજ ભક્તિનું લક્ષણ છે, એજ ભક્તિની ફરજ છે અને એનુંજ નામ ભક્તિ છે. આપણી ઇચ્છા મુજબ થાઓ એમ ઇચ્છવું એ તો ઈશ્વરની ઇચ્છાની સામે થવા બરોબર છે, એથી તો કલેશ વધે છે ને વાસના વધે છે. વળી આપણે એમ પણ

જોઇએ છીએ કે, મનુષ્યની બધી ઇચ્છાઓ કાંઇ પાર પડવા માટે ઉત્પન્ન થઇ નથી એમ જોયા ને અનુભવ્યા છતાં પણ આપણે ઈશ્વર ઉપર ક્યાં વિશ્વાસ રાખી શકીએ છીએ ? આપણે તો આપણી ઇચ્છા પ્રમાણેજ થાય, એમ ઇચ્છીએ છીએ. ભલે તે ઇચ્છાઓ અધમ હોય, તો પણ. શું આ ગુનો નથી ? એવા ગુના શું આપણે જિંદગીમાં માત્ર થોડીજ વાર કરીએ છીએ કે ? ના બાઈ, હરરોજ આપણે સેંકડો નકામી ઇચ્છાઓ કરીએ છીએ અને પ્રભુથી વિમુખ થઇએ છીએ.

જેમ જેમ મને સત્ય સમજાતું જાય છે તેમ તેમ મારી ભૂલો મને વધારે જલદી અને વધારે સ્પષ્ટતાથી સમજાતી જાય છે. મારાં રોજનાં કામો ઉપર વિચાર કરતાં મારી બીજી એક ભૂલ મને મળી આવી. મને લાગ્યું કે, ઘણી વખત ઘણી બાબતોમાં બેઉ બાજુ તપાસ્યા વિના હું મત આપતી હતી. અને મત આપવો એ જાણે કાંઇ વિસાત વિનાની વાત હોય એમ હું સમજતી હતી. તેથી કોઇ પણ બાજુ વિના જેમ આવ્યું તેમ હું ગોફણિયા ફેંકી દેતી હતી. પણ એમ અંધારામાં ઇંટ ફેંકી દેવાથી કોઇનું માથું ફૂટી જશે, કોઇ લંગડા થઇ જશે, કોઇનું કામ બગડી જશે અને તે બધાના મને નિશાસા લાગશે, એમ હું સમજતી નહોતી. ગમે ત્યારે અને ગમે તેની તરફથી જ્યારે આપણી પાસે કાંઈ વાત થાય, ત્યારે જાણે તેમાં મત આપવાને આપણે બંધાયેલાંજ હોઇએ તેમ કાંઈ ને કાંઇ આપણે બોલી નાખીએ છીએ. જે બાબતની વાત થઇ હોય તેને માટે ભલે આપણે કાંઇપણ જાણતાં ન હોઇએ તો પણ કાંઇક ને કાંઈક તડાકો મારી દઈએ છીએ. અને એમ કરીને આપણી બુદ્ધિ માટે આપણે મનમાં ખુશી થઇએ છીએ. બાઇ, જુઓ તો ખરાં, આપણું અંધેર તો જુઓ ! જેને માટે આપણે કાંઈ જાણતાં નથી તેને માટે પણ મત આપીએ છીએ અને એ મતનો બુટ્ટો ઉઠાવવા માટે આપણે પાછાં આપણા મનમાં મલકાઇએ છીએ, શું આ દિલગીરી નથી ? આપણી પાસે જે વાત થઇ અને તેને માટે આપણે જે મત આપ્યો, તે મત આપવા માટે આપણી પાસે શો પુરાવો હતો ? અને આપણે આપેલા મતથી એ વિષયમાં અથવા પછીના બીજા કોઈ વિષયમાં તેની શી અસર થશે એ સમજવાનો આપણે જરા પણ વિચાર કરીએ છીએ કે ? જ્યારે આપણે આટલી બધી છૂટ લઇએ છીએ અને જ્યાં ઊડવાનો આપણને હક

નથી ત્યાં પણ ઊડીએ, જ્યાં કૂદવાથી ભય છે ત્યાં પણ કૂદીએ, ત્યારે પછી આપણે બંધનમાં કેમ ન પડીએ? ઇરાદાપૂર્વક આપણે જૂઠને પકડીએ, ત્યારે પછી કેમ તરી શકીએ? વધારે દિલગીરીની વાત તો એ છે કે, જે ભૂલો આપણે રોજ કરીએ છીએ, તેને આપણે સાધારણ સમજીએ છીએ અને તેની દરકાર કરતા નથી, આપણી આંખે ચડતી અથવા કાને પડતી દરેક બાબતમાં કાંઇક ને કાંઈક બોલી નાખવું, એ આપણને ટેવજ પડી ગયેલી છે, એટલુંજ નહિ પણ એ ટેવ એટલી બધી સાધારણ થઈ ગયેલી છે કે તેને માટે આપણે જરા પણ દરકાર રાખતા નથી. પણ એ કેવી બૂરી ટેવ છે અને તેથી ઘણી બાબતોમાં—લગભગ દરેક બાબતમાં આપણે કેવો ગેરઇન્સાફ કરીએ છીએ તે જો આપણે સ્પષ્ટતાથી સમજી શકીએ તો આપણને પોતાને આપણી એ મૂર્ખાઇ માટે ખરેખરી દિલગીરી થયા વિના રહે નહિ. માત્ર દિલગીરી થાય એટલુંજ નહિ પણ આપણને એમજ લાગે કે, આટલું બધું અસત્ય અમે શા માટે ઉત્પન્ન કર્યું હશે અને શા માટે તેને પકડી રાખ્યું હશે? તેની સાથે એમ પણ લાગે કે, પ્રભુ કેટલો બધો દયાળુ છે કે અમારું આટલું બધું અસત્ય સહન કરે છે. ખરેખર ઈશ્વરની દયા અને ક્ષમા સમજવા માટે આપણે આપણાં પાપની ગંભીરતા સમજવી જોઇએ.

## નાનાં પાપો

બંને બાજુ તપાસ્યા વિના બીજાને માટે મત આપી દેવો એમાં કાંઇ હમેશાં આપણો ખાસ સ્વાર્થ હોતો નથી અને તોપણ અજાયબીની વાત છે કે, આપણે તદ્દન જૂઠ સાથેજ રમ્યા કરીએ છીએ. જેમાં કાંઇ સ્વાર્થ નહિ—જેમાં કાંઇ પરમાર્થ નહિ, તેવી બાબતોમાં પણ આપણે અસત્ય સાથેજ રમ્યા કરીએ, એ શું દયાજનક સ્થિતિ નથી? આથી વધારે ભૂલો માણસો બીજી શું કરી શકે? કાંઈ દરેક માણસો ચોરી કરતા નથી, કાંઇ દરેક માણસો દરરોજ વ્યભિચાર કરતા નથી, કાંઇ દરેક માણસો હમેશાં હિંસા કરતા નથી, કાંઇ દરેક માણસો પોતાના ભાઇબંધો સાથે હમેશાં વિશ્વાસઘાત કરતા નથી, કાંઇ દરેક માણસો નિરપરાધી પ્રાણીઓને વિનાકારણ દરરોજ દુઃખ દેતા નથી અને કાંઇ બધાં માણસો રોજ રોજ ખૂન કરતાં નથી અને તોપણ આપણે જોઇએ છીએ કે, પાપથી બચી શકે, એવાં માણસો દુનિયામાં વિરલજ હોય છે. આપણે ચોરી, વ્યભિચાર, હિંસા,

વિશ્વાસઘાત, જુલમ અને ખૂન વગેરે મહાપાતકોનેજ પાપ સમજીએ છીએ અને તેની દરકાર રાખીએ છીએ. પણ જે પાપને આપણે પાપ સમજતાં નથી અથવા નાનાં પાપ સમજીએ છીએ અને જે જિંદગીની દરેક ઘડીમાં, દરેક પળમાં બન્યા કરે છે અને જે નાનાં પાપોનો સરવાળો પરિણામે મહાપાતકો કરતાં પણ ઘણોજ વધારે મોટો થાય છે તેની તો આપણે દરકાર પણ રાખતાં નથી. બાઇ, આપણને સત્ય કેમ મળશે ? આપણો ઉદ્ધાર કેમ થશે ? પ્રભુ પાસે આપણે કેમ પહોંચી શકીશું ? પ્રભુ પાસે આપણે શું મોઢું લઇને જઇશું ? પાપની બાબતમાં ઊંટનાં ઊંટ ચાલ્યાં જાય ને પૂંછડું જતું અટકાવીએ તેના જેવી આપણી સ્થિતિ છે !

## ૨૧–તમારી જિંદગી તમે વાંચો

બાઇ, મહાત્માઓ કહે છે કે, ઇશ્વરને પામવા માટે આપણી જિંદગી આપણે વાંચવી જોઇએ. જો આપણી જિંદગી આપણે સમજીને વાંચી શકીએ, તો તેમાંથીજ આપણી ભૂલો મળી આવે, આપણાં પાપો આપણી સામે ખુલ્લાં થઇ જાય અને તે કેમ થાય છે તથા કેમ ન થાય, તે પણ વધારે જોવાથી સમજી શકાય, એટલુંજ નહિ પણ એ કરતાં પણ કાંઇક ગુહ્ય તત્ત્વ આપણને એની મેળે મેળે સમજાઇ જાય; પણ એ બધું થવા માટે આપણાં આચરણો આપણે પવિત્ર રાખવાં જોઇએ. આપણે બરોબર સમજવું જોઇએ કે માત્ર મોટી મોટી આશાઓથી નહિ, ભારે ભારે ઉપલક શબ્દોથી નહિ, અધૂરી અધૂરી મીઠડી મિથ્યા કલ્પનાઓથી નહિ, પણ આપણા આચરણથીજ–આપણા વર્તનથીજ આપણી જિંદગીનાં રોજનાં આપણને સાધારણ લાગતાં કામકાજોથીજ તરવાનું છે. દુસ્તર સંસારસાગર તરવા માટે આપણને કાંઇ સુધરેલી ફેશનની આગબોટો કામ આવવાની નથી, આપણને તારવાને માટે કાંઇ રામનું વિમાન કે સ્વર્ગની હોડી આવવાની નથી, પણ આપણે આપણાં કર્મો વડેજ તરવાનું છે અને એ કર્મો જેને આપણે નજીવાં કહીએ છીએ, જેને સાધારણ સમજીએ છીએ, તેજ રોજનાં આપણાં કામકાજ છે અને તેનાથીજ આપણે તરવાનું છે. એ કર્મો કરવાં તેનુંજ નામ જિંદગી છે અને જિંદગી એ કર્મોને માટેજ છે. માટે જિંદગી ઉત્તમ રીતે, સત્યમાર્ગે ગાળવી એજ તરવાનો રસ્તો છે. આપણી જિંદગીનાં એજ કર્મોને આપણે સાધારણ સમજીએ છીએ, વિસાત

વિનાનાં માનીએ છીએ, પણ શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે, તે કર્મોથીજ તમે પૂર્ણતાએ પહોંચી શકશો–તે કર્મોજ તમને પૂર્ણતાએ પહોંચાડશે.

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः॥ गी. १८–४५॥**

અર્થઃ–પોતે પોતાનાં કર્મ રૂડી રીતે કરવાથી માણસો સારી સિદ્ધિને પામે છે.

જિંદગીને સત્ય માર્ગે ગાળવી એમ આપણે બોલીએ છીએ પણ તેમ પાળી શકતા નથી. મને એ બાબતનો અનુભવ છે કે, જે કલાક હું દુઃખીની સેવામાં ગાળી શકત તે કલાક મેં ગપસપ મારવામાં કાઢી નાખ્યો. જો હું જરાક મનને વધારે દૃઢ કરત તો જરૂર એ કલાકનો સદુપયોગ કરી શકી હોત. મને એ વખતે કાંઈપણ ખાસ અડચણ નહોતી; મારો એ કલાક ફુરસદનોજ હતો અને તોપણ મેં તે ગપ્પાં મારવામાં ગુમાવી નાખ્યો. આ એકજ કલાક ગુમાવ્યો એમ કાંઈ નથી. એવા તો દરરોજ ઘણાયે કલાકો આપણા નકામા ચાલ્યા જાય છે. નકામા ચાલ્યા જાય છે એટલુંજ નહિ પણ જે કલાક આપણે ધર્મમાં ગાળી શકીએ, તે પાપમાં ગળાય છે. જે કલાક આપણે ફરજ બજાવવામાં ગાળી શકીએ તે કલાક મોતમાં જાય છે અને જે કલાક–જે વખત આપણે ઈશ્વરની પાસે જવામાં વાપરી શકીએ તે વખત આપણે ઈશ્વરથી દૂર જવામાં વાપરી નાખીએ છીએ અને તોપણ તેને માટે આપણને ખરી દિલગીરી લાગતી નથી. એથી વધારે અજ્ઞાન બીજું શું હોઈ શકે ? આપણને મળતો ફુરસદનો વખત, કે જે મૂર્ખાઇભરેલી રમતોમાં, ભૂલભરેલાં કામોમાં અને બંધનકારી ટોળટપ્પામાં, નિંદાખાનામાં, આળસમાં ગુમાવી નાખવામાં આવે છે, તે વખતનો જો દુઃખીઓની સેવામાં ઉપયોગ થાય તો આપણે આપણું અને બીજાઓનું કેટલું બધું હિત કરી શકીએ ? એવો કીમતી વખત આપણને પાછો ક્યાં મળવાનો છે ? આપણને ઘણી ચીજો પાછી મળશે, આ સુધરેલા ગણાતા જમાનામાં બહારના લૂખા મોજશોખની હજારો ચીજો મળશે. રેલવે, તાર, ટેલિફોન, ફોનોગ્રાફ, બાઇસિકલ વગેરે ઘણુંય આપણને મળશે; કદાચ પૈસા, દરજ્જો ને વખતે રાજ પણ મળશે; વ્યાવહારિક મિત્રો, સ્ત્રીઓ અને બચ્ચાંઓ પણ મળી જશે. પણ આખી દુનિયાની દોલત, સમુદ્રનો ખજાનો અને સ્વર્ગનો તાજ આપવા છતાં કોઇ પણ માણસ આપણને ગયેલી જિંદગીની એક ક્ષણ પણ

આપી શકે તેમ છે? નહિજ, નહિજ. આવી કીમતી આપણી જિંદગીની પવિત્ર ક્ષણો શું અપવિત્ર કામો અને મિથ્યા વાસનાઓમાંજ ચાલી જવા માટે છે કે? પ્રભુ! અરે એવા દિવસ તે ક્યારે આવશે કે, જ્યારે ફરજ બજાવ્યા પછી બાકીનો વખત અમે દુઃખીઓની સેવાના આનંદમાં ગાળીએ? અહા! દુઃખીઓની સેવાનો આનંદ, એ આનંદની તો તમે મૂર્તિજ છો, તમારી આગળ હું એ આનંદ માટે શું કહું? મને લાગે છે કે, જગતમાં જો શાંતિ ક્યાંય પણ હોય, તો તે દુઃખીઓનાં અશ્રુ લૂછવામાંજ છે.

દુઃખીઓને દિલાસો દઈ તેઓને શાંત કરવામાં જે સુખ છે, તેથી વિશેષ સ્વર્ગમાં બીજું શું સુખ છે? દુઃખીઓના આશીર્વાદ લેવા એ કરતાં વધારે મોટું પુણ્ય પૃથ્વીમાં બીજું કયું છે? અને દુઃખીઓની સેવામાં જે વખત જાય તે કરતાં વખતનો સારો ઉપયોગ જિંદગીમાં બીજો કયો છે? આટલું બધું તત્ત્વ દુઃખીઓની સેવામાં છે અને તમે વિચારો તો ખરાં કે તે બધું આપણે ફુરસદના જે કલાકો ખોટે રસ્તે ગુમાવી નાખીએ છીએ તેના સદુપયોગમાં છે. આહા! મને ખબર નહિ કે જિંદગી આટલી બધી કીમતી છે, મને ખબર નહિ કે મારો વખત આટલો બધો બૂરાઈમાં જાય છે, મને ખબર નહિ કે ફુરસદના થોડા થોડા વખતને બચાવ્યાથી આટલું બધું હિત કરી શકાય છે અને મને ખબર નહિ કે પ્રભુએ આપણને તરવા માટે આટલી બધી અને આવી સહેલી તકો આપી છે. બાઇ, મારી અરધી જિંદગી તો આ તત્ત્વો સમજ્યા પહેલાંજ નકામી ચાલી ગઇ છે, પણ હવે હું એમ વખતને ખોઇ નાખીશ નહિ, કારણ કે વખત ખોવો એ જિંદગી ખોવા જેવું છે અને જિંદગી ખોવી તે ઈશ્વર ખોવા જેવું છે. મને ખબર નહિ કે જિંદગીની જે ક્ષણો નકામી જાય છે, તે પાપમાંજ જાય છે. અને જે ક્ષણો પાપમાંજ જાય છે, તે ક્ષણો આપણને ઈશ્વરથી દૂર ને દૂર ઘસડતી જાય છે. તેમજ જે ક્ષણોનો સદુપયોગ થાય છે, તે ક્ષણો ધર્મમાંજ જાય છે અને તે ક્ષણો આપણને ઈશ્વરની નજીક નજીક લઇ જાય છે. ટૂંકામાં કાળરૂપી સીડીનાં ક્ષણરૂપી પગથિયાં છે, એ સીડીનો નીચલો છેડો નરકમાં છે ને ઉપલો છેડો સ્વર્ગમાં છે. આપણે તેની મધ્યમાં છીએ. ક્ષણોને નકામી બનાવવી એજ તેનો બૂરો ઉપયોગ છે, ને તેથી આપણે નીચે ઊતરતા જઇએ છીએ, એટલે નરકમાં પડીએ છીએ અને ક્ષણોના સદુપયોગથી

આપણે ઉપર ચડતા જઈએ છીએ, એટલે સ્વર્ગમાં પહોંચીએ છીએ. જ્યાં જવું હોય ત્યાંની સીડી તૈયાર છે. પણ ક્યાં જવું તે આપણાજ હાથમાં છે ને એજ ઈશ્વરની દયા છે.

જેમ જેમ હું સત્ય સમજતી જાઉં છું, તેમ તેમ મારી આગલી ખામીઓ વધારે ને વધારે સ્પષ્ટ થતી જાય છે અને હું કેટલા બધા અંધકારમાં હતી, તે બરાબર સમજી શકું છું. હું જેમ મારી ખામીઓ સમજી, તેમ બધા લોકો પોતાની ભૂલો સમજે અને સુધારે એમ હું ઇચ્છું છું અને તેથી મારી ભૂલો, મારી મૂર્ખાઇઓ, તેઓને ચીલારૂપ થઇ પડે-દીવાદાંડીરૂપ થઇ પડે, એવા હેતુથી હજી પણ મારી વધારે ભૂલો બતાવવાની મને ઇચ્છા થાય છે.

---

## ૨૨–કોઇ પણ ધર્મને ખરાબ ન કહો

બાઇ, પ્રથમ હું એમ માનતી કે, મારો ધર્મજ સૌથી સારો છે અને બાકીના બીજા બધા ધર્મો ખોટા છે. એટલુંજ નહિ પણ મારો ધર્મ પાળનાર સિવાય દુનિયાના બધા લોકો અધર્મીજ છે, એમ હું પક્કી રીતે માનતી હતી. પણ હવે સત્ય જાણ્યા પછી મારા મનને હું પૂછું છું કે, એમ માનવાનો મને શો અધિકાર હતો ? મારો ધર્મ સારો છે એમ માનવામાં તો હું વાજબી હતી; પણ બીજા બધા ધર્મો ખોટા છે અને બીજા બધા ધર્મો પાળનારા લોકો અધર્મી છે, એમ માનવાનો મારી પાસે શું આધાર હતો ? મેં કોઇ પણ ધર્મોનાં મૂળતત્ત્વો શ્રદ્ધાથી જોયાં નહોતાં ત્યારે તેમ છતાં મારે તેમને શા માટે ખોટાં કહેવાં જોઇએ ? મેં બીજા ધર્મ-વાળાઓની અનીતિઓ સ્પષ્ટતાથી અનુભવી નહોતી, તેમ છતાં તેમને બધાને અધર્મી માનવાનું મને શું કારણ હતું ? કેટલાકોની અનીતિ જાણી હોય, તોપણ તેથી સર્વ લોકો ઉપર તે કેવી રીતે લાગુ પડી શકે ? ધર્મ સંબંધી વિચારોમાં હું સહેલાઇથી સુધરી જાઉં તેવી નહોતી, કારણ કે જે વિચાર આપણા દિલમાં બહુ વખતથી પાકી રીતે ઠસી ગયો હોય અને જેને શાસ્ત્રોથી ટેકો મળ્યો હોય, તે વિચાર સહેલાઈથી તજી શકાતો નથી. પણ અદ્વૈતાનંદ મહારાજની કૃપાથી મારો એ ભ્રમ છૂટી ગયો છે. તેઓએ મને કહ્યું કે, બેટી ! દુનિયામાં દરેક માણસો પોતપોતાના ધર્મને ચાહે છે ને વખાણે છે એ ઠીકજ છે; પણ એટલેથીજ તેઓ

અટકતા નથી. તેઓ તો એમ માને છે ને એમ સમજાવે છે કે, અમારોજ ધર્મ સારો છે ને બાકી બધા દુનિયાના કુલ ધર્મો જૂઠા છે, ને તે પાળનાર બધા લોકો અધર્મી છે. બધાયે ધર્મોવાળા આમ માને છે; કારણ કે તેઓ કેવળ સત્યનેજ શોધનારા નહિ પણ જે પોતાનું કરીને માનેલું છે, તેમાંના શબ્દો સાથે રમનારા છે. એટલે તેઓની સ્થિતિ દયાને પાત્ર છે. અને એ પણ ખરું છે કે, એટલાં બધાં અસત્યની અંદર તેઓ રહે છે કે, બીજાઓના ધર્મ તરફ એટલું સહનશીલપણું તેઓ બતાવી શકેજ નહિ. એ-ટલુંજ નહિ પણ બધા ધર્મોમાં તત્ત્વ છે, રહસ્ય છે, એવી વાત કોઇ પણ ધર્મના ધર્મગુરુઓ તરફથી તેમને કાને પડતીજ નથી. એટલે એવા લોકો તરફથી ધર્મ જેવી લાગણી ઉશ્કેરનારી બાબતમાં બીજા-ઓના ધર્મ તરફ માનથી જોવાની શી આશા રાખી શકાય? પણ બેટી, તારે એવા લોકોની સાથે એવુંજ થઇને નહિ પડયું રહેવું જોઇએ, કારણ કે તને રસ્તો મળેલો છે. બેટી, તું એમ માની શકે છે કે નહિ કે, દરેક મનુષ્ય એકજ તત્ત્વમાંથી થયાં છે? અને દરેક મનુષ્યના અંતઃકરણમાં ઈશ્વરને જાણવાની ઇચ્છા, ઈશ્વરને પામવા-ની શક્તિ રહેલી છે. મેં કહ્યું, હા મહારાજ, એ હું માની શકું છું.

મહારાજે કહ્યું–જો બેટી, વિચારીને જવાબ દેજે. તું કહે છે કે આફ્રિકાના માણસખાઉ જંગલી લોકો, અમેરિકાના નાગા ઇ-ન્ડિયનો, જાડા હોઠવાળા હબસીઓ, ચપટાં નાકવાળા ચીનાઓ અને તારા ઋષિઓ, બધા એકજ મૂળતત્ત્વમાંથી ઉત્પન્ન થયા છે, ખરું કે?

મેં કહ્યું–હા, મહારાજ.

મહારાજે કહ્યું–અને તે બધાં માણસોનાં અંતઃકરણમાં ગુપ્ત અથવા સ્પષ્ટ રીતે ઈશ્વરને જાણવાની ઇચ્છા તથા ઈશ્વરને પામ-વાની શક્તિ રહેલી છે, એમ પણ ખરું કે?

મેં કહ્યું–હા મહારાજ, વત્તીઓછી એ ઇચ્છા ને એ શક્તિ દરેકમાં રહેલી છે.

મહારાજે કહ્યું–બેટી! ધર્મ કયાં રહે છે?

મેં કહ્યું–મહારાજ, ધર્મ કયાં નથી રહેતો? ધર્મ તો સર્વત્ર છે.

મહારાજે કહ્યું–હું એમ પૂછું છું કે ધર્મ અંતઃકરણમાં રહે છે કે બાહ્ય પદાર્થમાં?

મેં કહ્યું–હું તો એમ માનું છું કે, ધર્મ અંતઃકરણમાં રહે

છે અને બાહ્ય ક્રિયાઓ-બાહ્ય પદાર્થો તેને સહાયતા આપનાર છે.

મહારાજે કહ્યું-ધર્મ એટલે શું ?—

મેં કહ્યું-ધર્મ એટલે સદ્વર્તન, ધર્મ એટલે જિંદગી ઉત્તમ રીતે ગાળવાનો રસ્તો, ધર્મ એટલે શાસ્ત્રમાં કહેલા આચારવિચાર પાળવા તે, ધર્મ એટલે આપણી ઉત્તમ ભાવનાઓને ખીલવવી, ધર્મ એટલે કર્તવ્ય, ધર્મ એટલે ઈશ્વરને જાણવા માટેની માનસિક તથા વ્યાવહારિક ક્રિયાઓ અને ધર્મ એટલે ઉન્નતિ તરફ જવાની આપણામાં રહેલી કુદરતી પ્રેરણા.

મહારાજે કહ્યું-ધર્મ શા માટે જોઇએ ?

મેં કહ્યું-મહારાજ, ધર્મથી-ધર્મ પાળવાથી આપણે આપણામાં એક જાતની ગરમી ઉત્પન્ન કરી શકીએ છીએ, કે જે ગરમી સ્વયંજ્યોતિના પ્રકાશ સાથે-ઈશ્વર સાથે આપણો સંયોગ કરાવે છે.

મહારાજે કહ્યું-બરાબર છે બેટી, પણ હવે મારે એ જાણવું જોઇએ કે, એ ગરમી ઉત્પન્ન કરવાની કુદરતી શક્તિ માત્ર આપણામાંજ છે, કે સર્વ દેશમાં, સર્વ કાળમાં ને સર્વ મનુષ્યમાં છે ?

મેં કહ્યું-મહારાજ, એ શક્તિ સર્વ દેશમાં, સર્વ કાળમાં ને સર્વ મનુષ્યોમાં છે. પણ સર્વને એ ગરમી ઉત્પન્ન કરવાનાં સાધનો એકસરખાં હોતાં નથી અને સર્વનો પુરુષાર્થ પણ એકસરખો હોતો નથી.

મહારાજે કહ્યું-એ બરોબર છે, પણ બેટી, હવે તું સંભાળીને જવાબ દેજે હો; કારણ કે તું હારી ગઇ છે અને બંધાઇ ગઈ છે. હવે મારે તને એ પૂછવાનું છે કે, એ ગરમી એકજ રસ્તે, એકજ રીતે, એકજ જાતની ક્રિયાથી ઉત્પન્ન થઇ શકે છે ?

મેં કહ્યું-મહારાજ, સત્ય ગરમી તો એકજ રીતે ઉત્પન્ન થવી જોઇએ, એને માટે ઘણા રસ્તા કેમ હોઇ શકે ?

## ધર્મની ગરમી ઉત્પન્ન કરવાની રીતો

મહારાજે કહ્યું-બેટી, અનેક રસ્તે ગરમી ઉત્પન્ન ન થઈ શકે, એમ માનવું એ તો મતોના દુરાગ્રહ છે. તું મને સમજાવ, શા માટે જુદાં જુદાં સાધનોથી ગરમી ઉત્પન્ન ન થઇ શકે ? પ્રાચીન ઋષિઓ પોતાના મનોબળથી અગ્નિ ઉત્પન્ન કરે, એ પછીના બ્રાહ્મણો અરણિકાષ્ઠના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરે, અરબસ્તાનના લોકો ચકમકથી અગ્નિ ઉત્પન્ન કરે, ફ્રાન્સના લોકો કાચ મારફત સૂર્યનાં કિરણોથી અગ્નિ ઉત્પન્ન કરે, જર્મનીવાળા રસાયણી ગેસોથી અગ્નિ

ઉત્પન્ન કરે, ગ્રેટબ્રિટન લોખંડના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરે, જાપાનીઓ રસાયણી બનાવટની દીવાસળીથી અગ્નિ ઉત્પન્ન કરે, મિસરના જાદૂગરો ફોસ્ફરસથી અગ્નિ ઉત્પન્ન કરે અને સુધરેલા અમેરિકનો વીજળીથી અગ્નિ ઉત્પન્ન કરે, તો તેમાં અડચણ શું છે? ખોટું શું છે? વાંધો શું છે? શું એમ ન બને? આ ઉપરથી આપણે એટલું તો સમજી શકીએ છીએ કે, જુદાં જુદાં સાધનોથી, થોડી અથવા ઘણી મહેનતથી અને લાંબા અથવા ટૂંકા વખતથી પણ અંતે થોડી અથવા ઘણી ગરમી મેળવી શકીએ છીએ. જો કે તે ગરમીનાં બહારનાં રૂપ જુદાં જુદાં દેખાય છે, તોપણ તે ગરમીજ છે અને ગરમીથી નીપજનારાં પરિણામો થોડે અથવા ઘણે દરજ્જે પણ તે નિપજાવી શકે છે. આપણે એમ સમજીએ છીએ કે, ગરમી સર્વત્ર ભરેલી છે, બ્રહ્માંડમાં એક અણુ મૂકવા જેટલી જગ્યા પણ ગરમી વિનાની નથી, એટલુંજ નહિ પણ એમ પણ માનીએ છીએ કે, દરેક અંતઃકરણમાં ગુપ્ત અથવા સ્પષ્ટ રીતે ઈશ્વરને પામવાની ઈચ્છા તથા ઈશ્વરને પામવાની શક્તિ હમેશાં રહેલી છે. અને તેમ છતાં એમ કહેવું કે, અમારાં સાધનોથીજ ગરમી ઉત્પન્ન થાય અને બીજાનાં સાધનોથી નહિ એ શું દુરાગ્રહ નથી? આપણા મતનાં સાધનોથીજ ગરમી ઉત્પન્ન થાય અને બીજા કોઈના મતનાં સાધનોથી નહિ, એમ માનવાનો આપણી પાસે શું આધાર છે? શા માટે ઈશ્વરની અનંત શક્તિને, ઈશ્વરની અખંડતાને, ઈશ્વરના સર્વવ્યાપકપણાને એવી રીતે એક ટૂંકા વર્તુલમાં લાવી મૂકવાનો આપણે ગુનો કરવો જોઈએ?

જે માણસો આપણા ધર્મમાં ન હોય, તેઓનાં અંતઃકરણમાં શું ઈશ્વરે ઈશ્વરને જાણવાનું સામર્થ્ય નથી મૂક્યું? અથવા તો તેઓ ઈશ્વરને માટે જે ક્રિયાઓ કરે છે, તે ક્રિયાઓની સામગ્રી શું ઈશ્વરની બનાવેલી નથી? અથવા તો તેઓની ક્રિયાઓનું ફળ લઈ જાય એવો ઈશ્વર સિવાય કોઈ બીજો દેવ છે? નહિજ. બેટી, જે છે તે પરમાત્મામાંથી છે, પરમાત્માનું છે, પરમાત્મામાં છે. તેની સત્તાની બહાર કાંઈજ નથી. હું એમ નથી કહેતો કે, બધાય ધર્મોમાં એકસરખું તત્ત્વ છે, દરેક ધર્મમાં કાંઈ ને કાંઈ વધત્તુ–ઓછું તો હોયજ છે. પણ મારું કહેવું એટલુંજ છે કે, દરેક ધર્મો તે તે વખતના દેશકાળને અનુસરતી રીતે સ્થાપન થયેલા છે અને તે બધાનો મૂળ હેતુ અટપટો વ્યવહાર સરળ કરવાનો, લોકોને

આગળ વધવામાં મદદ કરવાનો અને ઈશ્વરને જાણવા તથા પામવાનો છે. ખરું છે કે, અજ્ઞાની તથા સ્વાર્થી મનુષ્યોએ મૂળ હેતુઓને જુદી જુદી ક્રિયાઓ તથા કૃત્રિમ વિધિનિષેધથી ઢાંકી દીધેલા છે અને એ પ્રમાણે દરેક ધર્મો, પંથો તથા મતોમાં વધતું-ઓછું થયેલું છે. એમ છતાં પણ જો કોઇ પણ ધર્મ પળાય તો તે આપણને સત્ય ગરમી આપી શકે છે. આવું હોવા છતાં પણ એવો આગ્રહ રાખવો કે, બધા ધર્મવાળાઓને ગમે તેમ કરીને-નીચતા કરીને પણ પોતાનાજ ધર્મમાં લેવા એ તો દેખીતું ખોટું છે. જાપાનીઓ પોતાની દીવાસળીની સગવડતાથી અગ્નિ પેદા કરી શકતા હોય, તેઓને કહેવું કે, એ રીતિ કાઢી નાખો અને તમારા મુલકમાં નહિ મળતા પણ અરબસ્તાનમાં મળતા ચકમકથી અગ્નિ મેળવો એ શું ખોટું નથી? તેમજ મંત્રોથી-માનસિક બળથી અગ્નિ ઉત્પન્ન કરનાર વનવાસી માત્ર કોપીની પણ ઇચ્છા વિનાના નિઃસ્પૃહી ભારતના ઋષિઓને કહેવું કે, ગરમી ઉત્પન્ન કરવા માટે તમે અમેરિકનોનાં અટપટાં વીજળીનાં યંત્રો હજારો રૂપિયા આપીને ખરીદો એ શું જુલમ નથી? અથવા તેઓને એમ કહેવું કે, માનસિક ગરમી મેળવવાનો રસ્તો-જ્ઞાનની ગરમીનો આનંદ છોડી દઇ, અરબસ્તાનના ચકમકના પથ્થર હાથમાં લઇ બચ્ચાંની માફક અથવા મૂર્ખની માફક ખખડાવ્યા કરો, એ શું ગુનો નથી? ચકમકના પથ્થરથી ગરમી ઉત્પન્ન કરનાર ભટકતા જંગલી આરબોને ફરજ પાડવી કે તમારી એ જરીપુરાણી રીત છોડી દો અને જર્મનોના મોઘા મૂલ્યના રસાયણી ગૅસથી ગરમી ઉત્પન્ન કરો; એમ કરવું એ શું ન્યાય છે? અને એમ કરવામાં બળાત્કાર કરવો એ શું ધર્મ છે? અથવા પોતાના ચકમકના પથ્થરમાં સર્વસ્વ માનનાર ઝનૂની આરબોને આર્ય ઋષિઓની પેઠે માનસિક ગરમી ઉત્પન્ન કરવાની ફરજ પાડવી, એ શું બની શકે એવું છે? એમ કરવું એ તો બીજાઓને તેઓના સીધા-રસ્તા પરથી ખેંચી લઇ અધવચ લટકાવી મારવા જેવું છે. બેટી, બધા ધર્મોવાળાઓ પોતાનાં મૂળતત્ત્વો ભૂલી જઇ, આવા ઊલટા-જ ધંધા કરે છે અને એમ કરીને જે ખુશીમાં હોય તેને ખાડામાં ધકેલી દે છે. માટે શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે, પારકો ધર્મ બહુ ગુણવાળો હોય અને પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય, તોપણ પોતાનો ધર્મ અતિ શ્રેષ્ઠ છે; પોતાના ધર્મમાં મરવું પડે તો તે પણ સારું છે. પારકો ધર્મ તો ભય આપનાર છે.

## યોગ્ય અધિકારીઓને આપણા ધર્મમાં લેવા જોઇએ

મેં કહ્યું:–મહારાજ, ત્યારે આપણે એટલા પાપમાંથી બચેલા છીએ કે, બીજા ધર્મવાળાઓને આપણે આપણા ધર્મમાં લેતા નથી.

મહારાજે કહ્યું:–આપણા ધર્મવાળાઓ એને બદલે બીજું એક મોટું પાપ કરે છે અને તે એ કે, આપણી સાથે આવવા જેની ઇચ્છા હોય અને જે યોગ્ય અધિકારી હોય, તેને પણ આપણે આપણા ધર્મમાં આવવા દેતા નથી; તથા આપણામાંથી કોઇ ભૂલથી દોરવાઇને બીજા માર્ગમાં જાય અને પાછળથી તે પોતાની ભૂલથી પસ્તાઇ આપણા માર્ગમાં આવવા ચાહે, તોપણ આપણે તેને આપણા રસ્તામાં દાખલ કરતા નથી એ શું ગુનો નથી? બેટી, જે આરબ ફિલસૂફોને પોતાના બાપદાદા તરફથી મળેલા ચકમકના પથ્થર ખડખડાવવા ન ગમતા હોય, તથા જે જ્ઞાનની ગરમી ઉત્પન્ન કરવા અને સહન કરવા શક્તિવાન હોય અને આર્ય ઋષિઓના સિદ્ધાંતોને પ્રેમથી ચાહતા હોય, તે સૂફીઓને શા માટે આપણામાં ન લેવા? જે જાપાનના અભ્યાસીને પોતાની દીવાસળીની ગરમીમાં વિશેષતા ન લાગતી હોય અને વિશેષતા જાણવા ચાહતો હોય, જે સાદી સમજવાળો અંગ્રેજ લોખંડના ખડખડાટથી ગરમી ઉત્પન્ન કરવાની પોતાની રીતથી કંટાળી ગયો હોય અને ઋષિઓની માનસિક ગરમી ઉત્પન્ન કરવાની રીતિ શ્રદ્ધાથી શીખવા ચાહતો હોય, જે જર્મન શોધકને એમ લાગતું હોય કે ગૅસોથી ગરમી ઉત્પન્ન કરવાની અમારી અટપટી રીતિ કરતાં કોઇક વધારે સરસ રીતિ હોવી જોઇએ અને તે જાણવા સારુ જે આર્ય ઋષિઓની માનસિક ગરમી ઉત્પન્ન કરવાની રીતિનો અભ્યાસ કરવા ચાહતો હોય, જે આગળ વધેલા વિચારના ફ્રેંચ ભાઇબંધ એમ સમજતા હોય કે ગરમી ઉત્પન્ન કરનારા આ અમારા કાચ સૂર્યના પ્રકાશ વિના અંધકારમાં–ઠંડીમાં ગરમી ઉત્પન્ન કરી શકશે નહિ, માટે આપણે ભરતખંડના બ્રાહ્મણોની જ્ઞાનની ગરમી ઉત્પન્ન કરવાની રીતિ શીખવી જોઇએ. બેટી, આવા વિચારવાળાઓને–લાયક અધિકારીઓને શા માટે આપણે આપણા ધર્મમાં ન લઇએ? તેઓને આપણામાં ન લેવા એ તો આપણે આપણા ધર્મના દુશ્મન બનવા જેવું છે, આપણા ધર્મનો નાશ કરવા જેવું છે અને જ્ઞાનની વૃદ્ધિ થતી અટકાવવા જેવું છે. તથા જેઓ જ્ઞાનમાર્ગમાં ચાલી શકે, ઈશ્વરને જાણી શકે, તેવા લાયક

અધિકારીઓને ઇરાદાપૂર્વક બળાત્કારે જ્ઞાનમાર્ગથી-ઈશ્વરથી દૂર રાખવા જેવું છે. શું આ પાપ નથી? ઈશ્વરી જ્ઞાનના-ધર્મના રસ્તા હમેશાં ખુલ્લા હોવા જોઇએ. એ બંધ કરવાનો આપણને શું હક છે? અને એ રસ્તો એમ બંધ કરવાથી આપણને શું લાભ થાય તેમ છે? બેટી. આપણાં શાસ્ત્રો અધિકારને જુએ છે; મારા-તારાને નહિ. મારું છે માટે ખરાબ હોય તો પણ સારું ને તારું છે માટે સારું હોય તો પણ ખરાબ, એવો પક્ષપાત આપણા ઋષિઓમાં નહોતો. તે તો અધિકારજ તપાસતા હતા. અને એજ તેમની ઉત્તમત્તા હતી. ચાલતા સમયનો આપણાં રાજ્યનો દાખલો લઇએ. દેશીઓ લાયક હોય તોપણ તેમને ઊંચા હોદ્દા આપવા નહિ અને અંગ્રેજો લાયક હોય કે ન હોય તોપણ તે માત્ર જાતે અંગ્રેજ છે તે સારુજ તેમને ઊંચો દરજ્જો આપવો એ શું વાજબી છે? એ સામે આખા દેશની અને કોંગ્રેસની કેટલી બધી મોટી ને સતત ફરિયાદ છે? જ્યાંસુધી એ પક્ષપાત ન મટે ત્યાંસુધી એ ફરિયાદ મટવાની નથી. કારણ કે એ અધિકારનો સવાલ છે, તેમજ ધર્મના અધિકાર માટે પણ સમજવાનું છે. રાજ્યનો પક્ષપાત આપણે સાંખી શકતા નથી, ત્યારે ધર્મનો પક્ષપાત દુનિયા કેમ સાંખી શકશે? પ્રભુ કેમ સાંખી શકશે? અધિકારીઓને પણ અધિકાર નહિ આપીએ, ત્યારે ધર્મની ઉન્નતિ કેમ થશે? આપણા શાસ્ત્રમાં અધિકારનો વિષય બહુ મોટો છે. એની ઉપર છેકો મૂકવાનો આપણને કાંઇ પણ હક નથી. જો શાસ્ત્રમાંથી અધિકારને કાઢી નાખીએ, તો તો પછી બાકી શું રહે? જો અધિકારને કાઢી નાખીએ તો કેટલો બધો ગોટાળો થઇ જાય? અધિકાર વિના તો ધર્મનું સત્યાનાશ થઇ જાય. માટે બેટી, યાદ રાખજે કે અધિકારીઓને મોડેવહેલે પણ અધિકાર આપ્યા વિના છૂટકો નથી. એટલે કે જે લાયક હોય તેને આપણા ધર્મમાં, આપણા મંડળમાં લેવા જોઇએ. જ્યાંસુધી એમ કરીએ નહિ ત્યાંસુધી આપણે પણ અંગ્રેજોના પક્ષપાતીજ છીએ; ફેર એટલો કે તેઓ રાજ્યના અધિકારમાં પક્ષપાત કરે છે અને આપણે ધર્મના અધિકારમાં-પ્રભુના રસ્તામાં પક્ષપાત કરીએ છીએ, પણ બન્ને પક્ષપાત છે. અંગ્રેજોના પક્ષપાત કરતાં આપણો પક્ષપાત વધારે ખરાબ છે અને યાદ રાખવું કે, કોઈ પણ પક્ષપાતનું પરિણામ સર્વદા અનિષ્ટજ છે. માટે જેમ આપણી શાણી સરકાર દિનપ્રતિદિન પક્ષપાત છોડતી જાય છે, તેમ આપણે પણ આપણા ધર્મનો પક્ષપાત છોડતા જવું

જોઇએ અને તેને બાંધી નહિ રાખતાં વિશાળ બનાવવો જોઇએ. એમાંજ શ્રેય છે ને એમાંજ પ્રભુ રાજી છે.

## ૨૩–ગમે ત્યાંથી સત્ય મેળવો

બેટી, જ્ઞાનની ગરમી જેઓ સમજતા નથી, માનસિક ગરમીનો કુદરતી આનંદ જેઓ અનુભવી શકતા નથી અને સર્વ આનંદોનો જેમાં સમાવેશ થઇ જાય છે, એવા મહાન આત્મિક આનંદની કલ્પના પણ જેઓ કરી શકતા નથી તેવા આપણા બંધુઓમાંથી કોઇ અરબસ્તાનના પથ્થર ખડખડાવવા, કોઇ જાપાનની દીવાસળી સળગાવવા અને કોઇ વિલાયતનાં કોલસાનાં ધુમાડિયાંની ગરમી લેવા ચાલ્યા જાય તો તેમાં આપણને શો વાંધો છે? કારણ કે એવા ભ્રષ્ટ વિચારવાળાઓ આપણી સાથે રહે તેથી આપણને તથા આપણા ધર્મને શું ફાયદો છે? કોઇ પણ લાયક મનુષ્યને જો આપણે આપણા ધર્મમાં લઇ શકતા હોઇએ, આપણા મંડળમાં ભેળવી શકતા હોઇએ, માત્ર મંડળમાં લેવા એટલુંજ નહિ પણ તેઓને જ્ઞાનની ગરમી બતાવી શકતા હોઇએ, તો આપણા મંડળમાંથી જેઓ જ્ઞાનની ગરમી લઇ શકવાને લાયક ન હોય, તેવા માણસો પોતાને જ્યાં તત્ત્વ મળતું હોય ત્યાં ચાલ્યા જાય તેમાં કાંઈ અડચણ નથી. પણ જો આપણા મંડળમાં બીજા અધિકારીઓને ન લઇએ અને આપણા મંડળના મેમ્બરો બીજા મંડળમાં ચાલ્યા જાય તો તો સ્પષ્ટ હાનિ છે. કારણ કે આપણે આપણા મંડળને શ્રેષ્ઠ અને મહાન જોવા ઇચ્છીએ છીએ અને એમ ઇચ્છવું એ મંડળના સભાસદ તરીકેની આપણી પવિત્ર ફરજ છે. બીજાઓને આપણા મંડળમાં લેવાથીજ આપણે રાજી થવા જેવું નથી પણ તેમને આપણે કાંઇક તત્ત્વ દેખાડી શકીએ, નવી રોશનીમાં લઇ જઇ શકીએ, તેમની પાસે કર્તવ્ય કરાવી શકીએ, તોજ રાજી થવાનું છે. માત્ર ભરતી કરવાથીજ રાજી થવા જેવું નથી, તેમજ આપણા મંડળમાંથી કોઇ ચાલ્યા જાય એટલા માટેજ કાંઇ દિલગીર થવાનું નથી. પણ જો તે કોઇ પણ જાતની આપણી ખામીથી નારાજ થઇને આપણને તજી જાય તો આપણે દિલગીર થવા જેવું છે. જનારાઓને તે જ્યાં જાય છે ત્યાંથી જો પ્રકાશ મળતો હોય, સત્ય મળતું હોય, તો ભલે તે જાય, તેને જવા દો; કારણ કે આપણે તો દરેક આત્માની ઉન્નતિ થાય, એવીજ ભાવના રાખવાની છે, પછી ઉન્નત્તિ ગમે તે રસ્તે

થાય, રસ્તા ઘણુાયે છે.

બધાં માણુસોને માટે એકજ રસ્તો હોઈ શકે નહિ કારણુ કે દરેક માણુસની શક્તિ, કુદરતી વલણુ અને આજુ-બાજુના સંજોગો તરેહવાર હોય છે. વળી તેઓના આચાર–વિચાર અને આહાર–વિહાર પણુ જુદા જુદા પ્રકારના હોય છે. એટલે તેઓ કદી પણુ પરિઘમાં એકત્ર થઈ શકેજ નહિ. પણુ તેઓ સર્વમાં સર્વને જોડનારી એક એવી શક્તિ છે કે, મધ્યબિંદુમાં તેઓ સર્વ એકત્ર થઇ જાય છે. માત્ર એકત્રજ નહિ પણુ એકજ થઇ જાય છે. પણુ એ મધ્યબિંદુએ પહોચતાં પહેલાં તો ભેદ રહેવાનોજ. એ ભેદ જો આપણે પ્રકૃતિને–માયાને–અવિદ્યાને કાઢી શકીએ તોજ નીકળે તેમ છે અને તે આખા જગતને માટે અશકય છે.

## જુદા જુદા ધર્મ એ જુદી જુદી ઔષધિ છે

બેટી, ટૂંકામાં એટલુંજ કે, જગતમાં જેટલા ધર્મ છે–મત છે–પંથ છે–વસ્તુ છે–વિચાર છે, તે સર્વ એક એક જુદી જુદી ઔષધિ છે અને જિજ્ઞાસુ મનુષ્યો છે તે બધા એકજ પ્રકારના સહેજ પ્રકૃતિ-ભેદવાળા રોગીઓ છે. પણુ તે દરેકનો દેશકાળ, રીતભાત, સ્વભાવ ને પ્રકૃતિ જુદા જુદા પ્રકારની છે. એટલે એકજ જાતની દવા બધા રોગીઓને એકસરખો ફાયદો કરી શકતી નથી, તેથી તે એકજ પ્રકા-રના રોગીઓને તેમની પ્રકૃતિના સ્વભાવ પ્રમાણે જુદી જુદી દવાઓ ફાયદો કરે તો તેમાં શી નવાઇ છે? શી અડચણુ છે? શા માટે એમ ન બની શકે? તને એમ લાગે છે કે, અમારા મંડળમાં બધાને ઉત્તમ દૂધપાક પિરસાય છે, તે છોડીને લોકો અજીઠા ટુકડા ખાવા શા માટે જાય છે? અમારા મંડળમાં અમૃત પાવામાં આવે છે, તે છોડીને લોકો મદ્ય પીવાની ઇચ્છા કેમ કરે છે? પણુ બેટી, તારે જાણુવું જોઇએ કે, તારો ઉત્તમ દૂધપાક બધાંને પચી શકે નહિ અને તારા અમૃતની કિંમત કાંઇ સર્વ લોકો સમજી શકે નહિ, એટલે તારો દૂધપાક ન પચે એવી જેની પ્રકૃતિ હોય અને તારા અમૃતની અસર ન સમજી શકે એવી જેની બુઠ્ઠી લાગણીઓ હોય અને જડ સમજ હોય, તેઓને તારા મંડળમાં ભેળવીને તું શું ફાયદો મેળ-વશે? અને તેવાઓ તારા મંડળમાંથી જવાથી એ મંડળને શું નુકસાન થશે? કાંઇજ નહિ બેટી, કાંઇજ નહિ. યાદ રાખજે કે સમુદ્રમાં જે હલકો કચરો હોય તેજ ઉપર તરી આવે છે, ને તેજ કિનારે ફેંકી દેવાય છે. તેમજ આપણા ધર્મમાં જે કચરા જેવા

આપણા ભાઈઓ હોય-એટલે ધર્મનું તત્ત્વ ન સમજતા હોય તે-ઓજ વટલી જાય છે. વટલી જનારાઓ ઘણું કરીને કચરા જેવાજ હોય છે એ ખરીવાત છે અને તો પણ એ કચરાનો પણ જો ઉપયોગ કરતાં આવડે તો એ પણ નકામો નથી. કચરો જવાથી પણ કાંઇ ખુશી થવા જેવું નથી. કારણ કે તે કચરો એ ખાતર છે; અને ખાતર એકને બદલે બે ફળ પેદા કરી શકે છે.

બેટી, પરિધિની બહારની એકત્રતા થઇ શકેજ નહિ. કદી પણ થઇ નથી અને અત્યંત વિગ્રહથી થોડે દરજ્જે કદી એવી બહારની એકત્રતા થાય તો પણ તેથી ખરી એકત્રતાનો આનંદ અનુભવી શકાય નહિ. માટે મારી તો તને એજ સલાહ છે કે, તું તારી જાતને સુધાર અને તારા બંધુઓને નહિ ઉકેલી શકાય તેવી જાળમાં નહિ નાખતાં કર્તવ્ય બજાવતાં શીખવ.

## તમોને સમજાયું છે એટલુંજ સત્ય છે ને બીજું સત્ય નથી, એવી રીતે સત્યની હદ નહિ બાંધો

બાઇ, જેમ ધર્મને માટે હું ભ્રમમાં હતી અને મારોજ ધર્મ સાચો એમ સમજતી હતી, તેમ સત્યને માટે પણ હું ઘણાં વર્ષો સુધી ભ્રમમાંજ રહી હતી. હું એમ માનતી કે, હમેશાં સત્યનું આવુંજ સ્વરૂપ હોવું જોઇએ. એટલુંજ નહિ પણ તે સર્વ મનુષ્યોને એકસરખું લાગુ પડવું જોઇએ; પણ મહારાજે મને કહ્યું કે, બેટી ! એ તારી ભૂલ છે. સત્ય આવુંજ છે અને સત્ય આટલુંજ છે, એમ સત્યને બાંધી લેવાનો તને શું હક છે ? એટલુંજ નહિ પણ ચડતી-ઊતરતી ભિન્ન ભિન્ન સ્થિતિનાં મનુષ્યોને તે એકસરખી રીતે કેમ લાગુ પડી શકે ? મેં કહ્યું, મહારાજ ! જો ત્રિકાલાબાધ સત્ય ન હોય અને જો તે સર્વને એકસરખી રીતે લાગુ પડતું ન હોય, તો તે સત્યજ કેમ કહેવાય ? મહારાજે કહ્યું, બેટી ! સત્ય ત્રિકાલાબાધ છે અને તે સર્વને એકસરખી રીતે લાગુ પડે છે; એ સત્ય છે, પણ એ સત્ય તે ઈશ્વર છે. આપણે જે સત્યની વાત કરીએ છીએ તે એથી જુદું છે. મારી કહેવાની મતલબ સમજાવવા માટે મારે તને કાંઇ વિસ્તારથી કહેવું પડશે.

બેટી, હું જ્યારે બહુજ નાનો હતો ત્યારે માત્ર મારા ઘરનેજ સર્વસ્વ માનતો. એ પછી જરા મોટો થયો ને ફળિયામાં રમવા જવા લાગ્યો, ત્યારે મારું ફળિયું એજ મારી દુનિયા હતી. એ પછી હું ગામને ઝાંપે જવા લાગ્યો અને મને લાગ્યું કે અહીંથી તો હજુ

પણ લાંબે જઈ શકાય તેવું છે. એ પછી હું ભણવા લાગ્યો અને ત્યાં પ્રાંત, ઇલાકો, દેશ ને ખંડ બધું જાણવા લાગ્યો. એ પછી પૃથ્વીનો વિસ્તાર ને પછી ખગોળવિદ્યા શીખતાં ગ્રહો અને તારાઓની પાસે પૃથ્વી પણ એક દડા જેવી થઇ પડી. હવે બેટી, તું વિચાર કર, મેં મારા ઘરનેજ સર્વસ્વ–બ્રહ્માંડ માની લીધેલું હતું, એ શું સત્ય હતું? મારી એ માન્યતા સત્ય નહોતી, પણ તેથી શું કાંઇ ઘર ખોટું થઇ ગયું? તેમજ સત્ય ત્રિકાલાબાધ છે, પણ તને મળ્યું અથવા તેં જાણ્યું, એટલામાંજ કાંઈ સર્વસ્વ આવી જતું નથી. માટે આવુંજ સત્ય ને આટલુંજ સત્ય, એમ સત્યની હદ બાંધવાનો જ્યાં સુધી આપણે સર્વજ્ઞ ન થઇએ ત્યાં સુધી આપણને કાંઈ પણ અધિકાર નથી. તું જે હદ બાંધે છે, તે સત્યની નહિ, પણ તારા જ્ઞાનની હદ છે. એ હદ તારા જેટલાજ જ્ઞાનવાળાંને, તારા સરખીજ બુદ્ધિવાળાંને, તારા સરખાંજ અનુભવવાળાંઓને માટે કદાચ હોઈ શકે, પણ જે તારાથી ઓછાં જ્ઞાનવાળાં હોય, અથવા વધારે જ્ઞાનવાળાં હોય, તેઓને માટે એવી હદ કેમ બાંધી શકાય? અને તારે એટલું તો કબૂલ કરવુંજ પડશે કે, સર્વ મનુષ્યમાં એકસરખું જ્ઞાન, એકસરખી બુદ્ધિ અને એકસરખો અનુભવ હોઇ શકેજ નહિ. આવું જ્યારે પ્રત્યક્ષ છે ત્યારે અમુકજ સત્ય, ને તે સર્વને સર્વ સ્થિતિમાં લાગુ પડી શકે એવો આગ્રહ તું કેમ રાખી શકે છે? અમુક વિચારો અથવા અમુક ક્રિયાઓજ સત્ય અને તે સર્વને લાગુ પડી શકે, એમ માની લેવું એ તો પંથ કે મતવાળાઓને માટે છે; સત્યશોધક જિજ્ઞાસુઓને એવું બંધન શા માટે જોઇએ?

હજી પણ આ વિષય તને સ્પષ્ટ થતો ન હોય તો, તેને માટે એકબે બીજાં પણ સહેલાં દૃષ્ટાંત આપીશ.

## રૂની સાથે સત્યની સરખામણી

તારા ગામને પાદર ખેતરોમાં રૂ તો તેં જોયેલું છે. લોકો કહે છે કે, રૂ તે રૂ–તેમાં વળી જાણવાનું શું છે? પણ બેટી, જેણે વિલાયતનાં રૂનાં કારખાનાં જોયેલાં છે અને તેમાં સાફ થયેલું લાંબા તારનું મનોરંજક રૂ જોયેલું છે, તેઓને એમ નહિ લાગે. તારા ગામના ખેડૂતના ખેતરમાં ઢગલાબંધ કપાસ થાય છે, પણ તેઓને વિલાયતના સાફ કરેલા મખમલી રૂનો ખ્યાલ આવી શકશે કે? તારા ખેડૂતોનું પણ જો કે રૂજ છે, પણ તે રૂને સાફ થવા માટે કેવાં કેવાં અને કેટલાં બધાં યંત્રોમાંથી પસાર કરવું પડે છે, તથા તે

ઉપર કેટલી મહેનત, કેટલો ખર્ચ અને કેટલા વખતનો ભોગ આપવો પડે છે, તથા તેમાંથી કેટલું બધું કસ્તર કાઢી નાખવું પડે છે અને છેવટે રૂ કેટલું બધું કીમતી થઇ પડે છે, તેની તારા ગામડિયા ગરીબ ખેડૂતોને પૂરી ખબર છે કે? બેટી, ખેડૂતોની પાસે જેમ રૂજ છે, પણ તે રૂ કચરાથી ભરેલું છે; તેને શુદ્ધ અને કીમતી તથા વધારે ઉપયોગી બનાવવા માટે જેમ જુદાં જુદાં યંત્રોની, વખતની, પૈસાની તથા મહેનતની જરૂર છે, તેમજ આપણામાં સત્ય છે, પણ તે સત્ય આપણા પોતાના સ્વાર્થની સાથે ભળેલું છે, અનુભવમાં આવ્યા વિનાનું છે, આવરણોવાળું છે, હદવાળું છે અને આપણી બુદ્ધિ તેને જેમ દોરી જાય, તેમ દોરાઈ જાય તેવું છે. એટલે એ પૂર્ણ સત્ય નથી. માટે સર્વે દેશકાળમાં તથા સર્વ સ્થિતિમાં સર્વ લોકોને તે લાગુ પડી શકે નહિ.

## સૂરજને પકડી લેવાની મારી ઇચ્છા!

હું જ્યારે નાનો હતો ત્યારે કોઇ કોઇ વખત કાંઇ કારણસર મારી અગાશીમાં ચડ્યો હોઉં તે વખતે ઉદય અથવા અસ્ત થતા સૂર્યને જ્યારે હું જોઇ લેતો, ત્યારે મને એમ લાગતું કે, પૃથ્વી અને આકાશ મળેલાં છે. તેનો સીમાડો તો અહીંજ છે ને સૂરજ ત્યાંથીજ ઊગે છે, માટે જો હું ગામબહાર થોડે દૂર સુધી ચાલ્યો જાઉં તો સૂરજને પકડી લઉં, કારણ કે સૂરજ મને છેટો લાગતો નહોતો. પ્રાતઃકાળ તથા સંધ્યાસમયે પૃથ્વી અને આકાશનું જે મનોરંજક નાનું સંપુટ દેખાય છે, તે જોઇને રોજ રોજ મને એમજ લાગતું કે, થોડાક દિવસમાં આકાશ અને પૃથ્વી જ્યાં આગળ મળે છે, ત્યાં હું જરૂર પહોંચી જઇશ અને સૂર્યને પકડી લઇશ–આવી આશામાં હું ઘણાયે મહિનાઓ સુધી રહ્યો. એ પછી મારાં માબાપ યાત્રા જવા નીકળ્યાં. હું પણ સાથે હતો, અમારે સીધું પૂર્વમાં જવાનું હતું. એ વખતે અમારી તરફ રેલવે નહોતી, એટલે બેલગાડીમાં મુસાફરી કરવાની હતી. અમારી ગાડી દરરોજ ઠંડા પહોરે સવારમાં ચાલતી. એ વખતે સૂર્યને જોઇને અને તેની તરફ–એ દિશા તરફ અમારી ગાડી જતી જોઇને મને એમ લાગતું કે, હવે થોડીક વારમાં સૂરજ પાસે પહોંચી જઇશું. બેટી, આમ ને આમ પૂર્વ તરફ સીધા આગળ વધવામાં ઘણા દિવસ નીકળી ગયા અને તોપણ સૂરજ તો પાસે ને પાસે લાગવા છતાં પણ છેટો ને છેટોજ રહ્યો!

હવે તું વિચાર કર કે જેવી રીતે પૃથ્વી અને આકાશનું સંપુટ આપણને દેખાય છે, તેવી રીતે શું પૃથ્વી અને આકાશ મળેલાં છે? બીજું, સૂર્યને એ વખતે હું જેટલો નજીક સમજતો તેટલો નજીક શું તે છે? ત્રીજું, સૂર્ય આપણને જે દિશામાં દેખાય છે તેજ દિશામાં ને તેજ ઠેકાણે શું તે છે? ચોથું, પૂર્વથી પશ્ચિમમાં જેમ સૂર્યનો ઉદય ને અસ્ત આપણને દેખાય છે, તેવી રીતે શું તેનો ઉદય અને અસ્ત થાય છે? આવાં સેંકડો દૃષ્ટાંતો છે. તે ઉપરથી આપણે સત્યનો નિર્ણય કરવો જોઇએ. આટલુંજ સત્ય, એ સત્યમાં ફેર પડેજ નહિ, અથવા એ સિવાય સત્ય હોયજ નહિ અને તે સર્વને એકસરખી રીતે લાગુ પડવું જોઇએ, એવી રીતે સત્યને આપણે બાંધી લેવું નહિ જોઇએ. જો સત્યની એવી રીતે હદ બાંધી લઇએ, તો પછી આપણને આગળ વધવાનો રસ્તોજ બંધ થઈ જાય. કારણ કે જે આપણે માની લીધેલું છે તે અને તેટલુંજ સત્ય છે, તો પછી એથી આગળ–સત્યથી આગળ બીજું શું હોઈ શકે? જો એમજ હોય, આપણે માની લીધેલા સત્ય કરતાં આગળ વધારે ન હોય, તો તો આપણા જ્ઞાનની, આપણા કર્તવ્યની ત્યાં સમાપ્તિ થવી જોઇએ. કારણ કે સત્ય ઈશ્વરથી જુદું નથી, એટલે સત્યને જાણવું તે ઈશ્વરને જાણવા બરાબર છે અને ઈશ્વરને જાણ્યા પછી કાંઈ પણ જાણવાનું બાકી રહેતું નથી, ત્યાં કર્તવ્યની ને જ્ઞાનની સમાપ્તિ થાય છે.

### આપણાથી સત્યની હદ બંધાય નહિ

બેટી, તારે ખૂબ યાદ રાખવું જોઇએ કે સત્યની હદ બાંધવાનો અને આપણે કલ્પેલાં સત્યોને સાર્વજનિક ઠરાવવાનો આપણને કાંઇ પણ હક નથી. જે સર્વજ્ઞ હોય તેજ એમ કરી શકે. આપણે તો અલ્પજ્ઞ છીએ, પામર છીએ. આપણી કલ્પનાશક્તિ પાંખો વિના ઊડી શકે તેવી છે. આપણી બુદ્ધિ કર્મ પ્રમાણે દોરાઇ જાય તેવી છે. આપણાં શાસ્ત્રો તે તે દેશકાળ અને તે તે વખતની લોકરુચિ તથા સ્થિતિને અનુસરીને લખાયેલાં છે. આપણા ધર્મગુરુઓ અમારુંજ સાચું, એવી મમતનાજ ભરેલા છે અને આપણે પોતે એટલાં બધાં અસત્યની અંદર રહીએ છીએ, તથા અગાઉથી બાંધી લીધેલા મતો અને વ્યવહારની દૃઢ જાળમાં એવા સંકડાઇ ગયા છીએ કે, સત્યને શોધી શકીએ તેવી સ્થિતિમાંજ નથી અને તેમ છતાં આપણે સત્યની હદ બાંધવી એ શું ભૂલ નથી? માત્ર ભૂલ-

જ નહિ, પણ યાદ રાખજે કે, એવી દઢતા કરવી એ ગુનો છે. કારણ કે એથી જ્ઞાન મેળવવાનો ભવિષ્યનો રસ્તો બંધ થઇ જાય છે. આગળ વધવાનો રસ્તો તૂટી જાય છે. સત્યનાં બારણું બંધ થઇ જાય છે અને આપણી ઇચ્છાથી આપણે એક ટૂંકા વર્તુલમાં રહી ઈશ્વરથી દૂર રહી જઇએ છીએ.

બેટી, જેમ કોઇ તળાવમાં કાંકરો નાખીએ એટલે તેમાં કૂંડાળાં પડે છે ને એ કૂંડાળાં એક પછી એક મોટાં થતાં જાય છે અને વધતાં જાય છે એમ વધતે વધતે જ્યાં તે તળાવનો કિનારો આવે ત્યાંસુધી ચાલ્યાં જાય છે, પણ તળાવમાં કાંકરો ફેંકનાર બાળક જેમ પ્રથમનાં નાનાં વર્તુલોનેજ ધ્યાનમાં રાખી લે છે અને આગળ વધતાં કૂંડાળાં તરફ ખ્યાલ રાખતો નથી, તેમજ આપણે સ્થૂલમાં સ્થૂલ સત્યનાં નાનામાં નાનાં વર્તુલને પકડીને બેસી રહીએ છીએ અને તેમાંજ સર્વ સત્ય માની સર્વને ગળે તે ઉતારવા માગીએ છીએ; પણ આપણે સમજવું જોઇએ કે આપણે પકડેલાં નાનાં ને સ્થૂલ વર્તુલની બહાર સત્યનાં બીજાં હજારો ને લાખો વર્તુલો છે ને એ વર્તુલ જ્યાં પથરો નાખ્યો ત્યાંજ નહિ, પણ કિનારા સુધી—પરમાત્મા સુધી પહોંચેલાં છે.

## સત્યની હદ બાંધવાને લીધે આપણે સત્યને લઇ શકતા નથી

બાઇ, ગુરુજી તરફથી આ સત્ય સમજાયા પછી હવે હું મારા મનને બહુ ખુલ્લું રાખી શકું છું. એટલે બીજાઓ સમજી શકે ને કલ્પી શકે તે કરતાં પણ ઘણું વધારે સત્ય મને સહેજ સહેજ મળી જાય છે. કારણ કે જેમ એક વર્તુલની પાછળ તુરતજ બીજું અને તેની પાસે તુરતજ ત્રીજું, એમ ઘણુંયે વર્તુલો છેક કિનારા સુધી હોય છે, તેમ એક સત્યની પાછળ તુરતજ બીજું સત્ય હાજર હોય છે. પણ એ સત્ય જેઓ પોતાનું અંતઃકરણ ખુલ્લું રાખી શકે તેઓનેજ મળે છે. જેઓ પ્રથમ મળેલાં સત્યમાંજ સંતોષ માનીને, તેને પકડીને ત્યાંના ત્યાંજ બેઠા રહે છે, તેઓ દયાને પાત્ર છે. કારણ કે ઈશ્વરના અખૂટ ઐશ્વર્યમાંથી તેઓ ઇરાદાપૂર્વક માત્ર એટલુંજ લે છે. આથી વધારે અજ્ઞાન બીજું શું? એથી વધારે દરિદ્રતા બીજી કઇ? થોડાક પૈસા સારુ આપણે અતિશય હલાકી ભોગવીએ છીએ. હજુ જે સુખ કે દુઃખ આવેલું નથી તેની મિથ્યા કલ્પનામાં આપણે અમૂલ્ય વખત અને તે

પણ વળી ઘણો ગુમાવી નાખીએ છીએ. જરા વારનાં ઇન્દ્રિયોનાં સુખ સારુ આપણા જીવને જોખમમાં નાખીએ છીએ અને આપણા નજીવા થોડાક સ્વાર્થ સારુ હજારો અપમાન સહન કરીએ છીએ. એ બધું મુશ્કેલ છતાં પણ આપણાથી સહેલાઇથી બની શકે છે, પણ અજાયબી તો જુઓ કે મફત મળતું–સ્વાભાવિક રીતે મળતું–ફરજિયાત રીતે મળતું–આનંદદાયક સત્ય–ઈશ્વરી ઐશ્વર્ય આપણે મુશ્કેલીથી પણ ગ્રહણ કરી શકતાં નથી.

બાઇ, આમ બનવાનું કારણ એજ છે કે, સત્યની આપણે હદ બાંધી દઇએ છીએ. એટલે ઈશ્વરી ઐશ્વર્ય–આત્મિક આનંદ–પરમ સંતોષ–ખરું સુખ–સત્ય જ્ઞાન–ઈશ્વર સુધી પહોંચે તેવી ભક્તિ– વ્યવહારની સરળતા અને અભેદાનંદ આપણે લૂંટી શકતાં નથી. કારણ કે સત્યની હદ બાંધવાને લીધે આપણે ભેદમાંજ રહી જઇએ છીએ. તેથી સત્યના એકજ વર્તુલમાં–સાગરના એકજ બિંદુમાં આપણું સર્વસ્વ ફરજિયાત સમાવવું પડે છે એટલુંજ નહિ પણ આપણો આત્મા તો સંપૂર્ણ સમુદ્રને જાણવા અને તેનો પાર પામવા ચાહે છે. હવે કહો બાઇ, એક નાના વર્તુલમાં–એક ટીપામાં સર્વસ્વ સમાવતાં ગડબડ કેમ ન થાય ? અને મહાસાગરનો–મહાસાગરની પારનો આનંદ ટીપામાં કેમ સમાઇ શકે ?

## ૨૪–રોજની નાની ભૂલો એજ મોટી ભૂલોનું મૂળ છે

બાઇ, આપણી જિંદગીમાં આપણે કાંઇ આવી થોડીકજ ભૂલો કરતા નથી. પણ જો વિચારીએ તો આપણને સહેલાઇથી સમજાય તેવું છે કે, દરરોજ આપણે સેંકડો ભૂલો કરીએ છીએ. ઘણા લોકો બહુ મોટા ગુનાઓનેજ પાપ સમજે છે અને પોતાની દરરોજની નાની ભૂલો–પોતાના મનને લાગતી સાધારણ બાબતો તરફ લક્ષ રાખતા નથી, પણ આપણે જે સંભાળવાનું છે, તે આપણી રોજની નાનકડી ભૂલોથી બચવું તેજ છે. કારણ કે એ દરરોજની નાનકડી ભૂલોથી બચવાથી મોટાં પાપ થતાં એની મેળેજ અટકે છે અને યાદ રાખજે કે, એ નાની ભૂલોનો સરવાળો મોટાં પાપો કરતાં પણ મોટો થઇ જાય છે. આપણે પછાત રહી જઇએ છીએ અને માર્યા જઇએ છીએ, તે મોટાં પાપોથી નહિ પણ રોજની આપણી સાધારણ ભૂલોથીજ. વ્યભિચાર, ચોરી,

ખૂન, હિંસા, વિશ્વાસઘાત આપઘાત, ઇત્યાદિ પાપોને આપણે મોટાં પાપ સમજીએ છીએ પણ એ પાપો કાંઈ દરરોજ દરેક માણસો કરતાં નથી. એ પાપોને અટકાવવા માટે શાસ્ત્રની આજ્ઞાઓ છે, સરકારના કાયદાઓ છે. મંડળીઓનાં ને જ્ઞાતિઓનાં બંધારણો છે. કુળાચાર તથા દેશાચારનાં બંધનો છે, શિષ્ટાચાર તથા આબરૂ જાળવવાનાં આવરણો છે અને આપણામાં ભય તથા બુદ્ધિ ને અંતઃકરણ છે, એટલે એવાં મોટાં પાપોથી બહુ લોકો બચી શકે છે. પણ આપણી જિંદગી દરમિયાન દરરોજ થતાં જેને આપણે સાધારણ અથવા નાનાં પાપ કહીએ છીએ, તેને અટકાવવા માટે આપણી ઉપર એક પણ જાતનું સ્પષ્ટ બંધન નથી.

## નાની ભૂલો કેમ થાય છે ?

જો કોઇ વ્યભિચાર કરે તો તેને ઘણી તરફથી ડરવું પડે છે. પણ આપણા સારા લુગડામાં ડાઘ પડે અને તે ડાઘ આપણે આપણા મનમાં પડવા દઇએ, પડવા દઈએ એમજ નહિ પણ ઇરાદાપૂર્વક અફસોસ કરી કરીને પરાણે પરાણે એ ડાઘ આપણે આપણા મનમાં પાડીએ તો તેમાં આપણે કોનાથી ડરવું પડે છે? ચોરી કરવામાં સેંકડો તરેહનું જોખમ છે ને તેથી હિંમતવાન ચોરોને પણ જરૂર ડરવું પડે છે. પણ જે આપણું નથી તે પણ આપણને મળે તો ઠીક, એમ ઇચ્છવામાં એક નાની છોકરીને પણ ક્યાં ડર લાગે છે? ખૂનીને પોતાના જાનની ધાસ્તી હોય છે. કાયદો તેને ફાંસીને લાકડે લટકાવે છે, પણ આપણે વાતવાતમાં સોગન ખાઇએ અને પાડોશણની કઢી બગડે તે સારુ આપણું મન બગાડી નાખીએ, એ અટકાવવા સારુ સરકારનો કયો કાયદો છે? આપણે જોઇએ છીએ કે જે હિંસા કરે છે તેને કાંઈ સ્વાર્થ સાધવાનો હોય છે; પણ આપણે જે જે બચાવી શકતા હોઇએ, તેને પણ મરવા દઇએ છીએ તેમાં આપણો શું સ્વાર્થ છે? હિંસાને માટે પણ બહુ બહુ પ્રકારના કાનૂનો છે. પણ ઘણી વખતે આપણે આપણા મનમાં ઘણા પ્રકારની હિંસા કરવા ઇચ્છીએ છીએ, તેનો અટકાવ કરવા માટે સરકારનો કે નાતનો કયો કાયદો છે? વિશ્વાસઘાતીને કાંઈ નહિ તો છેવટે પોતાના મનમાંજ ઈશ્વરથી ડરવું પડે છે, પણ ઇરાદાપૂર્વક વેવાઇનાં વાંકાં બોલીએ, ફટાણાં ગાઇએ અથવા મા પોતાનાં છોકરાંને તથા સાસુ પોતાની વહુઓને ગમે તેમ ગાળો દે, તેમાં આપણે ઈશ્વરનો ડર ક્યાં સમજીએ છીએ? એ તો ચોક્કસ

છે કે, ખરેખરી આફત વિના કે પૂરેપૂરી મૂર્ખાઈ વિના માણુસો આપઘાતનું મહાપાપ કરતાં નથી, પણ આપણે તો સમજવા છતાં તથા સુખમાં છતાં પણ જ્યાં સૌન્દર્ય ફેલાવવું જોઈએ અને ફેલાવી શકાય ત્યાં પણ વિનાકરણ દુર્ગંધ ફેલાવીએ છીએ. એ અટકાવવાને માટે જ્ઞાતિનો કયો કાયદો છે? નિંદા નહિ કરવા માટે આપણાં શાસ્ત્રોમાં વારંવાર ઉપદેશ છે, પણ આપણાં સગાં અને મિત્રોમાંથી એવો એક પણ માણુસ આપણે બતાવી શકીશું કે જે બિલકુલ નિંદાખોર ન હોય? ખરું છે કે સરકારના કાયદાની જાળમાં ફસાઇએ તેવી ચોરી આપણે કરતા નથી, પણ આપણે કોઈ ઉપર ઉપકાર કરેલો હોય, તે માટે તેની તરફથી વળતા ઉપકારની આશા રાખીએ, એ શું એક પ્રકારની ઈશ્વરની ચોરી નથી? કારણ કે જે છે તે ઈશ્વરનું છે; ને ઈશ્વરને નામે ઈશ્વરનાં બાળકોને આપવાનું છે. તેમાં આપણે આપણી તરફનો ઉપકાર સમજીએ અને વળી તેનો બદલો-મળવાની ઇચ્છા રાખીએ, એ શું ઈશ્વરની ચોરી નહિ કે? આપણી એવી ઇચ્છાઓ અટકાવવા માટે સરકારનો કયો કાયદો છે? બદલાની આશા રાખીને ઉપકાર કરવો એ ઈશ્વરની ચોરી કરવા જેવું છે અને તોપણ બાઈ, તમે જુઓ કે બદલાની આશા વિનાનું આપણી જિંદગીમાં કયું કામ છે?

## બીજાઓનાં મનમાં આપણે કેવી રીતે ઝેર રેડીએ છીએ?

આપણે રોજ રોજ શું વાતો કરીએ છીએ, શું વિચાર કરીએ છીએ, શું ઇચ્છા રાખીએ છીએ, તે જો સમજીને આપણે તપાસીએ તો આપણને આપણી જિંદગીના દુરુપયોગ માટે ત્રાસ છૂટયા વિના રહે નહિ. મારાં કોઇ કોઇ સગાં માટે મારી ઓળખાણના ઘણા જણને હું કહેતી કે, તે સગાંઓ મારું કાંઇ કરતાં નથી. મારી એક પાડોશણ દરરોજ મારી પાસે આવીને પોતાની નકામી વાતોથી મારું મગજ ખરાબ કરી જતી, દરરોજ પોતાની બીમાર તબિયતની ફરિયાદ, દરરોજ શું શાક લીધું, કોની પાસે મંગાવ્યું, કેમ બનાવ્યું તેની વિગત, દરરોજ કોણ કોણ માણુસ તેને મળ્યું ને તેમની સાથે શું વાત થઈ તે બધું તથા તે ઉપરાંત પોતે માની લીધેલાં દુઃખનાં ઘણાંયે રોદણાં રોજ રોજ જેની–તેની પાસે રોયા કરે, ત્યારેજ તેને નિરાંત થતી. મને તેનો બહુ કંટાળો લાગતો, હું તેની એવી કૂથલી જાણુવા ચાહતી નહોતી

અને હું તેને કાંઈ મદદ કરી શકું તેમ નહોતી. તોપણ દરરોજ તેની એની એ માથાકૂટ હતી. મને લાગતું કે તેનું દુઃખ મારા મનમાં ભરાવવાનો તેને શું હક છે? તે નાતમાં કૂટવા જાય ને પછી છાતી દુઃખવાનો પોકાર કરે. તે વ્રતઉપવાસને નામે ખાવામાં નિયમિતપણું રાખે નહિ ને પછી માંદી પડે. તે કોઇ પાસે દોઢિયાનું શાક મંગાવે, તેમાં બજારભાવ પ્રમાણે ભાજીની એક ઝૂડી ઓછીવધુ અથવા સારીનરસી આવે અને કોઈ લોકો તેના સ્વભાવ પ્રમાણે તેને માટે કાંઈ વાતો કરે, તે બધું મારી પાસે વિનાકારણ આવીને કહે. હું તેમાં શું કરી શકું? એ બધું જાણવાની તમારે જરૂર શું? એ બધું મારે મારા મગજમાં શા માટે ભરવું જોઇએ? હું મારા કામમાં કે વિચારમાં પડી હોઉં, તેમાં તેણે મને શું કરવા નડવું જોઇએ? મને વારે વારે એમ લાગી આવતું કે, એવો નકામો કચરો–તેનું દુઃખ, મારા મગજમાં ભરવાનો તેને શું હક છે? તેને માટે મને એમ લાગતું અને તોપણ હું સમજતી નહિ કે, હું પોતે પણ એવીજ રીતે ઘણીયે નકામી વાતો ઘણાયે લોકોના મગજમાં ભરી દઉં છું. અને તેમને ત્રાસ આપી તથા તેમના વખતનો ભોગ લઇ પાપમાં પડું છું અને સામા માણસોને પણ પાપમાં નાખું છું. આપણને કોઈના ચોખ્ખા પાણીનો છાંટો ઊડી જાય તો તેમાં પણ આપણે અભડાઈ જઇએ છીએ, તેમાં પણ આપણને પાપ લાગી જાય છે, પણ ઘણાયે માણસોને કર્તવ્ય ચુકાવી તેમનાં મગજમાં નકામો કચરો ભરી દઇએ, તેમાં આપણને પાપ નહિ કે?

---

## ૨૫–ગેરવાજબી રીતે ઘરેણાં પહેરવાં એ પાપ છે

બાઇ, ઘરેણાં પહેરવાં એ આપણા લોકોને મન કેવો આનંદનો વિષય છે? આપણી બહેનપણીઓ ઘરેણાંમાંજ પોતાનું સર્વસ્વ માને છે, દરેક કોમમાં દરરોજ જુદી જુદી ફેશનનાં વસ્ત્રો ને ઘરેણાંના રિવાજ વધતા જાય છે. ઘરેણાંઓ સ્ત્રીઓના સૌન્દર્યમાં વધારો કરનાર છે અને તોપણ શું તેમાં પાપ નથી કે? ઘરેણાં પહેરવામાં પાપ છે, એ વાત લોકો માનશે નહિ. અને ઘરેણાં પહેરવાથી પાપ છે, એમ કહેવાથી મારી બહેનો મારી ઉપર ગુસ્સે થશે એ હું સમજું છું, પણ જો હું મારી બહેનપણીઓના ગુસ્સાની દરકાર કરું તો સત્ય લખી શકું નહિ. લોકો માને કે ન માને

એ જુદી વાત છે, પણ મને જે સત્ય સમજાય છે તે સ્પષ્ટ રીતે સર્વને સમજાવવું એ મારી ફરજ છે. હું એમ નથી કહેતી કે મારી બહેનોએ પોતાના સૌભાગ્યના અલંકારો કાઢી નાખવા જોઇએ, પણ મારું કહેવું એટલુંજ છે કે, પોતાની સ્થિતિ સમજીને માણસોએ ઘરેણાંનો લોભ રાખવો જોઇએ. પણ આપણે જોઇએ છીએ કે, આ બાબત ઉપર કયાંય પણ ખાસ ધ્યાન આપવામાં આવતું નથી. ધણી પાસે ગદ્ધાવૈતરું કરાવીને પણ, અરે! કહો કે તેનું આયુષ્ય લૂંટી લઇને પણ ઘરેણાં પહેરવાં એ શું ગુનો નથી? ઘરેણાંના લોભ સારુ પોતાના પતિની જિંદગીનો ભોગ લેવો અને તેને સદાય હાયહોયમાંજ રહેવા દેવો તથા પોતે બનીઠનીને મોટાઇ ભોગવતાં શહેરમાં ફરવું એ શું ગેરવાજબી નહિ કે? પોતાના વસ્ત્રાલંકાર માટે ધણીને ઈશ્વરભક્તિનો વખત પણ ન મળે, એ શું પાપ નહિ કે? આટલા હજાર રૂપિયાનું જરિયાન આપો તોજ સ્ત્રી મળે એ શું જુલમ નહિ કે? ઘરમાં છોકરાંઓને ખાવા માટે દૂધનું ટીપું ન અપાય, ઘરગથ્થુ દવાનું ખર્ચ કે શેક કરવા માટે ગરમ કપડાંના ટુકડાનું ખરચ ન ખમાય એટલે ઘરમાં માંદાં પડેલાંઓની પૂરતી માવજત ન રખાય, દાઢી મોટી થાય પણ હજામતનું ખર્ચ ન ખમાય, કપડાં મેલાં પહેરાય પણ ધોબીનું ખર્ચ ન ખમાય, ભેજવાળી અંધારી ઓરડીમાં બીમારી રહે તે ખમાય પણ જરા ભાડું વધારે ન ખરચાય અને બચ્ચાંની કેળવણી પાછળ પાઇ ન ખરચાય પણ એ બધાંને ભોગે દાગીના તો જોઇએ, એ શું પાપ નહિ કે?

## મારી મોતીની માળા

બાઇ, તમે કહેશો કે આ તો ગરીબોને માટે વાત થઇ, પણ શ્રીમંતોને શી અડચણ છે? આપણી શેઠાણીઓ શા માટે ભભકાદાર દાગીના ન પહેરે? બાઇ, દાગીના પહેરવાની હું ના નથી કહેતી, પણ મારું કહેવું એટલુંજ છે કે, પોતાનું હિત સમજીને દાગીના પહેરવા જોઇએ. દાગીના એજ આપણી જિંદગીનું મૂળતત્ત્વ ન બનવું જોઇએ. આપણે સ્પષ્ટતાથી સમજવું જોઈએ કે, ઈશ્વરે જેઓને અધિક સમૃદ્ધિ આપેલી છે, તેઓને કાંઇ ખાસ પોતાનાજ દાગીના માટે એ સમૃદ્ધિ આપેલી નથી, પણ પોતાના શણગારની સાથે જગતને શણગારવા માટે એ સમૃદ્ધિ આપેલી છે. હું જયારે મોટાં મોટાં મોતીની માળા પહેરીને મલકાતી મલકાતી ફરતી ને મોતીની

માળાથી હું બહુ શોભી રહી છું એમ જ્યારે મને લાગતું, ત્યારે મને ખબર નહિ કે, મારી પડોશમાંજ મારા ગરીબ બંધુઓ મારી માળાના મોતી કરતાં પણ વધારે કીમતી આંસુઓ પાડી રહ્યા છે. અને એ લુછાયા વિના પડતાં મોતીથી–આંસુથી મારાં મોતી લજાઇ જાય છે. ત્યારે મને ખબર નહિ કે મારી ગરદન પર મોતીનો ચળકાટ છે, પણ મારા હૃદયમાં દયાનો ચળકાટ નથી અને બાઇ! તમે વિચાર કરો, અંદરના ચળકાટ વિના બહારનો ચળકાટ કેમ શોભી શકે? કેમ ટકી શકે? કેમ કીમતી થઇ શકે? અરે હાય હાય! ત્યારે શું મારી મોતીની માળા કે જેને હું કીમતી સમજતી હતી તે મારી મશ્કરી કરાવવાને માટેજ હતી કે?

## હીરાનો ઝળકાટ પણ હૃદયમાં અંધકાર

મારા હાથની હીરાની બંગડી બહુ ફેશનેબલ હતી. મારા પ્યારાએ મારે સારુ તે બહુ મોંઘી કિંમતે ખરીદી હતી. પણ એ બંગડીના પથરાઓ–હીરાઓ જેટલો પ્રકાશ આપી શકતા તેટલો પ્રકાશ મારા અંતરમાં હતો કે? અરે પ્રભુ! દયા કર, દયા કર. દુનિયામાં પથ્થર પણ કાંઇક પ્રકાશ આપી શકે અને અમે માણસો પ્રકાશ મેળવ્યા વિના, તથા પ્રકાશ આપ્યા વિના ખાલી ચાલ્યા જઈએ–ફોકટ ફેરો ખાઇએ, એ શું દિલગીરીની વાત નહિ કે? એ શું દયા ખાવાજોગ નથી? પ્રાચીન દેવાલયોનાં ખંડિયેરો કે જેનો જીર્ણોદ્ધાર કરવાની ખરી જરૂર હોય, પાણી વિનાનાં સ્થાનો કે જેની અંદરના ઝરાઓ બહાર આવવાને ટમટમી રહ્યા હોય અને લાચારોનાં પ્રકાશિત આંસુઓ કે જે તેઓના ગાલ ઉપરજ લુછાયા વિના સુકાઇ ગયાં હોય, તે બધાંએ મારી બંગડીના હીરાઓ સામું જોઇને હાસ્ય કરશે નહિ કે? દિલગીર થશે નહિ કે? શાપ આપશે નહિ કે? અને આપણા એકલપેટાપણા માટે–આપણા અજ્ઞાન માટે–આપણી બેદરકારી માટે–આપણા સ્વાર્થીપણા માટે–પ્રભુ પાસે નિષ્ફળ નહિ જાય તેવી મૂંગી ફરિયાદ કરશે નહિ કે? જ્યારે આમ થાય ત્યારે મારી હીરાની બંગડીથી મને ફાયદો શું? શું આપણા દાગીના આપણને બાંધી રાખવાને–અને આપણો નાશ કરવા માટેજ હોય કે?

સમજ વિના દાગીના પહેરવામાં પાપ છે, એ બાબત વિશેષ સ્પષ્ટ કરવા માટે હું કાંઈક વધુ ખુલાસો લખીશ. એ ખુલાશો મને માતાજી યોગિની તરફથી મળેલો છે. મેં એક વખત ભોળ-

પણમાં તેમને પૂછ્યું હતું કે, માજી, વિધવાઓથી દાગીના પહેરાય કે નહિ?

યોગિનીએ કહ્યું, બેટી! આભૂષણ સૌભાગ્યનું ચિહ્‌ન છે, આભૂષણ એ સંસારાસક્તિની ધ્વજા છે. આભૂષણ એ લોકોને રીઝવવાનું નાનકડું જાદૂ છે. આભૂષણ એ પોતાની બડાઇ બતાવનારું નગારું છે અને આભૂષણ એ સારેમાઠે પ્રસંગે તુરત જવાબ દે તેવું રોકડ નાણું છે. માટે તેને જરૂર જેટલું વિધવા સંગ્રહી રાખે તો તેમાં કાંઇ ખોટું નથી, પણ એ પહેરવાનો તો તેને કાંઇ પણ હક નથી. કારણ કે વિધવાનું સૌભાગ્ય નષ્ટ થયેલું છે, એટલે તેને આભૂષણ પહેરવાનો હક નથી. જેનું સૌભાગ્ય નષ્ટ થયેલું છે તેણે સંસારમાં આસક્તિ નહિ રાખવી જોઇએ. કારણ કે સૌભાગ્ય વિનાની આસક્તિ રાખવી એ ખોટી આસક્તિ છે—એ પાપ છે. એવી આસક્તિથી અધર્મ વિના બીજું શું ફળ નીપજે? માટે વિધવાઓએ સંસારાસક્તિ નહિ રાખવી જોઇએ. જેને સંસારાસક્તિ નથી તેને લોકોને રીઝવવાના જાદૂની જરૂર નથી અને જેનું સૌભાગ્યજ ગયું તેનું મન કાંઇ દાગીનાઓથીજ રીઝી શકે તેમ નથી. જેનું મન રીઝી શકે તેમ નથી અને જેને લોકોને રીઝવવાની જરૂર નથી તેવી ગરીબ બિચારી વિધવાઓને પોતાનો ધર્મ છોડીને પોતાની બડાઇ બતાવવાની શી ગરજ? આમ હોવાથી વિધવાઓને દાગીના પહેરવાની જરૂર નથી. જરૂર નથી એમજ નહિ, પણ દાગીના પહેરવા એ ખોટુંજ છે. કારણ કે દાગીના એ સૌભાગ્યનું ચિહ્‌ન છે, વૈધવ્યનું ચિહ્‌ન નથી.

જો વિધવાએ દાગીનાજ પહેરવા હોય તો પ્રથમ તેણે સૌભાગ્ય મેળવવું જોઇએ—પુનર્લગ્ન કરવું જોઇએ. સૌભાગ્ય મેળવ્યા વિના દાગીના પહેરવા એ તો અન્યાયજ છે. ટૂંકામાં બેટી, વિધવાઓ માટે બે રસ્તા છે. યા તો પુનર્લગ્ન કરી ગયેલું સૌભાગ્ય ફરી પ્રાપ્ત કરીને હકદારપણે તેઓએ દાગીના પહેરવા જોઇએ, અથવા તો માનભરી રીતે વૈધવ્ય પાળીને દાગીનાનો ત્યાગ કરવો જોઇએ. ખરું છે કે પુનર્લગ્ન માટે તે કરવાં અને ન કરવાં, એવા બે મતમાં લોકો વહેંચાઇ ગયેલા છે. પણ મને તો લાગે છે કે, ફરજિયાત રીતે પુનર્લગ્ન ન થવા દેવાં એ ખરેખરો જુલમજ છે. કારણ કે મનુષ્યમાં રહેલી આસુરી વૃત્તિને, રજોગુણ—તમોગુણને, સ્વાર્થવૃત્તિને, પૂર્વના સંસ્કારને, ઇન્દ્રિયોના સ્વાભાવિક બળને, મનુષ્યના કુદરતી બંધારણને, મનુષ્યના સ્વભાવને અને મનુષ્યના પુરુષાર્થને

જો સરકારના કોઈ દાયદાઓ બાંધી શકતા હોય, સમાજની કોઇ રીતિઓ જો એ બાબતોને ઉખેડી શકતી હોય, ધર્મગુરુઓનો મમત–હઠ જો તેઓને વશ કરી શકતો હોય અથવા પાળ્યા વિનાનો માત્ર કહેવાતો ધર્મ જો તેઓની શક્તિ હરી લેતો હોય, તોજ પુનર્લગ્ન બંધ પાડી શકાય. પણ આપણે જોઇએ છીએ કે, એમ બનતું નથી. માટે જ્યાંસુધી કોઇ ધર્મગુરુઓએ વિધવાઓનાં મન અને હૃદય ખેંચી લેવાની સિદ્ધિ બતાવી નથી, જ્યાંસુધી શાસ્ત્રીઓએ વિધવાઓનાં શરીર પણ વૃદ્ધ થઇ જાય ને વિધવાઓની ઇંદ્રિયો પણ મરી જાય, એવાં શાસ્ત્રો શોધી કાઢ્યાં નથી, ત્યાંસુધી તો પુનર્લગ્ન થવાંજ જોઇએ. જ્યારે પુનર્લગ્ન કરવાની ના પાડનારાઓ એવું યંત્ર શોધી કાઢે કે જેથી વિધાવાઓનાં મન અને અંતઃકરણ તેઓના દેહમાંથી કાઢીને બાળી નાખી શકાય, ત્યારેજ પુનર્લગ્નનો અટકાવ થઈ શકે.

બેટી, દાગીના પહેરવામાં વિધવાઓને પાપ છે અને સૌભાગ્યવંતીઓને પાપ નથી એમ નહિ સમજતી. જો સૌભાગ્યવંતીઓ પણ સમજ વિના દાગીના પહેરે તો તેઓને પણ પાપ છે. સૌભાગ્યવંતીઓને દાગીના પહેરવામાં પાપ છે, એમ કહેવું પણ લોકોને રુચશે નહિ, ત્યારે એ જ્ઞાન પોતાના વર્તનમાં તો લોકો કેમજ ગ્રહણ કરી શકે? તો પણ એ સંબંધી મેં કાંઇક વિશેષ શોધ કીધેલી છે અને તું અધિકારી છે માટે તને જણાવું છું.

## ૨૬–એક અલૌકિક દેવી

આભૂષણના વિષય ઉપર વિચાર કરતાં એક દિવસ ધ્યાનમાં મને જણાયું કે, જાણે અદ્દ્ભુત સૌંદર્યવાળી એક દેવી ઊભેલી છે, એ દેવીની કાંતિ એવી તો સરસ હતી, એ દેવીની ખીલતી જુવાની એવી તો ભભકભરી હતી, એ દેવીના હાવભાવ એવા તો મીઠા હતા, તેની આંખમાં એવી તો સમદૃષ્ટિ તથા એવી તો ચપળતા હતી કે, તેનું વર્ણન માણસોની કોઇ પણ ભાષામાં કે તેની સરખામણી પૃથ્વીની કોઈ પણ વસ્તુ સાથે થઈ શકે નહિ. એ દેવીમાં એટલું બધું બળ હતું ને તેમ છતાં એટલી બધી નાજુકાઇ હતી કે, આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ. એ દેવીના હાથમાં એક માળા હતી. એ માળામાં અસંખ્યાત કમળફૂલ હતાં અને તે દરેક કમળફૂલ કરોડો પાંખડીવાળું હતું. તેણે બધાંઓને

સૌ સૌની શક્તિ પ્રમાણે ફૂલની પાંખડીઓ આપવા પોતાનો હાથ લંબાવ્યો હતો. જેને હાથ એ ફૂલની પાંખડી આવી જતી, તે નસીબદાર થઇ જતું. તેની ખૂબી કાંઇ ઓરજ થઈ જતી. અને તો પણ બેટી, મેં શું જોયું? મેં જોયું કે, એ અલૌકિક દેવીને, એ પ્રભુ-કૃપાને, એ ઇશ્વરી ઐશ્વર્યને, અરે! એ ઇશ્વરી ઇચ્છાને એક પારધીએ બાંધી લીધી હતી. એ મનુષ્ય ઉપરથી સારાં કપડાં પહેરેલો ને બહારથી ગૃહસ્થ જેવો દેખાતો હતો. પણ તેનું દિલ એવું સખ્ત હતું કે, આવી નાજુકાઇને બાંધતાં તેને ખોટું લાગતું નહોતું. આવા સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમાનું સૌંદર્ય નષ્ટ કરતાં તેને ખેદ થતો નહોતો. આવી અભેદ શક્તિને આનંદ વરસતી અટકાવવામાં તે પોતાનું ને જગતનું કેટલું બધું અનિષ્ટ કરે છે, એ તે મૂર્ખ સમજી શકતો નહોતો. અને એ ઇશ્વરી ઇચ્છાને કેદ કરવાથી પ્રભુનો કેવો મોટો ગુનો થાય છે તે એ વિચારતો નહોતો. બેટી, એ પછી મેં એક ત્રીજો દેખાવ જોયો. દુનિયાની કુલ વસ્તુઓ, પાણી, પહાડો, વનસ્પતિ, ઔષધિ, અનાજ, પ્રાણીઓ, ધાતુઓ, તમામ ચીજો એ દેવી તરફ ડોકિયાં કરી રહી હતી. અને જાણે અમને કાંઇક આપો, એમ કહેતાં હોયની, એવી સર્વ વસ્તુઓ દેખાતી હતી. દરેક ચીજે પોતાનું સ્વતંત્ર રૂપ ધરેલું હતું, પણ એ રૂપ તેઓને અપૂર્ણ લાગતું હતું. જો તેમાં એ દેવીની તરફથી ફૂલની પાંખડી મળે તોજ તેઓનું રૂપ પૂર્ણ થાય તેમ હતું. અને તે સારુ તે બધી વસ્તુઓ આશાભર્યાં હૃદયે ગરીબાઇથી પણ પોતાના ટેકમાં રહીને દેવી તરફથી ફૂલની પાંખડી મેળવવા આતુરતાથી ટમટમી રહી હતી.

## ઐશ્વર્યની ખૂબી

દેવી તરફથી ફૂલની પાંખડી મેળવવાની બધી વસ્તુઓની એટલી બધી આતુરતાનું કારણ પ્રથમ તો હું સમજી શકી નહિ. પણ ધીરે ધીરે વધારે ઊંડું ઊતરવાથી, વધારે ધ્યાનથી જોવાથી મને સમજાયું કે, તેઓ પોતાને સંપૂર્ણ જોવા ઇચ્છતાં હતાં. કારણ કે પોતાની સંપૂર્ણતા વિના પૂરું તત્ત્વ ચૂસી શકાય નહિ. તથા પૂરું તત્ત્વ ચૂસ્યા વિના તૃપ્તિ થાય નહિ. એ વિના દુનિયાને તેનો ખરેખરો લાભ પણ આપી શકાય નહિ અને તે તો સ્પષ્ટ છે કે જ્યાં સુધી એ દેવી તરફથી ફૂલની પાંખડી ન મળે ત્યાં સુધી તેઓ અપૂર્ણજ હતાં; માટે તેઓ અતિ આતુરતાથી તથા દયા ઊપજે

તેવા મૃદુ દેખાવથી દેવીને ટીકતાં હતાં. એ દરેક વસ્તુઓનો સ્વભાવજ એ છે, એ દેવીની પૂર્ણતામાંથી પૂર્ણતા લઇને પોતે પૂર્ણ થવું અને બીજાને પૂર્ણ કરવાં. કારણ કે તેઓ દરેક વસ્તુઓ માત્ર અભેદજ ઇચ્છે છે. પોતે પૂર્ણ થાય અને બીજા અપૂર્ણ રહે એ તેઓ સાંખી શકતાંજ નથી. બીજાં અપૂર્ણ રહે ત્યાં સુધી તે પોતાની અપૂર્ણતાજ માને છે અને આવો મૂંગો ઉપદેશ એ દેવી પોતેજ તેમને કરે છે. માત્ર ઉપદેશજ નહિ, પણ પોતાનાં આચરણથી એ મહાન ઉદ્દેશ તે દેવી પૂર્ણ કરે છે, કારણ કે તે પોતેજ—એ દેવી પોતે પોતાના ઐશ્વર્યમાંથી બીજાંઓની પૂર્ણતા માટે પોતાનું ઐશ્વર્ય આપી દે છે. અને મેં જોયું કે એમ કરવાથીજ તે દેવીનું સૌંદર્ય તથા ઉપયોગીપણું વધે છે. અને તે પૂર્ણતાને પામે છે.

## એ દેવીનો મહામંત્ર

એ દેવીની દૃષ્ટિમાંજ એવું અમૃત છે કે, જ્યાં તે દૃષ્ટિ પડે છે, ત્યાં સ્વાભાવિક સૌંદર્ય આવી જાય છે. એ દેવીનો સ્વભાવજ એવો છે કે, બીજાંને પૂર્ણ કરવા ખાતર પોતે રમતાંજ રહેવું, એ દેવીનું હૃદયજ એવું છે કે, પોતે આનંદમય છતાં પણ બીજાના આનંદમાંજ વિશેષ આનંદ અનુભવવો અને એ દેવીની ઇચ્છાજ એવી છે કે, વિરૂપતા—અપૂર્ણતા ક્યાંય પણ ન રહેવી જોઇએ. ટૂંકામાં એ મહાદેવીનો મહામંત્રજ એ છે કે, પૂર્ણ થાઓ, પૂર્ણ થાઓ, પૂર્ણ થાઓ ! કારણ કે પૂર્ણતા વિના ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ નથી.

## ભાગ્યશાળી કે નીચ ?

પૃથ્વીનાં કેટલાંક તત્ત્વો કે જેને આપણા વિદ્વાનો જડ તત્ત્વ અને સ્થૂલ વસ્તુઓ કહે છે, તે પણ ઉપલું રહસ્ય સમજે છે; માટેજ પોતાની પૂર્ણતાને ચાહે છે અને એ દેવીની સ્વાભાવિક રમતને અટકાવતાં નથી તથા તેની સત્તાની સામે થઈ રોકી દેતાં નથી; પણ પોતાથી બનતી સેવા એ દેવીને અપર્ણ કરીને સંતુષ્ટ રહે છે. જેને આપણે જડ વસ્તુઓ કહીએ છીએ, તે જ્યારે આવી રીતે કરે છે, ત્યારે મનુષ્યો પોતાના સ્વાર્થને ખાતર—અરે, ખરું કહીએ તો સ્વાર્થ વિના ઇરાદાપૂર્વક એ દેવીને રમતી રોકી દે છે અને તેની સત્તાની સામે થઇ એ દેવીને વિનાકારણ કેદ કરે છે અને તેનું સૌંદર્ય ઓછું કરે છે. તથા પોતાના હિતમાં કુહાડો મારી, બીજી ઘણી વસ્તુઓમાં પૂર્ણતા આવતી અટકાવે છે. એટલું બધું

અનિષ્ટ મનુષ્ય પોતાના નજીવા મિથ્યા સ્વાર્થ સારું કરે છે અને ઈશ્વરની ઇચ્છાની સામે થવાનું મહા ભયંકર જોખમ થોડાં આભૂષણ અને વૈભવ સારુ મનુષ્ય પોતાના શિરપર ખેંચી લે છે. અને તોપણ દિલગીરીની વાત તો જુઓ, કે એવા મનુષ્યો—એ દેવીને પૂરી રાખનારાઓ—એ ઈશ્વરી ઇચ્છાની સામે થનારાઓને આપણે ભાગ્યશાળી સમજીએ છીએ અને તેઓ આપણી વચ્ચે મોટા ગણાય છે.

## ઐશ્વર્યમાં ઈશ્વરદર્શન

બેટી, મેં જોયું કે દરેક વસ્તુઓ અને તેમાં પણ કેટલીક વસ્તુઓ કે જેની સ્થિતિ બહુજ દયાજનક હતી અને જેમને મદદની બહુજ જરૂર હતી, તથા જેઓ તરતની મદદ વિના પડી જવાની—તૂટી જવાની—સુકાઇ જવાની—તક ખોઇ બેસવાની—કે નાશ થઈ જવાની અણી પર હતી, તેવી વસ્તુઓ અતિશય કોમળપણે, ખરેખરી કાકલૂદીથી, પૂરેપૂરી દયા ઉશ્કેરનારી રીતે, પોતાની ખરેખરી સ્થિતિ બતાવીને અને તોપણ બહુ માનભરી રીતે મદદની આશાએ એ દેવી તરફ ટાંપી રહી હતી. અને એ દેવી પણ એ સર્વ વસ્તુઓને મદદ આપવા એટલી બધી ઉત્સુક હતી ને તેથી એવી સુંદર લાગતી હતી કે, એ તાદૃશ્ય ચિત્ર જો કોઇએ જોયું હોય તો એ જોનારને ઈશ્વરના અસ્તિત્વ માટે કાંઈ શંકાજ રહે નહિ. ત્યાંજ—એ ચિત્રમાંજ ઈશ્વર તેને પ્રત્યક્ષ થઇ શકે. પણ જ્ઞાનચક્ષુવાળાંઓ—દિવ્યચક્ષુવાળાંઓજ એ દેખાવનેના પૂર્ણ બહારમાં જોઇ શકે છે. મને એ ચિત્રમાંજ સ્વર્ગદર્શન અને પ્રભુદર્શન થયેલું છે. બેટી, હવે તું પ્રભુની દયા માટે ને તેની મોટાઇ માટે વિચાર કર. પ્રભુ કયે રસ્તે તારી દે છે, કઇ વસ્તુમાંથી જ્ઞાન આપી દે છે અને કયા વિચારમાંથી દુસ્તર સંસારના બંધ કાપી નાખે છે, એ જો તું વિચારીશ તો તને આશ્ચર્ય લાગ્યા વિના રહેશે નહિ. જે દાગીનાને પ્રથમ હું પ્રેમથી ધારણ કરતી અને પાછળથી જેને તિરસ્કારથી ફેંકી દીધા હતા, તે દાગીનાના વિચારમાંથી મને ઈશ્વર પ્રત્યક્ષ થયો, એ શું પ્રભુની થોડી પ્રભુતા છે? હવે તું જો કે જે પંથવાળાઓ ને મતવાળાઓ એમ કહે છે કે, અમુકજ રસ્તે ને અમારી અમુક સંજ્ઞાઓથીજ ઈશ્વરને જાણી શકાય છે, એ સિવાય બીજે રસ્તે ઈશ્વરને જાણી શકાય નહિ, તેઓ કેટલા બધા અંધકારમાં છે. અને ઈશ્વરી અખંડતા ને ઈશ્વરના સર્વવ્યા-

પકપણાને તેઓ કેવા ટૂંકા વર્તુલમાં બાંધી દે છે, એ જો તેઓ સમજે તો તેઓને દિલગીરી લાગ્યા વિના રહે નહિ.

## ઐશ્વર્ય તથા વિભૂતિઓનો અભેદમંત્ર

બેટી, એ પછી મેં જોયું કે, એ બધી વસ્તુઓ કે જેઓને મદદની પૂરેપૂરી જરૂર હતી અને તરતની મદદ વિના જેઓ પડી જવાની, તૂટી જવાની, સુકાઇ જવાની, બળી જવાની તણાઇ જવાની, તક ખોઇ બેસવાની, પાછળ રહી જવાની અને નાશ થઇ જવાની અણી પર હતી તે વસ્તુઓનું જો આપણે ખરું રૂપ જોયું હોય તો આપણને દયા લાગ્યા વિના રહેજ નહિ. એ બધી વસ્તુઓ એ દેવી તરફ મીઠડી આશાએ દયાજનક ભાવથી ડોકિયાં કરી રહી હતી, પણ જાણે એ દેવી તેઓને આંખની ઇશારતથી સમજાવતી હોય કે હું તો તમોને મદદ કરવા તૈયાર છું, પણ આ પારધીએ મને બાંધી રાખી છે, તેથી લાચાર છું. જાણે એ દેવી તેઓને સ્પષ્ટ રીતે કહેતી હોય કે મને માફ કરો, મને માફ કરો, મારો વાંક નથી, હું તો તમારા માટેજ છું, તમારી પૂર્ણતાથીજ મારી પૂર્ણતા છે, પણ આ પારધીએ મને પોતાની જાળમાં જકડી લીધી છે તેથી લાચાર છું-તેથી દિલગીર છું. ઓ ઈશ્વરની વિભૂતિઓ ! મારી ઉપર દયા કરો, દયા કરો અને આ પારધી આવા મહા અંધકારમાંથી, આવા ભયંકર ગુનામાંથી છૂટે માટે પ્રાર્થના કરો. દેવીની વાણી સાંભળી મદદની ખરી જરૂરવાળી આશાભરી કેટલીક વસ્તુઓ છેડાઇ પડી અને જાણે હમણાંજ ભસ્મ કરી નાખશે તથા પોતે ભસ્મ થઇ જશે, એવું ઉગ્ર રૂપ ધરી અતિ ક્રોધથી બોલી ઊઠી. તે અધમને માટે પ્રાર્થના ? દેવીને-ઈશ્વરી ઇચ્છાને-ઈશ્વરી ઐશ્વર્યને કેદ કરનાર માટે પ્રાર્થના ? ઈશ્વરી વિભૂતિઓને વગરમોતે મારનાર માટે પ્રાર્થના ? છતાં સાધનોએ ખરેખરાં અનાથને પણ મદદ નહિ કરનાર માટે પ્રાર્થના ? પોતાના જરાક વારના વૈભવ સારુ-પોતાની થોડીક વાહ વાહ સારુ-અને પોતાના નજીવા ફાંટા સારુ, સેંકડો ને હજારોને અપૂર્ણ રાખનાર માટે પ્રાર્થના ? એ નહિ બને. દેવી ! એને તો શાપ જોઇએ. એને માટેની પ્રાર્થના ઈશ્વર કબૂલ કેમ રાખશે ? માત્ર પોતાના નીચ હવસો પૂરા પાડવા સારુજ જેણે બીજાં ખરેખરાં દુઃખીઓની દયા નહિ ખાધી તેની દયા ઈશ્વર કેમ ખાશે ? દેવી ! એ નીચ પારધીઓને તો શિક્ષા, શિક્ષા ને શિક્ષા ! તેઓને માટે તો નરકજ. તેઓને

માટે કાંઈ પ્રાર્થના હોય ? આ સાંભળી સ્થિર આંખે ને ધીમે સાદે દેવી બોલી, બ્હેનો, ઈશ્વરની વિભૂતિઓ, સબૂર કરો, સબૂર કરો, ઉતાવળાં ન થાઓ ! બેશક એ નીચ માણસો શાપને પાત્ર છે, પણ એ પારધીને શાપ આપીને આપણે શું ફાયદો મેળવી શકીશું ? કારણ કે એ પારધી પણ આપણોજ ભાઇ છે, આપણુંજ તત્ત્વ છે. તેની ઉન્નતિ વિના આપણી ઉન્નતિ ક્યાં થવાની છે ? તમે મરી જઇને–નવીન રૂપ લઇને ફરી તેને મદદગાર થાઓ. કારણ કે કુદરત અભેદમાર્ગી છે. તેને શાપ આપશો કે શિક્ષા કરશો તો તમારુંજ અનિષ્ટ થશે. કારણ કે, તમે પોતે પણ એની સાથે એટલાં મોડાં પૂર્ણતાને પામશો. બ્હેનો, અભેદના રસ્તામાં તું અને હું એવો ભેદ નથી. ત્યાં તો તું તેજ હું છું અને હું તેજ તું છે. એજ આપણો મહામંત્ર છે. એટલે આપણે તેને શાપ દઇને કેમ સુખી થઇ શકીશું ? અને તમે વિચાર તો કરો કે એને શિક્ષા કરવાનો આપણને હક પણ શો છે? કારણ કે ઇનામ અથવા શિક્ષા તો કુદરત પોતેજ આપે છે અને તે માણસનાં સારાંમાઠાં કામની સાથેજ રહેલ છે. દરેક કામના શુભઅશુભ હેતુના પ્રમાણમાં સુખ કે દુઃખ તો તેની સાથેજ કુદરતી રીતેજ રહેલું છે. પોતાનાં કર્મોજ તેમને ઉપર ચડાવે છે, અથવા નીચે પાડે છે. તેમાં આપણે વચ્ચે પડવાની શી જરૂર છે? આપણું તો એજ કર્તવ્ય છે કે, સર્વને ઉપયોગી થવું અને સૃષ્ટિનું સૌન્દર્ય વધારવું તથા તેમાંથીજ તેમની સાથેજ આપણે આપણી પૂર્ણતા કરવી.

બેટી, આટલો દેખાવ જોયા પછી અને આટલી વાત સાંભળ્યા પછી મારી ધ્યાનની સ્થિતિ છૂટી ગઈ, એટલે ઈશ્વરી વિભૂતિઓએ તે પારધી માટે શું કહ્યું તે મને ખબર નથી.

## પારધી તે કોણ ? અને દેવી તે કોણ ?

એ ધ્યાન વખતેજ મને ખુલ્લી રીતે સમજાયું કે, એ દેવી તે ઈશ્વરી ઐશ્વર્ય છે અને પારધી તે પોતાની પાસેની–પોતાના અખત્યારમાંની–પોતાની માલિકીની વસ્તુ–સંપત્તિ–ઐશ્વર્યનો ઉપયોગ નહિ કરનાર–અથવા ખોટે રસ્તે ઉપયોગ કરનાર પૈસાદાર, બળવાન, જ્ઞાની, અધિકારી અને ગુણવાન ઇત્યાદિ સંપત્તિવાળાં મનુષ્યો છે તથા ઈશ્વરની વિભૂતિઓ તે મદદની આશાવાળી–મદદની જરૂરિયાતવાળી, આપણી પાસેની–આપણી આજુબાજુની, આપણા ઉપયોગની વસ્તુઓ ને પ્રાણીઓ છે; કે જેની મદદથી આપણે આગળ

વધી શકીએ છીએ અને જેને મદદ કરવી એ આપણું કર્તવ્ય છે. બેટી, હવે તું સમજી હશે કે, પૈસા–લક્ષ્મી–ઘરેણાં એ પણ તે દેવીનો–ઈશ્વરી ઐશ્વર્યનો એક અંશ છે. તેને જમીનમાં દાટી રાખવું, તિજોરીમાં ભરી મૂકવું અથવા જરૂર કરતાં વધારે ઝવેરાતમાં રોકી રાખવું, એ પણ ઐશ્વર્યને કેદ કર્યા બરોબરજ છે. અને એમ કરનાર પારધી જેવોજ છે. માટેજ ગજા ઉપરાંત અથવા આપણે ગરીબોને મદદ કરવા માટેની રકમ કરતાં દરરોજ જે કાંઇ વધારે વૈભવ ભોગવીએ, તે ઈશ્વરી ઐશ્વર્યને–ઈશ્વરી ઇચ્છાને કેદ કર્યા બરાબરજ છે. અને તે પાપ છે, ગંભીર પાપ છે.

બાઇ, કામ કરવું એ કેવો આનંદનો વિષય છે? કારણ કે કામ કરવું એ સંસારમાં આગળ વધવાની સીડી છે.

---

## ૨૭–સંસારસમુદ્ર તરવા માટે કામ એ આપણાં હલેસાં છે

કામ એ રોશની છે કે જેની મદદથી ભેદમાં રહેલી–અંધકારમાં રહેલી ગુપ્ત વસ્તુઓને આપણે શોધી શકીએ છીએ. મહાત્માઓ કહે છે કે, "કામ કરવું એ દેવ પૂજવા બરાબર છે" તોપણ અફસોસ કે, આપણીજ જરૂરિયાતનાં કામ કરવામાં પણ આપણે કેટલા બધા બેદરકાર રહીએ છીએ અને કેટલાં બધાં રોદણાં રોતાં રોતાં કામ કરીએ છીએ! એક જરાજેટલું કામ કરવામાં પણ આપણે કેટલો બધો મોટો ફાયદો મેળવીએ છીએ? અને તેમ છતાં પણ એ જરા જેટલું કામ કરવામાં પણ આપણે કેટલી બધી બેદરકારી બતાવીએ છીએ તથા કેટલા બધા કંટાળીએ છીએ? અને એટલું જરાક જેટલું કામ કરવા માટે પણ કેવા તાનાતવાળા કરીએ છીએ? એની જો આપણે સરખામણી કરીએ, તો આપણને અજાયબી અને દિલગીરી લાગ્યા વિના રહેજ નહિ.

### કામની કિંમત સમજો

કામ કરવામાં આપણે બેદરકાર રહીએ છીએ તેનું કારણ એજ છે કે, કામની યથાર્થ કિંમત આપણે સમજતાં નથી. એટલુંજ નહિ પણ રજ જેટલું કામ કરીને આપણે મણ જેટલું કામ કરેલું સમજી લઇએ છીએ. તેનું કારણ એજ છે કે, આપણી પાસે કામનું કેટલું બધુ બહોળું મેદાન પડેલું છે અને આપણે કેટલું બધું કરવાનું છે, તે આપણે ખરી રીતે સમજતા નથી. તેથીજ થોડામાં ઘણું

માની લઇએ છીએ. જો આપણા કામની વિશાળતા અને ગહનતા તથા તેથી થતા અમૂલ્ય લાભ જો આપણે બરાબર સમજીએ, તો કદી પણ કામ કરવા તરફ બેદરકાર રહી શકીએ નહિ. આપણાં રોજનાં વ્યાવહારિક કામકાજોમાં ઘણાંયે કામકાજ આપણને નજીવાં લાગે છે અને તે કરવા માટે આપણને કંટાળો લાગે છે. તથા કેટલાંક ઘરગથ્થુ કામો કરવામાં આપણને શરમભર્યું લાગે છે, પણ એમ લાગવું એ કેટલું બધું ખોટું છે ? અને એવા વિચારોથી આપણે કેટલા બધા પછાત રહી જઇએ છીએ ? એ જો આપણને કોઇ બરાબર રીતે સમજાવે તો તેણે આપણી વધારેમાં વધારે સેવા કરેલી ગણાય. એટલુંજ નહિ પણ તેણે આપણું ભાગ્ય સુધારી આપ્યું એમજ કહેવાય. તેણે આપણને આ જિંદગીમાં સ્વર્ગ અપાવ્યું એમજ કહેવાય.

## કામ કરો, કામ કરો, કામ કરો !

આપણાં અને આખી દુનિયાનાં શાસ્ત્રો આપણને શું કહે છે? એજ કે કર્તવ્ય બજાવો. કામ કરો, કામ કરો, કામ કરો. મહાત્માઓ આપણને શું કહે છે ? એની એજ વાત. કામ કરો, કામ કરો. અવતારો, ઋષિઓ અને પયગમ્બરો શું કહી ગયા છે ? એજ કે કામ કરો, કામ કરો. દુનિયાની દરેક ચીજની ભીતરમાં આપણે શું જોઇએ છીએ ? એજ કે કામ કરવું. ગતિમાં રહેવું. સમુદ્રમાં થતી ભરતીઓટ, આકાશમાં ફુંકાતો પવન, વહેતા ઝરાઓ, હાલતાં ઝાડો, શરીરમાં દોડતું લોહી, પ્રબળ વેગવાળું ચંચળ મન, સૃષ્ટિમાં સ્વાભાવિક રીતે થતા રસાયણી ફેરફારો અને ઉદયઅસ્ત થતું ગ્રહમંડળ આપણને શું સૂચવે છે ? એજ કે કામ કરો, કામ કરો; ગતિમાં રહો. ગતિ વિના ઉષ્ણતા નહિ મળે અને ઉષ્ણતા વિના શૈત્ય, મોતજ સમજવું. આપણે જોઇએ છીએ કે, જે માણસ જેટલે દરજ્જે વધારે કામ કરી શકે છે, તેના પ્રમાણમાંજ તે વધારે આગળ વધી શકે છે. એ બાબતમાં જો તને કાંઇ પણ શક હોય તો પ્રાચીન ઋષિઓનાં કે હાલના વખતના જાણીતા યુરોપિયનોનાં ચરિત્ર વાંચી જો.

કોઇ પણ સારા માણસ જેમકે વિદ્વાન, રાજદ્વારી, શોધક, શૂરવીર કે ભક્તને જુઓ અને તેના ચરિત્રમાં તમે કામને પહેલું જોશો. તેની જે કીર્તિ છે, તેણે જે ફાયદો મેળવ્યો છે અને તેનાથી પ્રજાને-દેશને જે ફાયદો થયો છે તે શાથી ? કહો કે કામથીજ.

## સંસારમાં કામ એજ સાચો કીમિયો છે

આ સંસારમાં મનુષ્યનો પારસમણિ તે કામજ છે, સ્વર્ગના નંદનવનમાં દેવતાઓ માટે ભલે કલ્પવૃક્ષ રહ્યું, પણ પૃથ્વીમાં મનુષ્ય માટે જે કામ છે, તે તો સ્વર્ગના ઇચ્છિત ફળ આપનાર કલ્પવૃક્ષ કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણ કે દેવતાઓ પણ પોતાના એટલા બધા મહાભારત વૈભવોની વચ્ચે પણ કામની ઇચ્છા કરે છે. તેઓ સમજે છે કે, એ વૈભવ, એ સ્વર્ગ અને એ દેવપણું પણ પૃથ્વીમાં કીધેલા કામનુંજ ફળ છે. આ પ્રમાણે સ્પષ્ટ રીતે તેઓ સમજતા ને અનુભવતા હોવાથી પુરાણોમાં કહેલું છે કે, દેવતાઓ મનુષ્યની અદેખાઇ કરે છે; કારણ કે પોતે ભોગભૂમિમાંજ રહી ગયેલા છે, એટલે જયારે એ ભોગ માટેનાં કર્મો ખૂટી જશે ત્યારે તેઓને ત્યાંથી પાછું નીચે પડી જવાનું છે. પણ કર્મભૂમિમાં રહેલાં પૃથ્વીનાં મનુષ્યો તો દેવતાઓનાં માથાં ઉપર પગ મૂકીને પોતાના કર્મના જોરથી તેમના કરતાં વધારે ઉપર, વધારે શ્રેષ્ઠ દરજ્જામાં ચાલ્યાં જાય છે. કર્મોમાં આટલું બધું જોર છે, એમ સ્પષ્ટ રીતે જાણ્યા છતાં અને રોજ રોજ અનુભવ્યા છતાં, પણ કામ કરવામાં આપણે કેટલા બધા બેદરકાર રહીએ છીએ અને કામથી વિનાકારણ કેટલા બધા કંટાળીએ છીએ ? તથા આખા દહાડામાં આપણી શક્તિના પ્રમાણમાં એટલું તો થોડું કામ કરીએ છીએ કે, એનો રોજરોજનો હિસાબ જો આપણે ધ્યાન દઇને વિવેકદષ્ટિથી તપાસીએ તો આપણને આપણી મૂર્ખાઇ ઉપર ત્રાસ છૂટયા વિના રહે નહિ.

## ઘડો માંજવામાં ખૂબી

હવે હું તમને બતાવીશ કે, આપણાં રોજનાં સાધારણ કામ કરવાની સાથે પણ આપણે બીજું કેટલું બધું કરી શકીએ છીએ. મહાદેવને જળ ચડાવવા માટે હું બહુ સફાઇથી ગાગર માંજતી હતી, તે વખતે એક દિવસ મને વિચાર થયો કે, આટલી મહેનતથી માત્ર ઘડોજ સાફ થાય છે કે, તેની સાથે બીજું વધારે પણ કાંઇ થાય છે ? એટલે તરતજ મને સમજાયું કે, જેમ ઘડાની ધાતુ ઘસાય છે, તેમ એ માંજતાં મારું સૌન્દર્ય પણ મંજાય છે એટલે તેની ઉપરની ઝાંખપ દૂર થઇ સૌંદર્ય વધારે રમણીય બને છે. જેઓએ નરમ નરમ કોચો ઉપર કામ વિનાની પડેલી ઉદાસ ચહેરાની શેઠાણીઓની કામ કરતી યૌવનાઓ સાથે સરખામણી

કરી હશે, તેઓને આ બાબત વધારે સ્પષ્ટ રીતે સમજાશે. માત્ર સૌંદર્યજ નહિ પણ ઘડો સાફ કરવાની સાથે મારું કિસ્મત પણ સાફ થાય છે. અને મને ખુલ્લી રીતે જણાયું કે, ઘડાની સફાઇ સાથે કિસ્મતનો પડદો પણ જરા જરા ઊંચકાતો જાય છે. એ પછી મને દેખાયું કે, જેમ ઘડો મંજાતો જાય છે, તેમ માયા પણ મંજાતી જાય છે, અર્થાત્ દૂર થતી–શુદ્ધ થતી જાય છે. માયાને દૂર થતી–શુદ્ધ થતી જોયા પછી મને સમજાયું કે, શરીરનું આરોગ્ય વધતું જાય છે. શરીરનું આરોગ્ય જોયા પછી મને દેખાયું કે, જેમ જેમ ઘડો સફાઇદાર થતો જાય છે, તેમ તેમ મારું મન પણ સફાઇદાર થતું જાય છે. અર્થાત્ જેમ ઘડા ઉપરનો મેલ નીકળતો જાય છે, તેમ મારા મનમાંના મલિન વિકારો પણ ઓછા થતા જાય છે. મન સાફ થયા પછી મેં બુદ્ધિને પ્રકાશિત થતી જોઇ અને હું હર્ષમાં આવી ગઇ. કારણ કે મને સ્પષ્ટ અનુભવ થયો કે, જેમ જેમ ઘડાની સફાઇ વધતી જતી હતી, તેમ તેમ મારી બુદ્ધિની ધારણાશક્તિ પણ વધતી જતી હતી. બુદ્ધિની ધારણાશક્તિ વધવાની સાથે મારી દૃષ્ટિમાં કાંઇક નવુંજ તેજ આવી ગયું. જાણે મારી દૃષ્ટિનાં પડળ ખૂલી ગયાં. એ વખતે મને એમ લાગવા માંડયું કે, જાણે ઘડાના સૌંદર્યની સાથે પૃથ્વીની દરેક ચીજનું સૌંદર્ય વધી ગયું હોયની! ગમે તેમ પણ હું કાંઇક ફેરફાર તો અનુભવવા લાગી. ઘડાની સફાઇ સાથે દરેક ચીજમાં મને કાંઇક વિશેષતા લાગવા માંડી.

મારો આ અનુભવ સ્થૂલ દૃષ્ટિવાળા લોકો સહેલાઇથી માની શકશે નહિ તેઓને એમજ લાગશે કે, ઘડો માંજવાની સાથે બુદ્ધિને શું સંબંધ છે કે તે પ્રકાશિત થાય? પણ આમ માનવું એ બહુજ ઉપલકપણું છે. જેઓ આવી દૃષ્ટિએ જોવાવાળા છે તેઓ માત્ર સમુદ્ર ઉપર તરતો કચરોજ જોઇ શકે છે. ખડકોના પથરાજ જોઇ શકે છે, પણ તેમનાં ભીતરમાં રહેલાં જવાહિરો જોઇ શકતાં નથી. જેઓ માત્ર એવી ઉપલક દૃષ્ટિવાળા છે, જેઓ જિંદગીમાં દુઃખજ જોઇ શકે છે, તેઓ પોતાના દેહના મળનેજ જોઇ શકે છે, પણ જિંદગીમાં તેઓ સ્વર્ગ અનુભવી શકતા નથી તથા દેહમાં રહેલા આત્માને તેઓ સમજી શકતા નથી. સ્થૂલ દૃષ્ટિવાળા ભેદજ્ઞાનમાંજ રહે છે, એટલે તેઓ સમજી શકતા નથી કે, દરેક ચીજમાં દરેક ચીજ રહેલી છે. તથા દરેક ચીજની મદદથીજ દરેક ચીજ

બની શકે છે અને દરેક ચીજના મૂળમાં પરમાત્મા રહેલો છે, તથા પરમાત્મામાં દરેક ચીજ રહેલી છે, એમ તેઓ અનુભવી શકતા નથી. કારણ કે તેઓ બહારજ ફાંફાં મારનારા છે અને પોતાનું માનેલું છે તેજ સાચું. એ સિવાયનું તેઓ માની શકતા નથી અથવા તો જૂઠું માને છે. જાણે કે ઇશ્વરે તેઓએ માનેલું છે તે કરતાં કાંઇ વધારે બ્રહ્માંડમાં બનાવ્યુંજ ન હોય. તેઓ એમ પણ સમજે છે કે, અમે માનીએ છીએ તે કરતાં બીજી વધારે ચીજો દુનિયામાં હયાત છે અને તે એકજ ઇશ્વરની બનાવેલી છે તેનો કર્તા કોઇ બીજો ઇશ્વર નથી. એમ સમજવા છતાં પણ આશ્ચર્યની વાત છે કે, તેઓ અમુક સંજ્ઞાઓનેજ માની શકે છે અને બાકીની બધી ચીજો, બધા વિચારો જાણે નકામા હોય તેમ તેનો તેઓ ત્યાગ કરે છે. પણ એમ કરવાથી તેઓ પોતેજ અપૂર્ણ રહી જાય છે. કારણ કે જેટલું મેળવવાનું છે તેટલું પોતાની પાસે તૈયાર હોવા છતાં, તેઓ તેમાંથી માત્ર થોડુંજ ગ્રહણ કરે છે અને પોતે ભૂખ્યા રહ્યા છતાં પાસે પડેલા અમૃતનો પોતાની ઇચ્છાથી ફરજિયાત તિરસ્કાર કરે છે. તેઓને આંખો છે, પણ ઇરાદાપૂર્વક મીંચી રાખે છે. અને જે જોવાનું છે તે છતાં સાધનોએ જોતા નથી. તેઓ પોતાની ઇંટોથીજ પરમાત્માનું મંદિર બાંધવા ચાહે છે. પણ બીજાની તરફથી મફત મળતાં લાકડાં, પથ્થર, લોખંડ, ચૂનો, પાણી, ઓજાર અને તૈયાર સુંદર ફર્નિચર લેવાની તેઓ ના પાડે છે. એટલાજ માટે કે તે બીજાનું કહેવાય છે. પરમાર્થના જ્ઞાનમાં પણ મનુષ્યની હઠ તો જુઓ ! હવે તમે વિચાર કરો કે એકલી ઇંટોથીજ તેઓ સરસમાં સરસ મંદિર કેમ બાંધી શકશે ? આપણા બધાયે જુદા જુદા ધર્મવાળા ભાઇબંધો આ પ્રમાણેજ જે પોતાનાં કહેવાય છે તે સાધનોથીજ પોતાનું મંદિર બાંધવા ચાહે છે. એટલે તેઓનાં મંદિર ખામીવાળાં અને અપૂર્ણજ રહી જાય છે. તેઓ માત્ર જરાકજ વિચારે કે સર્વવ્યાપી, સર્વશક્તિમાન પરમાત્મા તમારી થોડીકજ વસ્તુના મંદિરમાં પૂર્ણતાથી કેમ રહી શકે ? કેમ સમાઇ શકે ? અને એમાંજ જો રહી જાય તો પછી બીજી વસ્તુઓના શું હાલ થાય ? કારણ કે પરમાત્માની સત્તા વિનાની બીજી જે વસ્તુઓ રહી, તે ટકીજ કેમ શકે ? આ એક સાદી સમજથી સમજાય તેવી બાબત છે, કે જો દરેક વસ્તુમાં પરમાત્મા છે તો દરેક વસ્તુનો અંતે અભેદ હોવોજ જોઇએ. અને જો કેટલીક વસ્તુ-

ઓમાં-સંજ્ઞાઓમાં પરમાત્મા છે અને કેટલીકમાં નથી, એમ હોય તો જે વસ્તુમાં પરમાત્મા નથી તેનો તત્ક્ષણ નાશ થવો જોઇએ. કારણ કે ઈશ્વરી ઐશ્વર્ય વિના જીવન સંભવે નહિ-વસ્તુ-સ્થિતિ હોઈ શકે નહિ. અને જ્યારે દરેક ચીજમાં ઈશ્વરી ઐશ્વર્ય છે, ત્યારે તેમાંથી થોડીકને માનવી અને બીજીઓનો અનાદાર કરવો એ તો ઈશ્વરની સામે થવા જેવું છે. એટલુંજ નહિ પણ સરખી ચીજોમાંથી થોડીક ચીજોને માનવી ને ઘણી ચીજોનો તિરસ્કાર કરવો એ તો દેખીતો અન્યાયજ છે. એમ તો જે સર્વજ્ઞ હોય અથવા અજ્ઞાન હોય તેજ કરી શકે. પણ પંડિતોથી તેમ થઇ શકે નહિ. જો પંડિતો એમજ કરે તો પછી પંડિતાઇનું ફળ શું ? કારણ કે ભગવાને કેહેલું છે કે, **पंडिताः समदर्शिनः ।**

સમદર્શન એજ પંડિતોની પંડિતાઇ છે, ને અભેદ એજ પંડિતાઇની મજા તથા સાર્થકતા છે. કારણ કે ભેદમાં તો સૌએ છે. નાનાં બાળકો, જંગલીઓ અને ગાંડાઓ પણ ભેદને તો સમજે છે. અને પંડિતો પણ તેઓની પેઠે બહારના દેખીતા ઉપલક ભેદને ભેદજ સમજે તો પછી તેઓની પંડિતાઇ કામની શું ? ભેદને તો મૂર્ખ પણ સમજે છે, ત્યારે પછી પાંડિત્ય માટે એટલી મહેનત શા માટે કરવી જોઇએ ? પાંડિત્ય એટલાજ માટે છે કે, ભેદમાં અભેદ સમજવો, બહારના નામરૂપને છોડી દઇને મૂળ તત્ત્વની એકતા સમજવી. પાંડિત્ય એટલાજ માટે છે કે અહંભાવ છોડીને દરેક ચીજને પોતાના જેવીજ સમજતાં શીખવું. પાંડિત્ય એટલાજ માટે છે કે, હું ને તુંપણું ભૂલી જવું અને સર્વત્ર રમી રહેલું અખંડ સત્યજ અનુભવવું. પાંડિત્ય એટલાજ માટે છે કે, વસ્તુઓને તેના ખરા રૂપમાં જોઇ શકાય. પાંડિત્ય એટલાજ માટે છે કે કુદરતના ગુપ્ત ભેદો નવા નવા રૂપમાં જાણી શકાય ને તેથી વ્યવહારની સરળતા કરી શકાય. અને પાંડિત્ય એટલાજ માટે છે કે, દરેક વસ્તુના મૂળમાં પરમાત્માને જાણી શકાય તથા જોઇ શકાય. પાંડિત્યનો હેતુ આવોજ હોવો જોઇએ, પથ્થર તે પથ્થર ને માટી તે માટી; હું તે હું ને તું તે તું. તથા ઈશ્વર આપણાથી લાખો ને કરોડો યોજન દૂર છે. એવોજ ને એટલોજ માત્ર પંડિતાઇનો ઉપયોગ ને હેતુ નહિ હોવો જોઇએ. કારણ કે માત્ર એટલુંજ જાણવા માટે એટલો બધો પરિશ્રમ ખેંચવાની કાંઇ જરૂર નથી. એ તો પંડિતાઇ વિના પણ સમજાય તેવી બાબત છે.

## ૨૮–કર્મોની લહેરો–કર્મોની સાંકળ

બાઇ, કેટલાક વાંચનારાઓને લાગશે કે, હું વિષયાન્તર કરું છું. પણ જેને એમ લાગે તેઓ જો ઊંડા ઊતરશે તો જોઇ શકશે કે, મારા વિષયનું સમર્થન કરવા માટે મારે આજુબાજુ પણ જોવું જોઇએ. કોઇ કોઇને એમ લાગશે કે, આ બાબતની અહીં શી જરૂર હતી? પણ મારે એ બતાવવાનું છે કે, ઘડો માંજવો એથી પણ આત્મોન્નતિ થઇ શકે છે. એ પણ એક પ્રાસંગિક ફરજ છે અને તે જો સરખી રીતે બજાવાય, તો તે નકામી કે ઊતરતા પ્રકારની બાબત નથી. હું એમ સમજું છું ને અનુભવું છું કે, કુદરત ભેદ વિનાની છે ને અભેદ એજ સંસારનો સાર છે તથા અભેદ એજ જ્ઞાનનું રહસ્ય છે. આવી સમજને લીધે દરેક ઈશ્વરી ફરજમાં ને ભલાં કામો તથા વિચારોમાં મને અભેદજ દેખાય છે. સમુદ્રમાં જેમ એક લહેરની પાછળ બીજી લહેર તૈયારજ હોય છે અને એક લહેર બીજી લહેરને આગળ ધકેલે છે તથા બીજી લહેરને ત્રીજી લહેર ધકેલે છે અને એ દરેક લહેરો આગળ ચાલતાં મોટી ને મોટી થતી જાય છે અને અંતે દરેક લહેરો કિનારા સુધી પહોંચે છે; તેવીજ રીતે આપણી જિંદગીનાં દરેક કર્મો કે જેને આપણે વ્યાવહારિક કહીએ છીએ, સાધારણ કહીએ છીએ, નકામાં કહીએ છીએ, તે બધાં યોગ્ય રીતે થયેલાં જરૂરનાં કામો આપણી આત્મોન્નતિની એક લહેરજ છે. અને તે બધાં કામો આપણને જુદાં જુદાં લાગે છે, પણ તે દરેક કર્મો એક એક કડી છે અને તે પોતાની પાસેની બીજી કડી–બીજાં કર્મો સાથે જોડાયલીજ છે. એવી રીતે હજારો ને લાખો કડીઓ મળીને કર્મોની એક સાંકળ બને છે અને તે સમગ્ર કર્મોની એકતાથી બનેલી સાંકળ, આપણને પ્રભુ પાસે ખેંચી જાય છે. જેમ માળાનો એક એક મણકો આપણે છોડતા જઇએ ને અંતે મેરુ* આવે છે, ત્યારે ત્યાં અટકી જઇએ છીએ તેમજ આપણાં કર્મોની સાંકળની દરેક કડી પરમાત્મામાં લય થતી જાય છે અને અંતે આપણે તેની સન્મુખ જઇ શકીએ. છીએ. આપણને અટકવાનો મેરુ પરમાત્માજ છે.

### કર્મો પરમાત્મા સુધી કેમ પહોંચે છે?

જેમ માળા ફેરવતી વખતે બધાયે પારા ફરી રહીને છેવટ

* માળાના બે છેડાને જોડનાર ઉપરના મોટા મણકાને મેરુ કહે છે.

મેરુ આવે છે અને ત્યારેજ માળા પૂરી થયેલી ગણાય છે, તેમજ જિંદગીની દરેક ફરજો આપણે યોગ્ય રીતે બજાવી શકીએ અને એ બધાં કર્મો ઈશ્વરને અર્પણ કરી શકીએ, ત્યારેજ પરમાત્મા મળે છે, ત્યારેજ સંસારનો ફેરો પૂરો થાય છે, ત્યારેજ બંધનમાંથી છુટાય છે અને એનુંજ નામ મોક્ષ છે.

હવે આ બાબત સહેલાઇથી સમજાય તેવી છે કે,દરેક કર્મો પછી ભલે તે એકબીજાથી ગમે તેટલાં પરસ્પર ભિન્ન લાગતાં હોય, પણ એકજ સાંકળમાં જોડાયેલાં છે અને એવી રીતે હોવાથી દરેક કર્મો સ્વાભાવિક રીતેજ ઈશ્વર સુધી પંહોચી શકે છે. જ્યારે આવી રીતે અભેદજ છે ને એજ કુદરતનો મહાનિયમ છે, ત્યારે ઘડો માંજવાના મારા કામમાંથી મને શા માટે ઈશ્વરસાક્ષાત્કાર ન થાય ? જો આપણે સત્ય રસ્તા પર ચાલતા હોઇએ અને આપણી ભાવનાઓ વિશુદ્ધ હોય, તો ઘડો માંજવામાંથી ઈશ્વરદર્શન થઈ શકે છે, ત્યારે ઘડો માંજવાથી બુદ્ધિનો પ્રકાશ થાય એમાં શું આશ્ચર્યની વાત છે ? શું એ બાબત માની શકાય એવી નથી ? જો કર્મોમાં આવું રહસ્ય ન હોય, તો આપણને કરવાનું શું રહ્યું ? જો કર્મોમાં કાંઇ પણ બળ ન હોય, તો પછી ઈશ્વરને પામવાનો રસ્તો કયો ? જો ભક્તિ, યોગ કે જ્ઞાન કહો, તો તે પણ કર્મોથીજ છે—તે પોતે પણ એક પ્રકારનાં કર્મોજ છે.

## ઘડો માંજતાં ઈશ્વરદર્શન

બાઇ, હવે હું મારી અસલ વાત ઉપર આવું છું. ઘડો માંજતાં મેં જે રહસ્ય જોયું તે બતાવું છું. ઘડો માંજતાં મારી બુદ્ધિ પ્રકાશિત થઇ અને તેથી દરેક ચીજમાં કાંઈક નવીન જોવાનું મારામાં બળ આવ્યું એ મેં કહેલું છે. તે પછી મને લાગ્યું કે, ઘડો માંજતી વખતે નાસી જતા કાળને પકડી શકાય છે, એટલે કે તેનો સદુપયોગ કરી શકાય છે. ઘડિયાલમાં ટકટક થઈને ચાલ્યા જતા તથા રેતીની શીશીમાંથી સરી પડતા રેતીના કણ સાથે સરી જતા કાળને પકડી રાખવો એ કાંઈ સહેલી વાત નથી, પણ ઘડો માંજતી વખતે મને એવો અનુભવ થયો કે, કાળ ચાલ્યો તો જાય છે, પણ તે મારી રજા લઇને જાય છે, એટલુંજ નહિ પણ પ્રકાશિતપણે જાય છે, તથા દિલાસો આપતો આપતો જાય છે. એવા આનંદિતપણે કાળનું જવું એ કાળને પકડી રાખવા જેવુંજ છે, કાળને પકડવા કરતાં પણ વધારે છે. કારણ કે ધારો કે કદાચ આપણે

કાળને ખરેખરી રીતે પકડીને બાંધી રાખી શકતાં હોઇએ પણ જો આપણે તેને આનંદ ન આપી શકતાં હોઇએ અને તેનાથી આનંદ ન લઈ શકતાં હોઇએ તો તેને પકડવાથી પણ આપણને શું ફાયદો છે? ઘણાયે કંજૂસો લક્ષ્મીને પકડે છે, પણ તેથી પોતાને શું સગવડતા મળે છે? અને લક્ષ્મીનો શું સદુપયોગ થાય છે? કાંઇજ નહિ. કાળને, લક્ષ્મીને અથવા બીજી કોઈ પણ વસ્તુને માત્ર પકડી રાખવાથીજ લાભ નથી, પણ તેના યોગ્ય ઉપયોગથીજ લાભ છે. દિલાસો દેતે દેતે કાળ જતો જોયા પછી મને સમજાયું કે, ઘડો માંજવાથી-કામ કરવાથી આપણી તથા તે વસ્તુની કિંમત વધારીએ છીએ. કારણ કે હું ખુલ્લી રીતે જોઇ શકું છું કે ઘડો માંજવાથી આપણે તે વસ્તુને તેનું અસલપણું પાછું આપીએ છીએ; કે જે અસલપણું આપણે તથા બીજાં કેટલાંક કારણોએ ઢાંકી દીધું હતું. વસ્તુને તેનું અસલપણું મળવાથી તથા તેની ને મારી કિંમત વધવાથી હું અને મારું કામ લોકોમાં દૃષ્ટાંતરૂપ થઇ પડયાં. અને એ દૃષ્ટાંતનું અનુકરણ જેઓ કરી શકયાં તેઓને બહુ ફાયદો થયો. યાદ રાખજો કે, આ બધું માત્ર એક ઘડો માંજવામાંથી થાય છે. એ પછી મને લાગ્યું કે ઘડો માંજવા માટે હું જેટલી મહેનત લઉં છું તેટલાજ બળથી એજ વખતે સાથે સાથે જાણે કાંઈક તત્ત્વ મારી તરફ સ્વાભાવિક રીતે ખેંચાતું આવે છે. એ પછી જરા વધુ વિચારથી તરતજ મને સમજાયું કે, એ તત્ત્વ તે છૂપું બળ છે—ગુપ્ત મદદ છે. ઈશ્વરીકૃપા છે. એ ઈશ્વરીકૃપા અનુભવ્યા પછી તરતજ ઘડો માંજતાં તેમાંથી મને ઈશ્વરી ઐશ્વર્યનું દર્શન થયું. એજ વખતે હું સ્પષ્ટતાથી જોવા તથા અનુભવવા લાગી કે, આપણેજ આપણી સ્વાર્થબુદ્ધિથી ઊભાં કરેલાં આત્માની આડે દેખાતાં આવરણો વીખરાવા માંડયાં હતાં અને હવે આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને સમજવા લાગ્યો હતો. એ પછી હું મારું હુંપણું, તથા ઘડાનું ઘડાપણું ભૂલી ગઇ હતી અને જેને જળ ચડાવવા માટે ઘડો માંજતી હતી, તે સદાશિવ, હું તથા ઘડો એ ત્રણે એકજ છીએ એવો મને સાક્ષાત્કાર થયો હતો. જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય એ ત્રિપુટી અભેદમાં લય પામી હતી. દૃષ્ય તથા દૃષ્ટાનો ભેદ મટી ગયો હતો. અને तत्त्वमसि "તે તું છે" એ મહાવાકયનો સાક્ષાત્કાર થયો હતો.

## ફરજો ન બજાવવી તેનું નામ નરક છે

બાઈ, હું તો સંસારમાં મારું સ્વર્ગ દેખાડવા ઇચ્છતી હતી

પણ તેને બદલે કામ કરવાથી સંસારમાં મોક્ષ બતાવી શકી છું અને ઘડો માંજવામાંથી જીવન્મુક્તિ અનુભવી શકું છું. કર્મનું આટલું બધું બળ છે, એમ હું જાણતી નહોતી, માટેજ પ્રથમ કામ કરવામાં હું અચકાતી હતી અને રોદણાં રોતે રોતે કામ કરતી હતી. પણ હવે મને સ્પષ્ટ રીતે સમજાય છે કે, કામ કરવું એ કેટલા બધા આનંદની ને કેટલી બધી કલ્યાણની વાત છે? જેઓ કામ કરવામાં હલકાઈ સમજે છે અથવા આળસ કરે છે, તેઓ પોતાનું કેટલું બધું અનિષ્ટ કરે છે, એ ખ્યાલ પણ જો તેઓ બરોબર રીતે કરી શકે, તો તેઓને બહુ જબરજસ્ત ફટકો લાગ્યા વિના રહે નહિ. તેઓને એમજ લાગે કે, અમારામાં કામ કરવાની આટલી બધી શક્તિ છતાં તથા કામ કરવાના રસ્તા એટલા બધા સહેલા છતાં અમોએ કાંઈજ નહિ કર્યું. અરે, ઊલટા અમારી ઇચ્છાથીજ, અમારા બળથીજ કે જે બળ અમોને ઉપર ચઢવા માટેનું હતું તે બળથીજ અમે ભેદમાં ડૂબતા ગયા, કર્મને છોડતા ગયા, પ્રકાશને બુઝાવતા ગયા અને અંધકારમાં ફસાઇ ગયા. પ્રભુ! પ્રભુ! મનુષ્યની આથી ઊતરતી સ્થિતિ બીજી શી હોઇ શકે? જિંદગીની પવિત્ર ફરજો, કે જે બજાવ્યાથીજ મોક્ષના અધિકારી થવાય છે, તે ફરજોનો ત્યાગ કરવો, કર્તવ્યભ્રષ્ટ થવું, એનુંજ નામ નરક છે. એ સિદ્ધાંત જો મનુષ્ય સ્પષ્ટતાથી સમજે અને તે પ્રમાણે વર્તન કરે, તો તેને અહીંજ સંસારમાંજ–પોતાના ઘરમાંજ સ્વર્ગ છે અને તેને વ્યાવહારિક નાનાં કે મોટાં કામોની વચ્ચેજ જીવન્મુક્તિ છે.

## ભલી ઇચ્છાથી કરેલું કોઇ પણ કામ હલકું નથી

કામ કરવું એ દેવ પૂજવા બરોબર છે, ભક્તિ કરવા બરોબર છે, એમ જો માણસો સમજીને અનુભવી શકતાં હોય તો, દુનિયા આટલી દુઃખી રહેજ કેમ? અને કામ કરવામાં એટલું બધું આળસ, એટલું બધું મારું-તારું તથા એટલું બધું માન-અપમાન રહીજ કેમ શકે? જે માણસો કામને હલકું સમજે છે તેઓ પોતેજ હલકા મનવાળા છે. કારણ કે કોઇ પણ કામ સ્વભાવથી હલકું નથી, પણ આપણી સારી કે માઠી ભાવના પ્રમાણે આપણે કામને સારું કે માઠું બનાવીએ છીએ. આપણા હેતુઓ જો ઉત્તમ હોય, તો એની મેળેજ–પોતાની મેળેજ કામ કાંઈ હલકું થઇ શકે નહિ. કારણ કે કર્મ પોતે સ્વતંત્ર નથી, પણ આપ-

એજ આપણી ભલી કે બૂરી ઇચ્છાથી કરેલી તે ક્રિયા છે. એટલે કામને ખોટું કે મોઠું સમજવા કરતાં તે કામ કરનારના મનને હલકા પ્રકારનું સમજવું એ વધારે વાસ્તવિક છે. કારણ કે બૂરી ઇચ્છાથી કરેલું જે કામ ખોટું ગણાય છે, તેજ કામ જો ભલી ઇચ્છાથી કર્યું હોય, તો તેની મહત્તા બહુ વધી જાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, કોઇ પણ કામને હલકું સમજવા કરતાં તે કામ કરનાર મનુષ્યની ઇચ્છા ઊતરતા પ્રકારની સમજવી એજ વાસ્તવિક છે. એ બાબત બરાબર રીતે સમજવાથીજ આપણે કામને દોષ આપતા અટકીશું, તથા આપણા મનને સુધારવાનું સમજી શકીશું. એને માટે દૂર દૃષ્ટાંત લેવા જેવું પડે તેમ નથી. જ્યારથી આપણા દેશના રાજાઓમાં ને શ્રીમંતોમાં તથા મોટા લોકોમાં કામ કરવાનો અણગમો થયો અને કામને ભારેહલકું સમજવા લાગ્યા, ત્યારથીજ હિંદની પડતી થઇ છે. જે વખતે અવતારી પુરુષો તથા ઋષિઓ કામને હલકું સમજતા નહોતા, ત્યારે આપણા દેશનો રંગ કાંઇ ઓરજ હતો. એટલુંજ નહિ પણ હાલમાં યુરોપિયનો કામને હલકું સમજતા નથી તેથીજ તેઓ દુનિયાને ધ્રુજાવી રહ્યા છે અને તેથી આપણે તેઓના દાસ જેવા થયા છીએ. હવે જ્યારે ધીરે ધીરે આપણે પણ કામ કરતાં શીખીશું ત્યારે વળી કાંઇ નવોજ રંગ દેખાશે, એમાં કાંઈ સંદેહ નથી. માત્ર કરવાનીજ વાર છે.

## કર્મોની અસર

બાઇ, પ્રભુકૃપાથી મેં સ્પષ્ટ રીતે જોયું છે અને મને પ્રત્યક્ષ અનુભવ થયો છે કે, જે ચિતારો ઊંડા ધ્યાનથી ચિત્ર દોરે છે, તે ચિત્ર માત્ર કાગળ ઉપરજ દોરાય છે એમ નથી; પણ તેની મહેનતનું ને તેની ઇચ્છાનું ચિત્ર પ્રભુની પોથીમાં પણ દોરાઇ જાય છે. મેં જોયું કે રસ્તા ઉપર જે ઝાડુવાળી ઝાડુ કાઢે છે, તે માત્ર જમીન ઉપરનો કચરો કાઢીનેજ અટકતી નથી, પણ એ કચરા સાથે પોતાના કિસ્મત ઉપરનો કચરો પણ કાઢતી જાય છે. જે કુંભાર માટીને જુદા જુદા ઘાટ આપીને વાસણો બનાવે છે, તે માત્ર એટલેથીજ અટકતો નથી, પણ એની સાથે બહુ લોકોને સગવડતા કરી આપવાનું માન તથા કાંઈક પુણ્ય પણ તે ધરાવે છે. તમે જાણતા હશો કે, જે ગોવાલણો દૂધ વેચવા જાય છે, તે દૂધ વેચીને ખાલી વાસણે પાછી જાય છે, પણ હું જોઉં છું કે, કુટુંબના ભર-

ણુપોષણુ માટેના પૈસાની સાથે તે ખૂબસૂરતી પણુ ખરીદીને જાય છે. જે ખૂબસૂરત સુંદરીઓ સ્વાભાવિક ઉત્સાહથી શરદની ચાંદનીમાં મીઠડી ગરબીઓ ગાય છે, તે માત્ર પરિશ્રમ લઇનેજ ખાલી ઘેર જતી નથી, પણુ અંતરનો સંતોષ તથા પ્રેમ પણુ લેતી જાય છે અને માત્ર ગરબી સંભળાવીને જતી નથી, પણુ સમજનારાંઓને નવી નવી ઉત્તમ ભાવનાઓ પણુ શીખવતી જાય છે. જે કલઇવાળો વાસણુને કલઇ ચડાવે છે, તે માત્ર વાસણુને કલઈ કરીનેજ અટકતો નથી, પણુ સાથે સાથે પોતાના મનને પણુ કલઈ કરે છે. જે ભરવાડ પશુઓને ઉછેરે છે ને પાળે છે, તે માત્ર પોતાનું પેટ ભરીનેજ અટકતો નથી, પણુ બીજાઓને પણુ અનેક પ્રકારે ફાયદો પંહોચાડે છે. પારણામાં ઝુલતું નાનું બાળક નિદ્રામાં પડયું પડયું સ્વાભાવિક રીતે મૃદુ મૃદુ હાસ્ય કરે છે, તે હાસ્ય માત્ર પારણામાંજ અટકતું નથી, પણુ હું જોઉં છું કે, તે મીઠડું હાસ્ય દુનિયાની દશે દિશામાં ફેલાઇ જાય છે અને એ હાસ્ય દરેક યોગ્ય સ્થળે આનંદનો વરસાદ વરસાવે છે. જે ગરીબ ખેડૂતો પોતાનાં ખેતરોને લીલાં રાખે છે, તે માત્ર પોતાની આંખોનેજ ઠંડક આપીને અટકતા નથી, પણ દુનિયાને પણુ કેટલીક ઠંડક આપી શકે છે. જે કવિ પોતાનાં પ્રાસાદિક કાવ્યમાં કુદરતને ખેંચી લઈ રસજ્ઞો આગળ રજૂ કરે છે, તે કવિને રસિક લોકો ઇનામ આપે છે, એટલુંજ માત્ર નથી, પણુ તેને તેનું અંતઃકરણુ અને કુદરત લોકો નહિ સમજી શકે તેવું મહાભારત ઇનામ આપે છે. જે નાના નાના વિદ્યાર્થીઓ કંટાળા ભરેલા આંકડાઓ ગોખ્યા કરે છે, તેઓ આંકડા ગોખીનેજ અટકતા નથી પણુ ભવિષ્યના પોતાના વ્યવહારનો રસ્તો સરળ કરે છે. જે લુહાર ધગધગતી ભઠ્ઠી પાસે સખ્ત મહેનત કરે છે, તે માત્ર લોઢાને ખાતરજ નહિ, પણુ પોતાની કિંમત વધારવાને માટે કરે છે. જે જાનવરો કેળવનારા ને ખેલવનારાઓ છે તે માત્ર જાનવરો કેળવીનેજ અટકતા નથી પણુ સાથે સાથે પોતાના મનને પણુ કેળવે છે અને લોકોના મનોભાવને પણુ ખીલવે છે. જે બહાદુર સિપાઇઓ સ્વદેશ અર્થે પ્રાણુ આપે છે, તેઓ પોતાના વીરત્વ–બળથી પોતાને માટેજ સ્વર્ગનાં બારણાં ઉઘાડે છે એમ નથી, પણુ પોતાના ઉજ્જવળ દષ્ટાંતથી બીજા ઘણાઓ માટે એ બારણાં ઉઘાડે છે.. જેમકે મહારાણા પ્રતાપસિંહ, મહારાજા શિવાજી અને ગુરુ ગોવિંદસિંહ. જે દયાળુ

માણસો દુઃખીઓનાં અશ્રુ લૂછે છે, ગરીબોની સેવા કરે છે, બીમારોને મદદ કરે છે, તેઓ માત્ર સામા માણસનું ભલું કરીનેજ અટકતા નથી, પણ તેઓ કુદરતને આગળ વધવામાં મદદ કરે છે, ઐશ્વર્યને સ્ફુરવાનો રસ્તો કરી આપે છે અને પોતાના આત્માની આડે આવતાં પડને ઓછાં કરે છે.

આપણે કામ કરતા નથી માટેજ રોતીસૂરત જેવા બની જઇએ છીએ. બાઈ, આ પ્રમાણે જો ઊંડા ઊતરીએ તો દરેક કામમાં આપણે જોઇ શકીએ તે કરતાં વધારે બહોળો અર્થ છે, આપણે સમજી શકીએ તે કરતાં વધારે કલ્યાણ છે અને આપણે અનુભવી શકીએ તે કરતાં વધારે રહસ્ય છે. પણ અફસોસ કે આટલું બધું છતાં પણ કામ કરવાની આપણે આનાકાની કરીએ છીએ તથા જે કાંઈ કરીએ છીએ તે અંતરના ઉમળકાથી નહિ, પણ વેઠિયા વેઠની પેઠે બેદરકારીથી કરીએ છીએ. આમ હોવાથીજ–કામની મહત્તા નહિ સમજવાથીજ આપણો વ્યવહાર અટપટો થઇ પડે છે અને તેથીજ આપણે સદા રોતીસૂરત જેવા રહીએ છીએ.

## હું ઘણુંયે કરવા ધારું છું પણ કાંઇ કરી શકતી નથી તેનું કારણ શું ?

કામ કરવાથી કામના પ્રમાણમાં આપણે કેટલું બધું મેળવીએ છીએ અને કામ ન કરવાથી આપણે કેટલું બધું ગુમાવીએ છીએ, એ જો આપણે બરોબર રીતે સમજી શકીએ, તો આપણને આશ્ચર્ય થયા વિના રહે નહિ. સદ્‌ગુરુની કૃપાથી મને આ બાબત સમજવાની તક મળેલી છે. પ્રસંગોપાત્ત અગાઉ એક વખતે મેં મહાત્મા અદ્વૈતાનંદ મહારાજને કહ્યું કે, મહારાજ માળા ફેરવતાં મને આળસ આવે છે. હું વહેલી ઊઠવા ચાહું છું પણ ઊઠી શકતી નથી. મને દુઃખીઓની સેવા કરવાની ઇચ્છા થાય છે, પણ હું મારી ખોટી મોટાઇ ને ખાલી શરમ છોડી શકતી નથી. અને હું પહાડ જેટલું કામ કરવા ધારું છું પણ એક કાંકરા જેટલું પણ કરી શકતી નથી. મહારાજ, હવે મારે શું કરવું ?

મહારાજે કહ્યું, બેટી! તારી વાત ખરી છે. તનેજ એમ થાય છે એમ નથી, પણ આખી દુનિયામાં ઘણુંકરીને તમામ માણસો એવાંજ હોય છે. કારણ કે માણસો કામની મહત્તા તથા તેથી થતો અગાધ લાભ સમજતાં નથી. કામ કરવાથી આપણે આપણું અને જગતનું કેટલું બધું કલ્યાણ કરીએ છીએ તથા ઈશ્વરની

કેવી મોટી સેવા કરીએ છીએ એ જો વાસ્તવિક રીતે સમજાય તો કદી પણ એક ક્ષણ પણ આપણે ગુમાવી શકીએ નહિ. ઈશ્વરની મહાન દયા સંસારના સર્વ કાર્યમાં પ્રત્યક્ષ છે, પણ કામ કરવાની બાબતમાં તેનો ખાસ વિશેષ અનુભવ થઇ શકે છે. આ બાબત વધારે સ્પષ્ટ કરવા માટે કાંઇક વિશેષ વિવેચન કરવાની જરૂર છે.

## ૨૯–વિશ્વંભરનાથના બગીચાનો માળી

હું જ્યારે અહીં આવ્યો ત્યારે રસ્તામાં એક ગામડામાં એક વાડીમાં ઊતર્યો હતો. એ વાડી બહુ સુશોભિત ને કીમતી પેદાશવાળી હતી. એ વાડી એટલી બધી સુંદર હતી અને તેનાથી એટલો બધો લાભ થતો હતો કે, કોઇને પણ એ જોઇને આશ્ચર્ય થયા વિના રહે નહિ. એ વાડી બાબુ વિશ્વંભરનાથની હતી. વિશ્વંભરનાથ શ્રીમંત હતો માટે તેની વાડી એવી સુંદર ને કીમતી હતી એમ કાંઇ નથી, પણ એ વાડીનો માળી બહુ ભલો ને ઉત્સાહી હતો. તેનો એજ મહામંત્ર હતો કે, કામ કરવું. એ મહામંત્રથીજ તે વાડીને એવી સરસ બનાવી શકયો હતો. એ માળી બહુ ગરીબ માણસ હતો અને તેને હાલની કેળવણી મળી નહોતી પણ તે બહુ સરળ હૃદયનો ને ભલા સ્વભાવનો હતો. સાધુઓની સેવા કરવી તેને બહુ ગમતી. તેથી યથાશક્તિ સરળતાથી સેવા કરતે કરતે પ્રસંગોપાત્ત સાધુઓ પાસે પોતાની દરિદ્રતાની વાત કાઢતો અને ઈશ્વર માટે કાંઇ કાંઇ પૂછતો હતો. એક વખત એક પરમ ભક્તિમાન સાધુ કે જેની ઉપર એ માળીનો પૂરો વિશ્વાસ હતો, તેણે કહ્યું કે, બેટા, કામ કર, કામ કરવાથી તારું ભવિષ્ય સુધરશે અને કામ કરવાથી તને ઈશ્વર મળશે. કારણ કે કામમાં ઈશ્વર છે અને શાસ્ત્રોમાં તો કેટલેક ઠેકાણે એમ પણ કહેલું છે કે, પુરુષાર્થ એજ ઈશ્વર છે.

શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કેઃ—

व्यवसायोऽस्मि– ॥ ગી. ૧૦–૩૬॥

ઉદ્યમીઓનો ઉદ્યમ હું છું. વળી પણ કહ્યું છે કે,

पौरुषं नृषु– ॥ ગી. ૭–૮॥

પુરુષોમાં પુરુષત્વ હું છું.

એટલેથી પણ નહિ અટકતાં કહે છે કે,

भूतानामस्मि चेतना– ॥ ગી. ૧૦–૨૨॥

ભૂતોમાં ચેતન હું છું.

કામ કરવાની મહત્તા બતાવવામાં ભગવાનને હજી પણ સંતોષ થતો નથી, તેથી વળી પણ કહે છે કે,

जीवनं सर्वभूतेषु- ॥गी. ७-९॥

સર્વ પ્રાણીઓમાં જીવન હું છું.

કામ કર્યા વિના ચેતનની હયાતીજ કેમ જણાય? અને કામ વિના જીવનનો ઉપયોગ શું? ઉદ્યમ, પુરુષત્વ, ચેતન ને જીવન એ કામનાંજ બીજાં નામો છે. કામને એવા ઊંડા અર્થમાં લઈને પ્રભુજ સિદ્ધ કરે છે કે, કામ પોતેજ ઈશ્વર છે. કામ પોતેજ ઈશ્વર છે એ બહુ મજાનો પણ બહુ ઊંડો સિદ્ધાંત છે. એનો અપરોક્ષ અનુભવ જ્ઞાની મહાત્માઓનેજ થઇ શકે છે. સાધારણ માણસો એટલે સુધી પહોંચી શકતાં નથી એટલે તેમને માટે શાસ્ત્રોએ તથા મહાત્માઓએ એમજ કહેલું છે કે, કર્મ એ ઈશ્વરને પામવાની સીડી છે અને આપણાં દરરોજનાં કામકાજ તે એ કર્મની સીડીનાં પગથિયાં છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કે, પોતપોતાનાં કર્મ રૂડી રીતે કરવાથીજ માણસ સિદ્ધિને પામે છે.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥गी. १८-४५॥

અર્થઃ—માણસ પોતપોતાનાં કર્મ રૂડી રીતે કરીને સિદ્ધિ પામે છે. પોતાનાં કર્મ સારી રીતે કરનારા કેવી રીતે સિદ્ધિ પામે છે તે તું સાંભળઃ—

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ॥
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥गी. १८-४६॥

અર્થઃ—જેનાથી આ જગતની ઉત્પત્તિ થાય છે તથા જે આ સર્વમાં વ્યાપી રહ્યો છે, તે પ્રભુને પોતપોતાનાં કર્મોવડે રાજી કરીને માણસ સિદ્ધિ પામે છે.

## કામ એ મોક્ષની બારી છે

માળી શ્રદ્ધાળુ અને ઉદ્યોગી હતો, તેને આ ઉપદેશ રુચી ગયો અને તેણે એ પ્રમાણે વર્તન કરવા માંડયું. એથી તેનું ભવિષ્ય ફરવા લાગ્યું. તેની દરિદ્રતા દૂર થવા લાગી. તેને આનંદ મળવા લાગ્યો. તે બગીચાનું સૌંદર્ય ખીલવી શકયો અને માલિકનો પ્યાર મેળવી શકયો. આ બધું અને એ કરતાં ઘણું વધારે, કામ કરવામાંથી તે મેળવી શકયો. કામ કરવાથી તેને કેટલો બધો લાભ થયો એ પૂરેપૂરું

આપણે સમજાવી શકીએજ નહિ. કારણ કે પ્રથમ તો આપણે પોતેજ કામની પૂરી કિંમત સમજતાં નથી અને બીજું જેને આપણે સમજાવવા ઇચ્છીએ છીએ, તેઓની ગ્રહણશક્તિ એટલી હદ સુધી ખીલેલી નથી કે તેઓ કામનેજ સ્વયં ઈશ્વર માની શકે. અને એ પણ યાદ રાખજે કે, જ્યાંસુધી કામ એજ સ્વયં ઈશ્વર છે એવો અપરોક્ષ અનુભવ ન થાય, ત્યાંસુધી કામનું યથાર્થ રહસ્ય જાણ્યું કહેવાય નહિ, ત્યાંસુધી જિંદગીની ખરી કિંમત સમજાઇ કહેવાય નહિ, ત્યાંસુધી સર્વત્ર આનંદ, यत्र यत्र मनो याति तत्र तत्र समाधीय અનુભવવાનો રસ્તો મળે નહિ, ત્યાંસુધી ઈશ્વરને જાણ્યો કહેવાય નહિ. અને જ્યાંસુધી અપરોક્ષપણે આવું અનુભવી શકાય નહિ, ત્યાંસુધી મોક્ષ પણ થઇ શકે નહિ. કારણ કે, કામ એ મોક્ષની બારી છે, એટલે કામ વિના—એ બારી ઉઘાડ્યા વિના, મોક્ષમાં જવાયજ ક્યાંથી?

## આપણે કામ કેમ કરી શકતા નથી?

બેટી, કામની કિંમત બહુ મોટી છે. એટલી બધી મોટી છે કે, તેને માટે આપણે ખ્યાલ પણ કરી શકીએ નહિ. કારણ કે આપણી બુદ્ધિ ક્ષુદ્ર વિષયોમાં બંધાઇ ગયેલી છે. જો આપણે આપણી બુદ્ધિને છૂટી મૂકીએ, ખુલ્લી રાખીએ અને પછી જોઇએ તો આપણને સહેલાઇથી સમજાય કે, જે ચીજોને આપણે વખાણીએ છીએ, ચાહીએ છીએ, જેનાથી આશ્ચર્ય પામીએ છીએ અને જેને મેળવવા માટે—જેને પામવા માટે હવાતિયાં, કરીએ છીએ તથા પ્રાર્થના કરીએ છીએ, તે ઈશ્વરની મહાવિભૂતિઓ જેવી કે, વિદ્યા, હુન્નર, બધાંને વશ કરી શકાય એવી મોહિની, લોઢાનું સોનું બની જાય તેવો કીમિયો, હજારો વરસ સુધી જુવાની રહી શકે તેવું રસાયન, દેવપણું, સ્વર્ગ અને મોક્ષ એ બધું કામમાંથીજ થયેલું છે અને તે બધું કામનુંજ રૂપ છે. કારણ કે ઈશ્વર પોતે કામનો નિયામક—અધિષ્ઠાતા છે. અથવા વધારે ઊંડા ઊતરીને જોઇએ, વધારે ખુલ્લા શબ્દોમાં બોલીએ, તો ઈશ્વર પોતે કામનુંજ સ્વરૂપ છે. કામની આટલી કિંમત—કામનું આવું રહસ્ય આપણે ક્યાં સમજીએ છીએ? એ સમજતાં નથી માટેજ બેટી, તું કહે છે તેમ આપણે પહાડ જેટલું કામ કરવા ધારીએ છીએ, પણ કાંકરા જેટલું પણ કરી શકતાં નથી. કારણ કે આપણે કામને સાધારણ સમજીએ છીએ, એટલુંજ નહિ પણ એમ પણ માનીએ છીએ ને જોઇએ છીએ કે, આપણે કામ ન કરીએ તોપણ ચાલી શકે તેમ

છે. જો કે આપણને ઉપલકપણે એમ લાગે છે, પણ તે ઘણુંજ ખોટું છે. જો કોઇ આપણને એવાં ચક્ષુ આપે કે, જેથી કામની યથાર્થ કિંમત સમજી શકાય, તો આપણને એમજ લાગે ને એવોજ અનુભવ થાય કે, કામ કરવું એજ સ્વર્ગ છે. અને કામ ન કરવું એજ નરક છે. અને નરકમાં રહેવું–એવો અનુભવ થવો એ શું દુઃસહ નથી? ઇરાદાપૂર્વક પ્રકાશને છોડી અંધકારમાં રહેવું એ શું ખોટું નથી? અને ઉપયોગીપણાના ચળકાટ કરતાં નિરુપયોગીપણાના કાટને પસંદ કરવો એ શું મનુષ્યત્વને લાંછન લગાડનારું નથી કે?

## કામ નાનું હોય પણ તેનું પરિણામ મોટું છે

બેટી, તું કહે છે કે, કામ કરવામાં હું મારી ખોટી મોટાઈ ને ખાલી શરમ છોડી શકતી નથી. તારી એ વાત ખરી છે, કારણ કે તું કામને સાધારણ અને નાનું સમજે છે, એથી કામ કરવાનું તારું જોર નિર્બળ થઇ જાય છે. પણ તું એમ નથી જાણુતી કે, દરેક નાનાં કામોમાંથી મોટાં કામો થાય છે અને રોજનાં એ ઘણાંયે નાનાં કામોનો સરવાળો પણ બહુ મોટો થઈ જાય છે. ખરું છે કે આપણી જિંદગીનાં દરરોજનાં કામો આપણને સાધારણ ને નાનાં લાગે છે, કારણ કે આપણે માત્ર એ કામની તરફજ જોઇએ છીએ, પણ તેના પરિણામ તરફ જોતા નથી. નાનાં બચ્ચાંને દૂધ પાવું, ફળવંત ઝાડના રોપાને પાણી પાવું અથવા ગાયને ઘાસ નાખવું, એ આપણને સાધારણ કામ લાગે છે; પણ જો આપણે એ સાધારણ કામ ન બજાવીએ, તો તેઓની શી ગતિ થાય? અને તેનાથી જે લાભ તેને પોતાને, આપણને તથા જગતને મળવાનો છે તેનો નાશ નહિ થાય કે? તથા એ પાપના જવાબદાર આપણે નહિ કે? પણ એ નાનાં કામો આપણે કર્યાં હોય–એ ફરજો આપણે બજાવી હોય, તો તેથી જે હિત થાય તેમાં આપણું હિત નહિ કે? બેટી, દુનિયા આવી રીતે અભેદમાં ગૂંથાયેલી છે. એ અભેદને કામ નહિ કરનારાઓ તોડી નાખે છે. એમ કરવું એ ઈશ્વરી નિયમનો–ઈશ્વરી આજ્ઞાનો ભંગ કર્યા બરાબર છે અને તું વિચાર કર કે ઈશ્વરી નિયમનો ભંગ કરીને કેમ સુખી રહી શકાશે?

લોકો પોતાની જિંદગીનાં દરરોજનાં વ્યાવહારિક કામકાજોને સાધારણ કહે છે અને નજીવાં સમજે છે. પણ તેઓ જાણતા નથી કે, એ દરેક કામ એક એક બીજ છે અને તેમાંથી ધીરે ધીરે મોટાં ફળવંત ઝાડો થવાનાં છે તથા વખત આવ્યે એ ઝાડો એટલાં

બધાં ફળ ને બીજ આપશે કે, જે ફળોથી તેનો રોપનાર તૃપ્ત થઈ જશે અને એ બીજોથી બીજાંઓને માટે બીજાં હજારો ને લાખો ઝાડો તૈયાર થશે. બેટી, યાદ રાખજે કે, આ કાંઇ માત્ર ખાલી સ્વપ્નો કે હવાઈ વિચારો નથી; પણ એ બધું આપણે સમજી શકીએ ને અનુભવી શકીએ તેવી રીતે આપણાં રોજનાં નાનાં નાનાં કામોમાંથી થવાનું છે.

## નાનાં કામો કરવાથી મોટાં કામો કરવાનો રસ્તો ખુલ્લો થાય છે

આપણી કીમતી જિંદગીની પવિત્ર ફરજોને નજીવી સમજવી એ કરતાં વધારે જૂઠું, એ કરતાં વધારે ખરાબ બીજું શું હોઈ શકે ? આપણાં કામકાજોને નજીવાં સમજવાનું જો કાંઈ પણ કારણ હોય તો તે એજ છે કે, આપણું મનજ હજી સાધારણ છે, આપણી બુદ્ધિજ હજુ નાની છે. એ સિવાય જિંદગીનાં કર્તવ્યને નજીવાં માનવાનું બીજું કોઇ પણ ખરું કારણ નથી. બધાય કાંઇ મહાકવિ કાલિદાસ કે પરદુઃખભંજન વિક્રમ થઇ શકે નહિ, બધાય કાંઈ મહાદાનેશ્વરી બળિ કે બાણાવળી અર્જુન થઇ શકે નહિ. બધાય કાંઇ માંધાતા કે દિલીપ થઇ શકે નહિ. બધાય કાંઈ ભરત કે હનુમાનના જેવાં મહાભારત કામ કરી શકે નહિ. બધાય કાંઇ શાક્યસિંહ કે શંકરાચાર્ય થઇ શકે નહિ. બધાય કાંઇ અશોક કે અકબર થઇ શકે નહિ. બધાય કાંઈ લિયોનિડાસ કે નોશિરવાન થઈ શકે નહિ. બધાય કાંઇ મહારાણી વિક્ટોરિયા જેવા ભાગ્યશાળી કે નેપોલિયન બોનાપાર્ટ જેવા પરાક્રમી થઈ શકે નહિ અને બધાય કાંઇ મહારાજા પૃથ્વીરાજ કે મહારાણા સંગ્રામસિંહ (સંગ) થઈ શકે નહિ. એવાં રત્નો તો વિરલજ હોય છે અને એવા પ્રસંગો પણ ક્વચિતજ મળે છે. માટે એવાં મોટાં ભાગ્ય ને એવાં મોટાં કામોની વ્યર્થ આશામાં નહિ રહેતાં આપણે આપણાં રોજનાં કામકાજો સરસમાં સરસ રીતે બજાવવાં જોઇએ. જો એ કામો આપણે સારી રીતે બજાવી શકીશું, તો બીજાં વધારે મોટાં કામોને માટે આપણી આગળ રસ્તો ખુલ્લો થશે. તેથી જ્યારે મોટાં કામો કરવાનો શુભ પ્રસંગ મળશે ત્યારે આપણે તે કામો બહુ હિંમતથી, બહુ સહેલાઈથી, બહુ સફાઇથી ને બહુ શાંતિથી ફતેહભરી રીતે માનપૂર્વક બજાવી શકીશું. પણ જેઓને શરૂઆતનાં, દરરોજની જરૂરિયાતનાં, જેને આપણે સાધારણ અને માલ વિનાનાં

કહીએ છીએ, તેવાં કામો પણ કરતાં ન આવડે તો એવાઓ તરફ-થી બીજાં મોટાં કામોની શી આશા રાખી શકાય ?

બેટી, યાદ રાખજે કે, જે કામને આપણે નાનાં ને નજીવાં સમજીએ છીએ તથા નિંદીએ છીએ, તે કામો આપણી પૂર્ણતાને માટેજ છે. આપણને આગળ વધવામાં શરૂઆતનાં તે પગ-થિયાં છે. એ કામોની મદદ વિના આપણે કદી પણ આગળ વધી શકીએ નહિ, એ નાનાં લાગતાં કામોને–એ પગથિયાંને છોડી દઇને એકદમ કૂદકો મારીને આપણે કદી પણ ઉપર ચડી શકીએ નહિ. જ્યાંસુધી એ નાનાં લાગતાં કામો કે જે, ખરી રીતે જોતાં જિંદગીની પવિત્ર ફરજો છે, તે વાજબી રીતે ન બજાવાય, ત્યાંસુધી મોટાં કામોને માટે રસ્તો ખુલ્લો થઇ શકેજ નહિ. આ બાબત ખુલાસાથી સમજાય માટે હવે તને હું એ બતાવીશ કે, આપણી જિંદગીનાં રોજનાં જે કામોને આપણે સાધારણ સમજીએ છીએ, તે કામો આપણને આગળ વધવામાં કેવી રીતે મદદ કરે છે, તેની અસર છેક ક્યાં સુધી લંબાય છે અને તેનું પરિણામ કેટલું બધું મોટું હોય છે.

## ૩૦–નાનાં કામોની મોટી અસરના દાખલા

બેટી, પોતાના મનમાં મોટા ગણાતા અને બહારના ડોળ-દમાક તથા ઠાઠમાઠવાળા અભિમાની માણસોને એમ લાગે છે કે, મેલવાળાં બચ્ચાંને ધોવું તે હલકું કામ છે, પણ તેઓ ભૂલી જાય છે કે, આપણે મેલને ખાતર મેલ નથી ધોતા, પણ બચ્ચાંને ખાતર, આપણા અંતરના સંતોષને ખાતર, વાત્સલ્યભાવથી મેલ ધોઇએ છીએ. એટલુંજ નહિ પણ આપણે માત્ર મેલનેજ નથી ધોતા, પણ સાથે સાથે બચ્ચાંની તંદુરસ્તીને તથા દેશની ભવિષ્યની આશાને પણ ધોઇને સ્વચ્છ કરીએ છીએ અને એ રીતે દુનિયાને આગળ વધવામાં કુદરતને મદદ કરીએ છીએ તથા ઈશ્વરી ઐશ્વર્યને ખીલવાનું મેદાન આપી શકીએ છીએ. શું એ હલકું કામ છે કે ? ફાટેલાં કપડાંને થીંગડું દેવું એ હાલના આપણા ઇશ્કી ખચ્ચરોને હલકું કામ લાગશે, પણ જો તેઓ વિચારે કે એ થીંગડું માત્ર કપડાં ઉપરજ નહિ, પણ સાથે સાથે આપણા મન ઉપર પણ મનને કાબૂમાં રાખનારું થીંગડું દેવાય છે, તો તેઓને કપડાં-માં થીંગડું દેવાનું કામ હલકું લાગે નહિ. આપણા દેશના

પૈસાદાર શેઠિયાઓને લાગે છે કે, હોડી ચલાવવા માટે હલેસાં મારવાં એ હલકું કામ છે, પણ તેઓ જાણતા નથી કે, એ હલેસાં સમુદ્રની લહેરો સાથે ગુમ થઇ જવાનાં નથી, પણ બીજી દુનિયામાં મૂઆ પછી પણ કામ લાગવાનાં છે. ઈશ્વરના દરબારમાં એ હલેસાં દુન્યવી જિંદગી દરમિયાન તે ખલાસીનાં કર્મ માટે સાક્ષી આપશે. એટલુંજ નહિ પણ આપણી ગોદીઓ, આપણી આગબોટો, આપણી લડાયક મનવારો, પરદેશો સાથેનું આપપણું જોડાણ અને આપણા વ્યાપારની વૃદ્ધિ, એ બધું ઘણું કરીને અભણ પણ ઉદ્યોગી ખલાસીઓનાં હલેસાંનું ફળ છે. હલેસાં મારવાના જે કામને દેશાટનની મનાઈ કરનારા આપણા શાસ્ત્રીબાવાઓ, આપણા ધર્મગુરુઓ અને આપણા ગર્ભશ્રીમંતો હલકું ગણે છે, તે કામને દુનિયામાંથી કાઢી મૂકો અને પછી જુઓ કે આપણી સ્થિતિ કેટલી પછાત રહે છે. આજની આપણી સુધરેલી શેઠાણીઓને રસોઈ બનાવવાનું કામ હલકું લાગે છે, પણ તેઓએ જાણવું જોઇએ કે, રસોઈ એ રોજનું સ્વાભાવિક રસાયન છે. તે જો ઉત્તમ રીતે આવડે તો પોતાનાં વહાલાંઓનું એટલું બધું ભલું કરી શકાય કે, તેવું ભલું બીજી કોઇ પણ એવી સાધારણ બાબતથી કરી શકાય નહિ. મોટો વારસો આપી જવાથી પણ એટલું ભલું કરી શકાય નહિ. કારણ કે રોગથી બચવું—દુઃખથી દૂર રહેવું અને લાંબું આયુષ્ય ભોગવવું, એ રસોઇના રસાયનથી બની શકે છે. પોતાની જાતમહેનતથી પોતાનાં વહાલાંઓને આરોગ્ય તથા દીર્ઘાયુષ આપવું એથી વધારે આનંદની અને વધારે સંતોષની બાબત વ્યવહારમાં બીજી શી હોઇ શકે ?

લશ્કરી મિજાજવાળાઓને છોકરાં રમાડવાં એ કામ હલકું લાગે છે પણ તેઓ જોતા નથી કે, અમે પોતે પણ એક વખત નિરાધાર બચ્ચાંજ હતા અને આજે બચ્ચાં રમાડવા તરફ અમે જેમ ચેષ્ટાની નજરે જોઈએ છીએ,તેમ જો અમારાં માબાપોએ અમારી તરફ જોયું હોત તો અમારી સ્થિતિ કેવી હોત ? જો તેઓએ એ વખતે અમારો તિરસ્કાર કરીને અમારી તરફ બેદરકારી રાખી હોત, તો આજે અમે બહાદુર લડવૈયા થઇ શકત કે ? અને દેશની સેવા બજાવી શકત કે ? જો આપણે એમ સમજી શકીએ કે બચ્ચાંને રમાડવાં—ઉછેરવાં—ઉત્પન્ન કરવાં એ પણ દેશની સેવા છે અને ઈશ્વરની ભક્તિ છે, તો પછી કુદરતને રીઝવનારું,

જગતમાં મીઠાશ ફેલાવનારું અને આપણી વૃત્તિઓને કોમળતા બક્ષનારું બચ્ચાં રમાડવાનું કામ હલકું શા માટે ગણાય ? ખરી જરૂરની જગાએ ઈશ્વરભક્તિને માટે મંદિર બાંધવાનું હોય અથવા દુઃખથી પીડાતા ગરીબ દરદીઓને માટે ઔષધશાળા ખોલવી હોય અથવા જાનવરો, મનુષ્ય અને વ્યાપાર અર્થે રસ્તો કે પુલ બંધાવવો હોય અથવા નાનાં બચ્ચાંઓ કે જે નાના રોપા જેવાં છે અને જેમાંથી ઘણાં ફળો મળવાનાં છે, નાનાં બચ્ચાંઓ કે જે હમણાં સોનાની રજકણો જેવાં છે, પણ જેમાંથી આગળ જતાં સોનાના લાટાઓ બનાવાના છે; નાનાં બચ્ચાંઓ કે જે દેશની ભવિષ્યની આશા છે અને નાનાં બચ્ચાં કે જે સંસારરૂપી અશ્વત્થ ( પીપળા )-નાં ખરી જતાં જીર્ણ પાંદડાંઓને બદલે અશ્વત્થને સૌંદર્ય આપનારાં નવાં કૂંપળિયાં જેવાં બચ્ચાંઓને વિદ્યાહુન્નર શીખવવા માટે શાળાઓ બંધાવવી હોય અથવા અનાથને સારુ અનાથાશ્રમ બંધાવવું હોય, ઇત્યાદિ કામો માટે નાણાંની જરૂર હોય અને તે સારુ યોગ્ય અધિકારીઓ પાસે વિનતિ કરવા જવાનું હોય તેમાં ઘણા લોકોને શરમ લાગે છે, પણ શું એ શરમ જેવું કામ છે ? ગરીબોનાં અંતઃકરણની આગમાં બળે નહિ કે પાણીમાં ડૂબે નહિ એવા આશીર્વાદો મેળવવા, દેશની સેવા બજાવવી, પોતાના અંતરાત્માને સંતોષ આપવો અને કદી ન ભૂંસાય તેવા કુદરતી અક્ષરે એવાં ભલાં કામોમાં પોતાનું નામ લખાવવું, એ કામ શું શરમભર્યું છે કે ? તું કહે છે કે, આવાં કામોને જે હલકાં ને શરમભર્યાં કહે છે, તેઓ પોતેજ હલકા મનવાળા, શરમ જેવા ને દેશને બોજારૂપ છે.

પાણીની નહેર ખોદનારા મજૂરોને મટોડીના ટોપલા ઉપાડતા જોઇને ગર્ભશ્રીમંતોને એમ લાગતું હશે કે એ તો હલકું કામ છે, પણ જો તેઓ જરા ઊંડા ઊતરીને વિચારે તો તરત સમજાય કે એ મટોડીના ટોપલા થોડા વખતમાં અનાજ તથા ફળોના ઢગલાના રૂપમાં ફેરવાઇ જશે. એ મજૂરોની મહેનત ખેડૂતોને આબાદ રાખી શકશે, વ્યાપાર વધારી શકશે, ગરીબોને સસ્તું અનાજ અપાવી શકશે, ગુનાઓ ઓછા કરી શકશે અને રાજ્યની સલામતીમાં વધારો કરી શકશે. આ બધું અને એ કરતાં પણ ઘણું વધારે ગરીબ મજૂરો માટીના–પથ્થરના–કોલસાના કે ગંદકીના ટોપલા ઉપાડે તેમાંથી થશે, પણ ગર્ભશ્રીમંતોની વાતોના તડાકા-ફડાકા, લૂખા મોજશોખ, નકામા લખલૂટ ખરચો અને અંદર-

અંદરની ધિંગામસ્તીથી નહિ થાય. મોજીલા જુવાન ગર્ભશ્રીમંતોએ જાણવું જોઇએ કે, તેઓ જેમને હલકા ગણે છે તે ગરીબ મજૂરો માટીના ટોપલા ઉપાડીને પણ જેટલું દેશનું ભલું કરે છે, તેટલું ભલું, છતાં સાધનોએ પણ તેઓ પોતે કરી શકતા નથી. એટલુંજ નહિ પણ એ પણ યાદ રાખવું જોઇએ કે, માટીના ટોપલા ઉપાડવાના પરિશ્રમથી પરસેવે તરબોળ થયેલા ગરીબ મજૂરો ફાટ્યાં-તૂટ્યાં લૂગડાં છતાં પણ જેવા ઈશ્વરના દરબારમાં શોભશે, તેવા અહીં હીરામોતીઓની માળાથી શણગારેલા ને ગાદીતકિયા પર આળોટતા આપણા ઊંઘણશી શેઠિયાઓ ત્યાં શોભશે નહિ; કારણ કે ઈશ્વરને આળસ નહિ પણ કામ વહાલું છે અને કામ કરવાને માટેજ જિંદગીની બક્ષિસ છે.

જમીન ખેડવી, ખેતર નીંદવું, ઘાસ કાપવું, છાણ ઉપાડવું, બળદોને હાંકવા, એ બધાં ખેતીવાડીનાં કામ ફક્કડ કપડાં પહેરીને ફરનારા હાલની અંગ્રેજી કેળવણીવાળા આપણા યુવાન ભાઇબંધોને હલકાં લાગે છે; પણ તેઓ વિચારતા નથી કે, અમે જેને હલકું કામ કહીએ છીએ, તે કામથીજ ને તે હલકું કામ કરનારા ખેડૂતોની મદદથીજ અમે અમારું રોજનું ભોજન મેળવી શકીએ છીએ. આવાં કામોને હલકાં સમજનારે એક કલ્પના કરી જોવી—ધારો કે માત્ર એકજ વરસ આખી દુનિયાના કુલ ખેડૂતો પોતાનું કામ બંધ કરી બેસે અને પછી જુઓ તો ખરા કે, તમારાં બૂટમોજાં ને ચશ્માં, તમારાં ખુરસીકોચ ને છબી, તમારા પ્યાલા, રકાબી ને માનીતી ચા, તમારાં સેંટ, રૂમાલ ને સિગારેટ, ક્યાંનાં ક્યાં ઊડી જાય છે. માત્ર એ બધું ગયેજ છૂટકો ન થાય, પણ જિંદગી બચાવવી મુશ્કેલ થઇ પડે. આપણે દુનિયામાં હતા—નહોતા થઇ જઇએ. અને એ બધું શા માટે ? જે કામને તમે હલકું ગણો છો તે કામ ન થાય માટે. જે કામ ન કરવાથી દુનિયા ખેદાનમેદાન થઈ જાય, મનુષ્યો, પશુઓ ને બીજાં પ્રાણીઓનું સત્યાનાશ નીકળી જાય તે કામ હલકું કે ? બેટી, કોઇ પણ કામ જો વાજબી રીતે બજાવાય તો તે હલકું નથી; કારણ કે કર્મની સાંકળ જુદાં જુદાં કામની એક એક કડી મળીને થયેલી છે. એટલે દરેક કામો બહારથી પરસ્પર ગમે તેટલાં જુદાં જુદાં લાગે, પણ અંતે તેઓનો અભેદજ છે, તે બધાં જુદાં જુદાં કામો એકજ મૂળ હેતુ સારુજ કરવામાં આવે છે, એટલે જુદાં જુદાં બધાં કામોના બહારના દેખાવમાં ગમે તેવો ફરક હોય, તેમની

દિશા જુદી જુદી લાગતી હોય, તે કામોના દેશકાળમાં જમીન-આસમાન જેટલો ફરક હોય, તેના કર્તા જુદા જુદા માણસો કે અન્ય પ્રાણીઓ હોય અને જુદાં જુદાં સાધનોથી તેઓએ કામ કરેલું હોય, તોપણ તે બધાં કામો કોઇ ને કોઈ રીતે એકબીજાને બહુજ મદદ કરે છે. તે બધાં કામો ઉપર ગમે તેટલાં ઓછાં-વત્તાં ડાળપાંદડાં હોય, પણ તે એકજ મૂળમાંથી ઉત્પન્ન થાય છે અને સર્વ દિશામાં એકજ હેતુ સારુ તે જાય છે. એ હેતુ ને એ મૂળ પરમાત્મા છે. તેમાંજ તે લય પામે છે. આવી રીતે સર્વ વસ્તુ-નો, સર્વ કામોનો અને સર્વ વિચારોનો એક મધ્યબિંદુમાં અભેદ છે માટે અભેદ કુદરતના એ મહાનિયમને આપણે માનવો જોઇએ, તે પ્રમાણે વર્તવું જોઈએ અને જિંદગીની ફરજના કોઇ પણ કામને આપણે હલકું, ખોટું કે નજીવું નહિ સમજવું જોઇએ.

## જુદાં જુદાં કામોનો અભેદ કેવી રીતે થાય છે?

બેટી, દરેક કામોની અસર કેટલી બધી મોટી છે અને જુદાં જુદાં કામોનો અભેદ કેવી રીતે થાય છે, તે હવે તારે સમજવું જોઇએ. ભગવાન રામચંદ્ર અયોધ્યામાંથી ગયા, પણ શું તેમનું એક વચન, એક બાણ ને એકપત્નીવ્રત એ દુનિયામાંથી જવાનું છે કે? આજે કૃષ્ણ ગોકુળમાં નથી, પણ શું તેમની મનોહર મોરલીની મીઠાશ દુનિયામાંથી નાબૂદ થવાની છે કે? આજે કુરુક્ષેત્રમાં મહાભારતનું યુદ્ધ નથી પણ કૃષ્ણનો ઉપદેશ–ગીતા દુનિયામાંથી નાબૂદ થવાની છે કે? સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્ર આજે હયાત નથી પણ તેમની સત્યતાનું દૃષ્ટાંત જગતમાંથી ભૂંસાવાનું છે કે? માતા ગાર્ગી આજે આપણી સન્મુખ નથી, પણ તેનું બ્રહ્મજ્ઞાન શું લય પામ્યું છે કે? મહાત્મા બૌદ્ધ આજે અહીં નથી, પણ તેમનો મહાત્યાગ દુનિયા-માંથી જવાનો છે કે? જિસસ ક્રાઇસ્ટને મરી ગયે ઓગણીસો વરસ થયાં, પણ તેના ઉપદેશની અસર નાબૂદ થઈ છે કે? મહારાજા ભગીરથ આજે ભારતમાં નથી, પણ ગંગાજી લાવવા-નો તેમનો મહાપ્રયત્ન લય પામ્યો છે કે? અને મહાત્મા શંકરાચાર્ય આજે નથી, પણ તેમની વેદાંત ફિલસૂફી કદી પણ ભૂંસાવાની છે કે? નહિજ. બેટી, કૃત્યો અમર પદવી ભોગવે છે. તેઓની અસર કેટલાક દેશકાળમાં વખતે ડૂબી જાય, પણ નાબૂદ થતી નથી. આ બધા મહાન પુરુષોનાં કામો જુદાં જુદાં છે, તે કામો પાર પાડવાના રસ્તા જુદા જુદા છે. તે કામો કરવાની ઇચ્છા

પણ જુદાં જુદાં કારણોથી થઈ છે અને તેઓના સંજોગો, વખત તથા દેશ પણ જુદા જુદા છે, તેમ છતાં પણ એ સર્વ એકજ ચક્રના જુદા જુદા આરાઓ છે. પરિઘમાં એક એકથી તે બહુ દૂર દૂર લાગે છે, પણ એકજ મધ્યમાંથી તે નીકળેલા છે અને એકજ મધ્યબિંદુમાં તે મળી જાય છે. આવી રીતે પરસ્પરનો વિરોધ છોડી દઈને સર્વમાં અભેદ અનુભવવો એજ વ્યવહારની સરળતા છે અને એજ સંસારમાં સ્વર્ગ છે.

બેટી, કર્મોની અમરતાને અભેદ સમજ્યા પછી હવે તારે એ જાણવું જોઈએ કે, દરેક જુદાં જુદાં કર્મો પરસ્પર એકબીજાંને કેવી રીતે મદદ કરે છે? નિર્દોષ સુકોમળ બચ્ચાંઓનું સ્વાભાવિક હાસ્ય લશ્કરીઓને શું મદદ કરે છે? રસીલી યુવાન સ્ત્રીઓનાં નખરાં મુસાફરોને શું મદદ કરે છે? સારંગીવગાડવાવાળો રાજ્યને શું મદદ કરે છે? ગણિતશાસ્ત્રી ખેડૂતોને શું મદદ કરે છે? ચિતારા મજૂરોને શું મદદ કરે છે? મ્યુનિસિપાલિટીઓના ગાડાંવાળાઓ વહાણવટીઓને શું મદદ કરે છે? પહેલવાનો સ્ત્રીઓને તેમનો ઘરસંસાર ચલાવવામાં શું મદદ કરે છે? નાટકકારો કેદીઓને શું મદદ કરે છે? દરજીઓ રસાયણશાસ્ત્રીઓને શો ફાયદો કરે છે? મહેતાજીઓ ડૉકટરોને શું મદદ કરે છે? લુહારો રસાયણશાસ્ત્રીઓને શું મદદ કરે છે? અને સાધુઓ હુન્નરઉદ્યોગનાં કારખાનાંઓને શું મદદ કરે છે? ઉપલક નજરે જોતાં એમ લાગશે કે, તેઓ એકબીજાને બહુ મદદ કરી શકતા નથી. પણ નહિ, બેટી. એમ નથી, તેઓ સર્વ પરસ્પર એકબીજાને તથા સર્વને એટલી બધી મદદ કરે છે કે, એનો હિસાબ જો આપણે તપાસીએ, તો આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ; એટલુંજ નહિ પણ આપણી એમ ખાતરી થઈ જાય કે, સર્વની મદદથીજ આપણે આગળ વધી શકીએ છીએ. એટલુંજ નહિ પણ આપણે જે કાંઇ કરીએ છીએ, તેનો કરોડમો ભાગ પણ બીજાંઓની મદદ વિના કરી શકીએ નહિ. વિલાયતની ગોદીઓમાં જે આગબોટો બંધાય છે, તેમાં હિંદી ખેડૂતોનો હાથ છે. સિલોનમાં જે ચાના બગીચાઓ ખીલી રહ્યા છે, તેમાં ચીનાઓની મદદ છે. હિંદમાં જે કોલસાની ખાણો નીકળી છે તેમાં યુરોપના કારીગરોનો હાથ છે. ફ્રાંસમાં જે નવાં નવાં હથિયારો બને છે તેમાં જર્મનોનો હાથ છે. અમેરિકાની જે આબાદી છે તે ઇંગ્લૅંડને આભારી છે. સુધરેલી દુનિયા જે સોનાના સિક્કા ખડખડાવી રહી

છે તેમાં આફ્રિકાના જંગલીઓનો હિસ્સો છે. જાપાનમાં જે હુન્નર-કળા ખીલી નીકળ્યાં છે તે યુરોપના સાયન્સને આભારી છે. યુરોપમાં જે તત્ત્વજ્ઞાન વધતું જાય છે તે પ્રાચીન આર્ય ઋષિઓની મદદ છે અને યુરોપનું સાયન્સ તે પ્રાચીન આર્ય, ગ્રીક, રોમ, ઈરાન, અરબસ્તાન, ચીન તથા મિસરને આભારી છે. આવી રીતે તાત્કાળિક અથવા પરંપરાથી, સીધી અથવા આડકતરી રીતે તથા પ્રત્યક્ષ અથવા પરોક્ષપણે દરેક કાર્યમાં, દરેક વસ્તુનો અને સર્વ દેશકાળનો ભાગ છે. ખુલ્લી રીતે આવો અભેદ હોવા છતાં અને દરેક કામમાં દરેક કામની સત્તા હોવા છતાં, આપણે એવું અભિમાન કરવું કે અમુક કામ તો મેંજ કર્યું, એ શું ભૂલ નથી? માત્ર ભૂલજ નહિ પણ તે ગુનો છે અને તે ગુનો કંઈ નાનો નહિ પણ બહુ મોટો છે. કારણ કે આપણે જાણીએ છીએ, જોઇએ છીએ ને અનુભવીએ છીએ કે, આપણે બોલીએ છીએ, ચાલીએ છીએ, ખાઇએ છીએ, પીએ છીએ, બેસીએ છીએ, ઊઠીએ છીએ, સૂઇએ છીએ, પહેરીએ છીએ, ઓઢીએ છીએ અને જે કાંઈ પણ કરીએ છીએ, તે સર્વમાં બીજાંઓની મદદ છેજ, કોઇની પણ મદદ વિના બિલકુલ સ્વતંત્રપણે આપણે કાંઈ પણ કરી શકતા નથીજ. એમ છતાં પણ મગજમાં એવોજ પવન ભરી રાખવો કે મેં કર્યું, મેં કર્યું, મેં કર્યું, એ શું પાપ નથી? માત્ર એકજ બાબત તપાસો.

## મુંબઈના શેઠિયાનાં ભોજનની વાત લો

જુદાં જુદાં અનાજ, જુદા જુદા દેશમાંથી આવેલાં છે અને તે જુદાં જુદાં માણસોએ બનાવેલાં છે. ચોખા બંગાળમાંથી આવેલા છે. તુવરદાળ સુરતથી આવેલી છે. બાજરી કાઠિયાવાડથી આવેલી છે. ઘઉં ખંડવાથી આવેલા છે. ખાંડ મોરિસથી આવેલી છે, તેને લાવનારી સ્ટીમર જર્મનીની છે. ઘી પોરબંદરથી આવેલું છે. મસાલામાં મરી, નાળિયેર ને હળદર મલબારથી આવેલાં છે. મીઠું ચિમોરના અગરમાંથી આવેલું છે. બદામપિસ્તાં કાબૂલથી આવેલાં છે. ધાણાજીરું ગુજરાતથી આવેલું છે. મરચાં ભાવનગરનાં છે, રાઇ જંબુસરની છે. બટાટા ઇટલીનાં છે. કોબી મદ્રાસથી આવેલી છે. વટાણા પૂનાના છે. કેરી ગોવાની છે. તાંદળજાની ભાજી બાબુલનાથની ટેકરીની છે. પરવળ કલકત્તેથી આવેલાં છે, આમલી ગુજરાતની છે. હિંગ કાબૂલની છે. ઠાકોરજીને થોડો મેવાનો પ્રસાદ ધરેલો છે તેમાં દાડમ મસ્કતનાં છે. નારંગી નાગપુરની

છે. દ્રાક્ષ કાબૂલની છે. સફરજન અમેરિકાનાં છે. શેરડી ઘાટના મુલકની છે. બોર બનારસથી આવેલાં છે, રસોઈ બનાવવા માટેના વાસણોમાં તાંબુ અમેરિકાથી આવેલું છે. પિત્તળ નાશકનું છે. પિત્તળમાંની કલઇ ચીનની છે. ચાંદી પૃથ્વીના ઘણા ભાગોમાંથી આવેલી છે. લોઢું વિલાયતનું છે. હાંડલાં કચ્છનાં છે. ચૂલાની માટી સાષ્ટી તાલુકાની છે. એ માટીમાં લાદ ભેળવેલી છે તે ટ્રામવે કંપનીના આસ્ટ્રેલિયન ઘોડાની છે. આગ પેટાવવા માટેની કાંડી સ્વિડનની છે. લાકડાં દક્ષિણના જંગલનાં છે, તેમાં કાકડી મૂકવાનું કપડું વિલાયતી છે. ગ્યાસલેટ રશિયાનું છે. આટો દળનારી ડોશી દક્ષિણની છે. ઘંટીનો પથ્થર કાઠિયાવાડનો છે. શાક સમારવાનું ચપ્પુ શેફિલ્ડમાં બનેલું છે. દૂધ ભેંસનું છે. ભેંસ જાફરાબાદની છે. ગોવાળિયો વ્રજનો છે. ભેંસ માટેના કપાસિયા ભરૂચી જિનના છે. રસોઈ બનાવનાર ભટ્ટ સિદ્ધપુરનો છે અને શેઠ કચ્છના રહેવાસી છે. હજુ એમાં ઘણી બાબતો કહેવાની રહી જાય છે. હવે તું વિચાર કે, આમાં કેટલા ખેડૂતો, કેટલા મજૂરો, કેટલા વેપારીઓ, કેટલા વહાણવટીઓ અને કેટલા બધા શોધકોનો હાથ હશે? એટલુંજ નહિ પણ એ બધી ચીજોની શોધ કરતાં, તેના ગુણ-દોષ તપાસતાં, તેને ઉપયોગ લાયક બનાવતાં અને તેનો લાભ લેતાં કેટલાં બધાં વરસો સુધી કેટલી બધી મહેનત કરી હશે અને હજુ પણ કેટલી બધી મહેનત કરી રહ્યાં છે, એ બધું જો આપણે બરોબર રીતે વિચારીએ, તો આપણને એમજ લાગે કે, ઈશ્વરની કૃપા વિના આપણે એક શ્વાસ પણ લઇ શકીએ નહિ. દુનિયાનાં ઘણાં તત્ત્વો અને ઘણા લોકોની મદદ વિના એક શબ્દ પણ બોલી શકીએ નહિ. આખી પૃથ્વીની મદદ વિના આપણે પાણીનો એક ઘૂંટડો પણ પી શકીએ નહિ અને આખા બ્રહ્માંડના ઉપકારમાં દબાયા વિના ભોજનનો એક કોળિયો પણ આપણે મેળવી શકીએ નહિ.

---

## ૩૧–મેં કર્યું એમ માનવું એ મહાપાપ છે

બેટી, તું જો તો ખરી કે, આપણે કેટલા બધા પરતંત્ર છીએ? માત્ર પરતંત્ર છીએ એટલુંજ નહિ, પણ બીજાઓની મદદ વિના આપણી હયાતીજ હોઈ શકે નહિ. ત્યારે આપણાથી કાંઇ થઇ

તો ક્યાંથીજ શકે? આમ પ્રત્યક્ષપણે, સ્પષ્ટ રીતે જાણ્યા ને અનુભવ્યા છતાં પણ દરેક કામમાં એવું અભિમાન કરવું કે મેં કર્યું, મેં કર્યું, મેં કર્યું, એ શું ભૂલ નથી? આપણે જે કાંઈ કરીએ છીએ તેમાં-સર્વની-આખી દુનિયાની મદદ છે અને આખી દુનિયાનો ભાગ છે; તથા આખી દુનિયાનાં કામોમાં આપણો પણ હિસ્સો છે. આવી રીતે સ્પષ્ટ અભેદ છતાં પણ એ કામોના આપણે પોતેજ-એકલાજ કર્તા-ભોક્તા થઈ બેસવું એ અન્યાય ઈશ્વર કેમ સહન કરી શકશે? એ આપણો અન્યાય અહીં આપણને તરણા જેટલો લાગે છે; કારણ કે આપણે આપણા અન્યાયને આપણી સ્વાર્થબુદ્ધિની આરસીથી જોઇએ છીએ, તેથી તે નાના દેખાય છે. પણ યાદ રાખવું કે, આપણી જે ભૂલ અહીં આપણને આપણા સ્વાર્થની વચ્ચે તરણા જેવડી દેખાય છે, તે ઈશ્વરના ન્યાયાસન આગળ ઈન્સાફને વખતે મેરુ જેવડી દેખાશે અને તેમાં કાંઇ અજબ જેવું નથી. કારણ કે હાલમાં એ આપણી ભૂલ આપણને નાની લાગે છે, પણ ખરેખરી રીતે જોતાં તે એવી નાની નથી, એ બહુ મોટી ચોરી છે. માત્ર ચોરીજ નહિ પણ ચોરી ઉપર શિરજોરી. છે. કારણ કે જે આપણું નથી તેને આપણે આપણું માનીએ છીએ અને જે આપણે એકલાએજ કરેલું નથી, પણ સર્વની મદદથી થયેલું છે, તેને પણ મેં કર્યું, મેં કર્યું એમ કહીને તથા એમ માનીને આપણે મગરૂરી લઇએ છીએ. માત્ર એટલુંજ નહિ પણ એ અભિમાનની મગરૂરીને ચાહીને વધારીને તેમાં આપણે મોટાઇ માનીએ છીએ તથા મનાવીએ છીએ અને ખુશી થઇએ છીએ. શું આપણી આવી વર્તણૂક? અને તે પણ એક દિવસની નહિ પણ આખી જિંદગીની? પ્રભુ! પ્રભુ! આ મહાપાપથી અમે ક્યારે છૂટીશું? આપણે પોતે પોતાનેજ ઠગનારી, આખી દુનિયાની ચોરી કરનારી, કુદરતના નિયમોની સામે થનારી અને ઈશ્વરની પવિત્ર આજ્ઞાઓનું ઉલ્લંઘન કરનારી આપણી એ વર્તણૂક-એ ચોરી ઉપર શિરજોરી નથી કે? આવો મોટો ગુનો કે જે ઉપલક દૃષ્ટિએ આપણને નાનો લાગે છે, તે કેટલો બધો ગંભીર છે, એ જો આપણે સમજીએ તો, આપણને લાગતી આપણી તરણા જેવી ભૂલ ઈશ્વરના દરબારમાં મેરુ જેવી દેખાશે. એ વાતમાં કાંઇ સંદેહ રહે નહિ. આમ છે માટેજ મહાત્માઓએ કહેલું છે કે, પાપને નાનું સમજવું નહિ. બેટી, હવે તું સમજી હશે કે, દરેક કર્મોની કેવી અતૂટ

એકતા છે! અને તેમ છતાં પણ અહંભાવથી મેં કર્યું, મેં કર્યું, એમ કરીને આપણે તેનો કેવો ભેદ પાડી નાખીએ છીએ? આમ થતું અટકાવવા માટે ઈશ્વરે બહુ સહેલો રસ્તો બતાવેલો છે અને તે એજ કે, દરેક કામ પ્રભુને અર્પણ કરો.

પ્રભુએ પણ કહેલું છે કેઃ—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९–२७ ॥

અર્થઃ–હે અર્જુન! તું જે ખાય છે, જે હોમ કરે છે, જે દાન કરે છે, જે તપ કરે છે તથા બીજું જે કાંઇ કર્મ કરે છે તે મને અર્પણ કર.

સર્વ કર્મ ઈશ્વરને સોંપી દેવાં એ કેવો મજાનો ઉપદેશ છે? અને એ કેવી આનંદની વાત છે? એમ કરવાથી શું ફળ થાય છે તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ–

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ गी. ५–१० ॥

અર્થઃ–જેમ કમળનાં પાંદડાંને પાણી વળગતું નથી, તેમ જે માણસ ફળની ઇચ્છા છોડીને પ્રભુને પોતાનાં કર્મ સોંપી દે છે, તે પણ બંધાતો નથી.

બેટી, કર્મ કરવા છતાં પણ કમળના પાનની પેઠે નિર્લેપ રહેવું એ કરતાં વધારે ઉત્તમ બીજું શું હોઇ શકે? પણ મનુષ્યને એટલો બધો અધિકાર આપ્યા છતાં પણ, અનંત કૃપાવાન ઈશ્વરને તૃપ્તિ થતી નથી. કારણ કે મનુષ્ય નિર્લેપ થયા છતાં પણ, તેનો ભોગ્ય ને ભોક્તા, દશ્ય ને દ્રષ્ટા, સેવ્ય ને સેવક એવો ભેદ જતો નથી, પણ એટલો ભેદ પણ અભેદના નિયામક–અભેદના અધિષ્ઠાતા પરમકૃપાળુ સમદર્શી ઈશ્વરથી સહન થતો નથી, તે તો એમજ કહે છે કેઃ–

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्म समाधिना ॥ गी. ४–२४ ॥

અર્થઃ–જે અર્પણ કરવું તે પણ બ્રહ્મજ છે, હોમવાની વસ્તુ પણ બ્રહ્મજ છે, અગ્નિ પણ બ્રહ્મજ છે, હોમનારો પણ બ્રહ્મજ છે, એ યજ્ઞથી જે પામવાનું ફળ છે તે પણ બ્રહ્મજ છે અને એ યજ્ઞ કરનારને જવાનું જે ઠેકાણું તે પણ બ્રહ્મજ છે.

### આપણાં કામકાજની વચ્ચેજ આપણી મુક્તિ

બેટી, ઈશ્વરની કૃપા જોઇ? સર્વત્ર ઈશ્વરને જાણવો, જોવો ને

અનુભવવો એ રહસ્ય જોયું? એ બધું શામાંથી? યાદ રાખજે કે આપણાં કર્મમાંથી, તારાં રોજનાં કામકાજમાંથી, જેને તમે નાનાં ને નજીવાં સમજો છો તેવાં કામમાંથી. ઈશ્વરની સાથે પણ અભેદ અનુભવવો એ કરતાં કર્મની વિશેષ મહત્તા બીજી શી હોઇ શકે? બેટી, કદી પણ કર્મોને નજીવાં સમજીશ નહિ, મેં કર્યું, મેં કર્યું એવું અભિમાન રાખીશ મા અને નિખાલસ દિલથી શ્રદ્ધા તથા પ્રેમપૂર્વક ઈશ્વરને કર્મો અર્પણ કરીશ, તો તું પણ નિર્લેપ થઇને બ્રહ્માર્પણ થઈ જઇશ. પણ તે બધું તારી પ્રબળ ઇચ્છા તથા શુદ્ધ ભાવનાથી જિંદગીનું કર્તવ્ય બજાવવામાંજ અને તે બ્રહ્માર્પણ કરવામાંજ છે. એ ખૂબ યાદ રાખજે. જો એમ કરી શકાય તો અહીંજ–સંસારમાંજ–આપણા–ઘરમાંજ–આપણા અંતરમાંજ સ્વર્ગ છે અને આપણાં રોજનાં કામકાજો વચ્ચે જીવન્મુક્તિ છે.

બાઈ, જેમ જેમ હું વિચાર કરું છું તેમ તેમ મારી ભૂલો મને વધારે ને વધારે મળતી જાય છે, કારણ કે હું હવે મારા અંગત સ્વાર્થને બાજુએ મૂકીને ખુલ્લા દિલે જોઇ શકું છું. જ્યાં સુધી હું મારા પોતાના સ્વાર્થમાં હતી, ત્યાંસુધી હું એક તરફ અને તે પણ ટૂંકી દૃષ્ટિથીજ જોઇ શકતી હતી. પણ અભેદમંત્રના બળથી હવે હું એ રોગથી મુક્ત થયેલી છું, એટલે વસ્તુને તેના યથાર્થ રૂપમાં જોઈ શકું છું. આમ થવાથી મરો વ્યવહાર બહુ સરળ થઈ પડેલો છે અને હું સર્વત્ર શાંતિ અનુભવી શકું છું. એટલે મારે સંસારમાં સ્વર્ગ છે.

## તક ગુમાવવી

આપણી જિંદગીની રોજની સાધારણ ભૂલોમાં એક મોટી ભૂલ એ છે કે, હાથ આવેલી શુભ તકને આપણે ફોકટ ગુમાવી નાખીએ છીએ અને એવી તકો જેટલી શ્રીમંતો ગુમાવે છે તેટલી ગરીબો ગુમાવતા નથી. એ હું મારાજ દાખલાથી સાબિત કરી શકીશ. તમે જાણો છો કે મને બહુ જાતની સગવડતા હતી. મારાં માબાપ મારી ઉપર અતિશય પ્યાર રાખતાં હતાં અને મારો પડ્યો બોલ ઊંચકી લેવા તૈયાર હતાં. એટલુંજ નહિ પણ મારા પ્યારા પતિ તો મારે માટે પ્રાણ આપવાને પણ તૈયાર હતા. દરેક નાનામાં નાની બાબતથી મોટામાં મોટી બાબત સુધી મારી એટલી બધી સંભાળ લેવાતી હતી કે, એ પ્રસંગ જ્યારે હું યાદ કરું છું, ત્યારે મને હર્ષ અને દિલગીરી લાગ્યા વિના રહેતી નથી. હર્ષ

એટલા માટે કે, હું એટલી બધી ભાગ્યશાળી, એટલી બધી ઈશ્વરની કૃપાપાત્ર હતી અને દિલગીરી એટલા માટે કે, એટલી બધી સગવડતાનો હું જોઈએ એટલો લાભ લઈ શકી નહિ. પિયરમાં જ્યાં જાઉં ત્યાં બહેન બહેન થઇ રહે, સૌનાં મુખડાં મને જોઇને પ્રસન્ન થઈ જાય અને સૌ પોતાના મનમાં એમજ વિચારે કે બહેનને અમે કેવી રીતે કામ લાગીએ? હું જ્યારે કાંઇ ઇચ્છા કરું ત્યારે જાણે દેવતાઈ હુકમ થયો હોય, તેવી રીતે મારાં સગાંવહાલાં મારું વચન અધ્ધર ઝીલી લેતાં. આટલું બધું અને એ કરતાં ઘણું વધારે જે કાંઇ મારે માટે થતું તે કાંઇ ખાસ મારી લાયકાતને માટે નહિ, પણ મારી સ્વાભાવિક સરળતાને લીધે, સદાય પ્રસન્ન વદનને લીધે, સર્વનું ભલું ઇચ્છવાને લીધે, અતિ નિર્દોષતા તથા સુકોમળપણાને લીધે અને મારાં માબાપના અતિશય વહાલને લીધે હતું. 'કિશોરી, કિશોરી,' એ મારી માના શબ્દોના ભણકારા હજી પણ મને સંભળાયા કરે છે અને સંસારમાં સ્વર્ગ બતાવવામાં એ સાદા શબ્દો મને બહુ મદદ કરે છે. 'દીકરી, કાંઇક શીખ' અને 'બહેનને ખુશી રાખજો.' એ મારા પિતાના શબ્દો છે. પિતાની ઇચ્છા પુત્રીને શીખવવાની ને ખુશી રાખવાની હતી. પણ હું એ વખતે એ આનંદદાયક સમયનો—એ ઉત્તમ સ્થિતિનો લાભ લઈ શકી નહિ, તેથી એ પછી ઘણાં વરસો સુધી ખરો આનંદ અનુભવી શકી નહિ. મારા એ અનુભવ પછી હવે હું જે જે માણસને મળું છું, તેઓને મારા ભલા પિતાનાં વચનો કહું છું કે, ભાઇઓ, સુખી થવું હોય તો કાંઈક શીખો તથા સર્વને સુખી રાખજો અને કાંઈક શીખવજો.

બાઈ, તમને યાદ હશે કે, પોતાના વિચારથી મારા પ્યારાના વિચાર કાંઇ જુદા પડે ત્યારે માતુશ્રી (સાસુજી) મને કહેતાં કે, વહુદીકરા, 'તમારી બિલાડીને સમજાવોની!' માતુશ્રીની ભલમનસાઈ અને તેમનો મારી ઉપરનો ખરો વાત્સલ્યભાવ એ શબ્દોમાં ખુલ્લી રીતે ઝળકી રહ્યો છે અને મારા વહાલા માટે તો તમે બધાં એમજ કહેતાં કે, ભાઈ પાસે ભાભીનું ચલણ છે અને મારા પ્યારા પતિને તો એજ ગીત પસંદ હતું કેઃ—

અરે મૂરખ! કાં પથ્થર પૂજે,
પ્રેમી પ્રિયાને છોડી?

તથા

ક્યાં છે? ક્યાં છે? ક્યાં છે રે?
પ્રિયા વિણ સ્વર્ગ બીજું ક્યાં છે રે!

માત્ર આ ગીતજ તેમને પસંદ હતું એટલુંજ નહિ પણ તેમનો એ સિદ્ધાંતજ હતો અને એ સિદ્ધાંત પ્રમાણે વર્તતા હતા, એટલે તેમનો મારી ઉપરનો પ્રેમ કેવો હોવો જોઇએ તે સહૃદયોને સમજવું મુશ્કેલ નથી. આટલા બધા પ્રેમની સાથે વળી મારાં માબાપ તથા મારા પતિ બહુ સંપત્તિવાન હતા, એટલે ખુલ્લા દિલે ને છૂટા હાથે હું ખર્ચ કરી શકું તેમ હતી. આ બધું બતાવવાની મારી મતલબ એ છે કે, આટલાં બધાં સારાં સાધનો છતાં હું તેનો પૂરતો લાભ લઇ શકી નહિ અને મેં બહુ બહુ કીમતી તકો ખાસ કારણ વિના મારા નજીવા નજીવા સ્વાર્થ સારુ અને થોડાક ઉત્સાહ, થોડીક દૃઢતાની ખામીથી ગુમાવી નાખી.

## મેં મારી સગવડનો લાભ ન લીધો

અહા ! ઈશ્વરની કૃપા તો જુઓ કે હું કેટલી બધી સગવડ ધરાવતી હતી ! વિદ્યાહુન્નર માટે જે યંત્રો કે ઔષધિઓ જોઇએ તે સહેલાઇથી મેળવી શકાય તેવી મારી સ્થિતિ હતી. પુસ્તકો મંગાવ્યા વિના પણ અમારા પ્રસિદ્ધ નામને લીધે આશ્રય મળવા તથા અભિપ્રાયની આશાએ ગ્રંથકારો મોકલી આપતા હતા. ગરીબ વિદ્વાનો આમંત્રણ વિના પણ અમારે ત્યાં ફેરા ખાતા હતા. સત્તાવાળા, પૈસાવાળા અને વિદ્યાવાળા તરફથી જાહેર તથા ખાનગી મેળાવડામાં અમને વારંવાર આમંત્રણ આવતાં હતાં અને અમારા જવાથી તેઓ પોતાને માન મળ્યું સમજતા હતા. જ્યાં જવું હોય ત્યાં જવાને માટે ગાડીઘોડાઓ તૈયાર હતા. જુદી જુદી ભાષા તથા વિદ્યા શીખવનાર સારા સારા શિક્ષકો પોતે અમારી નોકરી કરવા માટે સામે અરજ કરતા હતા. દરેક રમતગમતની બાબતમાં અને જ્યાં કાંઇ પણ નવું શીખી કે જાણી શકાય ત્યાં અમારી હાજરી ઘણું કરીને જરૂર હતી. મુસાફરીને માટે અમને પૂરતી સગવડતા હતી. અભ્યાસ કરવાને માટે અમોને ફુરસદ–નિવૃત્તિ તથા જોઈતી અનુકૂળતા હતી. તંદુરસ્તી સંભાળવા માટે પૂરતી સગવડ હતી, ધાર્મિક સાધુઓ તથા ગુરુઓ ચાહીને અમારે ત્યાં આવતાં ઊલટા ખુશી થતા હતા. વિશ્રાંતિ તથા હરવા ફરવા માટે અમને સુંદર અને ભવ્ય સ્થાનો હતાં. અમારી ખિદમત માટે જોઈએ તે કરતાં વધારે નોકરો હતા. દેશપરદેશના સારા સારા લોકો પોતાનો ગુણ દેખાડવા તેડ્યે અથવા વગર તેડ્યે અમારે ત્યાં આવતા હતા અને તેમની વાતોમાંથી તથા પ્રસંગોમાંથી અમને સ્વાભાવિક રીતેજ

ઘણું ઘણું નવું નવું શીખવવાનું મળતું હતું. દલાલો વ્યાપારને લગતા ઘડી ઘડીના સમાચાર અમોને આપતા હતા અને અમને રીઝવી પોતાનું કામ કાઢી લેવા એવી એવી યુક્તિઓ કરતા તથા વાતચીતમાં એવું મીઠું-મસાલો ભભરાવતા હતા કે, આપણુને રમૂજ લાગ્યા વિના રહે નહિ. અમારી પિછાનવાળાઓ અને પિછાનની ઇચ્છાવાળાઓ જુદા જુદા દેશની નવી નવી વસ્તુઓ અમારા માગ્યા વિના અમોને ખુશી રાખવા માટે મોકલતા હતા. અમારી ઇચ્છા થાય તે જાહેર સ્થળમાં અમે બહુ સહેલાઇથી જઈ શકતાં હતાં તથા જે પ્રસિદ્ધ કે ગુણી માણુસોને મળવા ઇચ્છીએ તેને મજાથી મળી શકતાં હતાં અને અમારી જરાક જીભ વળવાથી કેટલાકોનું ભલું તથા બૂરું થાય એવાં અમે શક્તિવાન હતાં. ટૂંકામાં માણુસજાત વાજબી રીતની જેટલી સગવડ વર્તમાનકાળમાં ભોગવી શકે તેટલી સગવડ અમોને પૈસાને લીધે હતી અને ઘણા શ્રીમંતોને છે. પણ અફસોસ કે અમે તેનો પૂરો લાભ લઈ શકયાં નહિ. આટલી બધી સગવડ છતાં–આટલી બધી ઈશ્વરકૃપા છતાં મારી ઘણીયે બહેનપણીઓ એવી છે કે, જેને ચોખા બાફતાં કે ચા બનાવવા માટે ગરમ પાણી કરતાં પણ આવડતું નથી અને આપણા ઘણાયે ભાઇઓ એવા છે કે, જેઓને પોતાના નામનું બિલાડું ખેંચતાં પણ આવડતું નથી તથા દુનિયા કયાં પડી છે તેનું પણ તેઓને ભાન હોતું નથી.

બાઇ, આગળ વધેલાં ગરીબ માણુસોની મહેનત અને હાડમારી જો શ્રીમંતો સમજે તો તેઓને પોતાને એટલી બધી સગવડ છતાં પોતે કાંઇ પણ કરી ન શકયા, તે માટે કાંઇક લાગણી થયા વિના રહે નહિ. આ બાબત બરોબર સમજવા સારુ ગરીબોને આગળ વધવા માટે કેટલાં બધાં તરફડિયાં મારવાં પડે છે અને કેવી હાડમારી ભોગવવી પડે છે, તેનો હું એક મારા અનુભવમાં આવેલો ખરો દાખલો આપીશ.

## ૩૨–ગરીબ વિદ્યાર્થીઓની હાડમારી

સ્વામી અખંડાનંદને તો તમે જાણો છો. તેઓએ પોતાનું જીવનચરિત્ર લખેલું છે; તે જાણુવા જેવું છે. તેમાં તેઓએ લખ્યું છે કે, કાઠિયાવાડના એક અપ્રસિદ્ધ ગામડામાં કુલીન બ્રાહ્મણુ-કુળમાં મારો જન્મ થયો હતો. અમારું કુટુંબ બહુ ગરીબ સ્થિ-

તિમાં હતું અને તોપણુ મારા પિતાજી બહુ આબરૂદાર અને કાંઇક સંસ્કારી પુરુષ હતા. તેઓ દેશી રાજ્યની સાધારણુ પ્રકારની નોકરી કરતા હતા. નિશાળમાં અને ગામમાં હું મસ્તીખોર છોકરા તરીકે જાણીતો હતો; તોપણુ ભણુવામાં–કાંઈક નવું શીખવામાં મને અજબ પ્રકારનો આનંદ થતો હતો. સ્વાભાવિક રીતેજ મારી વૃત્તિ આવી હોવાથી અને તેમાં મને ટેસ્ટ લાગવાથી હું કાંઈક નવીનતા શોધતો હતો. પણુ એવી ખાસ નવીનતા અમારા નાનકડા ગામડામાં, મારા જેવા ગરીબ ને જંગલી છોકરાને ક્યાંથી મળે? તોપણુ પ્રસંગોપાત્ત કોઈ કોઇ વખત મને કાંઇ ને કાંઈ નવું જાણુવાનું મળ્યા કરતું હતું. હવે હું ચોથી ચોપડી શીખવા લાગ્યો હતો અને તેની સાથે ઇતિહાસ, ભૂગોળ જરાતરા સમજવા લાગ્યો હતો; પણુ એટલાથી મને તૃપ્તિ થતી નહોતી. મને કાંઇક નવું વાંચવાનું જોઇતું હતું, પણુ મારે ઘેર બીજાં પુસ્તકો ક્યાંથી હોય? અને ગામડાના મહેતાજીઓ એવડી નાની ઉંમરના છોકરાને બીજાં પુસ્તકો વાંચવા આપે પણુ શું કરવા? આવી અડચણુ હતી તોપણુ જ્યારે મહેતાજી બહાર જાય ત્યારે હું કોઇ ને કોઇ પુસ્તક વાંચી લેતો. વળી મહેતાજીની ધાસ્તીથી પુસ્તક અધૂરું છોડી દેતો. કોઇ વખતે મહેતાજી અભ્યાસના પુસ્તક સિવાય બીજું પુસ્તક મને વાંચતાં દેખે તો સખત ઠપકો આપતા અને બીજે દહાડે એક નાનકડા કબાટની બહાર સ્કૂલ લાયબ્રેરીનું કોઇ પુસ્તક ન રહી જાય તેની મહેતાજી સંભાળ લેતા. આટલું છતાં પણુ મહેતાજીની બેદરકારીથી ખૂણેખાંચરે રહી ગયેલું કે નવું આવેલું ચોપાનિયું, વર્તમાનપત્ર કે જૂની ચોપડીઓ હું જરા જરા વાંચી લેતો. એ વાંચતાં વાંચતાં તેમાંથી ઘણુંયે હું સમજતો નહોતો. જે ન સમજું તે જાણુવાની મને બહુ ઇચ્છા થતી, પણુ કોઇ બતાવે તેમ નહોતું. ઊલટું મારાથી રિસાયેલો કોઇ છોકરો મહેતાજીને એમ કહી દે કે, તમારી ગેરહાજરીમાં હું બીજું કાંઈ વાંચતો હતો, તો લેસન ન કરવાનો આરોપ મૂકી મહેતાજી મને કોપરાપાક જમાડતા અને મારા બાપ પાસે ફરિયાદ કરતા કે તમારો દીકરો પાઠ કરતો નથી ને બીજું નકામું વાંચ્યા કરે છે. આ સાંભળી મારા વહાલા પિતાજી મને નરમ પ્રકારનો ઠપકો આપે તે જુદો હતો. આવી રીતે ઘણા વખત સુધી ચાલ્યું. સાતમી ચોપડી ભણી રહ્યો ત્યાંસુધી ચાલ્યું. એટલા

વખતમાં મેં ખાનગી રીતે વાચનના બળથી આજુબાજુનું બીજું બીજાઓના કરતાં બહુ સારું જ્ઞાન એકઠું કર્યું હતું, પણ એ જ્ઞાનથી એ વખતે હું કાંઈ ફાયદો મેળવી શકચો નહિ. ઊલટું કેટલીક વખત તો મારું તે જ્ઞાન મને રિબાવવા લાગ્યું. વાંચનારાઓને આ બાબત ખોટી લાગશે, પણ તે સત્ય છે અને તેનાં કારણો બહુ ખુલ્લાં છે.

વાચનના બળથી મારી લાગણીઓ કાંઇક વધારે વિસ્તરી હતી. મારા વિચારો મારા સહવાસીઓ ને ભાઇબંધો કરતાં વધારે આગળ વધેલા હતા. મારા આચારમાં સાધારણતા કરતાં હું કાંઇક વિશેષતા માગતો હતો. મારા તર્કો મારાં સગાંઓ સમજી શકે તે કરતાં કાંઇક વધારે ઊંડા હતા અને મારું હૃદય વધારે ઉત્તમતાને ચાહતું હતું. ટૂંકામાં મારા મનની સૃષ્ટિ કરતાં મારી દૃષ્ટિ સામેની સૃષ્ટિ મને ઊતરતા પ્રકારની લાગતી હતી. એટલે મારા ગામથી, મારા ભાઇબંધોથી, મારાં સગાંવહાલાંથી, મારી જાતથી ને મારા આચાર–વિચારથી હું સંતોષ પામી શકતો નહિ. બીજું એ કે, મારા એ વિચારોમાં ચાલુ જમાનાનું કાંઇક છૂટાપણું ભળેલું હતું અને એવા છૂટાપણાને માટે મારી સ્થિતિ, મારું કુટુંબ, મારી નાત અને મારું રહેવાનું ગામ લાયક નહોતું; એટલે ઘણી બાબતમાં મારું મનમાનતું થઇ શકતું નહોતું અને તોપણ ઘણી બાબતોમાં મારી ચેષ્ટા થતી હતી. અમારા ગામના જૂના વિચારના લોકો મને "સુધારાવાળો" કહેતા. રીતરિવાજને બહુ મજબૂતીથી વળગી રહેનારા લોકો મને "વેદિયો ઢોર" કહેતા. કારણ કે હું મારાં વાચનમાંજ પડચો રહેતો હતો; કારણ કે વ્યાવહારિક રીતરિવાજ પાળવાના આનંદ કરતાં વાચનમાં મને વધારે આનંદ મળતો હતો. મારા મામા મને "અક્કમી" કહેતા હતા. કારણ કે બે–ત્રણ ગાઉ પગે ચાલીને આજુબાજુનાં ગામડાંઓમાં શ્રાદ્ધતરપિંડીના લાડુ ખાવા હું તેમની સાથે જઇ શકતો નહિ. ન જવાનું કારણ એ કે, વાચનની અસરથી કાંઇક નવીન ભભક અનુભવતાં, મનને એવી બાબત પસંદ પડતી નહિ. મૂછમાં હસતે હસતે મારા કાકા કહેતા કે, છોકરો હોશિયાર થશે! એમ કહીને તે મારી મશ્કરી કરતા હતા. મારી દાદી મને કહેતાં કે, તું "પાકા ઝાડ તળે બેસીને ભૂખ્યો મરે" તેવો છે. તેમને આમ કહેવાનું કારણ એ હતું કે, હું કયાંય દક્ષિણા લેવા કે સંક્રાંતનાં હાંડલાં લેવા જતો

નહિ. કારણ કે હું વાજબીપણાને ચાહતો હતો અને મેં મારા સ્વાર્થને કાંઈક અંકુશમાં રાખ્યો હતો તથા કેટલાક સ્વાર્થનો ભોગ આપ્યો હતો. કારણ કે ઘણા સ્વાર્થનો ભોગ આપ્યા વિના ખરેખરું સંગીન જ્ઞાન મેળવી શકાયજ નહિ. બધાંઓ આવી રીતે કાંઇ ને કાંઇ ખિતાબો પોતાની ખુશીથી મારી લાયકી વિના મને બક્ષતાં હતાં અને તોપણ મને સંતોષ હતો કે, મારા વહાલા પિતાજી કેટલીક બાબતોમાં જો કે મારાથી વિરુદ્ધ પડતા, તોપણ મારે માટે સારો મત ધરાવતા હતા, એટલે હું બીજાઓની દરકાર રાખ્યા વિના આગળ વધી શકતો હતો.

વાચકો ! અભ્યાસ કરવો એ ગુના માટે જ્યારે મારા આવા હાલ થતા અને વગરમાગ્યે આવા ખિતાબો મળતા, ત્યારે મારે બદલે જો કોઇ શ્રીમંત અભ્યાસી હોય તો તેની શી સ્થિતિ હોય, તેને કેટલી બધી સગવડતા હોય, પોતાના આચાર–વિચારને છૂટા મૂકવા માટે તેમને કેટલી બધી તકો હોય અને તેમને કેટલું બધું માનપાન મળે, એ સરખાવી તો જુઓ ! અને પછી મારા ધૈર્ય માટે, મારા ઉત્સાહ માટે, મારા પરિશ્રમ માટે, મારા અખંડ પ્રમાણિકપણા માટે અને મારા કઠિન મનોનિગ્રહ માટે ગરીબ છોકરા, શાબાશ છે ! એટલું તો કોઈ કહો ! પણ નહિ; ગરીબોને કોઇ એમ પણ શા માટે કહે ? માનપત્રો તો શ્રીમંતો માટે છે. હજુ તો મારી હાડમારી બાકી છે. એ હાડમારી ભલે હો; કારણ કે એ જ્ઞાનની હાડમારીનું ફળ જેઓ માત્ર શ્રીમંતજ હોય, પણ શ્રીમંતાઈ સિવાય બીજા કાંઇ ગુણો હોય નહિ, તેઓનાં શિર પર પગ મૂકીને આગળ વધવું એજ છે.

મારો અભ્યાસ આગળ વધારવાની હજુ મને બહુ ઉમેદ હતી પણ અમારા નાના ગામડામાં એવાં સાધનો નહોતાં;મેં તેથી મુંબઈ જવા વિચાર કર્યો. મને આશા હતી, બલકે ખાતરી હતી કે, મુંબઇમાં બહુ મોટા મોટા શેઠિયાઓ છે. તેઓ મને આગળ વધવા માટે જરૂર મદદ આપશે. પણ એ આશામાં હું બિલકુલ નિષ્ફળ થયો. ઉદાર ગણાતા કેટલાક નામીચા ગૃહસ્થો પાસે નમ્રતાપૂર્વક અરજ કરી, પણ મારી અરજ સાંભળવા કોઇ સાહેબોએ તસ્દી લીધી નહિ. હું ઘેરેથી દશ રૂપિયા લઇને નીકળ્યો હતો, તેમાંથી મુંબઇ પહોંચતાં સુધીનું ભાડું બાદ કરતે બાકી છ રૂપિયા રહ્યા હતા. તે માંડ માંડ એક મહિનો ચલાવ્યા. બીજા પૈસા હું ઘેરેથી

મંગાવી શકું તેમ નહોતો, કારણ કે મારા પિતાજીની સ્થિતિ હું સમજતો હતો. તેઓએ દશ રૂપિયા મને આપ્યા તે પણ કરજ કરીને આપ્યા હતા, એ મને ખબર હતી. આમ હોવાથી હવે મને ઘેરે પાછું ભાગી જવાની અથવા તો અભ્યાસ છોડી દઈ મુંબઈમાં નોકરી કરવાની ફરજ પડી. ઘેરે પાછું જવું એ મને અપમાન જેવું લાગ્યું. તેથી મેં નોકરી કરવાનો નિશ્ચય કર્યો. પણ લાયક નોકરી મેળવવી એ પણ મારા જેવા ગરીબ, સીધા, બિનઅનુભવી અને સ્વમાનવાળાને સહેલું નહોતું. અભ્યાસ આગળ વધારવા માટે નામીચા શેઠિયાઓને અરજ કરવા સારુ તેમને બારણે ફોકટ ફેરા ખાવામાં મહિનો ચાલ્યો ગયો અને એ પછીનો બીજો મહિનો સારી નોકરી મેળવવાની ઉપલક તજવીજમાં ચાલ્યો ગયો. વીશીવાળો પૈસા માટે ઉતાવળ કરવા લાગ્યો. મારાં ધામ-ધૂમિયાં વૃદ્ધ ફઇબા મુંબઇમાં હતાં. તે મને ઘણીયે આડીઅવળી વાતો સંભળાવવા લાગ્યાં અને "અક્કર્મી દીકરો સુવાવડે મોંઘો" એવું એવું નહિ કહેવાનું કહેવા લાગ્યાં; કારણ કે અભ્યાસ માટેની મારી પ્રબળ ઇચ્છાને તેઓ હવાઈ વિચાર, અથવા એક પ્રકારની ઘેલછા સમજતાં હતાં. હું બેઠો બેઠો પુસ્તકો વાંચવામાં વખત ગાળું તે તેઓને ઝેર જેવું લાગતું હતું. મારી ચોપડીઓ જોઇને તેઓ બળી મરતાં હતાં અને મોટો થયો છતાં પણ કમાવાને બદલે મને ભણવાની ઇચ્છા રાખતો જોઇને તેઓ મારી ઉપર ખાસ ચિડાતાં હતાં. પણ હું એવો માથાનો ફરેલ હતો કે તેઓનું મારી પાસે કાંઈ ચાલતું નહિ. એથી પરિણામ એ થતું કે, તેઓના દાધારંગ્યા સ્વભાવ પ્રમાણે મારી ઉપર પુષ્પાંજલિ થતી. અમારી વચ્ચે જ્યારેત્યારે આ બાબત માટે નાનુંસરખું હુલ્લડ થતું ને એમાંથી હૃદયના કેટલાક જખમો મને સહન કરવા પડતા હતા. કારણ કે મારી ફઇબાનો મને રોજનો એજ ઉપદેશ હતો કે, ચોપડીઓ વાંચવામાં કાંઈ વળે નહિ. ગમે તેમ કરીને પણ પૈસા કમાય તેજ માણસ હોશિયાર. બાપા કહેતા કે, "એક નરમાં સો હુન્નર, કાંઈક ઊંચોનીચો પગ પડયા વિના નાણાંવાળું થવાય નહિ." મારી ફઇબાનો આ રોજનો ઉપદેશ હતો અને તોપણ હજી સુધી પણ તે ઉપદેશ મને ગળે ઊતર્યો નથી. જો કે મેં મારી ફઇબાનો ઉપદેશ ન માન્યો, તોપણ મારે મારા વીશીવાળાની પૈસા માટેની ઉતાવળ તરફ મારી આબરૂને ખાતર જોવું પડયું. અંતે મારી

ફુઇબાની તજવીજથી અમારા ગામવાળા એક વાણિયાની દુકાને સવાછ રૂપિયાના માસિક પગારથી નોકરી મળી; અને તેમાં પણ એ વણિકે પાછો મારી ઉપર એવો ઉપકાર રાખ્યો હતો કે, તારો બાપ મારો સ્નેહી છે માટે તને વધારે પગાર આપું છું. સવાછ રૂપિયા મહિનો ને તેમાં પણ એવી શરત હતી કે, એક વરસ સુધી મારાથી નોકરી છોડાય નહિ. આ વખતે મારી ઉંમર અઢાર વરસની હતી, હું તો મારે માટે શું ને શુંય માન ધરાવતો હતો અને મારી ઘણીયે મોટી કિંમત સમજતો હતો, પણ મુંબઇના બજારમાં મારી કિંમત સવાછ રૂપિયાની થઈ ને તે પણ મહેરબાનીને ખાતર ! પ્રભુ, પ્રભુ ! આ ફટકો મારા હૃદયને બહુ મોટો હતો કારણ કે મેં મારી પોતાની હોશિયારી માટે અને મુંબઇની કદરદાની ને વૈભવ ઉપર બહુ મોટી મોટી આશાઓ બાંધી હતી.

થોડા મહિના નોકરી કર્યો પછી હું બીમાર પડ્યો, કારણ કે એ નોકરી મારે લાયકની નહોતી. એ વખતે શરીરે હું નબળાં બાંધાનો હતો અને મને સખ્ત વૈતરું કરવું પડતું હતું. તથા જે માણસોના આચારવિચાર અને વાતો તથા રહેણીકરણી મને બિલકુલ ગમે નહિ તેઓની વચ્ચે મારે રહેવું પડતું હતું; એટલુંજ નહિ પણ કોઇ કોઇ વખત મારે એવું કામ બતાવવામાં આવતું કે મને ત્રાસ છૂટ્યા વિના રહે નહિ. હું પ્રમાણિકપણાને શુદ્ધ અંતઃકરણથી ચાહતો હતો અને ચાહું છું. પણ દુકાનમાં માલ બદલી નાખવા, ટિકિટો ફેરવી નાખવા તથા ભાવ જૂઠો બતાવવા મારા શેઠ તરફથી મને કહેવામાં આવતું હતું અને તે મારાથી બનતું નહિ, એટલે હું તે દુકાનદારની પ્રીતિ મેળવી શક્યો નહિ. આવા આવા ઊલટા સંજોગને લીધે મારા મન ઉપર બહુ દબાણ થવાથી અને ગરીબાઇને લીધે વીશીમાં સારો ખોરાક નહિ મળવાથી ટૂંક વખતમાં હું બીમાર પડ્યો અને મને દેશમાં મારે ઘેર જવાની ફરજ પડી. આ બધું બતાવવાની મારી એ મતલબ છે કે, ગરીબોને કેવા સાંકડા ને સખ્ત રસ્તામાંથી પસાર થવું પડે છે અને તેમ છતાં તેઓ કેટલા બધા આગળ વધી શકે છે. એક તરફ જ્યારે મારા જેવા ગરીબો આવી મુશ્કેલીમાં પણ કાંઇક કાંઇક કરતા જાય છે, ત્યારે શ્રીમંતો પોતાને મળતી કેવી અમૂલ્ય તકો નકામી ગુમાવી દે છે. એ સમજવા માટે મારું જીવનચરિત્ર ઉપયોગી થઇ પડે એમ હું ઇચ્છું છું.

## મારું માનીતું પુસ્તક

મારે ઘેરે ગયા પછી થોડા વખતમાં હું તંદુરસ્ત થયો અને એ પછી સંસારસુધારા માટે પુસ્તક લખવાનો મેં આરંભ કર્યો. એ પુસ્તક લખવાને માટે મારી પાસે પૂરતા કાગળ કે સારી સાહીકલમ પણ નહોતાં. ત્યારે બીજાં વધારે સારાં સાધનો તો હોયજ ક્યાંથી? અમારું કુટુંબ બહુ મોટું હતું અને ઘર તેના પ્રમાણમાં નાનું હતું. એટલે મને લખાણની સગવડતા માટે ઘરમાં ખુલ્લી એકાંત જગ્યા મળી શકતી નહિ, તેથી પુસ્તક લખવા માટે મને ગામ બહાર જંગલમાં જવાની જરૂર પડતી અને ત્યાં ઝાડની ડાંખળી ઉપર, તપેલા પથ્થર ઉપર અને ભીંજેલી જમીન ઉપર, માટીના ઢેફામાં, સમુદ્રકાંઠાના વાંકાચૂકા ખૂંચતા પથ્થર ઉપર અને કોઇ કોઇ વખત કીડીઓવાળી જગ્યામાં બેસવું પડતું; અને ત્યાં પણ મને બહુ આનંદ થતો હતો. એવી જગ્યામાં બેસીને પણ ઈશ્વરકૃપાથી પુસ્તક એવું સરસ લખાતું હતું કે ગાદીતકિયા પર પડી રહેનારા અને ખુરશીકોચપર લેટનારા ગર્ભશ્રીમંતો કે જેઓને પોતાના નામનું બિલાડું ખેંચતા પણ મુશ્કેલ થઇ પડે છે તેઓને શરમાવે તેવું હતું.

એ પછી પુસ્તક તૈયાર થયે તે છપાવવાની આશાએ—નામદામ મેળવવાની આશાએ, હજારો હવાઇ વિચાર કરતો એક વરસમાં હું પાછો બીજી વખત મુંબઈ ગયો. બહુ માથાફોડ પછી અને ઘણે ઠેકાણે રખડ્યા પછી એક પ્રસિદ્ધ ગૃહસ્થે એ પુસ્તકનાં વખાણ કર્યાથી અંતે એક નામીચા લાયક શેઠિયાએ મારી વારંવારની અરજ ઉપરથી તે પુસ્તક તપાસવા માગ્યું અને તે તપાસનું ફળ મારા લાભમાં આવ્યું. એ નામીચા શેઠને તે પુસ્તક બહુ પસંદ પડ્યું. તેથી તેણે બીજા કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પુછાવ્યા અને તે વિદ્વાનોએ પણ ઉત્તમ અભિપ્રાય આપ્યાથી એ શેઠે તે પુસ્તક મને છપાવી આપવાની મહેરબાનીની રાહે સગવડતા કરી આપી.

આવી રીતે મારું માનીતું પુસ્તક છપાયું, પણ તેથી મને પૈસા સંબંધી કાંઇ લાભ થયો નહિ. કારણ કે મારું પુસ્તક સંસારી બાબતનું હતું અને એ બાબત હમેશાં મતભેદવાળી છે. એટલે તેનો ઉઠાવ થયો નહિ. એટલુંજ નહિ પણ ઊલટું એ પુસ્તક છપાવતાં મને કેટલીક માનસિક વ્યથા સહન કરવી પડી અને તે મારી ગરીબાઇને લીધેજ. એમાં પુસ્તકનો કાંઇ પણ દોષ

નહોતો. મારી ઇચ્છા એ પુસ્તક એક જુદાજ ગૃહસ્થને અર્પણ કરવાની હતી; કારણ કે તે ગૃહસ્થ મેં લખેલા વિષયને ખીલવનાર હતો, પણ જો મારી ઇચ્છાને માન આપી પુસ્તક તેને અર્પણ કરું, તો મારાથી એ વખતે પુસ્તક છપાવી શકાય તેમ નહોતું. તેથી મારી ઇચ્છાને ફરજિયાત દાબી નાખીને, તે પુસ્તક મને આશ્રય આપનાર ગૃહસ્થને અર્પણ કરવાની જરૂર પડી. મારું પુસ્તક છપાવી આપનારને મારું અંતઃકરણ કાંઇ ભૂલી જાય તેવું તે કાંઇ કઠોર નહોતું. હું તેમને લાયકનું બીજું પુસ્તક અર્પણ કરી શકત, પણ મારા જેવા અજાણ્યા માણસનો એટલો વિશ્વાસ ને એટલી ધીરજ તે ગૃહસ્થને કેમ રહે ? એટલું છતાં પણ ઇન્સાફને ખાતર મારે કહેવું જોઇએ કે, એ ઉદાર ગૃહસ્થે અર્પણ-પત્રિકા માટે કોઈ પણ જાતનું મારી ઉપર દબાણ કર્યું નહોતું, પણ હુંજ તેમના દબાણમાં આવી ગયો હતો.

પુસ્તક છપાયા પછી મેં કેટલાંક પુસ્તકો ઘણાયે જાણીતા આસામીઓને આશ્રયની આશાએ તથા હૃદયના ઉમળકાથી ભેટ તરીકે મોકલ્યાં; પણ આશ્રય આપવો તો બાજુએ રહ્યો, પણ કોઈ સાહેબોએ એ પુસ્તકની પહોંચ લખવા પણ તસ્દી લીધી નહિ. ભેટ તરીકે મફત મળતાં પુસ્તકની પહોંચ લખવાથી કદાચ તે ગૃહસ્થોના ગૃહસ્થપણાને લાંછન લાગતું હોય તો તે મને ખબર નથી. જેમ મેં કેટલાંક પુસ્તકો રાજાઓ, જાણીતા અધિકારીઓ, વિદ્વાનો અને શ્રીમંતોને મોકલ્યાં હતાં; તેમજ બીજાં ઘણાંયે પુસ્તકો વર્તમાનપત્રો તથા માસિકોના અધિપતિઓને તેમના અભિપ્રાય સારુ મોકલ્યાં હતાં. પણ તેમાંના મોટા ભાગે એ પુસ્તકની પહોંચ પણ લીધી નહોતી. એ વખતે એક વર્તમાનપત્ર નવીન સંસારસુધારા માટે કાંઈક ઠીક લખતું હતું, એટલે મને આશા હતી કે, મારું પુસ્તક પણ એજ વિષયનું છે તેથી તે યોગ્ય અભિપ્રાય આપશે. એમ ધારી તે પત્રના અધિપતિને મારું પુસ્તક ભેટ મોકલ્યું અને તે સાથે વિનયથી ભભકભર્યો પત્ર લખ્યો. તેમાં એવી અરજ કરી હતી કે, પુસ્તક લખવામાં મારો પ્રથમ પ્રયત્ન છે એટલે મારી ભૂલો અને તે દૂર કરવાના ઉપાયો બતાવશો, તો હું બીજા ભાગમાં સુધારો કરી શકીશ અને એ ઉપકાર કાંઈ જેવો-તેવો નથી. એ અધિપતિ સાહેબે મારી ખરી મહેનતના પુસ્તક માટે અભિપ્રાય આપ્યો કે, "સંસારસુધારા માટે એ પુસ્તક બહુ

જરૂરનું છે અને તેમાંનું લખાણ કોઈ મહાવિદ્વાનનું છે. પણ એ પુસ્તકના કર્તાનો કોપ અમારી ઉપર ખેંચી લઇ અમોને કહ્યા વિના ચાલતું નથી કે, એ લખાણ તેઓએ કોઇ વિદ્વાનનું ચોરી લીધેલું હોવું જોઇએ; કારણ કે.........................નામનો અજાણ્યો માણસ આવું વિદ્વત્તાભરેલું કીમતી પુસ્તક લખે એ વાત અમો માની શકતા નથી."

વાચકો! જોયું મારી મહેનતનું ફળ? મેં અધિપતિ સાહેબને મફત–ભેટ તરીકે નમ્રતાપૂર્વક, માનસહિત પુસ્તક મોકલ્યું, એટલે તેઓએ મને ચોર બનાવ્યો અને તે પણ એટલાજ માટે કે હું બહુ સારું લખી શકયો તે સારુ. હું ગરીબ માણસ હતો અને એકમાર્ગી શાંત જિંદગી ગાળતો હતો, એટલે પ્રસિદ્ધિમાં આવી શકયો નહોતો, તેથી અધિપતિ સાહેબ મને ઓળખતા નહોતા. તે સારુજ તે સાહેબે એક જાહેર વર્તમાનપત્રમાં પ્રજા સન્મુખ મને ચોર ઠરાવ્યો! પ્રભુ! પ્રભુ! ગરીબાઇની આફતો ને ગરીબાઇની મજા તો જુઓ!

કોઈ વિદ્વાનનું લખાણ ચોરી લેવાનો મારી ઉપર આરોપ મૂકતાં પહેલાં જો અધિપતિ સાહેબે મારી હકીકત જાણવા ઇચ્છા કરી હોત તો તે સહેલાઈથી જાણી શકત, પણ એટલી તસ્દી તેઓ શા માટે લે? ગરીબોને ચોતરફથી માર પડે છે, ત્યારે તેઓની તરફનો ફટકો શા માટે બાકી રહી જવો જોઇએ?

ભાઇઓ! ગરીબાઇનું દુઃખ તો જુઓ! એક સારું પુસ્તક લખવું એજ ગુનો? અને તે માટેજ પ્રજા સન્મુખ ચોર ઠરવું, એ કોઇ શ્રીમંતની બાબતમાં બને કે? જો કોઈ શ્રીમંતે એવું સરસ પુસ્તક લખ્યું હોય, તો તેને માટે કેટલી બધી વાહવાહ થાય અને તેને કેટલું બધું માનપાન મળે? એ બધું સરખાવી જુઓ અને પછી જુઓ કે, શ્રીમંતો કેટલાં બધાં સારાં સાધનો અને કેટલી બધી શુભ તકો ધરાવે છે અને તેમ છતાં તેનો કેટલો બધો થોડામાં થોડો ઉપયોગ કરે છે!

## ૩૩–ગરીબ વિદ્વાનોને આશ્રય આપવાની જરૂર

મારા જેવા ઘણાયે ગરીબો પોતાના અને દેશના હિત માટે કેટલો બધો પુરુષાર્થ કરે છે! અને તેમ છતાં પણ જુઓ તો ખરા કે તેમને જરા જેટલો પણ આશ્રય કયાં મળે છે? જેઓએ પો-

તાની જિંદગી દેશને અર્પણ કરી હોય, જેઓએ પોતાના સ્વાર્થને તથા પોતાનાં સુખને હડસેલી કાઢ્યાં હોય, જેઓ પોતાના ભાઈબંધો સારુ જ્ઞાનના કણ વીણી રહ્યા હોય, જેઓ ખરેખરા ગરીબ હોય અને અભ્યાસ એજ જેઓની જિંદગીનું કર્તવ્ય હોય, તેઓ પણ શું આશ્રયને પાત્ર નથી કે ? જ્યારે એવા ખરા અતિથિઓનો પણ અનાદર થશે, ત્યારે પછી શ્રીમંતોની શ્રીમંતાઈને શાપ નહિ લાગે કે ? જ્યારે એવા પુરુષાર્થીઓને યોગ્ય ઉત્તેજન નહિ મળે, ત્યારે દેશનું શ્રેય કેમ થશે ? જ્યારે શ્રીમંતો પોતે પોતાના વૈભવમાંથી કાંઇ કરી શકતા નથી, ત્યારે તેઓને માટે અને દેશને માટે જેઓ પોતાના સ્વાર્થનો ભોગ આપીને ઘણું ઘણું કરે છે, તેવા કર્મયોગિઓનો અતિથિસત્કાર કરવો–થોડી ભિક્ષા આપવી અથવા અભ્યાસ માટેનાં પુસ્તકોની દક્ષિણા આપવી એ શું શ્રીમંતોની ફરજ નથી કે ? શું એટલું કરવાથી શ્રીમંતોની શ્રીમંતાઇ ડૂબી જવાની છે ? જે કામ પોતે જાતે કરવું જોઇએ તે કામ જ્યારે બીજાઓ પોતાના જોખમે ને પોતાના ભોગે કરી આપે છે, ત્યારે તેઓને કટકો રોટલો પણ ન મળે કે ? શું ભારતના હિતેચ્છુ–ભારતના સેવકો ગરીબ વિદ્વાનો જંગલી કૂતરાથી પણ ઊતરતા કે ? કૂતરાને પણ સૌ કોઇ રોટલાનો ટુકડો નાખે છે અને વિદ્વાનોને એટલું પણ નહિ કે ? ભારત ! તારી દુર્દશાનું મૂળ ગુણીજનોને આશ્રય મળતો નથી એજ છે.

અરે ભાગ્યશાળી ધનવાનો ! જરાક વાર તમારો કડક મિજાજ બાજુએ મૂકીને અમારી મહેનત સામું તો જુઓ ! જરાક વાર તમારા લોભને બાજુએ ખસેડીને અમારાથી મળતો લાભ તો જુઓ ! અને જરાકવાર તમારા વૈભવોને છોડીને અમારી મુશ્કેલીઓ તો જુઓ ! એ સર્વે જોયા પછી સરખામણી કરજો કે, અમે આશ્રયને પાત્ર છીએ કે નહિ ?

## વિદ્વાનોની મુશ્કેલીઓ

લાડી, વાડી ને ગાડીમાં ગાંડાતૂર બનેલા યુવાન ગર્ભશ્રીમંતોને ક્યાં ખબર છે કે, ગરીબોને અને તેમાં પણ ખાસ કરીને ગરીબ વિદ્વાનોને કેટલી બધી મુશ્કેલીઓમાંથી પોતાનો રસ્તો લેવો પડે છે. ગરીબ વિદ્વાનોને વધારે મુશ્કેલીઓ અને વધારે મનોવ્યથાઓ ભોગવવી પડે છે, તેનું કારણ એ છે કે, તેઓની જરૂરિયાતની વસ્તુઓ બુદ્ધિના પ્રમાણમાં રોજ રોજ વધતી જાય છે, એટલે

તેઓ દહાડે દહાડે વધારે ગરીબ થતા જાય છે; કારણ કે જરૂરિયાતની ચીજોનો ખર્ચ વધે તેના પ્રમાણમાં તેઓની આવક વધતી નથી અને જો તેઓ માત્ર પૈસા વધારવાનોજ ખ્યાલ રાખે તો તેઓ કદી પણ પૂર્ણ વિદ્વાન થઇ શકે નહિ. બીજું એ કે, જ્ઞાનના પ્રમાણમાં તેઓનું હૃદય કોમળ થતું જાય છે, એટલે વ્યાવહારિક બુઠ્ઠી લાગણીનાં માણસો પર જે શબ્દોની કે જે બનાવની અસર ન થાય અથવા બહુ થોડી થાય, તેવા સાધારણ ગણાતા શબ્દો અને બનાવો પણ વિદ્વાનોનાં જિગર ચીરી શકે છે અને તેમાં ઊથલપાથલ કરી નાખે છે; તમે પ્રત્યક્ષ જુઓ કે હાલમાં ગરીબોની સહેજ પણ કોણ દરકાર રાખે છે? આમ હોવાથી ગરીબ વિદ્વાનોને કેટલા બધા હૃદયના ઘા ખમવા પડે છે? અને કેટલી બધી માનસિક વ્યથા ભોગવવી પડે છે? તે ઘા વ્યાવહારિક લોકો કેમ સમજી શકશે? આ બે બાબત તેઓને પોતાને માટે થઇ. પણ હજી બીજી બાબત બીજાંઓને માટેની છે. આપણામાં એક કહેવત છે કે, "કાજી દૂબલા કયું? તો કે સારા શહેરકી ફિકર." એ કહેવત વિદ્વાનોની બાબતમાં ખરેખરી છે. તેઓની વિદ્વત્તા પોતાના ભાઇબંધોના દોષો માટે અને તેમને થતા નુકસાન માટે, તેમનું જિગર બાળે છે અને તેઓ પોતાના ઘરનું ખાનગી કામકાજ છોડી, આખી દુનિયાના હિત માટેના કાંઇ ને કાંઇ વિચારમાં સદાય ગૂંથાયેલા રહે છે. તેમાં ઘણાયે પ્રસંગો એવા આવે છે કે, તેઓ કાંઈક ફાયદો પણ કરી શકે. પણ જ્યાં પોતાનાં ખિસ્સાં સામું જુએ છે, ત્યાં નિરાશ થઈ જાય છે અને **सर्वशून्यं दरिद्रता ।** તથા **सर्वे गुणा कांचनमाश्रयंते ।** એવાં એવાં વચનો યાદ કરીને મ.ે હાથ દઇ ઉગ્ર નિઃશ્વાસ મૂકવો પડે છે. કોઇ એમ કહે કે, બીજાઓનાં સુખદુઃખની પંચાતીમાં વિદ્વાનોએ શા માટે પડવું જોઇએ? અને તે સારુ શા માટે બળવું જોઇએ? પણ જો તેઓ "હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ" એમ કરે અને વ્યાવહારિક લોકોના જેવા પોતાના વ્યવહારમાંજ ગુલતાન રહેનારા એકલપેટા થાય, તો તેઓ વિદ્વાન ગણાયજ નહિ. કારણ કે વિદ્વત્તા ગધેડાંની પેઠે માત્ર ભાર ઉપાડવા માટેજ નથી, પણ સર્વને ફાયદો પહોંચાડવા માટે છે. વિદ્વત્તાનો એ કુદરતી સ્વભાવજ છે કે સર્વેનાં દુઃખસુખ ઉપર લક્ષ આપવું. એમ કરવું એજ વિદ્વાનોની કસોટી છે અને એજ વિદ્વાનોનું ભૂષણ છે. બાકી પેટ તો કાગડા-કૂતરાંઓ પણ ભરે છે

અને કીડીમકોડી પણ પોતાનો વ્યવહાર ચલાવે છે, એમાં કાંઈ નવાઈ નથી. પણ પરમાર્થનાં કામોમાં મન રોકેલું રાખવું એજ વિદ્વત્તાનું રહસ્ય છે ને એથીજ વિદ્વાનો માનને તથા આશ્રયને પાત્ર છે.

મારા જેવા ગરીબ વિદ્વાનોને આગળ વધવા માટેનાં જરૂરનાં સાધનોની કેવી મુશ્કેલી પડે છે? માત્ર મુશ્કેલીજ નહિ પણ કેવી મોટી ખોટ પડે છે, તે હવે મારે મારા શ્રીમંત સાહેબોને બતાવવું જોઈએ. મેં આગળ કહેલું છે કે, હું જરૂરનાં પુસ્તકો પણ ખરીદી શકતો નહિ, પુસ્તકો ખરીદી શકતો નહિ એટલુંજ નહિ પણ લાયબ્રેરીનો મેમ્બર પણ થઈ શકતો નહોતો અને જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે માસ્તર તો ક્યાંથીજ રાખી શકાય? આ અડચણો દૂર કરવા માટે મારે માસ્તરોના ઘરનું ખાનગી કામકાજ કરવું પડતું, તેમનાં છોકરાં રમાડવાં પડતાં અને માત્ર માસ્તરનોજ નહિ પણ તેમના ઘરની સ્ત્રીઓ ઠપકો આપે તે પણ સહન કરવો પડતો હતો; એટલુંજ નહિ પણ મિત્રો અને પિછાનવાળાઓ પાસે તો ચાહીને વાંચવા માટે પુસ્તકો માગવાં પડતાં હતાં. કોઈની પાસે કાંઈ પણ વસ્તુ માગવાની મને એટલી બધી ચીડ છે કે, તે મારું હૃદય સમજી શકે છે અને તેમ છતાં પણ પુસ્તકો વાંચવાની ઇચ્છા તૃપ્ત કરવા માટે ઘણી વખત મારે અજાણ્યા માણસો પાસે પણ લાચારીથી ઇચ્છા વિરુદ્ધ ફરજિયાત માગણી કરવી પડતી હતી. જો એ વખતે હું એમ ન કરું તો જ્ઞાનમાર્ગમાં આગળ વધી શકું તેમ નહોતું. આવી રીતે વિદ્યાની ખાતર હું મારા સ્વમાનનો ભોગ આપતો હતો. એમ કરવાથી મારા હૃદયમાં ઘા વાગતો, પણ એ ઘા તે વાંચેલાં પુસ્તકમાંથી મળેલાં જ્ઞાનથી રુઝાતો હતો અને તોપણ તેની નિશાની તો રહીજ જતી હતી.

## આપણા દુઃખી ભાઈબંધોની ખાતર અને દેશની ખાતર વિદ્વાનોને મદદ કરો!

મારી આટલી હકીકત ઉપરથી વાંચનાર સાહેબો જાણી શકશે કે, હું એક જાહેર લેખક હતો અને મારા લેખ વધારે સરસ, વધારે અસરકારક, વધારે લોકપ્રિય અને વધારે કીમતી થવા માટે મને બહુ બહોળા અનુભવની જરૂર હતી. જેટલે દરજ્જે હું દુનિયાને અને કુદરતને સારી રીતે જોઇ શકું અને સમજી શકું, તેટલેજ અંશે મારી બુદ્ધિ વધી શકે અને તેના પ્રમાણમાંજ મારો

લેખ ઉપયોગી થઈ શકે. એ બાબત હું સારી રીતે સમજતો હતો. એટલે મારે ઘણી ઘણી મુસાફરી કરવી હતી. ઘણા ઘણા લોકોની રીતભાત ને સ્વભાવ જાણવાં હતાં. ઘણી ઘણી નવી વસ્તુઓ તથા પ્રાણીઓ જોવાં હતાં અને ઘણી ઘણી વિદ્યાઓ તથા હુન્નરકળાઓ સમજવી હતી. તે બધાંને માટે અલબેલી મુંબઇનગરી જેવા મહાન શહેરમાં ઘણાંયે સાધનો છે, પણ અફસોસ કે મને તેનો લાભ ક્યાંથી મળે? હું જાણતો હતો કે આ બધું શીખવાને માટે ઘણાંયે સાધનો છે. જેમકે કૉલેજો, લાયબ્રેરીઓ, હૉસ્પિટલો, નાટકશાળાઓ, સરકસો, પ્રદર્શનો, ફૅનસી ફેરો, લિલામખાનાંઓ, સટ્ટાબજારો, વાજિંત્રશાળાઓ, હોટેલો, સ્ટેશનો, ગોદીઓ, કોર્ટો, જાહેર સમાજો, મેળાઓ, ભાષણો, કલબો, મંદિરો, શરતો, લેવીઓ, બગીચાઓ, રમતગમતના ખેલો, નાચપાર્ટીઓ, વરઘોડાઓ, હરિકથાઓ, વીજળીના અખતરાઓ, રાસાયણિક પ્રયોગો, ઑપરેશનો, હમામખાનાંઓ, જિમખાનાંઓ, ઘણી જાતનાં કારખાનાંઓ અને હુન્નરકળાને મદદ કરનારી અનેક ચીજો, જેમકે યંત્રો, નકશાઓ, વસાણુંઓ, ચિત્રો, પુસ્તકો વગેરે વગેરે. આ બધાં અને એ કરતાં ઘણાં વધારે સાધનો મુંબઇમાં છે. પણ તે સર્વે ઘણું કરીને–ખાસ કરીને પૈસાવાળાઓને માટેજ છે. મારા જેવા ગરીબને એવી ઘણી બાબતોનો પૂરો લાભ ક્યાંથી મળી શકે? અને જ્યાંસુધી જરૂર જેટલો લાભ ન મળે, ત્યાંસુધી મારા લેખમાં ખરી ભભક કેમ આવી શકે? જ્યાંસુધી હું દુનિયાને તેના વાસ્તવિક રૂપમાં ન સમજું, ત્યાંસુધી કુદરતને તેના અસલ રૂપમાં મારાં પુસ્તકોમાં કેમ ખડી કરી શકું? જ્યાંસુધી લખાણમાં સ્વાભાવિકતા રમી ન રહે, હૃદયમાં કુદરત નાચી ન રહે, ત્યાંસુધી વાંચનારાઓનાં જિગર કેમ વીંધી શકાય? અને એમ ન થાય તો મારી મહેનત કામની શું? જો એમ ન થાય તો વિદ્વત્તા કહેવાયજ કેમ? મારા વહાલા ભાઇઓ, હવે તમે જુઓ કે, ગરીબ વિદ્વાનો તમારી તરફથી જે કાંઇ મદદની આશા રાખે છે, તે માત્ર પોતાને ખાતરજ નહિ, પણ આપણા ભાઇબંધોને ફાયદો પહોંચાડવા માટે છે; માટે ઈશ્વરકૃપાથી શક્તિવાન છતાં જો તમે વિદ્વાનો તથા ગુણીજનોને તેઓની કસોટી કરીને મદદ નહિ આપો તો યાદ રાખજો કે, તમે ઊગતાં કલ્પવૃક્ષને દાબી દો છો, અથવા જેને પાણી પાવાની તમારી ફરજ છે,

તે કીમતી ફળદ્રુપ વૃક્ષને તમારી પાસે ઘણું પાણી હોવા છતાં વિનાકારણ જરાક લોભ સારુ અથવા સહેજ બેદરકારીથી સૂકવી નાખો છો. પણ યાદ રાખજો કે એ ભૂલ કાંઇ જેવીતેવી નથી. એ પાપ કાંઇ નાનુંસૂનું નથી. કદાચ એમ પણ બને કે એ ગરીબ વિદ્વાનોથી કે બીજા ગુણીજનોથી તરતમાં તમોને ધારેલો ફાયદો ન મળે, તોપણ યાદ રાખજો કે આંબા વાવ્યા નકામા જશે નહિ. વખત જતાં કોઇકને પણ તેનાં ફળ મળશેજ; અને ફળ ખાનારાઓ બધાજ કાંઇ એવા નહિ નીકળે કે, તેઓનાં અંતઃકરણ આંબાને પાણી પાનારને આશીર્વાદ ન આપે. ભભકભર્યા શ્રીમંતો! તમે જુઓ તો ખરા કે, તમારાં ફક્કડ કપડાંની સફાઇના કડકડ થતા અવાજ જ્યાંસુધી લંબાય છે, નજીવી મોજનાં તમારાં ઉપલક હાસ્યના ખડખડાટ જ્યાંસુધી સંભળાય છે, તમારી ઇન્કેન્ડિસન્ટ ને વીજળિક લાઇટનાં કિરણો જ્યાંસુધી લંબાય છે, તમારા કડક મિજાજની અસર જ્યાંસુધી લંબાય છે, તમારાં સેંટ ને પોમેટમની સુગંધ જ્યાંસુધી લંબાય છે, તમને મળતાં લૂખાં માનપત્રોની અસર જ્યાંસુધી લંબાય છે, તમારે માટે વર્તમાનપત્રોમાં આવતા લાંબા લાંબા હેવાલો જ્યાંસુધી લંબાય છે અને તમારી બીડીઓમાંથી અથવા તમારાં કારખાનાંનાં ધુમાડિયાંમાંથી નીકળતો ધુમાડો જ્યાંસુધી લંબાય છે, તે કરતાં પણ યાદ રાખજો કે, જરાક જેટલી પણ ગરીબ વિદ્વાનોને તથા ગુણીઓને આપેલી ખરી મદદની અસર વધારે લંબાશે. ઉપલી બધી અસરો માત્ર તમારા કંપાઉન્ડમાંજ રહી જશે અને દુનિયાના ક્રમ પ્રમાણે વખત આવ્યે તમારી સાથેજ કુરરર ફૂ થઇ જશે. પણ વિદ્વાનોને તથા નવીન શોધકોને આપેલી મદદ તમો ગયા પછી પણ જમાનાઓ સુધી રહેશે અને તમારા કંપાઉન્ડમાંજ નહિ પણ આખી દુનિયામાં તેની અસર ફેલાઈ જશે. માટે ભાઇઓ! કૃપા કરીને જરાક ગરીબ વિદ્વાનોની સામે દયાની નજરે જુઓ! જુઓ!!

આટલું બધું છૂટથી હું લખી શકું છું તેનું કારણ એ છે કે, આ કાંઈ હું મારે પોતાને માટે લખતો નથી. કારણ કે મેં તો મારા સ્વાર્થનો ભોગ આપેલો છે. મેં તો મારી જિંદગી મારા દેશઅર્થે ને મારા ભાઇઓ અર્થે અર્પણ કરેલી છે. હું તો ત્યાગી થયેલો છું. મને કોઇનું કાંઇ જોઈતું નથી. પ્રભુ મને ટુકડો રોટલો આપી દે છે એથી આનંદ છે. પણ મેં મારું શરૂઆતનું દુઃખ

જોયેલું છે, એટલે એવાં દુઃખમાંથી મારા ગરીબ વિદ્વાન ભાઇઓ બચે એવી આશાથી આ લેખ લખવામાં આવે છે; એટલુંજ નહિ પણ મને શ્રીમંતોનો બહુ અનુભવ મળેલો છે અને તેઓ પોતાની ફરજ બજાવવામાં કેટલા બધા પછાત છે, એ મેં પ્રત્યક્ષ જોયેલું છે. એટલે છતાં સાધનોએ તેઓ કેટલા બધા પછાત રહી જાય છે અને મારા ગરીબ વિદ્વાન ભાઇબંધોને સાધન વિના–તેઓના આશ્રય વિના કેટલું બધું હેરાન થવું પડે છે, એ મેં જાતે અનુભવેલું છે તથા મારા મિત્રોએ પણ અનુભવેલું છે. માટે મારા વિદ્વાન ભાઇબંધોને અને આપણા શ્રીમંત સાહેબોને તથા આપણા દુઃખી થયેલા દેશને ફાયદો થાય એવા હેતુથી દેશની દુર્દશાનાં કારણો સમજવા માટે મારા સાધુ મિત્ર ગરીબદાસના અનુભવની નોંધપોથીમાંથી એક દાખલો આપીશ. તેણે લખ્યું છે કે, શ્રીમંતોની મોટાઈ ! બત્તીગુલ !

મને યાદ છે. હા, તે રાત્રિ મને યાદ છે. એ જખમ હું હજી ભૂલી ગયો નથી. વાંચનાર ભાઇઓ ! તમારે એમ નહિ સમજવું કે હું કયાંય યુદ્ધમાં ઘાયલ થયો હતો, અથવા તો કોઇ અકસ્માતમાં હું સપડાઇ ગયો હતો. મને કોઇએ હથિયાર માર્યું નહોતું, કે મને કોઈએ બૂરું વચન કહ્યું નહોતું. ઈશ્વરકૃપાથી હું કોઇનો દુશ્મન નથી અને મારું કોઇ દુશ્મન નથી. ત્યારે મને જખમ શાનો થયો ? આ વખતે જ્યારે દેશના સૌભાગ્ય–દેશના સ્થંભ–દેશની કીર્તિ–ઈશ્વરના કૃપાપાત્ર પૂર્વના પુણ્યવાળા ભાગ્યશાળી શ્રીમંત સાહેબોની વાત ચાલી રહી છે, ત્યારે એ જખમને શા માટે યાદ કરવો જોઇએ ? પણ અફસોસ કે, એ જખમની હકીકત તમોને સમજાવ્યા વિના ગરીબ વિદ્વાનોની જિંદગીની મુશ્કેલીઓ અને આપણા શ્રીમંત સાહેબોની બુઠ્ઠી લાગણીઓ સમજી શકાશે નહિ.

જ્ઞાન મેળવવાની હોંસમાં હું મુસાફરી કરવા નીકળ્યો, એ વખતે ઉદરપોષણ અર્થે મારે નોકરી કરવી પડી હતી. મારા શેઠ બહુ પૈસાવાળા હતા અને તેમની ભલમનસાઇની વાતો ઘણા લોકો કરતા હતા. મેં સાંભળ્યું હતું કે એ શેઠ કેળવણીને ઉત્તેજન આપે છે; એટલુંજ નહિ પણ મેં ઘણી વખત તેમનું નામ વર્તમાનપત્રોમાં, જાહેર ફંડોમાં, નાણાં ભરનારાઓની ટીપમાં વાંચ્યું હતું. તે ઉપરથી બિનઅનુભવી હોવાને લીધે તેમને માટે જોઇએ તે કરતાં હું વધારે માન ધરાવતો હતો. બીજું એ કે, એ

વખતે હું હજુ ઊગતો જુવાનિયો હોવાથી તથા મને કોઇ એવા મોટા માણુસ સાથે પિછાન ન હોવાથી, મારા શેઠને માટે જુસ્સાદાર રીતે હું કાંઈક દેવતાઇ વિચારો કર્યા કરતો હતો.

શેઠ રાતે દશ વાગે સૂઇ જાય ત્યાંસુધી મને તેમની નોકરી કરવી પડતી હતી. હું પણ શેઠને ત્યાંજ સૂતો હતો, એટલે શેઠ સૂઇ ગયા પછી કલાક દોઢ કલાક હું મારું લખવા-વાંચવાનું કામ કરતો હતો. એ વખતે હું એક પુસ્તક લખતો હતો અને તે વિષય એવો હતો કે, મને ઘણાં પુસ્તકોની મદદની જરૂર હતી. દિવસે મને ફુરસદ મળતી નહિ; કારણ કે મને મારા શેઠની દરરોજ સત્તર કલાક નોકરી કરવી પડતી હતી. તેથી રાતને વખતે વાંચ્યા વિના બીજો ઉપાય નહોતો.

મારા શેઠને ત્યાં સાધારણ બત્તી કરતાં સહેજ ચડતા પ્રકારની એટલે વધુ પ્રકાશ આપે તેવી બત્તી હતી. એક દિવસ શેઠ દશ વાગે સૂવા ગયા, ઉપર જઇને હમાલને કહ્યું કે, બત્તી બુઝાવી નાખ. હમાલે જવાબ દીધો કે, મહેતાજી વાંચે છે. શેઠે પૂછ્યું કે, કેટલા વાગ્યા સુધી વાંચે છે ? હમાલે કહ્યું કે, અગિયારબાર વાગ્યા સુધી. શેઠે કહ્યું કે, તેને વાંચવું હોય તો તેલનો ગ્લાસ મૂકવો, મોટી બત્તી રાખવી નહિ. શેઠના આ હુકમથી હમાલે નીચે આવીને હું વાંચતો હતો છતાં બત્તી બુઝાવી નાખી. મેં પૂછ્યું કે કેમ ? શું કરે છે ? તેણે કહ્યું કે, શેઠનો એવો હુકમ છે. પછી તેણે શેઠ સાથે થયેલી વાત મને કહી બતાવી. એ સાંભળી એ વખતે મને બહુ માઠું લાગ્યું. મારે પોતાને માટે નહિ; કારણ કે મારે માટે તો જાહેર રસ્તાઓ ઉપરનાં મ્યુનિસિપાલિટીનાં હજારો ફાનસ તૈયાર હતાં, પણ મારા દેશને માટે, મારા ગરીબ વિદ્વાન ભાઇઓને માટે, મારા શ્રીમંત સાહેબોને માટે મને બહુ લાગી આવ્યું. અરે ! હાય, હાય ! ભારતના શ્રીમંતોનાં દિલ આવાં ? એક કલાકે એક દોઢિયાનું એ બત્તીમાં ખર્ચ થતું અને તે વધુમાં વધુ રોજ દોઢ કલાક સુધીજ હું વાપરતો. તેમાં પણ કેટલાક દિવસ ખાલી જતા. અરે મારા ભલા શેઠ ! કાંઇક તો વિચાર કરવો હતો ! રોજ દોઢ દોઢિયાના ખર્ચ સારુ રાતના બાર વાગ્યા સુધી તમારા ઘર-માંજ-તમારી સામેજ અભ્યાસ કરનાર તમારા આશ્રિત ગરીબ વિદ્યાર્થી પાસેની બત્તી ગુલ કરતાં તમોને જરા પણ આંચકો ન લાગ્યો ? શિવ ! શિવ ! શિવ ! પણ યાદ રાખજો કે, એ મારીજ

બત્તી ગુલ થઈ નથી; તેની સાથે તમારી અને બીજા ઘણાઓની બત્તી પણ ગુલ થઇ છે. મારા દિલમાં એ એક તમે એવો ફટકો માર્યો છે—એવો ભયંકર જખમ કર્યો છે કે તેની અસર મારી એકનીજ નહિ પણ બીજા ઘણાઓની જિંદગી સુધી જશે નહિ. અરે એ તે કેમ જાય ? જેને માટે મેં દેવતાઇ વિચાર કર્યો હોય, તે મારે માટે આમ કરે ? બત્તી બુઝાવી નાખે ? પ્રભુ ! પ્રભુ ! અરે, અમને અફસોસ કેમ ન થાય ? જે શ્રીમંતોની ઉપર દેશની સમૃદ્ધિનો ને આબાદીનો આધાર છે, જે શ્રીમંતો દેશની શોભા છે, જે શ્રીમંતો દેશની કીર્તિ છે, જે શ્રીમંતો દેશની આશા છે, જે શ્રીમંતો સુલેહનાં મૂળિયાં છે, જે શ્રીમંતો ગરીબોની મદદ છે, જે શ્રીમંતો હુન્નરકળાના કદરદાન છે, જે શ્રીમંતોની મદદથી દુનિયા સુધરે છે, જે શ્રીમંતોની શ્રીમંતાઇથી દુનિયા રળિયામણી લાગે છે અને જે શ્રીમંતો ઇશ્વરના કૃપાપાત્ર છે, એવા શ્રીમંતો જ્યારે આવી હીણી નજર રાખે, એટલી બધી હીણી નજર કે, પોતાની નજર આગળ અભ્યાસ કરતા ગરીબ વિદ્યાર્થી પાસેની બત્તી પણ બુઝાવી નાખે, ત્યારે પછી અફસોસ કેમ ન થાય ? અરે ભારત ! તારાં ભાગ્યશાળી, તારાં માનીતાં સંતાન આવાં હોય કે ? હવે તું અમને કહે કે તારી દુર્દશાનું મૂળ કોણ ? શ્રીમંતો કે ગરીબ ?

## ૩૪—ગરીબાઈ કેટલું બધું શીખવે છે ?

મેં અગાઉ કબૂલ કરેલું છે કે, હું લાયબ્રેરીની ફી ભરવા શક્તિવાન નહોતો અને તોપણ એ તો મને વ્યસનજ પડી ગયું હતું કે, કાંઇ પણ નવું નવું વાંચ્યા વિના મારાથી રહી શકાયજ નહિ. કોઈ કોઇ દિવસ જ્યારે કાંઇ વાંચવાનું ન મળે અથવા કાંઇ કારણસર વાંચી ન શકાય, ત્યારે મને ચેન પડતું નહિ. ચેન પડતું નહિ એટલુંજ નહિ પણ મને એમજ લાગતું કે, વાંચ્યા વિનાનો દિવસ ગયો તે ફોગટજ ગયો છે. આવી ટેવ પડી ગયાથી અને ખાસ રીતે ચાહીને એવી ટેવ રાખવાથી, નવાં નવાં પુસ્તક મેળવવા માટે મને લાયબ્રેરીની મદદની બહુજ જરૂર હતી. પણ મારી પાસે પૈસા નહોતા. અહા ! તંગી કેટલું બધું શીખવે છે, ગરજ કેવી રીતે રસ્તો શોધી લે છે અને ગરીબાઇ કેવી છૂપી મદદ કરે છે, તે હું આ વખતેજ સમજી શકયો. એક નાની લાયબ્રેરીમાં તે લાય-

બ્રેરીનું કામકાજ કરનાર નોકર હતો તેની સાથે ધીમે ધીમે મને પિછાન થઇ. એ પણ મારા જેવો ગરીબ માણસ હતો. તેને મેં એક પુસ્તક બનાવી આપવા કબૂલ કર્યું અને તે બદલ લાયબ્રેરિયનને સમજાવી, તેની રજા મેળવી તે મને પુસ્તકો વાંચવા માટે આપવા લાગ્યો. આવી રીતે થવાથી મને બેવડો લાભ થયો. મને એક પુસ્તક બનાવવાની ફરજ પડી અને પુસ્તકો વાંચવાનો લાભ મળવા લાગ્યો. ટૂંક વખતમાં મેં એક નાનું પુસ્તક તૈયાર કર્યું. એ પુસ્તકથી તે માણસ ખુશી થયો અને તેણે તે છપાવ્યું. તેથી તેની પ્રસિદ્ધિ થઇ તેને કાંઇક પૈસા મળ્યા. મારું પુસ્તક બહાર પડ્યું અને હું તેના ઋણમાંથી છૂટયો. કારણ કે બનતાં સુધી કોઇના પણ ઉપકારમાં દબાવું નહિ એ મારો ઠરાવ છે. અને કદી કોઇના ઉપકાર નીચે અવાય તો એવી પ્રાર્થના કરવી કે, હે પ્રભુ! ઉપકારનો બદલો વાળવાની અમને તક આપ. આ બધું હું ગરીબાઇમાંથી શીખ્યો છું. કારણ કે જો હું શ્રીમંત હોત તો કદાચ બીજા શ્રીમંત ભાઇબંધોની પેઠે હૃદયની સરળતા ને કોમળતાથી બેનસીબ રહ્યો હોત અને મને નમે તેની પાસે અકડાઇ રાખવાની, મને માન આપે તે તેઓની ફરજ સમજવાની, મારી તરફ સ્નેહ રાખે તેને સ્વાર્થી સમજવાની અને મારી ઉપર ઉપકાર કરે તેની કિંમત નહિ સમજવાની, આપણા શ્રીમંત ભાઇઓના દૃષ્ટાંતથી કદાચ મને પણ ટેવ પડી જાત.

## શ્રીમંતો પોતાની શક્તિનો લાભ લેતા નથી

આપણા શ્રીમંત સાહેબોમાંથી હું એવા ઘણા જણને ઓળખું છું કે, તેઓ ઘણીયે લાયબ્રેરીઓના લાઇફ–મેંબરો છે, એટલુંજ નહિ પણ તેમને પોતાને ઘેર લાયબ્રેરીઓ છે. છતાં પણ વિદ્યાહુન્નરના શોખને ખાતર જો એક પણ પુસ્તક તેઓએ સમજીને પૂરેપૂરું વાંચ્યું હોય, તો હું તેઓના તરફથી મારા દાદાના સોગન ખાઇ શકું! આનું નામ શું કીમતી તકો ગુમાવવી એ નથી? આનું નામ શું છતાં ભોજને ભૂખ્યું રહેવું એ નથી? આનું નામ શું ઈશ્વરી જ્ઞાનનો લાભ ન લેવો એ નથી? અને આનું નામ શું ઈશ્વરી કૃપા ગુમાવી નાખવી એ નથી? આવી રીતે પોતામાં રહેલી કુદરતી શક્તિ ન ખર્ચવી અને કીમતી તકો ગુમાવી નાખવી તેનું નામ શું ભારતની દુર્દશા નથી?

ગરીબાઇનું છૂપું બળ બહુ મોટું છે અને તે માણસોને ઘણાયે

દુર્ગુણોમાંથી બચાવી લે છે, એ તો મારી અનુભવસિદ્ધ બાબત છે. પણ તેની સાથે મારે એ પણ કબૂલ કરવું જોઇએ કે, ગરીબાઇની પીડા પણ કાંઇ જેવી તેવી નથી. ગરીબાઇને લીધે ઘણીયે સારી તકો હાથ આવતી નથી. તથા ઘણાયે સદ્‌ગુણોને દબાઇ રહેવું પડે છે. એટલુંજ નહિ પણ કેટલીક વખત વિનાકારણ અપમાન પણ ખમવું પડે છે.

### મફતનાં અપમાન

એક દિવસે સાંજે હું એક જાહેર બગીચામાં ફરવા ગયો હતો. એક ખૂણામાં બેસી મારું પુસ્તક લખતો હતો, એટલામાં તે બાગનો રખેવાળ ઉપરી અમલદાર ત્યાં આવ્યો. તેને આવતો જોઈ, નવો રાખેલો બાગનો ચોકીદાર સિપાઇ પોતાની ચાલાકી બતાવવા ત્યાં બેઠેલા ગરીબ માણસોને વિનાકારણ ઉઠાડવા લાગ્યો. હું એક ખૂણામાં બેસીને લખતો હતો ત્યાં સિપાઇદાદાએ આવીને કહ્યું કે, ચલે જાઓ. મેં કહ્યું કે આ બગીચામાં બેસવાની સૌને રજા છે, મને શા માટે ઉઠાડે છે? તેણે કહ્યું કે, ચલે જાઓ, જાસ્તી બાત મત કરો! હું ઊઠીને ત્યાં પાસેજ ઊભેલા બાગના યુરોપિયન રખેવાળ પાસે ગયો. મારે તેને એટલુંજ પૂછવાનું હતું કે અહીં બેસવાની રજા છે કે નહિ? હું એ ખુલાસો પૂછું તે અગાઉ એ સિપાઇએ ત્યાં આવી કહ્યું કે, સાહેબ, આ માણસ અહીંથી જવાની ના પાડે છે. સાહેબે હુકમ કર્યો કે, તેને પોલીસમાં લઇ જાઓ. શા માટે પોલીસમાં મોકલીએ છીએ તે જાણવાની કે વિચારવાની એ યુરોપિયન ગોરા ગોરા સાહેબ શા માટે તસ્દી લે? મારી કાંઇ વાત તેણે સાંભળી નહિ. સિપાઇ મને લઇ જતો હતો એટલામાં તે યુરોપિયન અમલદારની સાથે આવેલા બીજા એક યુરોપિયને તે સિપાઇને પૂછ્યું કે, એ આદમીને કયા કિયા? પેશાબ કિયા? ફૂલપાન તોડા? સિપાઈએ કહ્યું કે, નહિ. તેણે પૂછ્યું એ કયા કરતા થા? સિપાઈએ આંગળી બતાવીને કહ્યું, અહીં બેઠો હતો. તે યુરોપિયને કહ્યું: બેઠને દો, બેઠનેવાલેકું ના મત બોલો. સિપાઇએ કહ્યું, સાહેબ હું નવો માણસ છું.

અહીં આ બાબત સમાપ્ત થાય છે, પણ વાંચનારાઓએ જોવાનું છે કે, એમાં મારો શું ગુનો હતો? જો મારો કાંઇ પણ ગુનો હોય તો તે એજ કે, મારાં કપડાં ગરીબાઇને છાજતાં હતાં, તેથીજ મને આવી રીતે અપમાન ખમવું પડ્યું. જો કે એ ભલા

યુરોપિયન ગૃહસ્થની ન્યાયદૃષ્ટિથી હું પોલીસમાં જતો, હેરાન થતો અને વિનાકારણ બેઆબરૂ થતો બચ્ચો હતો અને તોપણ મારે જણાવવું જોઈએ કે, મારા હૃદયને ધક્કો લાગ્યા વિના રહ્યો ન-હોતો; કારણ કે મારા કાંઇ પણ દોષ વિના માત્ર ગરીબાઈનાં કપડાં-ને ખાતરજ મને આવી રીતે અપમાન ખમવું પડયું હતું. હવે તમે જુઓ કે, જમાનાને અનુસરતી રીતે સગવડથી રહી શકે એવો જો કોઈ શ્રીમંત મારી જગ્યાએ હોત તો તેનું આવી રીતે અપમાન થાત કે? નહિજ. ઊલટો તેજ સિપાઇ તેને નમીને માન-થી સલામ કરત અને તેને અંદર ફેરવીને બધો બગીચો સરખી રીતે બતાવત તથા જરૂરની કેટલીક વિગતો પૂરી પાડત. શ્રીમંતને જ્યારે આવી રીતે થાત ત્યારે ગરીબને તે પોલીસમાં લઇ ચાલ્યા! આ બધાં ગરીબાઈનાં વગરમાગ્યે ચાલ્યાં આવતાં સંકટો છે. આ ઉપરથી હું એમ બતાવવા માગું છું કે, શ્રીમંતોને ઘણાયે પ્રકાર-ની સ્વાભાવિક સગવડ છે અને તોપણ તેનો તેઓ ખરો લાભ લેતા નથી.

માણસને અનુભવ અને જ્ઞાન મેળવવા માટેનાં ઘણાંયે જાહેર સ્થળો મેં અગાઉ બતાવેલાં છે; જેવાં કે, બગીચાઓ, મંદિરો, લિલામખાનાંઓ, પ્રદર્શનો વગેરે તેવાં સ્થળોને માટે ઘણાઓ એમ કહેશે કે, તે સર્વને માટે ખુલ્લાં છે, પણ ઉપલા દૃષ્ટાંત સાથે મારો અનુભવ એ છે કે, એવાં જાહેર સ્થળો પણ શ્રીમંતોને માટે ખાસ પૂરેપૂરાં ખુલ્લાં છે અને ગરીબોને માટે માત્ર જરાતરા ખુલ્લાં છે; તોપણ અજાયબીની વાત એ છે કે, એવાં સ્થળોમાંથી ગરીબો અને તેમાં પણ ખાસ કરીને ગરીબ વિદ્વાનો જેટલો લાભ લઇ જાય છે તેટલો શ્રીમંત લઇ શકતા નથી. આનું કારણ એજ છે કે, શ્રીમંતો પોતાની શક્તિનો અને પોતાને મળતી શુભ તકોનો જરા જેટલો પણ લાભ લેતા નથી.

ગરીબાઇ માણસને આગળ વધવામાં કેટલી બધી અડચણો નાખે છે, એ જો ખુલ્લી રીતે સમજાય, તો વિદ્વાનોને મદદની કેટલી બધી જરૂર છે અને શ્રીમંતોની એ કેવી મોટી ફરજ છે તથા એ ફરજ બજાવવામાં શ્રીમંતો કેટલી બધી બેદરકારી બતાવે છે અને તેથી પોતાની, પોતાના ભાઇઓની તથા દેશની કેટલી બધી ખરાબી થાય છે, એ બરોબર રીતે સમજાય તે સારુ હજી બીજી તેવી ઘણીયે બાબતો મારે રજૂ કરવી જોઈએ.

## ગરીબો બોલતાં બંધાય ને છીંકતાં દંડાય

હું ધારું છું કે, સફાઈથી બોલી શકવું અને અસરકારક હાજરજવાબ દેવા એમાં કાંઈ ખોટું નથી અને તોપણ એવી બાબતોમાંથી પણ મને ખમવું પડયું છે. ગરીબોને અનુકૂળ સંજોગો વિના તેનું જ્ઞાન પણ ફસાવનારું થઇ પડે છે. એવા ઘણા દાખલા મારા જાતઅનુભવમાં આવેલા છે. તેમાંથી એક દાખલો રજૂ કરું છું; તે એવા હેતુથી કે, આપણા શ્રીમંતભાઇઓ ગરીબ વિદ્વાનોને અનુકૂળ સંજોગમાં રહેવાની કેટલી બધી જરૂર છે તે સમજે અને મદદ આપતાં શીખે.

મુંબઈની માર્કિટ પાસેની એક ગંદી ગલીમાં હું રહેતો હતો. કારણ કે ત્યાં મને સસ્તા ભાડાની ઓરડી મળી હતી. હું જે માળામાં રહેતો તે માળાવાળો અક્ષરશૂન્ય પણ શ્રીમંત હતો અને પૈસાના જોરથી અભિમાની હતો. તેની રીત એવી હતી કે, દરરોજ પોતાને વખાણનારાઓ પાસે બેસવું અને પોતાની દરેક વાતમાં પછી તે ગમે તેવી ગેરવાજબી હોય તોપણ, પાસે બેઠેલાઓ પાસે તેમાં હા જી હા કરાવવું. મને તેના એ સ્વભાવની ખબર નહોતી, તેથી મારાથી એક દિવસ સહેજ કાંઇ બોલાઈ ગયું તેથી તેનો મિજાજ ફાટ્યો. વાત એમ બની કે, રાતના ભોજન પછી હું એ ઘરના ચોક ઉપર જરાવાર બેઠો હતો, એટલામાં ત્યાં તે ઘરવાળો શેઠ પોતાના હા જી હા કરવાવાળા ચારપાંચ ખુશામતિયાઓને સાથે તેડી લાવીને બેઠો અને વાતોના તડાકા ચાલવા લાગ્યા. વખત ઠંડા પહોરનો હતો. રાતના આઠ વાગ્યા હતા. વાજબી ગેરવાજબીની ત્યાં કોઇને દરકાર નહોતી. કાંઇક ને કાંઇક જે મળ્યું તે દળી કાઢવું, પછી ચાહે તો મગ હોય, અડદ હોય કે કાંકરા હોય ગમે તે હોય; પણ ભરડી નાખવું એ તે શેઠની મજા હતી. જો એમ ન કરે તો તેને મજા પડતી નહિ. અને પાસે બેસનારાઓનું એજ કામ હતું કે, શેઠની વાતમાં હા જી હા કરવું. જો એમ ન કરે તો તેઓ શેઠના ગુસ્સામાં આવી પડે અને એવા મગરૂર શ્રીમંતના ગુસ્સામાં આવવાનું જોખમ તેઓ શા માટે ખેડે? તેઓ કહેતા કે, શેઠ ભલે ગમે તે બોલે, તેમાં અમારા બાપનું શું ગયું? અમે તો એટલું સમજીએ કે, "ન બોલ્યામાં નવ ગુણ." એ શેઠ પાસે બેસનારા એક શાસ્ત્રીના આ વિચાર હતા અને જયાંસુધી **यद्यपि शुद्धं लोकाविरुद्धं नाकरणीयं नाचर-**

ણીયં ॥ એવા નમાલા વિચાર રાખીએ ત્યાંસુધી પોતે સુધરીને બીજાને સુધારી શકીએ એ કદી પણ બનવાજોગ નથી.

શેઠે તો ભરી ભરીને તોપો ચલાવવા માંડી અને મરજી આવે તેમ ગપગોળા ફેંકવા લાગ્યા. વાત અંગ્રેજી સુધારાની ચાલી. અભિમાનથી ને અતિ ખુશાલીથી શેઠે કહ્યું કે, તમને કોઇને ક્યાં ખબર છે ? ગાડી થઇ તે આપણાં શાસ્ત્રમાંથી, તાર ભાગવતમાંથી કાઢ્યો ને વીજળી ગીતાજીમાંથી લીધી; ગીતાજીમાં વીજળીની બધી વાત લખેલી છે ને ભાગવતમાં આગગાડી ચલાવવાની બધી કૂંચીઓ સાફ લખેલી છે. અંગ્રેજોએ કર્યું તે બધું આપણાં શાસ્ત્રમાંથી. એમાં એ લોકોના બાપનું કાંઈ પણ નથી. શેઠની આ વાતને તેની પાસે બેઠેલા ને તેની પાસે રોજ રાતે ભાગવત વાંચવાવાળા શાસ્ત્રીએ ટેકો આપ્યો. આવી આવી વાતો સાંભળીને મને હસવું આવ્યું અને કાંઇક બોલવાનો ચળવળાટ થઇ આવ્યો. મેં પૂછ્યું કે, શેઠ ! રજા હોય તો કાંઇક બોલું. શેઠે કરડાકી ને અભિમાનથી કહ્યું, બોલ ઝટ, તારે શું કહેવું છે ? ( શેઠિયાઓની ડિક્ષનેરીમાં 'તમે' શબ્દ તો બહુ મુશ્કેલીથીજ મળે છે.) મેં કહ્યું કે, તમે કહો છો કે ગાડી, તાર, વીજળી બધું આપણાં શાસ્ત્રોમાંથી બન્યું, પણ જો ખરી રીતે જોઇએ તો એમ નથી. કારણ કે આપણાં ધર્મશાસ્ત્રો તો અધ્યાત્મજ્ઞાનને માટે છે, ને તે તો આપણને વૈરાગ્ય તરફજ દોરે છે. તેમાં એંજિનમાં કોલસો કેમ નાખવો ને કઈ કઈ ચીજો મેળવીને વીજળી ઉત્પન્ન કરવી એ કાંઇ લખ્યું નથી. કદી અંગ્રેજોએ આપણાં શાસ્ત્રમાંથી બધું લીધું હોય તો પણ તેમાં આપણે ખુશી થવા જેવું નથી, આપણે તો તેથી દિલગીરજ થવું જોઇએ; કારણ કે આપણામાં સત્તા નહિ, આપણને આવડયું નહિ, ત્યારે તેઓ લઇ ગયાને ? કોઈ ગરાસિયો હોય, તે અક્કર્મી જાગ્યો હોય, બાપદાદાની મિલકત બધી ગુમાવી દીધી હોય અને પછી મોટી મોટી વાતો કરે કે, આ ગામ મારા દાદાનું હતું, આ વાડી મારા બાપાની હતી ને આ મહેલ મારા કાકાનો હતો. એમ દૂરથી આંગળી ચીંધીને તડાકા માર્યા કરે એ શું માનની વાત છે ? તેણે તો શરમાવું જોઇએ, કારણ કે બધું ગુમાવ્યું. આ દાખલો સાંભળીને તે શેઠનો મિજાજ ફટકયો. તે બાંકડા ઉપરથી બેઠો થઈ ગયો, મને કેટલીક ગાળો ચોપડી દીધી ને મારવા ઊઠયો. તેણે મને કહ્યું કે, મારી

વાત તોડવાવાળો તું છે કોણ ? તને માર્યા વિના નહિ છોડું. મને આસઠ વરસ થયાં, તેમાં આજ સુધી કોઇએ મારી વાત તોડી નથી ને તું મારી વાત તોડે ? બચ્ચા, જોઇ લે મજા. એમ બોલતો છેડા-યેલા માતેલા પાડાની માફક મારી સામે ઊછળ્યો ! પાસે બેઠેલા બધાઓ મને કહેવા લાગ્યા, તમે કાંઇ બોલો મા. બોલો મા. ને શેઠની માફી માગો. મેં શેઠની માફી માગી, ને ચોઘડિયું કોઈક સારું કે માર ખાતો સહેજમાં બચી ગયો. માર ખાતો બચ્યો તેનું કારણ મારી હોશિયારી નહિ, કે એ શેઠની દયા નહિ, પણ મારા શેઠની સત્તા હતી. એથી દબાઇને તેણે મને જવા દીધો હતો અને એ ચોક ઉપર નહિ બેસવા, તથા તેના માળામાંથી ઓરડી ખાલી કરવા એજ વખતે તેણે મને ફરમાવ્યું હતું. ઊલટો ચોર કોટ-વાળને દંડે તે એનું નામ. તેણે મને વિનાકારણ ગાળો દીધી, મારવા ઊઠ્યો ને મારી બેઆબરૂ કરી, તેના બદલામાં મારે તેની માફી માગવી ? પ્રભુ ! પ્રભુ ! ભારતના શ્રીમંતોની શ્રીમંતાઇનું આ ફળ તો જુઓ ! અને ભારતના વિદ્વાનોના આ નિરાધાર હાલ જુઓ ! આ ખરી બનેલી વાત છે અને તે હું એટલાજ હેતુથી રજૂ કરું છું કે, આપણા દેશના શ્રીમંતોનો મોટો ભાગ કેવી કંગાળ રીતે, કેવી ખરાબ રીતે જિંદગી ગુજારે છે અને છતા પ્રકાશે કેટલા બધા અંધકારમાં રહે છે તથા તેથી ગરીબ વિદ્વાનોને વિનાકારણ કેટલું બધું ખમવું પડે છે અને તેમનું પોતાનું તથા દેશનું કેટલું બધું અનિષ્ટ થાય છે !

લક્ષ્મી, સરસ્વતીનું અસલી વેર, હિંદના વિદ્વાનોમાં ને શ્રી-મંતોમાં પ્રત્યક્ષ દેખાય છે. આપણા દેશના શ્રીમંતો વિદ્વાનોને બિલકુલ ઉત્તેજન આપતા નથી, તેનો અનુભવ તેમનાં પોતાનાં જીવનમાંથી પણ મળે છે. મુંબઇમાં એવા ઘણાયે શ્રીમંતોને હું ઓળખું છું કે, જેઓ લાખો રૂપિયાના માલિક છે અને તોપણ તેમને ત્યાં તેમના ઘરમાં એક લાખ રૂપિયે એક રૂપિયાનાં પણ પુસ્તક હોતાં નથી. પચાસ લાખ રૂપિયાવાળા શેઠિયાને ત્યાં પચાસ રૂપિયાનાં અને દશ લાખ રૂપિયાવાળાના ઘરમાંથી દશ રૂપિયાનાં પુસ્તકો ન નીકળે એ શું કમનસીબની વાત નથી ? વિદ્વાનોને સીધી રીતે ઉત્તેજન આપવું તો બાજુએ રહ્યું, પણ સારામાં સારાં પુસ્તકો પણ ન ખરીદવાં–પોતાને વાંચતાં ન આવ-ડતું હોય અથવા વાંચવાને નામે ટાઢ વાતી હોય તો, બીજાઓને

માટે એટલું પણ ન કરવું એ શું દિલગીરીની વાત નથી કે? અફસોસ! લાખ રૂપિયે એક રૂપિયાનું પુસ્તક પણ ન ખરીદી શકાય? આપણા શ્રીમંતોનાં દિલની મોટાઇ, તેઓની લાયકી અને તેઓનો સ્વદેશપ્રેમ આ કરતાં વધારે સરસ બીજી કઇ રીતે દેખી શકાય?

હજી એક બીજી બાબત મારે બતાવવાની છે અને તે એ કે, સરેરાશ સો શ્રીમંતે એક પુસ્તક પણ ખપતું નથી. કેટલાકોને આ વાતમાં અતિશયોક્તિ લાગશે; પણ એમ નથી. બહુ ચોક્કસપણે કેટલાક અનુભવથી એ ગણતરી કરવામાં આવી છે. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાતમાં મળી વીસ હજાર રૂપિયાથી વધારે દોલતવાળા એવા ગુજરાતી ભાષા જાણવાવાળા માત્ર પચાસ હજાર શ્રીમંતો ધારો અને એ પચાસ હજાર શ્રીમંતોમાં પૂરાં પાંચસો પુસ્તક પણ ખપશે નહિ. અમે જાણીએ છીએ કે, કેટલાંક વિદ્યાહુન્નરને લગતાં સાધારણ કિંમતનાં ઘણાં સારાં સારાં પુસ્તકો પણ ગુજરાતી ભાષામાં પૂરાં એક હજાર પણ ખપી શકતાં નથી. અને તેમાં પણ અર્ધોઅર્ધથી વધારે ભાગ તો ગરીબોજ ખરીદે છે. એટલે પચાસ હજાર શ્રીમંતોને ભાગે માત્ર પાંચસો પુસ્તકો પણ આવતાં નથી. આ ઉપરથી વાંચનાર જોઇ શકશે કે, સો શ્રીમંતે પૂરું એક પુસ્તક પણ ખપતું નથી. જે પુસ્તકો એક એક શ્રીમંતે સો સો ખરીદવાં જોઇએ, તેવાં પુસ્તકો પણ સો શ્રીમંતે પણ એક ન ખપે એ શું દેશપ્રેમીઓ માટે શોચનીય નથી? જે દેશમાં કેળવણીની-વિદ્વાનોની આવી મહાભારત કદર હોય તે દેશની દશા માટે પૂછવુંજ શું?

---

## ૩૫–નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં

આપણા દેશના શ્રીમંતો વિદ્યાહુન્નરને અને વિદ્વાનોને તથા ગુણીજનોને પૂરી મદદ આપતા નથી. પૂરી તો શું પણ સહેજ પણ મદદ આપતા નથી, એ તો ખુલ્લી વાત છે. ગરીબ યોગ્ય અધિકારીઓને તેઓ ઘટતી મદદ આપતા નથી, એટલોજ તેઓનો દોષ નથી, પણ એ કરતાં વધારે મોટી ભૂલ તેઓ કરે છે અને તે એજ કે, પોતે કાંઇ પણ વિદ્યાહુન્નર શીખતા નથી. મેં જોયેલ છે કે, ઘણી વખત જે બાબત ગરીબ માણસો દશ રૂપિયામાં શીખી

શકે છે, તે શ્રીમંતોનાં લાડકાં બચ્ચાંઓ સો રૂપિયા ખર્ચીને પણ શીખી શકતાં નથી, એટલુંજ નહિ પણ કોઈ કોઇ વખત ગરીબો કરકસરથી ખરચેલા એક રૂપિયામાંથી જેટલું જ્ઞાન મેળવે છે, તેટલું જ્ઞાન શ્રીમંતો સો રૂપિયા ઉડાવીને પણ મેળવી શકતા નથી. શ્રીમંતાઇ એ એક આશીર્વાદ છે, શ્રીમંતાઇ એ ઈશ્વરની કૃપાનું ફળ છે, પ્રભુએ પણ કહેલું છે કે,

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ गी. ६-४१.

અર્થઃ—યોગભ્રષ્ટ થયેલાઓ પવિત્ર શ્રીમંતને ઘેર અવતાર લે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, શ્રીમંતાઇ મોટા તપનું ફળ છે. ત્યારે વર્તમાનકાળમાં ભારતની શ્રીમંતાઇ ભારતની પડતી-રૂપજ કેમ થઈ પડી છે? જે શ્રીમંતોએ પૂર્વજન્મમાં તપ કરીને આગળ વધવા માટે શ્રીમંતાઈ મેળવેલી છે, તે શ્રીમંતોની દશા અરે પ્રભુ! નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં, એવી કેમ થઈ પડી છે? છતાં સાધનોએ પોતે શીખવું નહિ અને બીજાઓને શીખવવું નહિ, એ શું શ્રીમંતોની શ્રીમંતાઇનું ફળ હોય? ઘણાયે શ્રીમંતોનાં ખાનગી ચરિત્ર જોવાજાણવાની મને તક મળેલી છે અને તેમાંથી મને ગ્લાનિજ ઉત્પન્ન થયેલી છે અને એમજ લાગ્યું કે, છતાં સાધનોએ બહુજ ઊતરતા પ્રકારની જિંદગી તેઓ કેમ ગાળી શકતા હશે? શા માટે તેઓનાં હૃદય એવાં કુંઠિત થઈ ગયાં હશે? પણ આપણને એ વર્ણન સાથે હાલ કામ નથી. હું તો ગરીબાઈની મારી મુશ્કેલીઓ અને તેમાંથી મેં કેમ રસ્તો કાઢ્યો એજ બતાવવા માગું છું. હું કાંઈ શ્રીમંતોનાં જીવન-ચરિત્રો લખવા બેઠો નથી.

## પરીક્ષામાં વધુ નાપાસ થનારાઓ કોણ છે?

શ્રીમંતોને સ્વાભાવિક રીતે મળતી અને મફત મળતી જ્ઞાન મેળવવાની એટલી બધી તકો છે અને તેના પ્રમાણમાં તેઓ એટલું બધું થોડું મેળવે છે કે, તેમને માટે આપણને દિલગીરી લાગ્યા વિના રહેજ નહિ. કોલેજોમાં, અરે, હું ભૂલ્યો, કોલેજોમાં તો તેઓ જતાજ નથી, એટલે દૂર સુધી પહોંચવાનું જોર તેઓના મગજમાં હોયજ ક્યાંથી? જો એટલું જોર તેઓનાં મગજમાં હોય તો ભારતની આવી ભૂખડીબારસ દશાજ કાં હોય? પણ સ્કૂલોમાં શ્રીમંતોના માનીતા ને પનોતા લાડકા પુત્રો કે જેઓને ખાનગી રીતે ઘેર શીખવવા માટે જુદા જુદા માસ્તરો હોય છે,

તેઓના કરતાં ગરીબના છોકરાઓ કે જેની પાસે પૂરી ચોપડીઓ પણ હોતી નથી અને જે આજીજી કરીને માંડમાંડ જરાતરા વાર બીજાનાં પુસ્તકો જોઇ લે છે, તેઓનો નંબર હંમેશાં ઉપર હોય છે. ઘણીયે પરીક્ષાઓમાં વારંવાર ગર્ભશ્રીમંતોજ નાપાસ થાય છે એ વાત મશહૂર છે. આમ શા માટે થાય છે? શ્રીમંતોનાં ભેજાંમાં એવું તે શું ભૂસું ભરાઈ જાય છે, તેઓનાં મગજમાં એવો તે શું પવન ભરાઇ જાય છે કે, તેઓ પોતે પોતાને મદદ કરવાની તેમને માટે ખોટી થતી તકોનો પણ લાભ લેતા નથી? ઈશ્વર! અમારા શ્રીમંતોને સદ્બુદ્ધિ આપો!

## શ્રીમંતોનું લાયબલ આમાં શા માટે?

બાઈ, સ્વામી અખંડાનંદજી મહારાજનું જીવનચરિત્ર બહુ મોટું છે અને તે બહુ જાણવા જેવી બાબતોથી ભરપૂર છે, પણ મારા સ્વર્ગ સાથે તેને કાંઇ સંબંધ નથી. આટલી બાબત હું એટલાજ કારણસર લઉં છું કે, મારું પ્રથમનું જીવન બરોબર રીતે બતાવી શકું અને તેથી વાંચનારાઓને હાલના મારા સ્વર્ગનું સ્પષ્ટ દર્શન કરાવી શકું. હું જાણું છું કે મારા સ્વર્ગમાં કોઇની પણ લાગણી દુખાવનારી બાબત નહિજ આવવી જોઇએ. પણ મારું આગલું શ્રીમંતાઇનું જીવન બતાવવા માટે સ્વામી અખંડાનંદજીના જીવનચરિત્રમાંથી આટલી બાબત લેવાની મને જરૂર પડી છે. કારણ કે બીજાંઓની વાત કરું તે પહેલાં હું પોતેજ સ્વામી અખંડાનંદજીએ વર્ણવેલા જેવુંજ શ્રીમંતાઈનું જીવન ગાળતી હતી. એ વખતે મને કેટલી બધી શુભ તકો હતી? એ વખતે હું કેટલું બધું કરી શકું તેમ હતી? એ વખતે મને કેટલાં બધાં સારાં સાધનો અને અનુકૂળતા હતાં તથા એ વખતે હું કેટલી બધી પ્રભુની કૃપાપાત્ર હતી અને તેમ છતાં પણ તે બધી તકો મેં કેવી રીતે ગુમાવી નાખી. અને મેં કેવી નકામી જિંદગી ગાળી, તથા હું પ્રભુથી કેટલી બધી વિમુખ થઇ ગઇ, એ બધું ખુલ્લી રીતે બતાવી શકું, એવી આશાથી મેં સ્વામીજીનો લેખ મારા સ્વર્ગમાં લીધેલો છે. કોઈ પણ શ્રીમંતની લાગણી દુખાવવી એવો મારો હેતુ નથી. કારણ કે હું સમજું છું ને અનુભવું છું કે, કોઇની પણ લાગણી દુખાય એવી બાબત સ્વર્ગમાં હોયજ નહિ, ત્યાં તો સદાય આનંદ, આનંદ ને આનંદજ હોય છે.

હવે મારે એ બતાવવું જોઇએ કે, હું મારી શ્રીમંતાઇનો

અને શુભ તકોનો લાભ કેમ ન લઇ શકી ? એનું કારણુ એજ છે કે, હું મારા પોતાના સ્વાર્થમાં રહેતી હતી. મારા નોકરો અને બીજા લોકો જોઇએ તે કરતાં મારી વધારે તારીફ ને ખુશામત કરતા હતા. તેમજ ગર્ભશ્રીમંતાઇને લીધે, દેખાદેખીથી બાળપણુથીજ મારામાં મગરૂરીનાં બીજ સહેજ સહેજ રોપાઇ ગયાં હતાં. પણુ એ મારી ભૂલ બતાવનારું કોઇ મારી પાસે નહોતું, એટલે મારા કુમળા મગજમાં મગરૂરી દાખલ થઈ ગઇ હતી. મારી ભૂલ બતાવનારાં માણુસો મારી પાસે કયાંથી હોય ? કારણુ કે અમારા નસીબમાં તો, અમારા સત્સંગમાં તો, ઘણું કરીને ઘાટી ને ઘોડાવાળાઓજ લખેલા હોય છે. એટલુંજ નહિ પણુ અમારી ભૂલ બતાવવી એ પણુ કાંઈ સહેલું કામ નથી, ભૂલ બતાવનાર અમારી ચંપલ ન ખાય તેની ખાતરી શું ? કોઈ ગરીબ માણુસ અમારી ભૂલ બતાવે તે અમારી મગરૂરી કેમ સાંખી શકે ? વળી અમારા સમાગમમાં આવતાં બધાં માણુસો અમને રાજી રાખવાજ ઇચ્છે છે, કારણુ કે તેઓ પોતાના નજીવા નજીવા સ્વાર્થને ચાહનારા હોય છે અને ભૂલ બતાવવા જેટલું જ્ઞાન પણુ તેઓમાંથી બહુ થોડાનેજ હોય છે. તેઓ તો ઊલટા એમજ કહે કે, હા, એ તો એમજ ચાલે છે. શેઠિયાનાં છોકરાંઓ ગમત નહિ કરે તો બીજું કોણુ કરશે ? "બાબા સાહેબ, આ મહેતાજીની પાઘડી ઉડાવી દો !" એમ કહી હસાહસ કરે છે અને શ્રીમંતોનાં છોકરાંઓને તેમનાં માણુસોજ બગાડે છે. આવે વખતે માત્ર નિઃસ્પૃહી વિદ્વાનોજ ભૂલ બતાવી શકે, પણુ તેઓના સહવાસમાં શ્રીમંતોનાં બાળકો ઊછરે એ વર્તમાનકાળમાં ભારતના નસીબમાં કયાં લખાયેલું છે ? ઘોડાવાળાઓ તથા બાનકોટી ઘાટીઓનાં નસીબ કયાં ફૂટી ગયેલાં છે કે, શેઠિયાઓનાં છોકરાંઓ વિદ્વાનોના હાથમાં જાય ? શ્રીમંતો અને વિદ્વાનો વચ્ચે બારમો ચંદ્રમા છે, તેનું કારણુ એજ છે કે, શ્રીમંતો માત્ર પોતાની ઉપલક મોજનેજ ચાહે છે અને વિદ્વાનો વાજબીપણુાને ચાહે છે. આમ હોવાથી તથા શ્રીમંતોમાં કેળવણીની કદર નહિ હોવાથી, શ્રીમંતોનાં સંતાનો વિદ્વાનોના સત્સંગમાં, મુનિઓના આશ્રમમાં ઊછરે એ સમય હજી બહુ દૂર છે.

## મગરૂરીનું પરિણુામ ઉપલકપણું

શ્રીમંતાઇને લીધે બાળપણુથીજ મારામાં મગરૂરીનાં બીજ

રોપાય અને તેની સાથે મને દરેક ચીજની સગવડ હતી. એ સગવડને લીધે મહેનતથી મેળવેલી વસ્તુના જેવી વસ્તુઓની ખરી કિંમત હું સમજી શકતી નહિ એટલે તેમાં મને ખાસ વિશેષતા લાગતી નહોતી અને વિશેષતા નહિ લાગવાથી તથા મારી મગરૂરીથી હું કાંઈ વિશેષ કરી શકતી નહોતી. રહસ્યવાળી બાબતોમાં ને જાણવા જેવી ચીજોમાં પણ સગવડતાને લીધે વિશેષતા નહિ લાગવાથી, જરાક જાણ્યા પછી એમાં શું મોટી વાત છે, એમ મારી મગરૂરી કહી દેતી; એટલે ઘણીયે બાબતોમાં હું માત્ર ઉપલકપણામાંજ રહી જતી હતી.

## બહુ સગવડોથી થયેલી ખરાબી

શ્રીમંતાઈને લીધે મને મળતી અતિશય સગવડ એજ મને મોટું બંધન હતું. એ સગવડને લીધે હું ઉપલક મોજમાંજ રહી જતી અને મારી એ નજીવી મોજમાં કીમતી તકો ને અમૂલ્ય વખત કેમ ચાલ્યો જતો તેની મને ખબર પડતી નહિ. મારી સગવડતાની નજીવી મોજોએ મને ઉપલકપણામાંજ રાખી દીધી હતી. એટલુંજ નહિ પણ એ સગવડતાની મોજોએ મારા મન ઉપરનો કાબૂ ઓછો કરી નાખ્યો હતો. તથા એ અનુકૂળતાઓની મોજને આધીન થવાથી હું સહેજસાજ કાંઈ ને કાંઈ ફાંટાવાળી બનતી જતી હતી. મને લાગે છે કે, સારા શિક્ષણની ખામીને લીધે મારી અનુકૂળતાઓએજ મારા મનને ઢીલું કર્યું હતું અને એ ઢીલું મનજ મને આગળ વધવા દેતું નહોતું. બાઇ, શ્રીમંતાઇથી મળતી અનુકૂળતાની ઉપલક મોજોએ જેટલી મારી ખરાબી કરી છે, તેટલી ખરાબી મોટામાં મોટા દુશ્મનો પણ કરી શકે નહિ. અરે! જે મોજોને મેં માથે ચડાવી, તે મોજમજાએજ મારું નાક કાપ્યું–તે મોજોએજ મારું માથું કાપ્યું–અરે! તે લૂખી ઉપલક મોજોએજ મને નરકમાં નાખી! હવેજ મને સમજાય છે કે, એ મોજોએજ મારા મનને એટલું બધું ઢીલું કરી નાખ્યું હતું અને મારો એટલો બધો અધઃપાત કર્યો હતો કે, અરધો કલાક ચા મોડી મળે, તો હું બીમાર પડી જતી, જરાક ગરમી વધારે હોય તો હું ગભરાઇ જતી. મારાં નજીવાં કામમાં પણ જો જરાક મોડું થાય તો હું મિજાજ ખોઈ બેસતી. વર્તમાનપત્ર જરા મોડું આવે તો હું અધીરી બની જતી. ભોજનમાં એકાદ શાક ઓછું થાય અથવા કાંઇ મારું મનમાનતું ન થાય તો મને ચેન પડતું

નહિ અને વાજબી બાબતમાં કોઇ કાંઇ સહેજ કહે, તોપણ હું તે સહન કરી શકતી નહિ. આવી રીતનું મન થઇ જવાથી ક્યાંય પણ મને આનંદ મળી શકતો નહિ અને દરેક બાબતમાં જેમાં કાંઇ દમ જેવું ન હોય, તેમાં પણ મને વિનાકારણ મારા મનની નબળાઇથી હેરાન થવું પડતું હતું. હવેજ મને સમજાય છે કે, મનને ઢીલું રાખવું–કાબૂમાં નહિ રાખી શકવું, એ પોતેજ પોતાને શિક્ષા કરવા બરાબર છે. અજાણ્યા લોકો જેને સુખ કહે છે, તે સુખના વખતમાં અટલે કે મારી શ્રીમંતાઇના વખતમાં મન ઢીલું રાખવાથી મેં જે શિક્ષા ભોગવેલી છે, તે શિક્ષાની સખ્તાઇ હવેજ હું સમજી શકું છું. એ શિક્ષામાં બીજા કોઇનો દોષ નહોતો, પણ ખાસ મારોજ દોષ હતો. મેંજ પૈસા ખરચીને મારી ખુશીથી–મારી મૂ- ર્ખાઇથી–મારી મગરૂરીથી એ કુદરતી શિક્ષા ખરીદી હતી અને તોપણ મારું ચક્રમપણું તો જુઓ, કે હું તેને સુખ સમજતી હતી.

## મારું એ સુખ કેવું હતું એ તમને ખબર છે?

ઘડીઘડીમાં ચિડાઇ જવું, વાતવાતમાં ચહેરો બગાડી નાખવો, ખરા કારણ વિના ગભરાઇ જવું, ચાહીને માંદું પડી જવું, પોતાના સ્વાર્થની કેટલીક નજીવી બાબતોમાં રજનું ગજ માની લેવું, પોતાની શક્તિના પ્રમાણમાં કાંઈ પણ કરવુંજ નહિ, ઈશ્વરી બાબતો અને હૃદયની મૃદુ લાગણીઓના સંબંધમાં પહાડનો અણુ સમજવો અને જીવતાં છતાં મૃત્યુની સ્થિતિ ભોગવવી, એ શું સુખ છે? મારી શ્રીમંતાઈની સ્થિતિ આવી હતી. હું જ્યારે શેઠાણી હતી ત્યારે આવી હતી, એટલે હું જીવતાંજ નરકમાં હતી. બહારના લોકો મને સુખી સમજતા, પણ એ વખતે ખરા સુખનો તો મને ખ્યાલ પણ નહોતો. અને મારાં કપોળકલ્પિત સુખ તો આવાં ઢંગધડા વગરનાંજ હતાં, એટલે જેમ જેમ સુખને માટે હું વધારે ફાંફાં મારતી, તેમ તેમ વધારે ગોટાળામાં પડતી હતી, જેમકે, ગાડી જોડાતાં જરા વાર લાગે તો મારો મિજાજ ફરી જતો. ટેલિફોનવાળો ઘડીકમાં નંબર આપે નહિ તો મારે તેની સાથે હુલ્લડ થયા વિના રહે નહિ. મારો માનીતો દરજી ધક્કા પાડ્યા વિના રહે નહિ અને મારો જીવ બળ્યા વિના રહે નહિ. જો કે તેને ધક્કા પાડવાની ટેવ મેંજ પાડી હતી. બિચારાને એક ને એક ચોળી સારુ દશ દશ વખત પાછો ફેરવું ત્યારે તે પણ બાપડો કરે શું? હું મારા રોફમાં ને રોફમાં માણસ સાથે સરખી વાત

કરીને તેને પૂરી બાબત સમજાવું નહિ, ને પછી કાંઇ જરા જેટલી ભૂલ થાય એટલે જોઇ લો મજા! મારા માસ્તરની મશ્કરી કર્યા વિના હું રહી શકું નહિ ને પછી તે કાંઈ બોલે એટલે મારાથી ખમી શકાય નહિ, તેથી થોડો વખત તો જાણે તેલમાં માખી બૂડી. ધોબીને દૂરથી જોઉં ત્યાં મનમાં ચટપટી થાય કે કપડાં બરાબર નહિ ધોયાં હોય. કપડાંમાં તો ડાઘ હોય કે ન હોય, પણ મારા મનમાં તો હું ડાઘ પાડી બેસતી. રસોઈયો જરા ફક્કડ, અર્ધો રંગીચંગી જેવો, તેની સાથે પણ રોજની લડાઇ! તેને બદલ્યો, એટલે બીજો ભોટ મામો માળ્યો. તેની સાથે પણ દિવસમાં દસ વખત હુલ્લડ! તેને બદલ્યો એટલે થાંથો (સુસ્ત) મળ્યો, તેની સાથે પણ રોજની માથાફોડ! તેને બદલ્યો એટલે ચોર મળ્યો. તેથી તેની ચોરી પકડવાની હાયવોયમાં પડી તેને કાઢ્યો એટલે બુઢ્ઢો કાકો મળ્યો, બુઢ્ઢા સાથે તો વગરપૂછયે બારમો ચંદ્રમા. ખોંખોં કરે તે આપણાથી ન ખમાય. તેને કાઢ્યો એટલે એક લહેરી ભાઇ મળ્યા, ભાંગ પીને રાગડા તાણતો તાણતો ચાલ્યો આવે પણ ટાઇમમાં સમજેજ નહિ; મરજી પડે ત્યારે ઊંઘતો ઊંઘતો ચાલ્યો આવે, એ મારાથી કેમ ખમાય? તેને કાઢયો ત્યારે એક હોશિયાર માણસ મળ્યો. રસોઈ સારી બનાવે, પણ તે મિજાજનો કડક. મારું વેણ સાંખે નહિ. દુનિયામાં માણસો પણ અમારે નશીબે જ્યાં ત્યાં આવાં છે, એટલે જ્યાં જોઇએ ત્યાં જીવ બાળવાનું ને હેરાન થવાનું. આવી રીતે વાતવાતમાં સ્વભાવ બગાડી નાખવો ને મનમાં બળ્યા કરવું, એનું પરિણામ તે બીજું શું થાય? શા માટે અમે માંદાં ન પડીએ? શા માટે અમે બળિયેલ ચહેરાનાં ન થઈએ? અને શા માટે અમે વધારે જીવી શકીએ? આવી સ્થિતિમાં રહીને એ બધું બનેજ કેમ? એવા મનમાં વિદ્યા કેમ વસી શકે? એવા દિલમાં ઉત્તમ લાગણીઓ કેમ રહી શકે? એવા સ્વભાવમાં સુખ કયાંથી આવી શકે? જેની સાથે લડું તે માણસો બધાં જુદાં જુદાં, જે ચીજો માટે જીવ બગાડું તે ચીજો પણ જુદી જુદી, જેને માટે દિલમાં ડાઘ પાડું તે વિચારો પણ જુદા જુદા, બધું જુદું જુદું ને હું તો એની એજ! એ બધો બોજો મારાથી કેમ ખમાય? ઘોડો ધીમો ચાલે તો પણ મારાથી ન ખમાય, બિલાડી અવાજ કાઢે તે પણ મારાથી ન સંખાય, કૂતરો કોઇને અડી જાય તો પણ જાણે હું અભડાઇ જતી હોઉં તેમ છેડાઇ પડું. આવી રીતે દરેક વાતમાં ચીથરાં ફાડવાં એ તે કયાં

સુધી ચાલે ? તબિયતને પણ બિચારીને વાંક શું ? એ તો અમેજ એવાં બળવાન છીએ અને રાક્ષસોનાં ભાંડુ જેવાં બની ગયાં છીએ કે તે બધું ખમી શકીએ. બાકી કોઇ બીજા સાધારણ માણસના મન ઉપર જો આટલો બધો બોજો હોય તો તેને તો મેડહાઉસમાં-જ જવું પડે. આવી રીતે ધરાર ઉભી કરેલી મફતની હાયવોય-માં રાતદિવસ રહેનારી મારા જેવી શેઠાણીઓ બહારના દેખાવમાં તથા અંતરમાં શા માટે ચુડેલ જેવી ન બની જાય ? પ્રભુ ! દયા કર, દયા કર, આવા શેઠાણીપણાથી—આવાં નરકથી અમોને બચાવ !

મનની શાંતિ વિના સુખ ક્યાંથી આવી શકે ? અને મગરૂ-રીમાં—ઉપલકપણામાં—લૂખા મોજશોખમાં અને હુંપણામાં મનની શાંતિ ક્યાંથી આવી શકે ? એ વખતે પણ—આવા વગરમફતના હાયવોયના વખતે પણ—આવા ઢીલા મન વખતે પણ આર્યધર્મના ઉત્તમ સંસ્કારોના સ્વાભાવિક બળથી ખેંચાઇને રોજ રોજ નાહી-ધોઇને ડોળદમાકથી મોટા સુંદર પાટલા ઉપર બેસીને, પગ ઉપર પગ ચડાવીને, જાણે કે શુંનું શુંય જાણતી હોય તેવો આડંબર કરીને પૂજાની ઓરડીમાં બેસી જરાવાર ગીતાજી વાંચતી હતી, પણ તે માત્ર પોપટને પઢાવીએ તેમજ. તેમાંનું રહસ્ય અનુભવી શકતી નહોતી. તેમાં આવતું કે,

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ गी. ६-६ ॥

અર્થ:—જેણે પોતાનું મન જીત્યું છે તેનો આત્માજ પોતાનો મિત્ર છે. પણ જેણે પોતાનું મન જીત્યું નથી તેનો આત્માજ તેનો—પોતાનો શત્રુ છે.

ધન્ય છે, શ્રીકૃષ્ણ ! તમોને ધન્ય છે ! અમોને તારવા માટે તમે બહુ સહેલામાં સહેલા રસ્તા બતાવેલા છે અને તે અમે વારંવાર સાંભળીએ છીએ. પણ અફસોસ કે, અમારા પોતાનાજ સ્વાર્થ-માં રહેવાથી અને અમારા મનને ઢીલું રાખવાથી અમે તેનું યથાર્થ રહસ્ય સમજી શકતા નથી અને સમજીએ તેટલું પણ જીવનમાં અનુભવી શકતા નથી.

મેં ઉપર કહેલું છે કે, શ્રીમંતાઇને લીધે મને દરેક પ્રકારની સગવડ મળતી ને એ સગવડથીજ હું અભિમાની બની, તથા તેથીજ હું વસ્તુઓની અને તકોની ખરી કિંમત સમજી શકી નહિ, એટલે ઉપલકપણામાંજ રહી ગઇ. એમ થવાથી મારું મન

ઢીલું થતું ગયું અને ઢીલા મનને લીધે મને નજીવી બાબતો-માંથી પણ દુઃખ થવા લાગ્યું. એવી રીતે એક એક પગથિયું ઊતરતાં ઊતરતાં સારા શિક્ષણની ખામીને લીધે મારી શ્રીમંતાઈ-થીજ હું દુઃખમાં આવી પડી.

## ૩૬–શ્રીમંતાઈ શા માટે આપવામાં આવે છે ?

મારી ઉપલી વાત સત્ય છે અને તોપણ તેથી કાંઇ એમ સિદ્ધ કરવાની મારી મતલબ નથી કે, શ્રીમંતાઇ દુઃખદાયક છે તથા શ્રીમંતાઇને તજી દેવાથીજ સ્વર્ગ મેળવી શકાય છે. મને તો બહુ સ્પષ્ટ રીતે એવો અનુભવ થયો છે કે, શ્રીમંતાઇ એ તપનું ફળ છે અને તે યોગભ્રષ્ટોને પોતાની તથા બીજાઓની ઉન્નતિ કરવાને માટેજ આપવામાં આવે છે; એટલે શ્રીમંતાઇ, એ મનુષ્ય ઉપર ઈશ્વરની સ્પષ્ટ કૃપા છે. કારણ કે એથી ઘણુંયે મેળવી શકાય છે અને ઘણુંયે આપી શકાય છે. આવી ઈશ્વરી કૃપાને તજી દેવાય તોજ સ્વર્ગ મળે એમ માનવું એ તો એક પ્રકારની બહુ મોટી ભ્રાંતિ છે. સ્વર્ગનું જેઓ ખરું સ્વરૂપ સમજે છે તેઓ કદી પણ એમ માની શકે નહિ, કારણ કે સ્વર્ગ પોતેજ એક મોટું ઐશ્વર્ય છે અને તેમાં રહેનારા પણ ઐશ્વર્યવાળા છે. એટલે શ્રીમં-તાઇને–ઐશ્વર્યને તજી દે તોજ સ્વર્ગ મળે એ બહુ મોટી ભૂલ છે. પણ એ ભૂલ થવાનું કારણ એ છે કે, મારી પેઠે ઘણા શ્રીમંતોનો અધઃપાત થાય છે. જે સગવડતા તેઓને આગળ વધવા માટે આપવામાં આવી છે તે સગવડતાથીજ તેઓ નીચે, નીચે ને નીચેજ પડતા જાય છે. જેમ સાપને દૂધ પાઇએ તેમ ઝેર વધતું જાય છે, તેમજ જેમ શ્રીમંતોને સગવડતા મળતી જાય તેમ તેઓ બગડતા જાય છે. એવું બહુ ઠેકાણે જોઇને કેટલાક સાધુઓએ પોતાની ત્યાગવૃત્તિ પ્રમાણે કહેલું છે કે, શ્રીમંતાઇ છોડયા વિના સ્વર્ગમાં જઇ શકાય નહિ. પણ એ કાંઇ સિદ્ધાંત નથી, તેમજ તે કાંઇ સાર્વ-જનિક નથી; કારણ કે લોકોએ ખૂબ યાદ રાખવું જોઇએ કે, આપણો અધઃપાત થવા માટે નહિ, પણ આપણે ઉન્નતિ મેળવી શકીએ તે માટેજ આપણને શ્રીમંતાઇ આપવામાં આવે છે. શ્રીમં-તાઇ એ ઈશ્વરનુંજ ઐશ્વર્ય છે. પ્રભુએ કહેલું છે કેઃ—

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छं त्वं मम तेजोंऽशसंभवम् ॥ गी. १०–४१ ॥

અર્થાત્ જે જે વસ્તુ ઐશ્વર્યવાળી, લક્ષ્મીવાળી તથા બળવાળી હોય, તે સર્વને તું મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થયેલી જાણ.

આમાંનું ઘણુંખરું શ્રીમંતોમાં છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે, શ્રીમંતાઈ એ ઈશ્વરનું ઐશ્વર્ય છે અને ઈશ્વરનું ઐશ્વર્ય ઈશ્વરથી જુદું હોઇ શકે નહિ. બીજું, પુરાણોમાં એમ પણ કહેલું છે કે, લક્ષ્મી ભગવાનની દાસી છે-અર્ધાંગના છે. ટૂંકામાં ઈશ્વરી ઐશ્વર્ય લક્ષ્મી એ ઈશ્વરનું સ્વરૂપ છે. એટલે એ લક્ષ્મી જેની પાસે છે તેની શ્રીમંતાઇ એ ઈશ્વરની કૃપાનું ફળ છે; ધિક્કારની કે તજી દેવાની એ વસ્તુ નથી.

આટલું વિવેચન કરવાનું કારણ એ છે કે, ઉપર એમ બતાવેલું છે કે, શ્રીમંતો બીજા સૌ લોકો કરતાં વધારે કીમતી તકો ગુમાવી દે છે, પોતાની શક્તિનો જરા જેટલો પણ ઉપયોગ કરતા નથી, પોતે પોતાને અથવા બીજાઓને છતાં સાધનોએ મદદ કરતા નથી અને કર્ત્તવ્યભ્રષ્ટ થયેલા છે. આ બધી વાત સત્ય છે અને તે હું મારા પોતાના દાખલાથી પુરવાર કરી આપું છું; પણ તેથી કાંઈ શ્રીમંતાઇને દોષ લાગતો નથી. જો શ્રીમંતો પોતાની શ્રીમંતાઈનો લાભ ન લઇ શકે અને તેનો ગેરઉપયોગ કરે, તો શ્રીમંતોજ દોષને પાત્ર છે. તેમાં શ્રીમંતાઇનો-લક્ષ્મીનો-ઈશ્વરી ઐશ્વર્યનો કાંઇપણ દોષ નથી.

પ્રથમ મને એમ લાગતું કે, અમે તે કેટલાક જણને મદદ આપીએ? હું એમજ સમજતી કે જાણે રાફડો ફાટ્યો હોયની, તેમ બધાં અમારે ત્યાંજ ચાલ્યાં આવે છે! એ બધાંને જો આપ્યા કરીએ તો અમારે પણ તેઓની પેઠે ભીખ માગવી પડે. પણ મનને ખુલ્લું રાખવાથી, સત્ય મેળવવાનીજ ઇચ્છા રાખવાથી, બધું બ્રહ્માર્પણ કરવાથી અને એક ઈશ્વરનેજ શરણે જવાથી હવે મને સ્પષ્ટ સમજાય છે કે, અગાઉની મારી માન્યતા બિલકુલ ખોટી હતી અને એ ધાસ્તી મારા પોતાના સ્વાર્થમાંથીજ ઉત્પન્ન થઇ હતી. અદ્વૈતાનંદ મહારાજે મને કહેલું છે કે, બેટી! આપણે લેવાને માટે નહિ, પણ દેવાને માટેજ અવતરેલાં છીએ. લેવું એ તો પોષણ માટેજ, પોષણ થઈ શકે તેવું અને તેટલુંજ લેવું જોઇએ. એ કરતાં વધારે કે વિરુદ્ધ લીધેલું કાંઇજ કામનું નથી; અને લેવું તે પણ દેવાને માટેજ, વ્યાજ સાથે દેવાને માટે. એકનું સોગણું દેવાને માટેજ લેવું જોઇએ. તું જો કે, ઔષધિઓ, પશુઓ, સમુદ્ર, મેઘ,

અગ્નિ, મહાત્માઓ અને કુદરત પોતે શું કરે છે? એજ કે આપવું, પોતે લીધું હોય તે કરતાં સોગણું કે હજારગણું વધારે આપવું અને આપવાને માટેજ લેવું. લેવું તે માત્ર પોતાને ખાતરજ નહિ, પણ કુદરતના નિયમને ખાતર, નિયમ પ્રમાણેજ લેવું જોઇએ. એ કરતાં વધારે લઈ શકાયજ નહિ અને લીધેલું કામ આવી શકેજ નહિ. મહાસાગરમાંથી પાણીનો ઘડો ભરો તો તેમાં ઘડા જેટલુંજ પાણી આવશે. મહાસાગરમાં પાણીની કાંઈ ખોટ નથી, પણ ઘડામાં તેના પ્રમાણ કરતાં એક ટીપું પણ વધારે પાણી આવી શકશે નહિ. વધારે ભરવાની હઠ કરીએ તે વ્યર્થજ જાય છે.

## વધારે લેવા જાય તેને ઓછુંજ મળે

શું તેં નથી જોયું કે તારી પાડોશણો પોતાનાં બચ્ચાંઓને જરૂર કરતાં વધારે ખવરાવે છે અને તેથી પરિણામે તેઓને તથા બચ્ચાંઓને નુકસાનજ થાય છે? એ સિવાય મેં એક અનાજના વેપારીને ત્યાં જોયેલું છે કે, એક કંજૂસ ઘરાક ઘઉં લેવા આવ્યો. વેપારી તેને માપથી ભરીને બરાબર આપવા લાગ્યો. માપમાં વધારે અનાજ રહે અને તે પોતાને મળે એવી આશાથી તે કંજૂસ ઘરાક ભરાયેલાં માપ ઉપર મૂઠી ભરીને અનાજ નાખવા લાગ્યો. પણ મેં જોયું કે, ભરાઈ ગયેલા માપમાં એવી રીતે વધારે દાણા નાખવાથી તે બહાર પડી જતા હતા અને ઊલટું માપમાં રહી શકે તે દાણાને પણ પોતાના ધક્કાથી બહાર પાડી નાખતા હતા. એ રીતે તે લોભિયાને ઊલટું થોડું ઓછું અનાજ મળતું હતું. આવીજ રીતે બળાત્કારથી જે વધારે લેવા ઇચ્છે છે, તે ઓછુંજ મેળવે છે; તેમજ પોતાને જરૂર હોય, તથા પોતે ખર્ચ કરી શકે તે કરતાં વધારે મેળવે, તે તેને પોતાને કાંઇજ કામનું નથી. માટેજ જ્ઞાનીઓએ કહેલું છે કે, ધનની ત્રણ ગતિ છેઃ—દાન, ભોગ ને નાશ. જે આપે પણ નહિ ને ભોગવે પણ નહિ, તેના ધનનો નાશજ થાય છે. એ સિવાય ધનની ચોથી ગતિ નથી.

## માગનારાઓમાં આપવા જેવા કેટલા હોય છે?

જેમ વધારે લઈ શકાતું નથી અને વધારે લીધેલું પોતાને ઉપયોગી થઈ શકતું નથી, તેમજ પ્રમાણ કરતાં વધારે આપી પણ શકાતું નથી અને વધારે આપેલું ફળદાયક થઇ શકતું નથી. તું એમ ધારે છે કે, બધાં અમારે ત્યાંજ ચાલ્યાં આવે છે અને તે બધાંને જો આપ્યા કરીએ તો અમારે પણ તેઓની પેઠે ભીખ

માગવી પડે. પણ બેટી, તારો એ વિચાર બિલકુલ ભૂલભરેલો છે. તારી એ ધાસ્તી પાયા વિનાની છે. કાંઇ ગરીબો બધાંય તારે ત્યાં માગવા આવતાં નથી; જે આવે છે તે બધાંય કાંઇ પાત્ર હોતાં નથી અને જે પાત્ર હોય છે, તે કાંઇ તારી મિલકત લૂંટી લેવાને તારી પાસે આવતાં નથી. તેઓ તો તને આશીર્વાદ આપવા માટે અને તારી કીર્તિ ફેલાવવા માટે તથા તને ઈશ્વરની વહાલી બનાવવા માટે તારી પાસે આવે છે. મહારાજા દયાસિંધુરાયની પાસે હું હતો, ત્યાં મેં જોયેલું છે કે, સો માગનારાઓમાં દસ જણ તો પાછા વાળવા જેવાજ હોય છે. સેંકડે ચાલીસ જણને તો માયાભર્યા શબ્દો, સારી સલાહ અને કાંઇક ભરભલામણની સાધારણ ચિઠ્ઠીઓથીજ રાજી કરી શકાય છે. સેંકડે પાંત્રીસ જણને બહુજ થોડા પૈસા, એકાદ ટંક ભોજન તથા સાધારણ વસ્ત્રથી રાજી કરી શકાય છે. સેંકડે દસ જણને કાંઇક વિશેષ આપવું જોઇએ. સેંકડે ત્રણ જણને વાયદા ઉપર રાખવા પડે છે. તેઓનાં કામ એવાં હોય છે કે, વાયદા ઉપર રહેવાથી તેઓને કંઇ અડચણ પડતી નથી અને આપણને બંધનમાં આવવું પડતું નથી. હવે સોમાં બાકી બે માણસો રહ્યાં, તે ખરેખરાં લાચાર અને મદદ કરવાને યોગ્ય હોય છે. સો ભિક્ષુકોમાંથી–લાચારોમાંથી આપણી પાસે માગનારાઓમાંથી માત્ર બે લાચારોને તેઓની જરૂરિયાત અને તારી શક્તિના પ્રમાણમાં, તારી દયાની લાગણી પ્રમાણે, તારી બુદ્ધિ અનુસાર, ઈશ્વરના પવિત્ર નામથી યોગ્ય મદદ કરે તેમાં તું કાંઈ ગરીબ થઇ જાય નહિ. તારે જાણવું જોઇએ કે, દુનિયામાં તું કાંઇ એકજ શ્રીમંત નથી અને બધાય લાચારો કાંઇ તારે ત્યાંજ આવતા નથી. દુષ્કાળ આદિ આફતોનો સમય બાદ કર અને પછી તું જો કે, તારા જેવા સાધારણ શ્રીમંતોને ત્યાં સો માગનારાઓને આવતાં કેટલો વખત લાગે છે? એટલા વખતમાં તું કેટલું બધું મેળવે છે? માત્ર તારાજ સ્વાર્થ સારુ–તારાજ મોજશોખ સારુ તું કેટલું બધું ઉડાવે છે અને તેના પ્રમાણમાં તું કેટલું થોડું આપે છે! જો આ બધો હિસાબ તું કાઢીશ તો તારી ખાતરી થશે કે, તું જેટલી ધાસ્તી રાખે છે, તેટલું તારે આપી દેવું પડતું નથી.

## ભગવાનને વામનરૂપ શા માટે લેવું પડ્યું?

બેટી, એ પણ તારે જાણવું જોઇએ કે, કોઇની પણ પાસે

યાચના કરવી એ કામ કાંઈ માનભર્યું નથી. માગવું એ તો અધમપણું છે–માત્ર લાચારીનોજ ઉપાય છે. કોઈ પણ સારું માણુસ માગવાનો ધંધો પોતાની ખુશીથી કબૂલ કરે નહિ. તું જાણે છે કે, બળિરાજાને ત્યાં માગવા જતાં ભગવાનને પણ વામન (નાનું) રૂપ લેવું પડયું હતું. આર્યધર્મનો એજ સિદ્ધાંત છે કે, ઈશ્વર પાસે પણ કાંઇ માગવું નહિ. નિષ્કામ ભક્તિ કરવી એજ સૌથી શ્રેષ્ઠ ભક્તિ છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ—

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ गी. २–४९ ॥

અર્થાત્ હે અર્જુન, ખરેખર, ફળની ઇચ્છા વિનાનાં કર્મ કરતાં ફળની ઇચ્છાવાળાં કર્મ અતિ અધમ છે; માટે તું ઈશ્વરને જાણવા સારુ નિષ્કામ કર્મ કર. ફળની ઇચ્છાવાળા તો કૃપણ છે.

નિષ્કામવૃત્તિ રાખવાને માટે આર્યશાસ્ત્રોમાં આવાં હજારો વચનો છે અને નિષ્કામ કર્મ તથા નિષ્કામ ભક્તિની મહત્તા સર્વે જ્ઞાનીઓ તથા ભક્તો કબૂલ રાખે છે. જ્યારે આમ છે કે મહાન ઈશ્વર પાસેથી પણ ખરા ભક્તોએ કાંઈ નહિ માગવું જોઇએ, અરે ! માગવાની વાત તો કેટલી બધી દૂર રહી, કર્મોનાં ફળની ઇચ્છાજ રાખવી નહિ અને પોતે ઈશ્વરાર્પણ થઈ, દરેક કર્મોને બ્રહ્માર્પણ કરવાં એવો આર્યધર્મનો સિદ્ધાંત છે. જગતકર્તા મહાન દયાળુ વિશ્વંભરનાથ પાસે પણ કાંઇ માગવું નહિ, ત્યારે ક્ષુદ્ર વૃત્તિનાં મનુષ્યો પાસે માગવું એ તો કેમજ વાજબી ગણાય ? સમર્થ ઈશ્વર પાસે કરેલી બધી અરજો પણ જ્યારે મંજૂર થતી નથી, ત્યારે નબળા મનવાળા માણસો પાસે કરેલી માગણીમાં કેટલી બધી નિષ્ફળતા મળે, એ સમજવું કાંઈ મુશ્કેલ નથી. ટૂંકામાં બેટી, એટલુંજ કે, માગવું એ માત્ર લાચારીનો છેવટનો ઉપાય છે. એ કાંઇ માનની બાબત નથી. એટલે બનતાં સુધી કોઇ પણ સારાં માણસો માગવાનું કામ કરે નહિ. આ ઉપરથી સમજી શકાય છે કે, માગનારાંઓ ઘણું કરીને લાચારજ હોય છે, એટલે તેઓ દયાને પાત્ર છે. માટે તારે તેઓને યથાશક્તિ આપવુંજ જોઇએ.

## ૩૭–દયાના દેવતાઓ

સાધુઓએ કહેલું છે કે, ભિક્ષુકોને ધિક્કારો મા, ભિક્ષુકો તો આપણો બોજો ઉઠાવનાર મિત્રો છે. તમે વિચાર કરો, પાછું આપ-

વા–અપાવવાની શરતે, આપણે બોજો સ્વર્ગ સુધી ભિક્ષુકો વિના બીજું કોણ ઉપાડી જાય ? બેટી, ગરીબોને આપવામાં કેટલું બધું રહસ્ય છે, કેટલો બધો આનંદ છે, એ તો તું જો ! તું માને છે કે ગરીબોને આપવાથી હું પણ ગરીબ થઇ જાઉં, પણ એક મહાત્મા શું કહે છે એ તને ખબર છે ? તે કહે છે કે, તમે શક્તિવાન છતાં ખરેખર લાચારને જો વિનાકારણ નિરાશ કરી પાછો ફેરવો તો તમારે ત્યાં અઠવાડિયાં સુધી દયાના દેવતાઓ આવતા નથી. શું આપણને ઈશ્વરની દયાની જરૂર નથી ? બેટી, દર પળે, દરેક શ્વાસે આપણને ઇશ્વરની દયાની જરૂર છે. માટે આપણે પણ બીજાઓ ઉપર દયા કરવીજ જોઇએ. બહુ જરૂરના પ્રસંગે અને છતાં સાધનોએ પણ આપણે જો બીજાઓની ઉપર દયા ન કરીએ તો પછી ઇશ્વરની દયા માગવાનો આપણને શું હક છે ?

## આપવાના નિયમો

બેટી, તું માને છે કે, દાન કરવાથી, ગરીબોને આપવાથી, દુઃખીઓને મદદ કરવાથી હું પણ તેઓના જેવી ગરીબ થઇ જઇશ, પણ તારી એ ધાસ્તી બિલકુલ કપોળકલ્પિત છે. કારણ કે કોઈ એમ નથી કહેતું કે તમારી દોલત ઉડાવી દો. યથાશક્તિ આપો એમજ મહાત્માઓ કહે છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ–

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ ગી. ૧૮–૨૫ ॥

અર્થાત્ યોગ્યતાનો, ક્ષયનો, હિંસાનો તથા માણસનો વિચાર કર્યા વિના જે કામનો આરંભ થાય છે. તે તમોગુણી કર્મ કહેવાય છે.

બેટી, જોયું ? પ્રભુ કહે છે કે, પોતાની શક્તિ અને સામા માણસની યોગ્યતા તથા દેશકાળ સમજ્યા વિના આપવું તે તમોગુણી કર્મ છે; એટલે કે મને પહોંચતું નથી. મતલબ કે, વિચાર્યા વિના કર્યું તે નાખી દીધું; સમજી ? આમાં તને લૂંટી લેવાની વાત ક્યાં આવી ? તું ભિખારણ થઈ જાય તેવી વાત ક્યાં આવી ? માણસ પોતાના મનની નબળાઈથીજ કાંઇક ચિત્રવિચિત્ર બુટ્ટાઓ ઉઠાવ્યા કરે છે. આપણા ધર્મનો તેમાં કાંઇ પણ દોષ નથી. આપણો ધર્મ તો આપણને એવોજ ઉત્તમ રસ્તો બતાવે છે કે, જેમ બને તેમ ભલામાં ભલું થવું, જેમ બને તેમ લાંબામાં લાંબું આયુષ્ય ભોગવવું, જેમ બને તેમ બૂરી અસરોથી દૂર રહેવું, જેમ બને તેમ

ઉત્તમમાં ઉત્તમ ભાવનાઓ રાખવી, જેમ બને તેમ વધુમાં વધુ આત્મિક આનંદ ભોગવવો અને જેમ બને તેમ આ સંસારમાંજ-આ જિંદગીમાંજ-પોતાના ઘરમાંજ-પોતાના કામકાજમાંજ સ્વર્ગ અનુભવવું. પ્રભુ આપણને સર્વને એમ નથી કહેતો કે, તમે તમારું સર્વસ્વ આપીને ભિખારી થઈ જાઓ. બેટી, તું ફિકર કર મા. ગરીબોને મદદ આપવાથી તું ભિખારણ નહિ થઇ જાય. પ્રભુના રસ્તા બહુ વિશાળ છે. દાન આપવાને માટે પણ પ્રભુએ કહેલું છે કેઃ-

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ गी. १७-२० ॥

અર્થઃ-દાન દેવા યોગ્યજ છે, એવો નિશ્ચય કરીને ઉત્તમ દેશમાં, ઉત્તમ કાર્યમાં તથા ફરી ઉપકાર નહિ કરી શકનાર પાત્રને દાન આપવામાં આવે છે, તે સત્ત્વગુણી દાન કહેવાય છે.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ गी. १७-२१ ॥

અર્થઃ-ફરી ઉપકાર કરવાની આશાએ અથવા ફળની આશાએ અથવા મનમાં કચવાઇને જે દાન આપવામાં આવે છે, તે રજોગુણી દાન કહેવાય છે.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ गी. १७-२२ ॥

અર્થઃ-અપવિત્ર દેશમાં, અપવિત્ર કાળમાં, કુપાત્રને તથા સત્કાર કર્યા વિના અપમાનભરી રીતે જે દાન આપવામાં આવે છે, તે તમોગુણી દાન કહેવાય છે.

બેટી, જોયું ? આપવું તે આવી રીતે. આપવું એ શબ્દ સાંભળીને તું શા માટે કંપી જાય છે ? અને આપવાથી તું શા માટે ડરી જાય છે ? પ્રભુની આજ્ઞા કાંઇ એવી નથી કે તમારું બધું આપીને તમે ભિખારી થઇ જાઓ. દયાળુ ઈશ્વર તો માત્ર એટલુંજ કહે છે કે, તમારી શક્તિના પ્રમાણમાં અને સામા માણસની લાચારીના પ્રમાણમાં-યોગ્યતાના પ્રમાણમાં તમારાથી જે કાંઇ બની શકે તે, ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ આપો. આપવું તો જોઇશેજ, કારણ કે આપવું એ સૃષ્ટિનો નિયમ છે. આપવું એ ઈશ્વરની આજ્ઞા છે. પ્રભુએ કહેલું છે કેઃ-

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ गी. १८-५ ॥

અર્થઃ–યજ્ઞ એટલે પ્રભુ અર્થે થનારાં કર્મો, દાન એટલે મનુષ્ય તથા પ્રાણીઓ તરફની આપણી ફરજ અને તપ એટલે મનને કાબૂમાં રાખવું; એ ત્રણુ કર્મો કદી પણુ તજવાયોગ્ય નથી. તે તો કરવાંજ જોઇએ. કારણુ કે તે માણુસોને પવિત્ર કરનારાં છે.

એ ત્રણુ કર્મો કરવાં તો જોઇએજ, પણુ તે કેવી રીતે ? તેને માટે પ્રભુ કહે છે કેઃ–

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ गी. १८–६ ॥

અર્થઃ–હે અર્જુન ! એ કર્મો પણુ હુંપણું છોડીને તથા ફળની ઇચ્છા છોડીને કરવાં જોઇએ. એ મારો નિશ્ચિત ઉત્તમ મત છે.

યજ્ઞ, દાન અને તપ પણુ ફળની આશા છોડીનેજ કરવાં એવી ઉત્તમતા આર્યધર્મ વિના દુનિયાનો બીજો કયો ધર્મ શીખવે છે ? આ બધું બતાવવાની મારી મતલબ એ છે કે, વિધિથીજ યોગ્યતાનો વિચાર કરીનેજ આપવું જોઇએ. આપ્યા વિના છૂટકો નથી. આપવું એ કેવું ઉત્તમ કામ છે, એ જો તું બરાબર રીતે સમજે તો તને મૂઆ પછીનું ને આ દુનિયાની બહારનું સ્વર્ગ શોધવા જવું પડે નહિ. જો આપવાની મજા તું સમજે તો અહીંજ તારા પગમાંજ સ્વર્ગ આવીને પડે. આપવાને માટે–યજ્ઞ,દાન, અને તપને માટે મહાત્માએ કહે છે કે, યજ્ઞ કરવાથી, ભક્તિ કરવાથી, પ્રાર્થના કરવાથી પ્રભુના દરબારમાં જવા માટે અરધે રસ્તે પહોંચાય છે; તપ કરવાથી, વ્રત કરવાથી, મનોનિગ્રહ કરવાથી, યાત્રાએ કરવાથી, પ્રભુના દરબારના દરવાજા સુધી પહોંચાય છે; પણુ દાન દેવાથી, આપણા ગરીબ ભાઇબંધો તથા નિરાધાર પ્રાણીઓને મદદ કરવાથી તો પ્રભુની હજૂરમાં, ખુદ પ્રભુની સન્મુખ જઇ શકાય છે. બેટી, આપવાનો અર્થ લૂંટાવી દેવું એવો નથી; એમ જો તું સમજે તો પછી ભિક્ષુકોને જોઇને તું ડરીશ કે ગભરાઈશ નહિ.

## ભિક્ષુકો શા માટે આપણી પાસે આવે છે ?

તું કહીશ કે એમાં વળી પૂછવું શું ? ભીખ માગવા માટે; પણુ હું કહીશ કે ના, તેમાં એટલોજ હેતુ નથી. બેટી, તારે જાણવું જોઇએ કે, આપણી ઉપર ઊતરેલી ઈશ્વરી કૃપાનો લાભ લેવાની આશાએ લાચારો આપણી પાસે આવે છે. તેઓ કાંઇ આપણી મિલકત લૂંટી લેવા આવતા નથી. તેઓ દયાને પાત્ર છે અને આપણુને, અગ્નિમાં નહિ બળે તથા પાણીમાં નહિ ડૂબે એવા

કીમતી આશીર્વાદ દેવા આવે છે. તેઓ આપણી કીર્તિ ફેલાવવા માટે આવે છે. તેઓ પ્રભુના મોકલવાથી આવે છે અને આપણે તેઓની સાથે કેમ વર્તીએ છીએ, તે જોઇને પ્રભુ આપણી પરીક્ષા કરે છે. તેઓને આપણે જેટલી સરળતા કરી આપીએ, તેના પ્રમાણમાં તેઓ ઇશ્વરી રસ્તામાં આગળ વધી શકે છે અને તેના પ્રમાણમાંજ આપણે પ્રભુનાં વહાલાં થઇ શકીએ છીએ; માટે આપણે તેઓને આપવુંજ જોઇએ. મહાત્મા તુલસીદાસજીએ કહેલું છે કેઃ—

(દોહરો)

તુલસી આ જુગ આય કે કર લીજે દો કામ;
દેને કા ટુકડા ભલા, લેને કા હર નામ.

બેટી, જોયું ? મહાન ભક્તો એમજ કહે છે કે, લેવાલાયક તો માત્ર ઇશ્વરનું નામજ. બાકી તો સૌ ચીજો આપવાની—પડી રહેવાની અથવા નાશ થવાનીજ છે. આપવામાં પણ ઉપર કહ્યું તેમ બધો વિચાર રાખવાનો છે. માત્ર આપવું એટલુંજ બસ નથી પણ તે અભિમાન વિના અને પ્રભુને અર્થેજ—પ્રભુના નામથીજ આપવું જોઇએ. જ્ઞાની ગુરુ નાનકસાહેબ કહે છે કેઃ—

તું કહેગા મૈં દાતા હું, માલ કહાં સેં લાયા હય ?

બધું ઇશ્વરકૃપાથીજ મળે છે. માટે સર્વ ઇશ્વરનેજ અર્પણ કરવું જોઇએ. મેં આપ્યું એવું અભિમાન કરવાનો આપણને કાંઇ પણ હક નથી અને એવી રીતે અપાય તેજ ઇશ્વરને પ્રિય છે.

આપવાના નિયમો સમજવાથી હવે તારી ખાતરી થઇ હશે કે, લાચારોને મદદ કરવાથી તું કાંઇ ભિખારી થઇ જવાની નથી અને ધાર કે કદી તું દાન કરવાથી ગરીબ થઇ જાય, તોપણ તેમાં કાંઈ એબદારી નથી. એવી ગરીબાઇ તો માનભરી છે. કવિઓએ કહેલું છે કે, મદ ઝરતો હાથી, યુદ્ધમાં ઘાયલ થયેલો શૂરવીર અને દાન દેવાથી ગરીબ થઇ ગયેલા રાજાઓ તથા શ્રીમંતો પોતાની કૃશતાથીજ શોભે છે.

## આપવું અને માગવું તેની વચ્ચે ભેદ

સ્વામીજી મહારાજનો આ ઉપદેશ હૃદયમાં ઠસી ગયા પછી હવે હું બહુ છૂટથી વર્તી શકું છું. હવે હું ગરીબોને હલકા સમજતી નથી, તેઓને માટે ખરાબ શબ્દો બોલતી નથી અને પ્રથમ હું જેમ તેઓથી ડરતી કે, હાય! રખેને મારી પાસેથી તેઓ કાંઇક માગશે, તેમ હવે હું ડરતી નથી. હવે તો મને એમજ લાગે છે કે,

તેઓને કાંઇક પણ આપવુંજ જોઇએ. કારણ કે તેઓ દયાને પાત્ર છે અને હું કૃપાપાત્ર છું. હવે હું તેઓને બહુ ખુલ્લા દિલે આપી શકું છું અને આપવાથી મને એવો આનંદ થાય છે કે, તે મારો અંતરાત્માજ સમજી શકે છે. મને ખબર નહિ, હું સ્પષ્ટતાથી સમજતી નહિ કે લેવું એ તો માત્ર લાચારીનોજ ઉપાય છે. દુનિયામાં–જિંદગીમાં સ્વર્ગ તો આપવામાંજ છે. પોતાના સ્વાર્થની વસ્તુઓ લેતાં–માગતાં જે પરિશ્રમ પડે છે, જે ગ્લાનિ થાય છે, જે વ્યથા ભોગવવી પડે છે અને હૃદયમાં અપમાનનો જે સ્વાભાવિક ઝાટકો વાગે છે, તે મૂર્ખો પણ સમજી શકે છે; ત્યારે સહૃદયોને એથી કેવી તીવ્ર વેદના થતી હશે, એ સમજવું અનુભવીઓને મુશ્કેલ નથી. માગેલી ઇચ્છિત વસ્તુ મળ્યા છતાં પણ સ્વમાન-ભંગનો જે ઝાટકો હૃદયમાં લાગી જાય છે, તેની અસર લાંબા કાળ સુધી પણ ભૂંસાતી નથી. એથી ફલિત થાય છે કે, માત્ર પોતાના સ્વાર્થ સારુજ માગવું, એ ઈશ્વરના નિયમની વિરુદ્ધ છે અને જે જરૂરનું છે તે તો માગ્યા વિના પણ સ્વાભાવિક રીતેજ કુદરત તરફથી મળી રહે છે. પણ એમાં તિતિક્ષાની જરૂર છે.

માગવાથી જ્યારે હૃદયમાં એક પ્રકારનો તીવ્ર ઝાટકો વાગે છે, ત્યારે એથી ઊલટું આપવાથી અંતરાત્મામાં અલૌકિક આનંદ ઉત્પન્ન થાય છે. તે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, આપવું એવી ઈશ્વરની ઇચ્છા છે અને એ સૃષ્ટિનો મહાનિયમ છે.

માગવું એ ઊતરતા પ્રકારની બાબત છે, તે એથી પણ સિદ્ધ થાય છે કે, માગવાની ઇચ્છા સ્વાર્થબુદ્ધિમાંથી પ્રગટ થાય છે અને આપવું એ ઉત્તમ છે, કારણ કે તેમાં પરમાર્થદૃષ્ટિ છે, સ્વાર્થનો ભોગ આપવાનું છે. આપવું અને માગવું તે વચ્ચે આટલો બધો ભેદ છે. તોપણ માગવું તથા આપવું એ બન્ને વિના ચાલી શકે તેમ નથી. બન્ને વચ્ચે જમીન–આસમાનનો ફરક છે, એક પૂર્વ અને બીજું પશ્ચિમ છે. એકજ વીજળીની બે જાતની શક્તિ નૅગેટિવ ને પૉઝિટિવની પેઠે બન્ને વિરુદ્ધ ગુણોની બાબત છે. લોહચુંબકના બે છેડા ઉત્તર ને દક્ષિણ ધ્રુવની પેઠે, માગવું ને આપવું એ ઊલટી અસરવાળું છે. સ્ત્રીપુરુષના જેટલો અને સ્વર્ગનરકના જેટલો આપવા ને માગવા વચ્ચે તફાવત છે; તોપણ જેમ પૃથ્વીને આસમાન વિના, પૂર્વને પશ્ચિમ વિના, નૅગેટિવને પૉઝિટિવ વિના, લોહચુંબકના ઉત્તરને દક્ષિણ છેડા વિના, સ્ત્રીને પુરુષ વિના અને

સ્વર્ગને નરક વિના ચાલતું નથી, તેમજ આપવા અને માગવા વિના પણ દુનિયામાં ચાલી શકતું નથી. માત્ર એકજ છેડાથી પૂર્ણતાએ પહોંચી શકાયજ નહિ. લીધા વિના આપણું પોષણ થઈ શકે નહિ અને લીધા વિના ઉન્નતિ મેળવી શકાય નહિ. આગળ જણાવેલું છે કે, આખી દુનિયાની મદદ લીધા વિના આપણે પાણીનો એક ઘૂંટડો પણ પી શકીએ નહિ અને આખી દુનિયાના ઉપકારમાં દબાયા વિના ભોજનનો એક કોળિયો પણ મેળવી શકીએ નહિ. જ્યારે સૃષ્ટિનો આવો નિયમજ છે, ત્યારે આપણે પણ લેવું તો પડશેજ, પણ તે હિતને ખાતરજ લેવું જોઇએ.

## આપવું અને માગવું તેનો અભેદ

લઇને, તેને આપણામાંવાવીને,( વાવવું, રોપવું ) લીધું હોય તે કરતાં ઘણું વધારે ઉપજાવીને બીજાંઓને તે આપવું જોઇએ. લેવું તે આપવાને સારુજ લેવું જોઇએ. જો એવી રીતે બને તોજ લેવાની સાર્થકતા છે. એ લેવું તેમાં પાપ નહિ પણ પુણ્યજ છે. એ લેવું તે બંધન નહિ પણ મોક્ષ છે. કારણ કે તે આપણે ખાતર લેતા નથી પણ પ્રભુને ખાતર લઇએ છીએ. લઇને સેંકડોગણું ઉપજાવીને, બીજાંઓને આપવું, એ લેવું-લેવું નથી, પણ દેવું છે. કારણ કે તે સૃષ્ટિના નિયમ પ્રમાણે છે. એથી દુનિયાને આગળ વધવામાં મદદ કરી શકાય છે અને એ રસ્તે એથી પ્રભુ-સેવા કરી શકાય છે.

આપવું ને માગવું, એ બન્ને પરસ્પર વિરુદ્ધ બાબત છે, પણ એ વિરુદ્ધતા ઉપલક દૃષ્ટિમાંજ છે, સ્વાર્થબુદ્ધિમાંજ છે, પરમાર્થ-દૃષ્ટિમાં એ ભેદ નથી. કારણ કે માગવું તે આપવાને સારુજ છે અને આપવું તે ઇશ્વરને અર્પણ કરવાને માટેજ છે. આવી રીતે હોવાથી માગવું એ અંતે આપવામાં લય થઈ જાય છે અને આ-પવું બ્રહ્માર્પણ થઈ જાય છે. હવે આમાં વિરુદ્ધતા ક્યાં રહી ? જે આવી રીતે સમાનતા કરી શકે છે, તેઓજ સંસારમાં સ્વર્ગ અનુભવી શકે છે અને તેઓજ સંસારસાગર તરી શકે છે. એનું-જ નામ અભેદ છે અને એજ પ્રાચીન મહર્ષિઓનો મહામંત્ર છે.

## ૩૮–શ્રીમંતાઇથી શું શું કરી શકાય?

જિંદગી કેમ સુધારી શકાય, જીવનમાં અમૃત કેમ લાવી શકાય અને સંસારમાં સ્વર્ગ કેમ ભોગવી શકાય ? સ્વામીજીના

ઉપદેશ પછી આપવું એ મારો મહામંત્ર થઈ પડયો છે. મારા પતિની જાગીરની વાર્ષિક આવક એક લાખ રૂપિયાની હતી. તેમાંથી પચીસ હજાર રૂપિયાનું ઘરખર્ચ હતું. બાકીના પૈસા બચતા હતા. મને લાગ્યું કે ઘરખર્ચ વધારે છે અને તેમાં કેટલુંક ખર્ચ તો માત્ર આડંબરને માટેજ છે. જરૂર જેટલી સગવડતા સચવાય તેવી રીતે વાજબીપણું ધ્યાનમાં રાખીને હું કરકસર કરવા લાગી. પહેલે વરસે ખરચમાં હું પાંચ હજાર રૂપિયા બચાવી શકી, બીજે વરસે બીજા પાંચ હજાર રૂપિયા ઓછા કર્યાં. એમ કરતાં કરતાં ત્રણ વરસમાં પચીસ હજાર રૂપિયાના ખર્ચમાંથી બાર હજાર રૂપિયાનું ખર્ચ થવા લાગ્યું અને દર સાલ તેર હજાર રૂપિયા બચવા લાગ્યા. હું અજબ થાઉં છું કે, આટલી કરકસર છતાં પણ મારી સગવડતા પ્રથમના જેવીજ બલકે તે કરતાં પણ વધારે સચવાતી હતી. કારણ કે દાંભિકપણું નીકળી ગયું હતું. હું મારા મનને કાબૂમાં રાખી શકતી હતી અને જાતે દેખરેખ રાખતી એટલે બધું વ્યવસ્થાપૂર્વક તથા પ્રથમના કરતાં દોઢું કામ થતું હતું. આવી રીતે હોવાથી ખર્ચની કરકસરથી મને કાંઇ ઓછાપણું લાગતું નહોતું. ઊલટો સંતોષ થતો કે, જે તેર હજાર રૂપિયા દરસાલ હું મારા અંગત નજીવા સ્વાર્થમાં ગુમાવી નાખતી, તે હવે પ્રભુના નામથી ગરીબોની સેવામાં આપી શકતી હતી.

હવે મારા પૈસાની શું વ્યવસ્થા કરવી, તે ઉપર મેં મારું ધ્યાન લગાડયું. વાંચનારાઓએ જાણવું જોઈએ કે, એ માટેની યોજના મને મારાં વહાલાં ભાનુકિશોરીબાઇએ ઘડી આપી હતી અને સ્વામી અદ્વૈતાનંદ મહારાજે તેમાં સંમતિ આપી એટલે મેં તે યોજના અમલમાં મૂકી. એ યોજના નીચે પ્રમાણે હતીઃ–

મારી વાર્ષિક આવક એક લાખ રૂપિયાની હતી, તેમાંથી પાંચમો ભાગ એટલે વીસ હજાર રૂપિયા દરસાલ બચાવવા અને તે સલામત જગ્યાએ વ્યાજે મૂકવા. એટલાજ માટે બચાવવા કે ભવિષ્યમાં કોઈ ખરાબ વખતે, જેમ કે મોંઘારત, દુકાળ, ઓછી આવક, તથા કાંઈ આસમાની–સુલતાની વખતે કામ આવે. એ બચાવની રકમની એવે વખતે મદદ મળવાથી ધર્મનાં ખાતાંઓના ખર્ચમાં કાપકૂપ કરવી ન પડે.

બાર હજાર રૂપિયા દરસાલ ઘરખર્ચ માટે રાખવા નક્કી કર્યું. આટલુ ખર્ચ પણ મને વધારે લાગતું. પણ આબરૂ પ્રમાણે ને

દુનિયાના વ્યવહાર પ્રમાણે તે નિભાવ્યા વિના છૂટકો નહોતો. લાખ રૂપિયાની વાર્ષિક આવક છતાં પણ મારા મોટા સસરા તો કરજદારીમાંજ સ્વર્ગવાસી થયા હતા. એ પછી મારા પતિએ ખર્ચ ઘટાડ્યું. તેઓ દરસાલ ચાળીસ હજાર રૂપિયામાં નિભાવવા લાગ્યા. અને બાકીના પૈસા પિતાના કરજમાં ભરતા ગયા.

બાકી અડસઠ હજાર રૂપિયા રહ્યા, તે ધર્માદામાં ખર્ચવા ઠરાવ કર્યો. તે વિગત નીચે પ્રમાણેઃ–

## ૧–અનાથાશ્રમ

દરસાલ તેર હજાર રૂપિયા અનાથાશ્રમમાં ખર્ચવા. તેમાં દરરોજ બસો માણસોને ભોજન આપવું. તેના મહિને આઠસો રૂપિયા ખર્ચ થતા, બાકીના રૂ. ૨૭૫ કપડાં તથા વ્યવસ્થાખર્ચમાં લાગતા. એ અનાથાશ્રમમાં નાવારસ બચ્ચાંઓ, લાચાર વિધવાઓ, ગરીબ દર્દીઓ, આંધળાંપાંગળાં ભિક્ષુકો તથા થાકેલા ગરીબ મુસાફરોને આશ્રય મળતો હતો. આ ખાતાને જાતમહેનત કરનારા બીજા ગરીબ લોકોની મદદ હતી. તેમજ એ ખાતાનો લાભ લેનારાં અનાથોમાંથી પણ કોઈ કોઈ બની શકે તેવું કામ કરવા લાગતાં હતાં, એટલે બહુ ટૂંકા ખર્ચમાં એ ખાતું નભી શકતું હતું.

## ૨–ગરીબોને ધંધે લગાડનારું ખાતું

બીજું ખાતું ગરીબોને રોજી અપાવવાનું હતું. એ ખાતે દરસાલ પંદર હજાર રૂપિયા ખર્ચાતા હતા. તેમાં ગરીબ લોકોને દેશાવર મોકલી આપવા તથા ત્યાં બેત્રણ માસ સુધી ખર્ચ ચલાવી શકે તેટલી મફત મદદ આપવામાં આવતી હતી. માંચીના માકડ જેવા ને કૂવાના દેડકા જેવા થઇ ગયેલા લોકોમાં એથી દેશાટનનો શોખ વધતો હતો અને કેટલાક ચંચળ જુવાનિયાઓને પોતાનું નસીબ અજમાવવાની તક મળતી હતી. એ ખાતાનું બીજું કામ એ હતું કે, ગરીબોને રોજી અપાવવામાં તેઓને જરૂરિયાતના પ્રમાણમાં બની શકતી મદદ કરવી તથા સાધનો મેળવી આપવાં. એ ખાતાની મદદથી રસ્તે પડેલા લોકો તરફથી દરસાલ પાંચમો ભાગ એટલે ત્રણ હજાર રૂપિયા એ ખાતાને પાછા મળતા હતા. આ ખાતા તરફ કેટલાક સારા વેપારીઓની દિલસોજી હતી, એટલે પંદર હજાર રૂપિયાની ટૂંકી રકમના પ્રમાણમાં ઘણું વધારે કામ થતું હતું. સરેરાશ એક નિરાધાર માણસને રસ્તે ચડાવવામાં

સો રૂપિયા ખર્ચ થતું એટલે પંદર હજાર રૂપિયામાં દોઢસો માણસોને ધંધે લગાડી શકાતાં. બાઇ, દરસાલ જુદાં જુદાં દોઢસો કુટુંબોને રોજી અપાવવામાં મારા જેવી ગરીબડી વિધવા સ્ત્રી મદદગાર થઇ શકે એ કાંઇ થોડી ખુશાલીની વાત નથી.

## ૩–કેળવણી ખાતું

એ ખાતા પાછળ દરસાલ દસ હજાર રૂપિયા ખર્ચાતા હતા. તેમાંથી છ હજાર રૂપિયા શરૂઆતની કેળવણી પાછળ ખર્ચાતા હતા. ગામડાંઓમાં રાત્રિની શાળા, સ્ત્રીઓને માટે બપોરની બે કલાકની શાળા તથા બચ્ચાંઓ માટેની નિશાળો ખોલી હતી. એવી ઘણી નિશાળોમાં સંસ્કારી બહેનો તથા બન્ધુઓ વગર પગારે શીખવતાં હતાં. મેં હિસાબ કાઢેલો છે કે, દસ રૂપિયાનો પગારદાર મહેતાજી ગામડાંઓમાં વીસ છોકરાંઓને શીખવી શકે છે. હવે તમે જુઓ કે આપણે મહિને અઢીસો રૂપિયાનું ખર્ચ કરીએ તો પાંચસો છોકરાંઓને શિક્ષણ અપાવી શકીએ. એ હિસાબે પાંચસો છોકરાંના શિક્ષણ પાછળ એક વરસમાં ત્રણ હજાર રૂપિયા ખર્ચ થાય અને બીજા ત્રણ હજાર રૂપિયા એ ગરીબ છોકરાંઓને પુસ્તકો પૂરાં પાડવામાં તથા ઇનામ આપવા વગેરેમાં ખરચીએ તો એ છ હજાર રૂપિયામાં કેટલું બધું હિત કરી શકાય? છ હજાર રૂપિયાના ખર્ચમાં પાંચસો છોકરાઓને એક વરસ સુધી કેળવી શકાય એ કેટલા બધા આનંદની વાત છે? એથી દેશને કેટલો બધો ફાયદો થઇ શકે? બાકી ચાર હજાર રૂપિયા રહ્યા, તેમાંથી ત્રણ હજાર રૂપિયા નવીન પુસ્તકો બનાવવા પાછળ ખર્ચાય છે. હજાર રૂપિયાના ઇનામમાં સરેરાશ ચાર પુસ્તકો તૈયાર કરાવી શકાય. આવી રીતે ત્રણ હજાર રૂપિયામાંથી દરસાલ બાર નવાં પુસ્તકો તૈયાર કરાવી શકું છું. એથી સાહિત્યની સેવા બજાવી શકાય છે, ભાષાને સુધારી શકાય છે, વિદ્વાનોને સહેજસાજ આશ્રય આપી શકાય છે અને લોકોને જરૂરનું વાચન પૂરું પાડી શકાય છે. માત્ર ત્રણ હજાર રૂપિયામાં દેશની આટલી બધી સેવા બજાવી શકાય છે, એમ પ્રથમ હું સમજી શકી નહોતી, માટેજ હું ઘરેણાં પહેરવાં ને " બાઇ સાહેબ, બાઈ સાહેબ " શબ્દ સાંભળવામાંજ ખુશી થઈ જતી હતી. હવેજ મને સમજાય છે કે, મારાં વખાણ સાંભળીને મને જે આનંદ થતો, તે આનંદ કરતાં સારાં પુસ્તકો વાંચવાનો આનંદ સોગણો મોટો છે. તેમાંનું રહસ્ય

સમજવાનો આનંદ હજારગણો મોટો છે અને તે પ્રમાણે વર્તવાનો આનંદ લાખગણો મોટો છે. અરે ! અરે ! જો હું આ આનંદ બાળપણથીજ સમજી શકી હોત, તો નજીવી ઉપલક મોજમાં હું દરસાલ હજારો રૂપિયા ગુમાવી નાખત નહિ. પણ હવે એ અફસોસ નકામો છે. હવે તો જે તક હાથમાં રહેલી છે, તેને પકડી રાખવી અને તે હાથમાં છે ત્યાંસુધી તેનો લાભ લઇ લેવો એજ ઉત્તમ છે. એને–હાથમાં રહેલી તકને આવતી કાલ ઉપર ન રખાય તોયે ઘણું છે.

ઇનામી પુસ્તકોમાંથી કમિટી પસંદ કરે તે પુસ્તકોને છપાવવાનું ખર્ચ ક્યાંથી કરવું, એ એક સવાલ છે. અમે તેને માટે એવી ગોઠવણ રાખી છે કે, જે લેખક ઇનામ મેળવે તે પોતેજ પોતાનું પુસ્તક છપાવે. જો તેની એવી ખુશી ન હોય અથવા તેની પાસે એવાં સાધનો ન હોય, તો તે પોતાના પુસ્તકનો હક અમારી કમિટીને સોંપી દે; એટલે તે કમિટીમાંથી જે મેંબરને એ પુસ્તક સારું લાગે તે મેંબર પોતાને ખરચે છપાવે ને પરવડે તેમ વેચે. ઇનામી પુસ્તકોને તેનો લેખક પણ ન છપાવે ને કમિટીનો કોઇ મેંબર પણ ન છપાવે, તો કોઈ બુકસેલરને તે છપાવવા માટે અમે ભલામણ કરતાં. એટલે એવા ઘણાયે બુકસેલરો મળી આવતા કે જે કમિટીના ફંડમાં પોતાની ખુશીથી કાંઇ રકમની મદદ આપીને તે પુસ્તક પોતાને ખર્ચે છપાવતા ને તેમાંથી કમાણી કરતા. પુસ્તકો રચાવવાનુંજ કેળવણી ખાતા ઉપર રાખ્યું હતું. તે છપાવવાનું ખર્ચ રાખ્યું નહોતું એટલે ટૂંકા ખર્ચમાં ઘણાં પુસ્તકો તૈયાર કરાવી શકાતાં હતાં અને છપાવનારને પણ ફાયદો થતો હતો; કારણ કે તેઓને મફતનું, તૈયાર પુસ્તક મળતું હતું એટલે થોડા જોખમમાં મલાઇ ખાવા જેવુંજ હતું.

કેળવણી ખાતામાં બાકી એક હજાર રૂપિયા રહ્યા, તેનાં સારાં સારાં પુસ્તકો ખરીદાય છે અને તે યોગ્ય અધિકારીઓને મફત આપવામાં આવે છે. એક હજાર રૂપિયામાંથી નાનાંમોટાં કેટલાં બધાં પુસ્તકો આવી શકે ? અને તે કેટલા બધા જણને આપી શકાય તથા પુસ્તકો મંગાવવાથી તે પુસ્તકના કર્તાને કેટલો બધો આનંદ થાય, એ બધું ધ્યાનમાં રાખવા જેવું છે. સ્વામીજીએ મને કહેલું છે કે, પુણ્ય કરતી વખત માત્ર આપવાની વસ્તુ તરફજ નહિ જોવું જોઇએ, પણ તેનાથી ઉપજતી અસર તરફ

જોવું જોઇએ. એ અસર તરફ જોશો તો પુણ્યનાં મૂળ તમોને બહુજ ઊંડાં દેખાશે તથા તેની અસર બહુજ લાંબે સુધી પહોંચેલી દેખાશે. એટલુંજ નહિ પણ એવી રીતે જોવાની ટેવ પાડવાથી તમારી દીર્ઘદૃષ્ટિ થઇ શકશે. એથી જેમ જેમ તેની અસર વધારે સારી રીતે સમજશો, તેમ તેમ બીજાં પુણ્યકર્મ કરવાની તમારી ઇચ્છા વધતી જશે. એથી ટૂંક મુદતમાં તમે સન્માર્ગમાં આવી શકશો અને ઈશ્વરના કૃપાપાત્ર થઇ શકશો. જેમ પુણ્યની ભલી અસર તરફ તેમજ પાપની ભયંકર અસર તરફ પણ જોવું જોઇએ. તમોને નાનાં લાગતાં પાપ તરફજ નહિ, પણ તેની લાંબી અસર તરફ જુઓ તો એ અસર છેક નરક સુધી લંબાયેલી દેખાશે. એવી રીતે દરેક પાપ વખતે તેની બૂરી અસરનું લંબાણ તથા આકર્ષણ જોયા કરશો, તો પાપ તરફ તમોને ત્રાસ છૂટ્યા વિના રહેશે નહિ. એમ થવાથી તમે પાપથી ડરવા લાગશો; એ વખતે પાપની ભયંકરતા તમારા હૃદયમાં ખૂંચવા લાગશે. એમ થતે થતે પાપ નહિ કરવાનો તમે ઠરાવ કરી શકશો ને તે પછી વખત જતાં પુણ્યકર્મમાં લાગી ઈશ્વરના પ્રીતિપાત્ર થઇ શકશો.

આવી રીતે કરવાથી આટલા રૂપિયામાં આટલું બધું કરી શકાય, એમ જે હું બતાવું છું, તે મારાં વખાણ કરવાને ખાતર નહિ અથવા અભિમાનને ખાતર નહિ, પણ પુણ્યની અસર છેક ક્યાં સુધી લંબાય છે, અને થોડામાંથી પણ કેટલું બધું કરી શકાય છે, એ ખુલ્લી રીતે બતાવવાને માટે હું એમ લખું છું.

## ૪–હુન્નરકળાને ઉત્તેજન આપવાનું ખાતું

એ ખાતા પાછળ દરસાલ પાંચ હજાર રૂપિયા ખરચાય છે. જો કે એ બહુ નાની રકમ છે, પણ મારે તો મારા પ્રમાણમાં કરવાનું છે અને મારાં ગામડાંઓમાં ઉપયોગી થઇ શકે તેવું કરવાનું છે. એટલે હાલ એટલામાં પણ મને સંતોષ છે. આપણામાં એક કહેવત છે કે, આખું ગામ આપણે સાફ રાખી શકીએ નહિ, પણ જો ધારે તો દરેક માણસ પોતાનાં ઘર અને આંગણાં તો સાફ રાખી શકે અને જો દરેક માણસ એવી રીતે માત્ર પોતપોતાનાં આંગણાંજ સાફ રાખે તોપણ એની મેળે આખું શહેર ચોખ્ખું થઇ જાય. એવી રીતે આખા હિંદુસ્તાનની બધી ખરાબીઓ આપણે કાંઇ એકદમ દૂર કરી શકીએ નહિ; પણ જો દરેક રાજાઓ, જમીનદારો, કારભારીઓ, શ્રીમંતો ને ધર્મગુરુઓ ધારે તો

પોતાની આજુબાજુનો કચરો તો જરૂર દૂર કરી શકે.

હુન્નરકળાને ઉત્તેજન આપવાના ખાતામાં ગરીબ કારીગરોને ઓજારો પૂરાં પાડવા માટે તથા વ્યાવહારિક હુન્નર શીખવવાની સગવડતા કરી આપવા માટે એ રૂપિયા ખર્ચાય છે. અમારા નાનકડા પરગણામાં એટલી નાની રકમથી પણ ઘણું કામ કરી શકાય છે. દાખલા તરીકે બે મોચીને કાનપુરના ચામડાના કારખાનામાં હાથે ચામડાં રંગવાનું કામ શીખવા મોકલેલા છે. એક હોશિયાર કુંભારને વિલાયતી જેવાં નળિયાંઓ બનાવવાનો હુન્નર શીખવા માંગલોર મોકલેલા છે. ત્રણ શાળવીને હાથે ચલાવવાની શાળનો ઉપયોગ શીખવા માટે કલકત્તે મોકલેલા છે. ચાર સુતારને નકસીનું ફેન્સી ફર્નિચરકામ શીખવા માટે મુંબઇમાં ફર્નિચર બનાવવાવાળા એક પ્રસિદ્ધ વેપારીને ત્યાં કામે લગાડેલા છે. એક પૂતળાં બનાવનાર કારીગરને, અમારે ત્યાં નહિ થઇ શકતી સારી જાતની માટી મંગાવી આપવામાં આવે છે. એક બીડી વાળનારને ચિરૂટ બનાવતાં શીખવા માટે મદ્રાસ મોકલેલો છે. આ બધા કારીગરોને ખોરાકી, પોશાક તથા રસ્તાનું ખર્ચ, આ ખાતાં તરફથી મદદ તરીકે આપવામાં આવે છે. આપણા લોકો બહુ ટૂંકા ખર્ચમાં રહી શકે છે, એટલે ઓછા ખર્ચમાં આવાં ઉપયોગી ખાતાંઓ સારી રીતે ચાલી શકે છે.

ગલપટ્ટા, મોજાં અને ટેબલ ઉપર બિછાવવાના ઊનના ફેન્સી રૂમાલ ગૂંથી શકાય તથા રેશમનું ભરતકામ કરી શકાય તેવા હાથે ચલાવવાના નાના સંચાઓ ખરીદેલા છે અને જેઓની ઇચ્છા હોય, તે ભલી બાઇઓને તેઓની ફુરસદને વખતે શીખવવામાં આવે છે; એટલે તેઓ પોતાની ફુરસદનો વખત એ સંચાઓ પર કામ શીખવામાં ને કામ કરી બતાવવામાં ગાળે છે. એવી રીતે કરેલું કામ અથવા તે કામના વેચાણથી ઊપજેલા પૈસા કેટલીક ભલી બહેનો ગરીબોને મદદ કરવામાં આપી દે છે તથા કેટલીક ગરીબ બાઇઓને એ ખાતામાં કામ મળે છે. તે એવી રીતે કે તેઓને એ સંચા મફત વાપરવા દેવામાં આવે છે ને તેઓ જે કામ કરે તે વેચીને પોતાનો ગુજારો કરે છે. આવી રીતે ભલી ગરીબ બાઇઓ બીજાંઓને ભરવા–ગૂંથવાનો હુન્નર પણ શીખવી શકે છે અને બીજાંઓને માથે પડ્યા વિના આબરૂથી પોતાનું ગુજરાન પણ કરી શકે છે. પણ દિલગીરી એટલીજ છે કે, આવાં

ખાતાંઓ આપણા દેશમાં બહુજ થોડાં છે અને જે છે તેનો પણ ઘણી બહેનો તરફથી ઘટતો લાભ લેવાતો નથી.

આવી રીતે વ્યાવહારિક સાધારણ હુન્નરોને મદદ કરવામાં આ ખાતું ઠીક કામ બજાવે છે. પાંચદસ નાનાં નાનાં ગામડાંઓ વચ્ચે આવાં નાનાં નાનાં ખાતાંઓ હોય અને તે આપણા ગરીબ લોકોને થોડી થોડી મદદ કરે, તોપણ કાચી વસ્તુઓથી ભરપૂર સાધન-વાળો ભારત એવો વિશાળ મુલક છે અને આર્ય પ્રજા એવી બુદ્ધિશાળી છે કે, ટૂંક વખતમાં તેમનું કામ દેખાઈ આવ્યા વિના રહે નહિ. આપણે જોઇએ છીએ કે, કોઈ કોઇ વખત કયાંય કયાંય લાખો રૂપિયા ખરચીને મોટાં મોટાં ખાતાંઓ સ્થાપવામાં આવે છે; પણ આવાં શરૂઆતનાં ખાતાંઓ મુદ્દલજ ન હોવાથી, એટલે કે મૂળમાં પાયોજ ન હોવાથી એવાં મોટાં ખાતાંઓ, તેઓની તરફથી જે મોટી મોટી આશાઓ બાંધી હોય તેના પ્રમાણમાં મોટો ફાયદો કરી શકતાં નથી. હું ચડતા પ્રકારના કોમળ હુન્નરને, મૃદુ કારીગીરીને, હૃદયને ઉન્નત કરનાર અને કુદરતની ખૂબી બતાવ-નારા મહાન હુન્નરને ચાહું છું; પણ તમારો તથા મહારાજનો એ વિચાર છે કે, પ્રથમ શરૂઆતની કેળવણી આપવી જોઇએ, અને એ કેળવણીનીજ—એ હુન્નરનીજ આપણા ગરીબડા દેશને પહેલી જરૂર છે અને હવે મારી પણ ખાતરી થઈ ચૂકી છે કે, તમારો મત ખરો છે. કારણ કે તપાસ કરતાં મને ખબર મળ્યા છે કે, સરસ ચિતારો, નમૂનેદાર બાવલાં કોતરનાર અથવા એવાજ બીજા હુન્નર સારી રીતે શીખતાં ઓછામાં ઓછાં પાંચ વરસ લાગે છે અને એ પાંચ વરસમાં યુરોપ અથવા અમેરિકા જેવા ખર્ચાળ મુલકમાં ઓછામાં ઓછા દસ હજાર રૂપિયા જોઇએ. બહુ કરકસરથી રહે તોપણ સ્કૂલની ફી, પુસ્તકો તથા ઓજારો અને ભાડું મળી, સાધારણ રીતે દર સાલ એક માણસને બે હજાર રૂપિયા ખર્ચ લાગ્યા વિના રહે નહિ. એ પાંચ વરસ સિવાય બીજાં સાત વરસ અહીં મેટ્રિક થતાં સુધીનાં ગાળવાં જોઇએ તથા પાંચ વરસ પોતાની સ્વભાષાના અભ્યાસમાં પાંચમા ધોરણ સુધી ગાળવાં જોઇએ. એટલે કે એક વિદ્યાર્થી કોઈ પણ વરસ નપાસ ન થાય તો તેને ઊંચી કારીગીરી શીખવા માટે સત્તર વરસ ને બાર હજાર રૂપિયા જોઇએ. યુરોપના પાંચ વરસના દસ હજાર તથા અહીંના બાર વરસના બેહજાર મળી બાર હજાર રૂપિયા એક વિદ્યા-

થીં પાછળ ખરચવા જોઇએ, અને તે પણ લગભગ ગરીબાઈથી રહે તોજ; નહિ તો એટલામાં પણ પૂરું થાય નહિ.

સત્તર વરસની લાંબી મુદત અને બાર હજાર રૂપિયાની બાદ- શાહી રકમ હોય; ત્યારે માત્ર એક માણસને તૈયાર કરી શકાય. એ આપણા ગરીબડા દેશને કેમ પાલવે?

હવે તમે જુઓ કે, વ્યાવહારિક ઘરગતુ હુન્નર પાછળ દર સાલ દસ હજાર રૂપિયા ખરચીએ તો બે વરસમાં કેટલું બધું કરી શકાય? વ્યાવહારિક શરૂઆતનો જરૂર જેટલો હુન્નર શીખવા માટે કારીગરના ખીલતા જુવાન છોકરાને બે વરસ લાગે છે. કારણ કે બાપદાદાનો ધંધો હોવાથી તથા ઘરમાં ને નાતજાતમાં રોજ એનું એ કામ જોવા–જાણવામાં આવતું હોવાથી, અરધું કામ તો વગર શીખ્યેજ તેઓને આવડતું હોય છે. તે કારીગરને દરસાલ સો સો રૂપિયા મદદ કરીએ, તો બસો રૂપિયાના ખર્ચમાં ને બે વર- સમાં વ્યવહારોપયોગી એક કારીગર તૈયાર કરી શકાય. કોઈ કહે કે, એ કારીગરો દેશને શું ફાયદો કરી શકે? પણ એ સવાલ ઉપલકપણાનો છે. જો વિચારીએ તો એ કારીગરો દેશને ઘણો ફાયદો કરી શકે. અંગ્રેજોની દુકાનમાં એક એક ડગલાની સિ- લાઇ આપણા શેઠિયાઓ છ રૂપિયા આપી આવે છે, તે આ ગામઠી દરજીઓ, જો તેઓને કેળવ્યા હોય તો એવોજ ડગલો દોઢ રૂપિયામાં તૈયાર કરી આપે. જે વિલાયતી બૂટના પંદર રૂપિયા પડે છે, તેવાંજ બૂટ આપણા દેશી કારીગરો આપણને ત્રણ રૂપિયામાં આપી શકે. જે વિલાયતી તાળાંઓ આપણને બે બે રૂપિયે મળે છે, તે તાળાં આપણા લુહારો આપણને આઠ આઠ આને આપી શકે. શું આ ફાયદો નથી? પણ એ બધું ક્યારે? જ્યારે આપણે તેઓને જોઇતી સગવડ કરી આપીએ ને શીખવીએ ત્યારેજ. તેમ કર્યા વિના તેઓ પોતે પોતાની મેળે તો એક તસુ પણ ચાલે તેમ નથી. જો કે બનવાજોગ નથી, તો- પણ ધારો કે તેઓને શીખવવાથી કદાચ આવો ફાયદો ન થાય, તોપણ એટલા લોકો ધંધે લાગે, પોતાના કુટુંબનું પોષણ કરે તથા દેશી ધંધાને વળગી રહે, એ શું થોડો ફાયદો છે કે? જો આપણે આવી રીતે તેઓને સહેજસાજ પણ ટેકો ન આપીએ તો તેઓની શું દશા થાય છે, એ આપણા શ્રીમંતોને ખબર છે? તેઓ ધંધા વિના રખડે છે. ગરીબીમાં આવી પડે છે ને

અંતે ભિખારી થઇ–લાચારીથી બાવા થઇ દેશની ઉપર બોજારૂપ થઈ પડે છે. એવી સ્થિતિમાંથી તેઓને બચાવી લેવા યત્ન કરવો, એ શું માનભર્યું નથી? અને એ શું આપણી ફરજ નથી?

જાતમહેનત કરવાવાળા સો કારીગરોને રખડતા મૂકી દઇને માત્ર એક કારીગર ઉપર સત્તર વરસ ને બાર હજાર રૂપિયા ખર્ચી નાખવા, એવી હાલમાં આપણા દેશની સ્થિતિ નથી. આપણા રખડતા ગરીબ ભાઇઓને રોટલાનો ટુકડો જોઇએ છે. આપણા તૂટતા જતા ધંધારોજગારને શરૂઆતનો ટેકો જોઇએ છે. આપણા ગરીબડા દેશને–પાયમાલ થતા જતા દેશને માત્ર વાતો કરનારાં નહિ, પણ કામ કરનારાં માણસો જોઇએ છે અને આપણે યાદ રાખવું જોઇએ કે, આવાં કામ કરનારાં માણસો શરૂઆતનાં હુન્નર ખાતાંઓથીજ તૈયાર થઈ શકે છે.

## ૫–ખેતીવાડી ખાતું

એ ખાતે દરસાલ દસ હજાર રૂપિયા ખર્ચાય છે. તેમાં ગરીબ ખેડૂતોને પાણી, બળદ, ઓજાર, બીજ વગેરે મફત પૂરાં પાડવા પાછળ સાત હજાર રૂપિયા ખર્ચવામાં આવે છે અને નવી નવી જાતનાં બીજો ઉગાડવા માટે ત્રણ હજાર રૂપિયા ખેડૂતોને ઉત્તેજન માટે ઇનામ તરીકે આપવામાં આવે છે. કરના ભારે બોજા તળે કચરાઈ મરતા નિરાધાર ગરીબ ખેડૂતોને આવી મદદની બહુજ જરૂર છે અને એવી મદદ જો વેળાસર મળશે, તોજ આવા આફતના વખતમાં તેઓ ટકી શકશે. ડૂબી જતો ભારત જે હજી સુધી ટકી રહેલો છે, તે આપણા ગરીબ ખેડૂતોને આધારેજ છે. આપણી વિદ્યાઓ મરવા પડેલી છે. આપણા વિદ્વાનોએ વિદ્યાદેવીની સેવા છોડી દાસત્વ સ્વીકારેલું છે. દેશની સેવા છોડી ઉદરની સેવા સ્વીકારેલી છે. આપણા શ્રીમંતો પોતાની લૂખીપૂખી ઉપલક મોજમજા વિના બીજું કાંઇ પણ જોઇજ શકતા નથી. આપણા હુન્નરો યુરોપથી આવતી ભરતીમાં ડૂબી ગયા છે. આપણા કારીગરો પાયમાલ થઇ ગયા છે. આપણા રાજાઓ યાંત્રિક પૂતળાં જેવા છે. આપણા ભૂદેવોને ભિક્ષા માગવામાંથી ફુરસદ મળતી નથી. "દયા પ્રભુની ને ધરમની જે" એમાંજ તેઓનું સર્વસ્વ આવી રહ્યું છે. આપણા ક્ષત્રિયો અત્યારે કર્તવ્યહીન થયેલા છે. તેઓ પોતાની કટાઈ ગયેલી તલવાર મ્યાનમાંજ રાખીને બેઠેલા છે. યુરોપથી ચાલ્યા આવતા તોપના ગોળાઓની

સામે ક્ષત્રિયોની તલવાર કાંઇ કામ કરી શકતી નથી. એટલે હાલમાં તો હિંદ રંડાયેલોજ છે. ટૂંકામાં ભલા ગરીબ ખેડૂતો વિના ડૂબતા ભારતને મદદ કરનારું હાલમાં બીજું કોઈ પણ નથી. ડૂબતે ડૂબતે પણ ભારત ટકી રહ્યું છે, ગરક થતે થતે પણ ચટકું બતાવતું જાય છે, પાયમાલ થતે થતે પણ દુશ્મનોની આંખમાં ખૂંચતું જાય છે અને મરતે મરતે પણ દિલાસો દેતું જાય છે. એ કોના પ્રતાપ? કહો કે ગરીબ ખેડૂતોના—અંગ્રેજ સરકારને દરસાલ પચ્ચીસ કરોડ રૂપિયાનું મહેસૂલ ગરીબ ખેડૂતો આપે છે. યુરોપ તથા હિંદુસ્તાનની વચ્ચે જે આગબોટો દોડી રહી છે, તે એ ગરીબ ખેડૂતોનીજ સખ્ત મહેનતનું ફળ છે. ગરીબ ખેડૂતોની મહેનતથી મળતી મદદ હિંદમાંથી કાઢી નાખો અને પછી જુઓ કે હિંદમાં શું રહે છે? ભારતના સ્થંભ, રાજ્યની સલામતી, પ્રજાના કુદરતી મિત્ર અને મહેનતનાં પૂતળાંઓ ગરીબ ખેડૂતો શું મદદને યોગ્ય નથી? ભાઇઓ! તેઓની પહેલી સંભાળ લો!

## ૬—ખેડૂતોને વગરવ્યાજે નાણાં ધીરનારું ખાતું

એ ખાતું મારા પૈસાથી નહિ, પણ મારી જામીનગીરીથી ચાલે છે. અમારા ગામના એક ભલા ગૃહસ્થે સ્વામીજી મહારાજની સમજાવટથી રૂપિયા પચીસ હજારની રકમ ગરીબ ખેડૂતોને વગરવ્યાજે ધીરવા માટે કાઢી છે; પણ તે ગૃહસ્થની ઇચ્છા એવી છે કે, એ રકમમાંથી એક પાઈ પણ ઓછી થવી નહિ જોઇએ. મેં કબૂલ કરેલું છે કે, એ રકમમાંથી દરસાલ જે કાંઇ પૈસા ઓછા થાય તે મારે ભરી આપવા. કેટલાક ગરીબ ખેડૂતો પ્રતિકૂળ સંજોગોને લીધે મદદ તરીકે વગરવ્યાજે લીધેલી રકમ પાછળથી ભરી શકતા નથી. એવી રીતે નહિ ભરાયેલી રકમ દરસાલ મુદ્દલ રકમનો છઠ્ઠો ભાગ અથવા આસરે ચાર હજાર રૂપિયા જેટલી થાય છે. એ રૂપિયા અમારા ધર્મખાતામાંથી ભરાય છે. તેમાં રૂ. ૧૦૦૦) ગરીબ ખેડૂતોને મફત મદદ આપવાનું ખાતું છે, તેમાંથી પાછા ફરે છે; કારણ કે ઘણાયે ભલા ખેડૂતો મફત મદદ કબૂલ રાખતા નથી, એટલે તેઓને સારો વખત મળે ત્યારે પોતાથી બની શકતાં નાણાં એ ખાતામાં પોતાની ખુશીથી પાછાં વાળે છે. આવી રીતે દરસાલ સાતમો ભાગ નાણાં પાછાં વળે છે. એ રૂપિયા ગરીબ ખેડૂતોને મદદના ડૂબત—ફંડમાં વાપરીએ છીએ. એ સિવાય બીજા રૂપિયા ત્રણ હજાર ગરીબોને રોજી અપા-

વવાના ખાતામાંથી ઉદ્યોગી, ભલા માણસો તરફથી પાછા મળે છે, તે પણ આ વગરવ્યાજુ ધીરધારના ડૂબત–ફંડમાં નાખીએ છીએ. આવી રીતે કરવાથી ચાર હજાર રૂપિયાના ખર્ચમાં ગરીબ ખેડૂતોને દરસાલ પચીસ હજાર રૂપિયાની ધીરધાર કરી શકીએ છીએ.

પચીસ હજાર રૂપિયાનું સેંકડે ચાર ટકા પ્રમાણે એક હજાર રૂપિયા વ્યાજ થાય. આપણાં ગામોમાં એવા ઘણાયે શ્રીમંતો છે કે જે દર સાલ માત્ર એક હજારજ નહિ પણ હજારો રૂપિયા ધર્માદા ખાતામાં આપી શકે. તેઓ જો આવાં ખાતાંઓમાં નાણાં વાપરે તો વધારે પુણ્ય મેળવી શકે. સ્વામીજી કહે છે કે, એટલા રૂપિયા તો ઘણાયે શ્રીમંતો એક વરઘોડા પાછળ ઉડાવી દે છે. એટલા રૂપિયા તો ઘણાયે રાજાઓ માત્ર પોતાની ઓળખાણવાળી મડમોને યાદગીરીની કોઇ એકાદી ચીજ આપવામાંજ દે છે અને એટલા રૂપિયા તો ઘણાયે શ્રીમંતો પોતાની બૈરીના એકાદ દાગીનામાં રોકી દે છે. પણ જો તે રૂપિયા આવાં ભલાં કામોમાં વાપર્યા હોય, તો ગરીબોનું તથા દેશનું કેટલું બધું ભલું થઈ શકે અને પોતાના અંતરાત્માને કેટલો બધો દિલાસો મળી શકે? પણ આપણા લોકોનો સ્વભાવ ગાડરિયા પ્રવાહ જેવો છે. પહેલ કરવાવાળા કોઇ નથી, પણ જો કોઇ પહેલ કરે તો પાછળ ચાલવાવાળા તો ઘણા છે. મેં એ ખાતાંની જોખમદારી કબૂલ કરી તો ચાર હજાર રૂપિયાના ખરચમાં પચીસ હજાર રૂપિયાનું કામ ચલાવી શકું છું. પણ જો હું એ ચાર હજાર રૂપિયાના ખર્ચ માટે આનાકાની કરું તો એ પચીસ હજારમાંથી એક પાઇ પણ મળે નહિ. આવી રીતે પોતાની લાગવગ વાપરીને તથા કાંઈક થોડોઘણો ઘસારો પણ ભોગવીને આપણે આપણા ગરીબ ખેડૂતોને મદદ કરવી જોઈએ. એવી ખરા વખતની જરૂરની મદદ વિના તૂટતા જતા લોકો ઊભા થઈ શકે તેમ નથી; પણ ખેડૂતોને ધીરધાર કરવાનું કામ રાજાઓનું છે. કારણ કે રાજ્યસત્તાથી ખેડૂતો દબાયલા રહેલા છે, એટલે રાજ્યનાં નાણાં તેઓ જલદી પાછાં ભરી આપે છે. પણ વેપારીઓનાં નાણાં તેઓ એટલાં જલદીથી પાછાં આપી શકતા નથી. કારણ–કે ફોર્સ પાડ્યા વિના પોતાની અક્કલહોશિયારીથી ને રાજીખુશીથી તેઓ કામ કરે એટલી કેળવણી તેઓમાં નથી. એટલે વેપારીઓનું વગરવ્યાજુ ધીરધાર ખાતું રાજ્યની જામીનગીરી વિના નભી શકે નહિ. પણ જો જમીનદારો,

ગરાસિયાઓ, રાજાઓ અને સરકાર, વેપારીઓનાં નાણાં સલામત રહેવાની પોતાની જામીનગીરી સાથે તથા તેમાં જતી ખોટ પોતે ભરી આપે, તો ઘણાયે સારા વેપારીઓ મોટી મોટી રકમ ગરીબ ખેડૂતોને પોતાની તરફથી વગરવ્યાજે આપવાને તૈયાર થશે. દરેક નાનાં નાનાં પરગણાંઓમાં જો આવાં પરમાર્થનાં ખાતાંઓ શરૂ થાય અને તેનો વહીવટ મોટો ને પોકળ ડોળદિમાકથી નહિ, માત્ર છાપાંમાં પોતાનું નામ છપાવવા સારુજ નહિ, પણ જિગરની ભલી લાગણીથી ચલાવવામાં આવે તો મોટી મોટી કોંગ્રેસો, લાંબી લાંબી કૉન્ફરન્સો, નકામાં નકામાં કમિશનો, મોટાં મોટાં લૂખાં નામવાળી, કામ વિનાની પોલંપોલ સભાઓ અને હજારો રૂપિયાનાં પૂતળાં, મસ્કાદાર ચીંથરિયાં માનપત્રો અને લાખો રૂપિયાનાં દેવાળાં કાઢનારાં કેટલાંક કારખાનાંઓ કરતાં પ્રજાનું, દેશનું, સરકારનું અને પોતાનું વધારે હીત કરી શકશે.

## ૭–જાનવરો સુધારવાનું ખાતું

એ ખાતે દરસાલ પાંચ હજાર રૂપિયા ખર્ચાય છે. વરસમાં ત્રણ વખત અમે જાનવરોના મેળા ભરીએ છીએ. તેમાં આજુબાજુથી દસ દસ વીસ વીસ ગાઉ દૂરથી સારાં સારાં જાનવરોને ઇનામની લાલચે લોકો લઇ આવે છે. એ ખાતામાં ચાર હજાર રૂપિયાનાં બસો દસ ઇનામ અમે આપીએ છીએ. તેની વિગત નીચે પ્રમાણેઃ–

| કેટલાં ઇનામ, | કેટલા રૂપિયાનું ઇનામ |
|---|---|
| ૧ | ૨૫૦ |
| ૨ | ૨૦૦ |
| ૩ | ૧૫૦ |
| ૪ | ૧૦૦ |
| ૧૦ | ૫૦ |
| ૪૦ | ૨૫ |
| ૫૦ | ૧૦ |
| ૧૦૦ | ૫ |
| ૨૧૦ | |

એ પ્રમાણે બસો દસ ઇનામ જાનવરો સુધારવાનાં ખાતાં તરફથી આપીએ છીએ. એ સિવાય બીજા ગૃહસ્થો તરફથી એ મેળા વખતે ઓછાંમાં ઓછાં પચાસેક ઇનામ આપવામાં આવે છે. એટલે દરસાલ અઢીસોથી વધારે ઇનામો આપી શકીએ છીએ.

તેથી લોકોને ઉત્તેજન મળે છે અને થોડા ખર્ચમાં ખેતીવાડીનાં તથા દૂધાળુ ઢોરોને સુધારવાનું બની શકે છે. એ સિવાય બીજો લાભ એ થાય છે કે, લોકોને પોતાનાં જાનવરો વેચવા-સાટવાની એ મેળા વખતે બહુ સારી તક મળે છે; એટલુંજ નહિ પણ એ જાનવરોના મેળા વખતે તેને સુધારવાનાં તથા બચાવવાનાં ભાષણો કરવાની પણ અનુકૂળતા મળે છે અને એ વખતે ઢોરોના મેળાની વચમાં ઊભા રહીને તેઓની હિમાયતમાં બોલવાથી તથા સારાં ઢોરવાળાઓના હાથમાં ઇનામ જોઇને લોકોના દિલમાં જાદૂઇ અસર થાય છે અને તેથી એ વખતનો ઉપદેશ બરોબર રીતે માણસોનાં મનમાં ઠસી જાય છે. હવે જો એ ચાર હજાર રૂપિયામાં અમારે ખર્ચે અમે ગાયોબળદો સુધારવાનું ને પાળવાનું માથે લઇએ તો તેમાં કાંઇ પણ બની શકે નહિ; કારણ કે એક ગાય પાળવા માટે એક મહિને ઓછામાં ઓછા ત્રણ રૂપિયા લાગે, તો સવાસો ગાયો પાળવા માટે એક વરસના સાડાચાર હજાર રૂપિયા જોઇએ. જો કે એમાં તો પાછી ઊપજ પણ થાય છે; તોપણ અમે સવાસો ગાયો પાળીએ તેની કાંઇ દુનિયા ઉપર મોટી અસર થાય નહિ. એમ તો ગામડાંમાં ઘણાયે પટેલોને ત્યાં એ કરતાં પણ વધારે જાનવરો હોય છે, પણ તે તેઓના સ્વાર્થને માટે હોય છે. એટલે તેની પ્રજામંડળ ઉપર કાંઇ અસર થાય નહિ. પણ આવી રીતે અઢીસો ઇનામો આપવાથી તો વરસમાં ત્રણ વખત ત્રણ ત્રણ ચાર ચાર હજાર ઢોરોનો મેળો ભરાય છે અને ઇનામ તો જેને મળે તેને ખરું, પણ એ લાલચમાં ને એ હરીફાઇમાં લોકલાગણી જાગૃત રહે છે અને તેથી આખા પરગણાનાં ઢોરોને ફાયદો થાય છે. એ ખાતામાં બાકી એક હજાર રૂપિયા રહ્યા, તે એ ત્રણ મેળાની વ્યવસ્થા પાછળ ખર્ચાય છે. લૂલાં-લંગડાં પ્રાણીઓ માટે પણ કેટલીક તરફથી અમારી મંડળીનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું, પણ એ ખાતે એમ વિચાર થયેલો છે કે, એવાં જાનવરો માટે ઘણું કરીને દરેક મોટાં મોટાં સ્થળે મહાજન તરફથી પાંજરાપોળ વગેરેનો બંદોબસ્ત છે. એટલે હાલમાં આ ખાતું એ માટે કાંઈ કરી શકતું નથી, પણ જ્યારે પણ તક મળશે ત્યારે પાંજરાપોળમાં મદદ કરવા અમે હમેશાં તૈયાર રહીશું. અમારા એ ઠરાવ પ્રમાણે જાનવરોના મેળા વખતે લોકોમાં પાંજરાપોળના ફંડમાં મદદ કરવાની ટીપ ફેરવીએ છીએ અને ઈશ્વર-

કૃપાથી તેમાં પણ વખતના પ્રમાણમાં ઠીક પૈસા ભરાઇ જાય છે. આવા મેળાવડાઓથી દેશનું કેટલું બધું હિત કરી શકાય છે એ જેઓ સમજી શકે છે, તેઓને આવા મેળાઓ જોઇને એટલો બધો આનંદ થાય છે કે, તેનો ખ્યાલ દેશની દાઝ નહિ જાણનારાઓને આવી શકેજ નહિ. આપણે આશરે પડેલાં, આપણી સેવા કરનારાં અવાચક ઉપયોગી પ્રાણીઓ માટે શું આપણે આટલું પણ ન કરવું જોઇએ? પશુઓનો ઉપકાર આપણી ઉપર કાંઇ જેવોતેવો નથી. દુનિયાને આગળ વધારવામાં તેઓ આપણા મુખ્ય મદદગાર છે અને આપણે સુધરીએ તેના પ્રમાણમાં પશુઓને સુધારવાને પણ આપણે બંધાયેલા છીએ. બહુ ઉપયોગી પણ મતભેદવાળી ગૌરક્ષણ જેવી મંડળીઓ સુધારોવધારો કરી શકે તે કરતાં આવાં ખાતાંઓ સેંકડોગણું વધારે કામ કરી શકે, એ નિઃસંદેહ છે.

## ૮–સનાતન ધર્મખાતું

એ ખાતે દરસાલ દસ હજાર રૂપિયા ખરચાય છે. આર્યધર્મના મૂળ સિદ્ધાંતો સ્પષ્ટ કરવા અને તેનું રહસ્ય લોકોને સમજાવવું તે ખાતે એ પૈસા ખરચાય છે. ધર્મજિજ્ઞાસુ વિદ્વાન બ્રાહ્મણો, ભલા સાધુઓ તથા ધર્મની પ્રબળ લાગણીવાળા બીજા જ્ઞાની ભક્તોને અને ધાર્મિક ગૃહસ્થોને એ કામ સોંપવામાં આવેલું છે. તેઓ પ્રસંગોપાત્ત અને ખાસ કરીને દરેક મુખ્ય તહેવારોએ કે જયારે લોકોને રજા હોય છે તથા જયારે માણસોમાં ધર્મની લાગણી ઊભરી નીકળેલી હોય છે ત્યારે ધર્મચર્ચાની સભાઓ ભરે છે. એ સભાઓમાં આર્યધર્મના ઉત્તમ સિદ્ધાંતો સહેલામાં સહેલી રીતે સમજાવવામાં આવે છે. આવા ઉપદેશકોમાંથી કેટલાકોને ફરતા રાખેલા છે તેઓ વારંવાર દરેક નાનાં નાનાં ગામડાંઓમાં પણ વારંવાર ધર્મના ઉપદેશ કરે છે. ગામડાંઓમાં એવા ઉપદેશની કેટલી બધી જરૂર છે, એ જેઓ આજના જમાનાની હરીફાઇને સમજે છે. તથા દુનિયાના આચારવિચાર કેમ ફરતા જાય છે ને લોકલાગણી કઈ બાજુ તરફ ઢળતી જાય છે, એ તપાસતા જાય છે તથા રોજનાં ન્યૂસપેપરો વાંચે છે તેઓ સહેલાઇથી સમજી શકશે. વસ્તીપત્રકના આંકડા જુઓ. આજે ત્રીસ વરસમાં આપણા કેટલા ભાઇબંધો ખ્રિસ્તીધર્મમાં વટલી ગયા તે તપાસો એટલે જો તમોને તમારા ધર્મની જરા પણ દાઝ હશે તો દિલગીરી લાગ્યા વિના રહેશે નહિ. ફૂદકે ને ભૂસકે દેશી ખ્રિસ્તીઓની

વસ્તી વધતી જાય છે તેનું કારણ શું? કારણ એજ કે આપણી બેદરકારી, આવાં ધર્મનાં ખાતાંઓની ખામી ને ધર્મની કેળવણી નહિ તેનું એ પરિણામ. આપણા ભાઈબંધોમાંથી કોણ વટલે છે એ તમને ખબર છે? તમે કે હું નથી વટલતા. જેઓ ભણેલા છે તેઓ વધારે નથી વટલતા, પણ જેઓ ભણેલા નથી, જેઓ ધર્મને જાણતા નથી અને જેઓને ખાવા માટે વાસી રોટલાનો ટુકડો પણ નથી તેવા જંગલી ગામડિયાઓ વટલી જાય છે. ગરીબ બિચારા એ લોકોનો વાંક શું? આપણે કદી દૂરથી પણ તેઓની સામે જોયું છે? તેઓની સ્થિતિ માટે કોઇ દિવસ પણ વિચાર કર્યો છે? તેઓને મદદ કરવા માટે આપણી ત્રણ પેઢીમાંથી પણ કોઇએ પોતાનો હાથ લંબાવ્યો છે? તેઓને નાણાંની મદદ તો બાજુએ રહી, પણ ધર્મના શબ્દોની મદદ–બે સારા શબ્દો સંભળાવવાની તસ્દી પણ કોઇએ લીધી છે? અરે હાય, હાય! આપણે ત્યાં–આપણા દેશમાં વિદ્યાની દરિદ્રતા છે, નવીન શોધની દરિદ્રતા છે, હુન્નરકળાની દરિદ્રતા છે અને ધનની દરિદ્રતા તો છેજ, પણ શબ્દોની પણ દરિદ્રતા થઇ ગઇ? પ્રભુ! પ્રભુ! દયા કર, દયા કર, અમારી નીચતા ઉપર દયા કર. અમે ઉત્તમ! અમે બ્રાહ્મણ, અમે ક્ષત્રિય, માટે અમારી ઉત્તમતાનું ફળ શું? ફળ એજ કે, બીજાઓને નિંદવા. બીજાઓને કહેવું કે, તમે નીચ છો, શૂદ્ર છો, મ્લેચ્છ છો; તમોને અડીએ તો અમે અભડાઇ જઇએ–તમારું મોઢું જોઇએ તો અમોને પાપ લાગે; તમે તો કોળી છો, તું તો વાઘરી છે, તું ઢેડ છે, તને માગવાનો શું હક છે? માગવાનો હક તો ઉત્તમ બ્રાહ્મણોને! કોળીવાઘરીને માગવાનો હક શેનો? જા, જા, નીકળ ફળિયા બહાર! આ આપણી ઉત્તમતા! જે બ્રાહ્મણને ઘેર ઘરના માળા હોય, જેને ઘેર ગાડીઘોડા હોય તે વ્યાસને ઘેર સીધું મોકલવું એ આપણો ધર્મ, પણ જે વાઘરી ભૂખે ટળવળતો હોય, આપણી ગલીમાંની ગટર ઉપરની એઠી પતરાવળી ચાટતો હોય, જે કાકલૂદીથી આજીજી કરી નાનાં છોકરાંને તેડી ચીંથરિયા હાલે આપણી પાસે રોટલાનો ટુકડો માગતો હોય, તેને ગાળો દઇને ધિક્કારીને કાઢી મૂકવા અને જે બ્રાહ્મણો બબ્બે ત્રણ ત્રણ ઠેકાણે જમી આવ્યા હોય, આપણે ત્યાં આવવાની ના પાડતા હોય, તેઓને પણ ધોતિયાની કે મુગટાની લાંચ આપીને તેડી લાવવા ને જમાડવા, એથીજ આપણા પિતૃ ગત થશે કે? આજ

આપણા ધર્મનું તત્ત્વ કે ? જે ઊઠવા માગે છે તે અશક્તને ટેકો ન આપવો, જે બીમાર પડેલો છે તેને દવા ન આપવી, જે ભૂખ્યો છે તેને ખાવાનું ન આપવું, જે પડી ગયેલો છે તેને પાટુ મારવી અને જે મરવા પડેલો છે તેને જલદી મારી નાખવો તથા જે મરી ગયેલા છે તેઓને ઠેકાણે પાડવા નહિ, એજ આપણી ઉત્તમતા કે ? આમ કયાં સુધી ચાલશે ? હવે એમ ચાલી શકવાનું નથી, હવે તો સમાનતાનો જમાનો આવતો જાય છે. લોકો કહેવા લાગ્યા છે કેઃ—

દેવ ગયા દ્વારકા ને પીર ગયા મક્કે,
અંગ્રેજના રાજમાં ઢેડ મારે ધક્કે !

આવું થાય તે કાંઇ ઇચ્છવાજોગ નથી. પ્રભુ એમ ન કરે, પણ એટલું તો નક્કી છે કે, જો આપણે આપણું પોઝિશન નહિ સાચવીએ, આપણે આપણી ભાઇબંધ કોમના સુખદુઃખમાં ભાગ નહિ લઇએ તો પછી તેઓ આપણને વળગી રહેશે નહિ. જો આપણે તેઓનો તિરસ્કાર કરીશું તો આપણી સામેવાળાઓ તેઓનો મોટો આદરસત્કાર કરવાને તૈયાર છે; એટલુંજ નહિ પણ એ સત્કાર કરનારાઓ આપણાથી દરેક બાબતમાં ચડિયાતા છે. બોલવાની ચતુરાઇમાં, શબ્દજાળમાં, સત્તામાં, ધનમાં, અભેદમાં, ભ્રાતૃભાવમાં, ઉદારતામાં અને બીજી ઘણી બાબતોમાં આપણાથી ચડિયાતા છે. એટલે જો આપણે હજી પણ નહિ ચેતીએ ને એવી ને એવી બેદરકારી રાખીશું તો આપણા ઉત્તમપણામાંજ આપણે ખુવાર થઇ જશું. આપણા હરીફ મોટા છે, એટલુંજ નહિ પણ લોકલાગણી આજે બદલાતી જાય છે. સમાનભાવ ને સરખા હકનોજ પવન વાય છે. ધર્મભાવના બિલકુલ શિથિલ થયેલી છે, એટલે લોકોની સ્થિતિ સુકાન વિનાના નાવના જેવી છે. જેમનો પવન લાગે તેમના દોરવાય તેવો વખત છે; માટે જો આપણે આપણામાં જોર નહિ રાખીએ, આપણી તરફનો પવન ઢીલો રહેશે ને સામી બાજુનો પવન વધારે લાગશે તો લંગર વિનાનું વહાણ તે તરફ ઘસડાઇ જશે. એમાં વહાણનો વાંક નથી, એ તો પવનને આધારે છે. એને તો કયાંય પણ જવું છે. તમે ખેંચો તો તમારી તરફ ને બીજાઓ ખેંચે તો બીજાઓની તરફ. તોપણ તમારી તરફ તેનો પક્ષપાત છે; કારણ કે એ બંદર તેઓએ જોયેલું છે અને તેમનું પોતાનુંજ છે. પણ જો એ બંદર તરફનો પવન ન મળે

તો પછી તેઓનો શું વાંક ? તેઓ કાંઇ સમુદ્રમાં ને સમુદ્રમાં અધ્ધર ખાતે તો નજ રહી શકે. ધર્મ વિનાની સ્થિતિમાં ને ભૂખમરાની સ્થિતિમાં હમેશાં રહી શકેજ નહિ એ તો નક્કીજ છે. માટે જો આપણે જલદી સનાતનધર્મ જેવાં ખાતાંઓ નહિ સ્થાપીએ, તથા ભ્રાતૃભાવને–અરસપરસની મદદના નિયમોને નહિ સમજીએ, તો આપણા બંધુઓજ, આપણા અને આપણા ધર્મના દુશ્મનો બનશે તેમાં શું નવાઈ છે ? નવાઇ તો એજ છે કે હજી સુધી તેઓએ એ રસ્તો લીધો નથી. પ્રભુ, અમારા બંધુઓને સદ્‌બુદ્ધિ આપો !

સનાતનધર્મખાતું સ્થાપન થયા પછી અમારા પરગણામાં એવું એક પણ ગામ નથી, કે જ્યાં એક વરસમાં ચારથી ઓછી ધર્મસભાઓ મળી હોય. આપણી શિથિલ થયેલી ધર્મભાવનાને ઉત્તેજિત કરવા માટે, આપણા વટલી જતા ભાઈઓને આપણા ધર્મના તથા આપણા દેશના દુશ્મન બનતા અટકાવવા માટે, ધર્મને માટે જે કેટલાક ભયંકર વહેમોમાં આપણે પડયા છીએ તેમાંથી છૂટવાને માટે અને આપણો પવિત્ર ધર્મ કે જે આપણાજ અજ્ઞાનથી વગોવાય છે, તેનો મહિમા બતાવવા–સમજાવવા અને અનુભવવા માટે આવાં ખાતાંઓની આપણને બહુજ જરૂર છે. એ ખાતાંઓ માટે વિદ્વાન, નિઃસ્પૃહી ને ઉત્સાહિત માણસો જોઇએ. એવા માણસો કાંઈ દરેક જગ્યાએ મળી શકે નહિ, તોપણ કામ-ચલાઉ માણસો જોઇએ તેટલા મળી શકે છે. તેથી વખત જતાં એ ખાતું મજબૂતી પકડતું જાય છે. ધર્મ સુધારણાની બાબતમાં આપણે બહુજ પછાત છીએ અને તેથીજ આપણે ખરે રસ્તે, પૂર્ણ બળથી, યોગ્ય છૂટથી, વ્યાવહારિક કામકાજો કરી શકતા નથી. એટલે આપણા બીજા ભાઇબંધોની સાથે દુનિયાના સુધારામાં આપણે આગળ વધી શકતા નથી.

આ બધાં ખાતાંઓ પ્રથમ શરૂ કરવા માટે મારાં કેટલાક મકાનો એ ખાતાંઓને અર્પણ કરેલાં છે. એ સિવાય મારી પાસે લાખ રૂપિયાનું જરિયાન હતું તે વેંચીને એ ખાતાંઓ ચાલુ કરવા માટે શરૂઆતનું ખર્ચ કરેલું છે, એટલુંજ નહિ પણ સેંકડો ભલા માણસોની તેમાં ખરી જાતમહેનતની મદદ છે. તેથીજ ટુંકા ખર્ચમાં એટલું બધું કામ થઈ શકે છે. ઘણીયે સધવા તથા વિધ-વા બહેનો અને ઘણાયે કેળવાયેલા ભાઇઓ મને એ ખાતાંઓ માટે ચાલુ મદદ કરે છે, તેઓનો આભાર માનવાનું પણ મારે

તમારી પાસે નહિ ભૂલી જવું જોઇએ. જો તે લોકોની એટલી મદદ ન હોય તો હું આટલું બધું કામ કરી શકું નહિ, પણ સારાં કામોમાં પ્રભુ પોતેજ ગમે ત્યાંથી મદદ મોકલી આપે છે, એમ હવે આ ખાતાંઓ ચાલુ થયા પછી મારી વધારે ખાતરી થઇ ગયેલી છે.

હવે તમે જુઓ કે, માત્ર અડસઠ હજાર રૂપિયાના વાર્ષિક ખર્ચમાં કેટલું બધું કામ કરી શકાય છે ? બરોબર સમજી શકાય માટે એ કામોનું ટૂંકમાં પુનઃ અવલોકન કરવું જોઇએઃ—

૧. બસો અનાથ માણસોને દરરોજ ભોજન આપી શકાય છે.
૨. દોઢસો માણસોને ધંધે લગાડી શકાય છે.
૩. પાંચસો છોકરાઓને શરૂઆતની કેળવણી આપી શકાય છે.
૪. બાર નવાં પુસ્તકો રચાવી શકાય છે.
૫. એક હજાર રૂપિયાનાં પુસ્તકો ખરીદી યોગ્ય અધિકારીને આપી શકાય છે.
૬. કેટલાક કારીગરોને મદદ કરી શકાય છે.
૭. સેંકડો ગરીબ ખેડૂતોને ખરેખરી જરૂરની ચીજની મફત મદદ આપી શકાય છે.
૮. નવી નવી જાતનાં બીજો ઉગાડવા માટે ખેડૂતોને ઉત્તેજન આપી શકાય છે.
૯. સેંકડો ખેડૂતોને વગરવ્યાજે નાણાં આપી શકાય છે.
૧૦. જાનવરો સુધારવા માટે દરસાલ અઢીસો ઇનામો આપી શકાય છે.
૧૧. આપણા પવિત્ર સનાતન ધર્મનું રહસ્ય ઘણા લોકોને સમજાવી શકાય છે, તથા આપણા ભાઇબંધોને વટલી જતા અટકાવી શકાય છે.

આવા આવા ઘણાયે પ્રત્યક્ષ ફાયદાઓ થાય છે. એ સિવાય ઘણાયે માણસોની લાગણી ઉત્તેજિત કરી શકાય છે તથા ઘણા લોકોને એ ખાતાંઓ દૃષ્ટાંતરૂપ ને નમૂનારૂપ થઈ પડે છે. એટલુંજ નહિ પણ ઘણા લોકોને કામ કરવાના અને વિચાર કરવાના રસ્તાઓ ખોલી આપે છે. આ પરોપકારનાં ખાતાંઓ માટે આટલું બધું વિવેચન કરવાનો મારો હેતુ એ છે કે, કેટલા બધા થોડા ખર્ચમાં, કેટલા ટૂંકા વખતમાં, કેટલાં થોડાં સાધનોમાં ઈશ્વર-કૃપાથી આપણા ગરીબડા મુલકમાં કેટલું બધું કરી શકાય છે અને એ કરવાની કેટલી બધી જરૂર છે તથા એવું કરવા માટે આપણી

પાસે કેવાં બહોળાં મેદાનો પડેલાં છે, પણ તેમ છતાં આપણી ગરીબાઈ જોયા છતાં–આપણા ભાઈઓની પાયમાલી જોયા છતાં–આપણા પાડોશીનાં બચ્ચાંઓને ટુકડા રોટલા વિના ટળવળતાં જોયા છતાં–આપણા મિત્રોને અક્ષરશૂન્ય અનુભવવા છતાં–આપણા ધર્મને ડૂબતો દેખવા છતાં–આપણી ભવિષ્યની પ્રજા માટેનાં ઉદ્યોગનાં સાધનોનો નાશ થતો સમજવા છતાં–આપણે પોતે ગુલામગીરીના જેવી સ્થિતિ અનુભવવા છતાં–અને આપણી પાસે થોડાંઘણાં સાધનો તથા જરૂર જેટલી તક છતાં પણ આપણે કાંઇ પણ કરતા નથી, એ શું દિલગીર થવા જેવું નથી ? એ શું પાપ નથી ? ભાઇઓ ! આપણે કર્તવ્યભ્રષ્ટ થયેલા છીએ ને એજ આપણી અધોગતિ છે. આપણી પાયમાલી લાંબી લાંબી વાતો કરવાથી અટકવાની નથી, ઝડઝમકવાળા શબ્દોની રચનાવાળાં મસ્કાદાર ભાષણોથી અટકવાની નથી અને બીજાઓ ઉપર આધાર રાખી બેસી રહેવાથી અટકવાની નથી; પણ આપણે કામ કરીએ–ખરા દિલથી યોગ્ય રસ્તે કર્તવ્ય બજાવીએ તોજ પાયમાલી દૂર કરી શકાશે.

---

## ૩૯–હવે ભ્રાતૃભાવનો જમાનો શરૂ થાય છે

આજ દિવસ સુધી લોકોને પોતાની જાતોની ને પોતાની નાતોની મદદ હતી તે હવે દિનપ્રતિદિન તૂટતી જાય છે; કુટુંબસ્નેહ અગાઉના વખતમાં એટલો બધો પ્રબળ હતો કે તેનાં દર્શન પણ આજના વખતમાં દુર્લભ છે. અગાઉના વખતમાં લોકોની હાજતો ટૂંકી હતી, કારણ કે હાલના વખત જેટલી તે કાળમાં શોધખોળ થઇ નહોતી, એટલે લોકો ટંકા ખર્ચમાં રહી શકતા હતા. બીજું એ કે દેશનું અનાજ અને દેશનું ધન દેશમાંજ રહેતું હતું, પણ હવે તો સાધારણ લોકોની કલ્પનામાં પણ ન આવી શકે તેટલું બધું અનાજ ને તેટલું બધું ધન દરસાલ, દરરોજ ને દરપળે બહાર ઘસડાતું જાય છે. એટલે દરરોજ કાલ કરતાં આજે વધારે ને આજ કરતાં આવતી કાલે વધારે એમ કૂદકે ને ભૂસકે ગરીબાઇ તથા મોંઘારત વધતી જાય છે. એ સિવાય બીજું એક મોટું કારણ એ છે કે, અગાઉના લોકો હાથે કામ કરતા, એટલે દોલતની વહેંચણી ઘણું કરીને સરખી રહેતી હતી. પણ હાલમાં સંચાઓથી દરેક કામ થાય છે, એટલે ઘણા

જણાઓને ભોગે થોડા જણાઓ બહુ મોટી દોલતવાળા થઈ પડે છે. આમ થવાથી ઘણા જણાઓ–કોમોની કોમો ને દેશના દેશ નિર્ધન થઇ જાય છે. આવાં આવાં ઘણાંયે બહુ મુસ્તકીન કારણો છે. એટલે હવે માંચીના માંકડ થઇને ઘરમાં પડ્યા રહેવાનો વખત નથી. વસ્તી બહુ વધતી જાય છે ને બહાર જવાઆવવાનાં સાધનો પણ વધતાં જાય છે, એટલે હવે કૂવાના દેડકાની પેઠે દેશમાંજ પડયા રહેવાનો વખત નથી. હવે અમે ઊંચા ને તમે નીચા એમ કરવાનો વખત નથી. હવે તમે દૂર જાઓ, અમે તમારાથી અભડાઇ જઇએ એમ કરવાનો વખત નથી. જો એમજ કર્યા કરીશું તો વખત જતાં પેલી કહેવત પ્રમાણે ઢેડજ આપણને ધક્કા મારશે. કારણ કે તે લોકો સુધરીને દુનિયામાં આગળ વધી જશે અને આપણે તો છાંટાથી છોવાઇ જવાની ધાસ્તીમાં ત્યાંના ત્યાંજ પડયા રહીશું. એનું પરિણામ બીજું શું થાય? કુદરતનો કાયદોજ છે કે બળિયાના બે ભાગ. જો તે સારા થાય ને આપણે પછાત રહી જઇએ તો તે આપણી ઉપર ધણીપણું કરે તેમાં નવાઇ શું? હાલ તો જે મારે તેની તરવાર છે; બાંધે તેની તરવાર નહિ. આપણે તો તરવાર માત્ર બાંધેલી છે, એટલે કે અમે બ્રાહ્મણ છીએ, અમે ગુરુ છીએ, અમે ઊંચા છીએ, એમજ કરી શકીએ છીએ; પણ તરવાર મારવાવાળા તો જુદાજ છે. મારવાવાળા તો એક ઘા ને બે કટકા કરી દેખાડે છે, એટલે તેની સામે માત્ર તરવાર બાંધવાવાળાઓનું કાંઇ ચાલી શકે તેમ નથી. એ તરવાર કઇ, તે તમોને ખબર છે કે? એ તરવાર લોઢાની નહિ, એ તરવાર ઝેર પાયેલી નહિ, એ તરવાર સોનેરી મૂઠવાળી નહિ, એ તરવાર મ્યાનમાં છુપાયેલી નહિ, એ તરવાર જેને વાપરવા માટે પરવાનો લેવો પડે તેવી નહિ, પણ એ ભ્રાતૃભાવની તરવાર છે.

આજના વખતમાં જે લોકો એ તરવાર ચલાવી શકે તેઓજ ફાવી જશે; કારણ કે એ તરવાર બાંધવાનો જમાનો હવે વહી ગયો છે. હવે તો તરવાર મારવાનો વખત આવી લાગ્યો છે. આપણે શાસ્ત્રોનાં મોટાં મોટાં પોથાંઓ કાઢીને વારે વારે બતાવીએ છીએ કે અમારા ધર્મમાં આમ કહ્યું છે ને અમારા ધર્મમાં આમ કહ્યું છે તે બધી વાત ખરી, તમે કહો છો તે કરતાં પણ ઘણું વધારે તમારા ધર્મમાં કહેલું છે એ અમો માનીએ છીએ, પણ તે તમારા આચરણમાં કયાં? આપણે કહીએ કે અલેહ,

પણ શાનો અભેદ ? તમે કહેશો કે આત્માનો; પણ એ આત્માના અભેદમાં લોકોનું શું વળ્યું ? તમારા મહારાજોએ અભેદ માન્યો, પણ દુકાળના વખતમાં ગરીબોને ખીચડું તો પાદરીઓએ ખવરાવ્યું ! કોઇ મહારાજોએ ચપટી ચોખા દુકાળિયાંઓને આપ્યા હતા કે ? આપણે કહીએ કે, आत्मवत् सर्वभूतेषु–આપણા બોલવામાં તે છે, પણ આપણા આચરણમાં તે ક્યાં છે ? આપણા ધર્મના બંધુઓથી પણ–આપણા દેશના બંધુઓથી પણ અભડાઇ જઇએ તેમાં એ આચરણ ક્યાં છે ? આપણે ભાગવતની સપ્તાહ કરીને વ્યાસને બે હજાર રૂપિયા કરાવી આપીએ, પણ રસ્તા ઉપર મરવા પડેલી ગરીબ બૂઢીને કોઇ પૂછે છે કે બાઇ કેમ છે ? નહિ. કારણ કે તે હલકી જાતની છે. તેને અડતાં આપણે અભડાઇ જઇએ. પ્રભુ ! પ્રભુ ! આનું નામ ભ્રાતૃભાવ કે ? આપણે વારે વારે બોલીએ કે, आत्मौपम्येन सर्वत्र પણ આપણા આચરણમાં તે ક્યાં છે ? આપણા ગરીબ ખેડૂત ભૂખે મરે છે, તેને મદદ કરવામાં તે ક્યાં છે ? આપણે રોજ રોજ પાઠ કરીએ છીએ કે, सर्वभूतहितेरता પણ તે આપણી જિંદગીના રોજના વ્યવહારમાં ક્યાં છે ? આપણા ભાઇબંધો ટુકડા રોટલા વિના પીડાય છે, તેમાં ક્યાં છે ? ધંધારોજગાર વિના રખડે છે, તેને મદદ કરવામાં ક્યાં છે ? पंडिताः समदर्शिनः એ સમદર્શનનો આપણા પંડિતોનો દાવો તેમના વ્યવહારમાં ક્યાં છે ? જ્યાંસુધી આપણે ગરીબ લોકોને માટે જિગરની લાગણીથી કામ કરી બતાવીએ નહિ, ત્યાંસુધી એ બધું પાંડિત્ય માત્ર બાંધેલી તરવારના જેવુંજ છે. એ તરવાર બાંધી રાખવાથી કાંઇ શુક્રવાર થાય નહિ; બાંધવાનો વખત હવે વહી ગયો છે; હવે તો પરમાર્થની તરવાર ચલાવવાનો વખત આવ્યો છે, ભ્રાતૃભાવની તરવાર વાપરવાનો વખત આવ્યો છે અને વખત છતાં પણ જો એ તરવાર આપણે નહિ વાપરીએ તો આપણી હાર નક્કીજ છે, એમાં કાંઇ શક નથી. માટે જેમ બને તેમ ભ્રાતૃભાવ વધારો. જેમ બને તેમ આપણા બંધુઓને ફાયદો થાય તેમ કરો. જ્યાંસુધી આપણામાં ભાઇબંધી વધે નહિ, જ્યાંસુધી આપણે ખરેખરા પ્રેમથી અરસપરસને મદદ આપી શકીએ નહિ, ત્યાંસુધી આપણું કલ્યાણ થાય નહિ; ત્યાંસુધી આપણે આપણો ધર્મ પાળ્યો કહેવાય નહિ અને ત્યાંસુધી બીજાં ઘણાંયે કર્મોથી પણ ઈશ્વર પ્રસન્ન થાય નહિ. કારણ કે આ ભ્રાતૃભાવનો જમાનો છે. માટે એ જમાના પ્રમાણે વર્તીએ તોજ

પ્રભુની વધારેમાં વધારે સેવા કરી શકાય ને તેજ પ્રભુ પ્રસન્ન થાય. રામની અને પાંડવોની પેઠે અશ્વમેધ યજ્ઞ કરવાનો આ જમાનો નથી. વ્રજની ગોપિકાઓના જેવી પરાભક્તિ કરવાનો આ જમાનો નથી. ભગવાન શંકરાચાર્યના અદ્વૈત જ્ઞાન પ્રમાણે મુક્તિ મેળવવાનો આ વખત નથી. મહાત્મા બુદ્ધના અખંડ ત્યાગની પેઠે સંન્યાસ લેવાનો આ વખત નથી. ભગવાન પરશુરામની પેઠે હથિયાર ચલાવવાનો આ વખત નથી. મહાત્મા પતંજલિના યોગ પ્રમાણે ગુફામાં ભરાઇ બેસવાનો આ કાળ નથી અને ટાઢતડકો તથા ઉપવાસનાં દુઃખ ખમી, તપ કરવાનો આ જમાનો નથી; પણ આ તો ભ્રાતૃભાવનો જમાનો છે. કળિયુગને માટે આપણી સ્થિતિ ને આપણી શક્તિના પ્રમાણમાં પ્રભુએ દયા કરીને આ આપણને સહેલામાં સહેલો ધર્મ આપેલો છે. આ ભ્રાતૃભાવના ધર્મમાં આત્મિક દિલાસો છે, હૃદયનો સંતોષ છે, સામા માણસોના આશીર્વાદ છે અને પ્રભુ રાજી છે. આટલું બધું છે, તેના પ્રમાણમાં આપણે કરવાનું બહુ થોડું છે. માત્ર એટલુંજ કે કોઇ પણ રસ્તે આપણે આપણા ભાઇઓને મદદ કરવી.

આપણો દેશ જે દિનપ્રતિદિન દરિદ્રતામાં ડૂબતો જાય છે, તેને કાંઇ તોપના ગોળાથી બચાવી શકાય તેમ નથી. દરિદ્રતારૂપી દુશ્મનની સાથે લડવાને માટે તો સ્વામીજી કહે છે કે, ભ્રાતૃભાવની તોપ ને પરમાર્થના ગોળા જોઇએ. આપણા દેશને ડૂબતો બચાવવા માટે ક્રુપની તોપોનું આપણને કામ નથી. આપણને તો અન્નના ગોળા જોઇએ છે. ખીચડીનો લોંદો અત્યારે તોપના ગોળા કરતાં વધારે કામ કરે એવો હિંદુસ્તાનનો વખત છે. માટેજ ભ્રાતૃભાવના ધર્મની આપણને જરૂર છે. હિંદુસ્તાનને બચાવવા માટે અત્યારે ક્ષત્રિયોની તેજ તરવારની જરૂર નથી, અત્યારે તો શ્રીમંતોના પરમાર્થની તરવારની જરૂર છે. ભારતને બચાવવા માટે મોટા લશ્કરની જરૂર નથી, પણ અરસપરસની મદદની જરૂર છે. દરિદ્રતાના હુમલાને અટકાવવા માટે લશ્કરની જરૂર નથી, પણ ગરીબ લોકોને કામ અપાવવાની જરૂર છે. આપણો બચાવ હાલના વખતમાં નવી નવી ફેશનની રિવોલ્વરથી થવાનો નથી પણ ભ્રાતૃભાવથી થવાનો છે. આપણો બચાવ સરહદનાં બાંધકામોથી થવાનો નથી પણ ભ્રાતૃભાવથી થવાનો છે અને આપણી ભવિષ્યની પ્રજાનું ભવિષ્ય માત્ર મોટી મોટી વાતો કરવાથી સુધરવાનું

નથી, પણ લોકોપયોગી નાનાં નાનાં વ્યાવહારિક કામો કરવાથી સુધરવાનું છે. માટે હજાર વાતની એક વાત એ છે કે, જેમ બને તેમ ભાઈબંધી વધારતાં તથા અરસપરસ એકબીજાને મદદ આપતાં શીખો.

ભ્રાતૃભાવની ગરીબોને જરૂર છે ને તમને નથી, એમ નહિ સમજશો. સારો વખત કાંઇ સદાય રહેતો નથી; એ તો બે ઘડીનો બપોર છે અને મદદનાં કામો તો હમેશનાં છે. એટલે તે આપણાં બચ્ચાંઓ માટે-ભવિષ્યની પ્રજા માટે એક પ્રકારનો વારસો છે. જો આપણે ભ્રાતૃભાવ નહિ રાખીએ અને અરસપરસને મદદ નહિ કરીએ, તો પરિણામ શું આવશે એ તમે જાણો છો? એથી એમ બનશે કે, વધતી જતી હાજતોને લોકો પહોંચી શકશે નહિ; એટલે ગરીબાઈ વધતી જશે. તેમાંથી ભૂખમરો ને તેને લીધે આપઘાત, ખૂનો, મરકી ને બંડો જાગશે. દરિદ્રતાને લીધે જરૂર જેટલો તથા સારો ખોરાક નહિ મળવાથી લોકોમાં નવી નવી જાતનાં દરદો ફેલાશે. એટલેથીજ છૂટકો નહિ થતાં ભૂખથી તથા દુઃખથી હારીને લોકો પોતાની માણસાઈ નહિ સાચવી શકે અને જ્યારે માણસમાંથી માણસાઇ ગઇ ત્યારે પછી બાકી રહ્યું શું? એ વખતે શું શું ગુનાઓ નહિ થાય તે કેમ કહી શકાય? પ્રભુ એવી આફતથી બચાવે. જ્યારે માણસોમાં માણસાઈજ ન રહે, ત્યારે પછી બાપ કોનો ને દીકરો કોનો? રાજા કોનો ને રૈયત કોની? બાયડી કોની ને ભાયડો કોનો? મહારાજ કહે છે કે, કળિયુગના રાજાઓ બધી જાતના કાયદાઓ બાંધી શકશે પણ રૈયતને ભૂખજ ન લાગે, એવો કાયદો તેઓ બાંધી શકવાના નથી. જ્યારે એ કાયદો નહિજ બાંધી શકાય ત્યારે બીજા હજારો કાયદા હયાત છતાં પણ લોકોને ભૂખ તો લાગશેજ અને એ વખતે ખાવાનું તો મળશે નહિ, ત્યારે લોકો શું કરશે? ચોપડીઓમાં લખેલા કાયદાઓની સામે જોઈને બેઠા રહેશે કે પોતાને સૂઝતો રસ્તો લઈ લેશે? એવે વખતે શું રસ્તો લેવાય તે વિચારતાં પણ અમોને તો ત્રાસ છૂટે છે. પ્રભુ બચાવ, બચાવ! એવા ભયથી છૂટવાનો સલામત રસ્તો એજ છે કે, ભ્રાતૃભાવ વધારવો અને જેમ બની શકે તેમ જિગરથી એકબીજાને મદદ કરવી.

આ આઠ ખાતાંઓ ખોલ્યા પછી બીજાં બે અગત્યનાં ખાતાંઓની જરૂર મને સ્વામીજીએ સમજાવી છે. પણ મારી પાસે તેને

માટે હમણાં ખર્ચની જોગવાઇ નથી, એટલે તે કામ મુલતવી રાખેલાં છે. પણ એને માટે મેં ભાઇ પશુપતિરાયને કહેલું છે, તેથી તેઓએ એ બાબતમાં તેમના દોસ્ત એક મહારાજા સાહેબને વાત કરેલી છે અને એ મહારાજા સાહેબે કબૂલ કરેલું છે કે, એ બન્ને ખાતાંઓ માટે હું વખત આવ્યે જરૂર તજવીજ કરીશ. એ બે બાબતો શું છે, તે હું તમોને ટૂંકામાં જણાવીશ.

## ૧–સાધુઓને સુધારવાનું ખાતું

આપણા દેશમાં એટલા બધા સાધુઓ છે કે, જાણે રાફડો ફાટ્યો હોયની! દુનિયાના બીજા કોઇ પણ ધર્મોમાં તેઓની વસ્તીના પ્રમાણમાં એટલા સાધુઓ મળવા મુશ્કેલ છે. આટલા બધા સાધુઓ છતાં પણ અને આટલો બધો સુધરેલો જમાનો છતાં પણ તેઓને સુધારવાનું એક પણ ખાતું નહિ, એ દિલગીરી નહિ કે? ઢેડાને માટે પણ નિશાળ, ભંગીઓને માટે પણ નિશાળ અને લાખો સાધુઓને માટે કાંઈજ નહિ! એ કરતાં વધારે અજાયબી બીજી શું? આજે આપણે દરેક ચીજની ગેરંટી ને દરેક માણસનાં સર્ટિફિકેટ માગીએ છીએ, પણ સાધુઓની પાસે તેઓનાં કપડાંના રંગ વિના બીજું શું સર્ટિફિકેટ છે? વકીલ–બૅરિસ્ટરને માટે કૉલેજો, ડાકટરોને માટે કૉલેજો, એન્જિનિયરોને માટે કૉલેજો, ખેડૂતોને માટે સ્કૂલો, મહેતાજીઓને માટે સ્કૂલો, તેઓને પણ પરીક્ષા આપવી પડે, પણ આપણા પરમપૂજ્ય સાધુઓને માટે કાંઇજ નહિ? એ તો જાણે કે, "રાધાજીનો ઘોડો ખડપાણી પીને છૂટયો." એવાં તે તેઓ શું નસીબ લખાવીને આવેલા છે કે તેઓને માટે કોઇ પણ જાતનો અંકુશજ નહિ! અગાઉના કે હાલના કોઇ પણ સુધરેલા કાળમાં એ પ્રમાણે પોલંપોલ ચાલી નથી. એ તો ભારતનાંજ ભાગ્ય એવાં બળવાન છે કે એવી રીતે પોપાબાઇનું રાજ્ય ચાલ્યું જાય છે. પણ હવે વખત બદલાતો જાય છે, હવે માત્ર કપડાંના રંગ ઉપર લોકોની શ્રદ્ધા નથી. હવે તો માણસો કાંઈક પૂછતાં ને સમજતાં શીખ્યા છે, એટલે જો આમ ને આમ ચાલશે તો એ રગશિયું ગાડું વધારે આગળ ચાલી શકશે નહિ. માટે મહારાજ કહે છે કે, સાધુઓના પોતાના લાભ સારુ તથા લોકોના, ધર્મના અને દેશના લાભ સારુ સાધુઓને ધર્મનું શિક્ષણ આપવાના ઉપાયો જેમ બને તેમ તરતમાં યોજવા જોઇએ. જે સાધુઓને ધર્મની બીજા સૌ લોકો કરતાં વધારે જરૂર

છે, જે સાધુઓને આપણા કુટુંબમંડળમાં છૂટથી ભળવા દેવામાં આવે છે અને જે સાધુઓ પોતાના સાધુપણા માટેજ આપણી ઉપર પડેલા છે, તે સાધુઓને કેળવવાની શું જરૂર નથી ? જે સાધુઓએ ધર્મને ખાતર પોતાનું ઘરબાર તજેલું છે, તે સાધુઓ શું પોતાનો ધર્મ શીખવાને નારાજ થશે ? જો તેઓ શીખશે તો તેમાં તેઓને લાભ થશે અને તેનો લાભ લોકોને પણ મળશે. પણ જો તેઓ નહિ શીખે તો માત્ર ભગવાં વસ્ત્રોથીજ તેઓ માન ખાટી જાય એવો જમાનો હવે રહ્યો નથી; માટે સાધુઓને સાધુઓના ધર્મ શીખવ-વાની શાળાઓ થવી જોઈએ. પણ જ્યાંસુધી તેઓને માટે ખાવા-પીવાનો પૂરો બંદોબસ્ત ન થાય, ત્યાંસુધી એવી પાઠશાળાઓનું કામ ચાલી શકે નહિ. પણ તે કરવાનો વખત હવે આવી લાગ્યો છે. એમાં જેટલું મોડું થાય છે તેટલું તેઓને અને પ્રજાને નુકસાન છે. જો કે હાલમાં પણ કેટલાક સારા સાધુઓ શીખે છે અને ઘણાયે ભલા સાધુઓ કેટલીક અડચણો વેઠીને પણ પોતાને ખર્ચે વિદ્યાર્થી સાધુઓને શીખવે છે, પણ એ શીખવું ખાનગી છે. જૂની રીતિનું છે, માત્ર અમુકજ ગ્રંથો કે અમુકજ બાબતો શીખવાનું છે; એવી જાતનું જે શીખવું છે તેનું હાલની ઊછરતી પ્રજામાં વજન પડતું નથી. માટે વિદ્યા–હુન્નરના નિયમ પ્રમાણે ક્રમવાર ધોરણો સહિત તેઓને ધર્મનું જ્ઞાન આપવું જોઈએ અને તેઓના અભ્યાસના પ્રમાણમાં તેઓને ઉપાધિઓ ( ડિગ્રીઓ ) આપવી જોઈએ. એથી લોકો તેમની મહત્તા સમજી શકે, તેઓ લોકો ઉપર અસર કરી શકે અને તેમને ઘેરેઘેર ટુકડા માગવા પડે નહિ. જ્યાંસુધી જમાનાને અનુસરતી રીતે–આવી રીતે રીતસર કામ નહિ થાય, ત્યાંસુધી ભગવાં કપડાંની સુધરેલાઓને જે ચીડ છે તે મટી જવાની નથી. હાલમાં આપણી વચ્ચે ઘણાયે રાજાઓ, શ્રીમંતો ને અધિકારીઓ એવા છે કે, જેઓ ભગવાં કપડાંને નામેજ ભડકી જાય છે અને વિનાકારણ તેઓનો તિરસ્કાર કરે છે. એમ ન થાય માટે તથા પોતાની જિંદગી વધારે ઉપયોગી ને વધારે ધાર્મિક કરી શકાય તથા લોકોને સુધારી શકાય, માટે સાધુઓને કેળવવાની જરૂર છે. હાલમાં ઘણા લોકોના મનમાં એમજ ભરાઇ ગયેલું છે કે સાધુઓ એટલે ભિખારી; પેટ ભરવાની શક્તિ નહિ, માટે ઘરબાર છોડીને ઘેરેઘેર ટુકડાઓ માગે તે બાવા. બાવાઓનું કામ શું ? તો કે ગાંજો-તંબાકુ ફૂંકવી, ફાટયું ફાટયું બોલવું, ખોટે-

ખોટાં ગપ્પાં મારવાં, પોતે મફતનું દુઃખ ભોગવવું, અંદરઅંદર લડવું, વહેમમાં પડ્યા રહેવું, દુનિયાને વહેમી બનાવી, વગરમફત દેશની ખરાબી કરવા માટે ભિખારીઓ વધારવા માટે ચેલા મૂંડવા એ બાવાનું કામ ! સાધુઓને માટે આવો હલકો વિચાર દિનપ્રતિદિન કેળવાયેલા લોકોમાં ફેલાતો જાય છે, એ બહુ ખરાબી છે. એમ ચાલવાથી થોડા વખતમાં એમ બનવા લાગશે કે, સારા સારા સાધુઓને પણ બીજા વેશધારી સાધુઓ માટે અપમાન ખમવું પડશે અને તેઓને પણ ટુકડા રોટલાના વાંધા પડશે. એમ થવાથી સાધુઓને નુકસાન થશે, એટલુંજ નહિ પણ આપણા ધર્મને તથા આપણા દેશને પણ નુકસાન થશે; કારણ કે સાધુઓ ધર્મનું રક્ષણ કરનારા છે, ધર્મને ફેલાવનારા છે, ખુલ્લી રીતે લોકોને તેઓની ભૂલ બતાવનારા છે અને પોતાની લાગવગથી, ઉપદેશથી કે ચમત્કારથી પણ લોકોને પરમાર્થમાં લગાડનારા છે. એવો મોટો વર્ગ નિંદાને પાત્ર થઈ પડે, અશ્રદ્ધાને પાત્ર થઇ પડે, એ કાંઇ નાનીસૂની ખરાબી નથી. એમ ન થાય માટે આપણે સાધુઓને કેળવવાનાં ખાતાંઓ સ્થાપવાં જોઇએ.

આપણી વચ્ચે સાધુઓનો એવો મોટો વર્ગ છે કે, એવા મોટા વર્ગ માટે આજના વખતમાં હવે બેદરકારી રાખી શકાય તેમ નથી. આજે તો એવો વખત છે કે, કીડી પાણી કેમ પીએ છે તેની પણ તપાસ થાય છે. માખી ઇંડાં કેમ મૂકે છે તેની પણ શોધ થાય છે. ચકલી એક વરસમાં કેટલો ખોરાક ખાય છે તેની પણ શોધ થાય છે. માછલી સમુદ્રમાં પાણી કેમ કાપે છે તેની પણ નોંધ થાય છે. મચ્છરો શું ખોરાક ખાય છે, ક્યાં રહે છે તેની પણ તપાસ થાય છે. પવન કેમનો વાય છે તેની પણ નોંધ રખાય છે. દરિયામાં એક કલાકમાં કેટલાં મોજાં આવે છે તેની પણ નોંધ થાય છે, ઝાડ પાણીને કેવી રીતે ચૂસે છે તેની પણ તપાસ થાય છે. માણસોના નખ કેમ વધે છે તેની પણ શોધ થાય છે અને મૂત્ર તથા વિષ્ટાને શું ઉપયોગમાં લેવાં તે માટે પણ હજારો અખતરાઓ થાય છે. આવી આવી બાબતોને પણ જ્યાં ભૂલી જવામાં આવતી નથી, ત્યાં આપણા લાખો સાધુઓને કેમ ભૂલી જવામાં આવશે ? તેઓને એવી ને એવી સ્થિતિમાં–બાવા આદમના વખતના જેવી સ્થિતિમાં કેમ રાખી મૂકવામાં આવશે ? જમાનાના ચક્કરમાં તેઓને પણ આવવુંજ પડશે અને સુધારાની ગળણીમાંથી તેઓને

પણ ગળાવુંજ પડશે. જેઓ એવી રીતે નહિ ગળાય તેઓ પોતે ઓછી કિંમતના થઇ પડશે. હવે તો એવોજ જમાનો આવતો જાય છે કે, લોકોને દરેક ચીજો જંતુવાળીજ દેખાય છે. ફિલ્ટરમાં ગાળ્યા વિનાનું પાણી લોકો પી શકશે નહિ, ગાળ્યા વિનાના ગમે તેવા ચોખ્ખા પાણીને પણ જંતુવાળુંજ સમજવામાં આવશે. એજ રીત દરેક બાબતોને અને સાધુઓને પણ લાગુ પડશે. માટે સૌને જમાનાને અનુસરતી રીતે સુધારાની ચાળણીમાં ગાળવાની જરૂર છે. કારણ કે ગાળવાથી લોકોનો વિશ્વાસ બેસે છે ને વિશ્વાસથી કિંમત વધે છે. માટે સાધુઓને ધર્મજ્ઞાન શીખવવાની અને તેની પરીક્ષા લેવાની તથા ડિગ્રીઓ આપવાની જરૂર છે. આ જમાનો વિશ્વાસનો નહિ પણ પરીક્ષાનો છે અને તેમાં મહેનતુ તથા ભલા લોકોને ફાયદો છે. આ વિશ્વાસનો જમાનો નથી માટેજ ભ્રાતૃભાવની જરૂર છે અને એ ભ્રાતૃભાવ વધારવાને ખાતરજ સાધુઓને સુધારવાનાં ખાતાંઓ સ્થાપવાની જરૂર છે.

## ૨–ભિખારીઓને હદમાં રાખનારું ખાતું

કરોડો ભિખારીઓનો ચાલુનો જે બોજો હિંદ ઉપર પડેલો છે, તે જ્યાંસુધી ઓછો થાય નહિ, ત્યાંસુધી હિંદની તથા આપણી સ્થિતિ સુધરી શકે નહિ. ભિખારીઓ ઓછા કરવાનો માત્ર એકજ ઉપાય છે અને તે એજ કે તેઓને કામ આપવું જોઈએ. જ્યાંસુધી આપણી પાસે કામ કરાવવાનાં મેદાનો ન હોય ત્યાંસુધી ભિખારીઓ ઓછા થઇ શકે નહિ. આપણે ત્યાં હુન્નરનાં એટલાં બધાં કામો વધે કે જેમાં એ કરોડો ભિખારીઓનો સમાવેશ કરી શકાય, એ સુધરેલા દેશોની સામે અશકય છે. એ માત્ર વાતો કરવાની બાબત છે; ઊલટું આપણા ઘણાયે હુન્નરો રોજરોજ નાબૂદ થતા જાય છે. યુરોપિયનોની શોધખોળની સામે હુન્નરકળામાં આપણે તેમની આગળ નીકળી જઈએ એ હાલના વખતમાં તો કદી પણ બનવાજોગ નથી. સ્વામીજી મહારાજ કહે છે કે, એ ભિખારીઓને રસ્તે પાડવાનો સહેલામાં સહેલો માત્ર એકજ ઉપાય છે અને તે રાજસત્તાથીજ બની શકે તેમ છે. એ ઉપાય એ છે કે, સરકારે એવો કાયદો બાંધવો જોઇએ કે પોલીસકમિશ્નરના પરવાના વિના કોઈ પણ માણસ ભીખ માગી શકે નહિ. એ પરવાનો ખરેખરા લાચાર જેવા કે આંધળા,

લૂલા, રક્તપિત્તવાળા વગેરે કામ કરવાને તદન અશક્ત હોય તેઓ-નેજ આપવા. બાકીના જે લોકો ભીખ માગતા દેખાય તેઓને પકડવા અને અને તેઓને કામ સોંપવું. એટલાં બધાં માણસોને કામ ક્યાંથી સોંપવું એજ મોટો સવાલ છે. પણ સ્વામીજી મહારાજ કહે છે કે, જો સરકાર એ બાબત ધ્યાન ઉપર લે, તો તેમાં કાંઇ પણ મોટી વાત નથી. હિંદુસ્તાન એવો વિશાળ મુલક છે અને તેમાં હજુ વગરખેડાયેલી પણ ખેડવાલાયક એટલી બધી જ-મીન પડતર પડેલી છે કે, હાલ જેટલા ભિખારીઓ છે તે કરતાં કદાચ ચારગણા વધારે હોય તોપણ તેઓને ખેતીનું કામ મળી શકે. પાતાળકૂવા તથા નહેરોની અને હાથે ચલાવવાનાં હળની મદદ એ લોકોને નામદાર સરકારે પૂરી પાડવી જાઇએ અને ત્રણચાર માસના ખોરાકની મદદ આપવી જોઇએ. એ પછી તો તે લોકો પોતે પોતાના હાથથી મહેનત કરીને ખેતીથી પેદા કરેલી રોટલી ખાઈ શકશે. જુવાર, મકાઈ, ગાજર, બટેટા વગેરેનો પાક તેઓ ટૂંક વખતમાં કરી શકશે. એવી રીતે એકએ નાના નાના પાક શિયાળા-ઉનાળામાં તેઓ લઇ શકે. ચોમાસામાં તો કુદરતી-જ મદદ છે. એ ખાતામાં પ્રથમ મોટું ખર્ચ કરવાનું છે, પણ તે કાંઇ હમેશાં માથે પડવાનું નથી; એટલુંજ નહિ પણ એ ખર્ચના પ્રમાણમાં તેથી દેશને તથા સરકારને એટલો બધો ફાયદો થશે, કે જેને માટે આજે આપણે બરોબર અનુમાન પણ બાંધી શકીએ નહિ. શરૂઆતનું મોટું ખર્ચ સરકારને થોડાં વરસોમાં એ લોકોની પાસેના મહેસૂલમાંથી વસૂલ થઇ જશે. લાખો લોકો ધંધે લાગી જાય ને ભિખારીપણામાંથી છૂટી પોતાની કમાઇનો રોટલો ખાતાં શીખે, એ કાંઇ જેવીતેવી વાત નથી ને એ કાંઇ નાનુંસૂનું પુણ્ય નથી. જે લોકો એવી રીતે કામ કરવા ના પાડે તેમણે કાંઈ પણ ધંધોરોજગાર કરવો જોઇએ; અને જો તેઓ કોઇ પણ ધંધો ન કરતાં ભીખ માગે, તો ભીખના ગુના માટે કેદીઓની માફક તેમની પાસે ફરજિયાત કામ કરાવવું જોઇએ, પણ એવી રીતે ભીખ બંધ કરવાનો કાયદો થતાં પહેલાં એ ભિખારી લોકોને ખોરાક આપ-વાનો તથા કામ આપવાનો બંદોબસ્ત થવો જોઇએ. જો એ બંદોબસ્ત થાય તોજ ભીખ બંધ કરવાનો કાયદો આવકા-રદાયક થઈ શકે. જો નામદાર સરકાર આ બાબત મન ઉપર લે તો લોકો તેમાં ઘણી મદદ આપી શકે તેમ છે. દરેક

ગામમાં સદાવ્રતો તથા ધર્માદાનાં બીજાં ઘણાંયે ખાતાંઓ છે. તે દરેક ખાતાંઓ લાચારમાં લાચાર લોકોનેજ આશ્રય આપતાં શીખશે, એથી નિરાધારોને ઊલટી હાલના કરતાં વધારે સારી સગવડ થઇ શકશે અને જેઓ કામ કરી શકે તેવા છે તેઓને પણ કામ મળવાથી ફાયદો થશે. નિરાધાર બચ્ચાંઓને એવે વખતે અનાથાશ્રમમાં તથા ઉદ્યોગશાળામાં મુકાશે, તેથી તેઓનું પણ ભવિષ્ય સુધરશે. હાલમાં તેઓ વિનાકારણ અહીંથી તહીં રખડે છે ને ભૂખે તથા દુઃખે હેરાન થાય છે, તેમાંથી છૂટી વધારે સગવડ ભોગવી શકશે અને વખત જતાં દેશને વધારે ઉપયોગી થઈ શકશે. પણ આ કામ એકલા લોકોનું નથી, તેમાં રાજ-સત્તાની મદદની જરૂર છે. દેશી રાજાઓ જો પોતાના મુલકમાં આવી જાતની કે આને મળતી બીજી કોઈ વધારે સારી યોજના અજમાવે, તો એ બહુ માનનું ને આશીર્વાદ મેળવવાનું કામ છે. જો કે ભીખ બંધ કરવાની વાત એકદમ આપણા લોકોને ગળે ઊતરવાની નથી, તોપણ એને માટેની પૂરતી સગવડ રાખીને જો એ કામ હાથ ધરવામાં આવે, તો વખત જતાં તેમાં ફાયદો થયા વિના રહે નહિ. જ્યારે ભીખ બંધ થશે ત્યારેજ વેશધારી બાવા બનવાનો ને ચેલા મૂંડવાનો ધંધો બંધ પડશે. ભીખ બંધ થવાથી સાધુઓ દુઃખી નહિ થાય, પણ ઊલટો તેઓને ફાયદો થશે; કારણ કે એ વખતે દરેક મતવાળાઓને માથે પોતપોતાના મતના સાધુઓને સાચવવાની ફરજ આવી પડશે. એથી સાધુઓના રક્ષણ માટે ચાલુને માટેના દરેક પંથમાં ને આખા દેશમાં કાંઇક પક્કો બંદોબસ્ત થશે. આવી ઊથલપાથલ ત્યાંસુધી ન થાય ત્યાંસુધી વેશધારી સાધુઓ થવાનું બંધ પડવાનું નથી, જ્યાંસુધી સાધુઓ વિદ્યાની કિંમત સમજવાના નથી, ત્યાંસુધી લોકો ખરેખરી રીતે જાગૃત થવાના નથી અને ત્યાંસુધી દેશની આબાદી થવાની નથી. માટે બહુજ મધ્યમપણું જાળવીને કોઇ પણ લોકોને ખરેખરી રીતે અડચણ ન થાય તેમ ધીરે ધીરે આવી જાતના સુધારા કરવા કરાવવાની લોકોએ જરૂર સમજવી જોઇએ. ખરું છે કે, હજી એવો વખત આવી લાગ્યો નથી, પણ સ્વામીજી કહે છે કે, ભવિષ્યમાં એમ થયા વિના રહેવાનું નથી, માટે લોકોએ આજથી ચેતવું જોઇએ. સ્વામીજીની આ યોજના બહુ મોટી છે ને તે ધ્યાનમાં રાખવા જેવી છે, પણ હાલમાં આ જગાએ હું તેનું લંબાણ કરવા માગતી નથી.

## કામ કરવું એ દેવ પૂજવા બરોબર છે

ખચીત એ સત્ય છે, સત્ય છે અને તે મારા અનુભવની બાબત છે; જ્યાંસુધી હું કર્તવ્ય બજાવી શકતા નહિ ત્યાંસુધી હું અંધકારમાં રહેતી હતી, મનોવ્યથા ભોગવતી હતી, મને રસ્તો જડતો નહોતો, ભક્તિ માટે પ્રબળ ઇચ્છા કરી શકતી નહોતી અને ઉપલક ઇચ્છા થાય તેથી હું ખરી ભક્તિ કરી શકતી નહોતી. એમ હોવાથી ઈશ્વરને હું ઘણોજ દૂર, લાખો અને કરોડો યોજન દૂર સમજતી; પણ હવે જ્યારથી કર્તવ્ય બજાવવાનું શરૂ કર્યું ત્યારથી મારી સ્થિતિ બદલાઈ ગઈ છે. કર્મોને ઈશ્વરાર્પણ કરવાથી હવે ત્રણ મજબૂત માણસો કરી શકે તેટલું કામ કરવા છતાં પણ હું શાંતિ અનુભવું છું અને પ્રથમના કરતાં હજારોગણી સરસ રીતે ઈશ્વરભક્તિ કરી શકું છું. જે ભાવનાનાં દર્શન પણ દુર્લભ હતાં, તેમાંજ અહોનિશ રમણ કરું છું અને દર પળે ઈશ્વરની કૃપાનો પ્રત્યક્ષ અનુભવ કરું છું.

## આપણું સ્વર્ગ કોણ લૂંટી જાય છે ?

આ બધું કામ કરવામાંથી-ફરજ બજાવવામાંથી થયું છે અને યાદ રાખજો કે તે બધું આપણી રોજની નાની ભૂલો સુધારવામાંથી થયું છે. બાઇ, મને ખબર નહિ કે રોજની આપણી નાની નાની ભૂલો કે જેની આપણે દરકાર કરતા નથી, તે ભૂલોજ આપણું સ્વર્ગ લૂંટી જાય છે અને એવી ભૂલો ગરીબો કરતાં શ્રીમંતો વધારે કરે છે; કારણ કે શ્રીમંતોને જેમ આગળ વધવાની તકો વધારે છે તેમ એવી ભૂલો કરવાના સંજોગ પણ વધારે છે અને તે મેં મારા દૃષ્ટાંતથી પુરવાર કરેલું છે, એવા હેતુથી કે મારા સ્વદેશીઓ પોતાની ફરજ બજાવતાં અને અરસપરસ મદદ આપતાં શીખે અને પોતે પોતાની અજ્ઞાનતાથી-પોતાની ભૂલોથીજ ગુમાવેલું સ્વર્ગ જિંદગીની ફરજો બજાવવામાંથીજ પ્રાપ્ત કરે.

---

## ૪૦-મોટાઇની ઇચ્છા

આપણી દરરોજની નાની નાની ભૂલોમાં એ પણ એક મુખ્ય ભૂલ છે કે, ખોટી મોટાઇ ભોગવવાની ઇચ્છાને આપણે રોજ રોજ બહુ વધારતાં જઇએ છીએ. એમ થવાનું કારણ એજ છે કે, મોટાઇની જોખમદારી આપણે સમજતાં નથી માટેજ આપણને

મોટાઇની ઇચ્છા થયા કરે છે.

મોટાઇની ઇચ્છા બે પ્રકારની છેઃ—આગળ વધવાની તથા ઉન્નતિ મેળવવા માટે યોગ્ય અનુકરણુ કરવાની અને હું મારા કર્તવ્યમાં શા માટે ફતેહ ન મેળવી શકું? એવા પ્રકારની જે ઇચ્છા છે તે વાસ્તવિક છે અને માનભરી છે. પણુ એવી ઉત્તમ ઇચ્છાને બહુ થોડાજ લોકો પોતાની દૃષ્ટિ સમીપ રાખી શકે છે અને તેથી પણુ થોડાજ લોકો એ ઇચ્છાને કર્તવ્ય બજાવવામાંતથા જિંદગી સફળ કરવામાં વાપરે છે. આપણે એ ભલી અને મહત્ ઇચ્છાથી સંસારમાં સ્વર્ગ મેળવી શકીએ છીએ. એ સિવાયની મોટાઇ મેળવવાની બીજી હલકી ઇચ્છા છે તેમાં દાંભિકપણું છે, અહંભાવ છે, દ્વેષબુદ્ધિ છે અને પોતે પોતાનેજ ઠગવાપણું છે. આ ઇચ્છામાંજ આપણે સર્વે સપડાયેલાં છીએ અને તેથીજ આપણે ખોટી મોટાઈ મેળવવાનાં તરફડિયાં મારતાંજ રહી જઇએ છીએ. આવાં તરફડિયાં મારવાનું માત્ર કોઇકજ દિવસે બને છે એમ નથી; દરરોજ અને દરેક ઘડી મોટાઈ મેળવવાનાં એવાં ખોટાં તરફ-ડિયાં મારવા પાછળ જાય છે અને તોપણુ આપણુને સમજાતું નથી કે, બિલકુલ વગરજરૂરની—આપણુને ફસાવનારી—ખોટે રસ્તે લઈ જનારી અને ઈશ્વરથી વિમુખ કરનારી બાબતનેજ આપણે વળગી રહ્યા છીએ અને એવા નકામા વિચારોમાંજ આપણે જિં-દગી ગુમાવી નાખીએ છીએ. કેવી રીતે જિંદગી ગુમાવી નાખીએ છીએ તે હવે મારે સ્પષ્ટ કરવું જોઇએ.

## મોટાઇ મેળવવા માટેનાં તરફડિયાં

એક ઘોડાની ગાડીમાં બેસવું મને ગમતું નહિ. મારી ગાડીને નાનો ઘોડો જોડાય તે મને પસંદ પડતું નહિ. બીજાઓ કરતાં હું કેમ સારી લાગું અને મારી તરફ બીજાઓનું ધ્યાન કેમ ખેંચાય તેને માટે મને બહુ કાળજી રહેતી. મારી ગાડી ધીમે ચાલે તે હું સાંખી શકતી નહિ. ભભકાસપકા માટેની કાંઈ પણુ નવી ચીજ માટે સાંભળું એટલે તે જોવાની અને લેવાની મારી ઇચ્છા થતી. મારાં કેવાં વખાણુ થાય છે તે જાણુવાને હું બહુ આતુર રહેતી. જ્યાં મારી જરૂર ન હોય અથવા જ્યાં મને લાગતું-વળગતું ન હોય તેમાં પણુ માથું મારી દેતી. દર્શન કરવા જાઉં ત્યાં પણુ મારી ચાલ, મારા દાગીના અને મારા પોશાક તરફ જોયા કરવાનું અને મારી તરફ કોણુ કોણુ બાઈ ખેંચાય છે તથા તેઓ

મારે માટે શું વાતો કરે છે તે જાણવામાં મારું લક્ષ રહેતું હતું. આ બધું અને એવું બીજું ઘણુંયે કાંઇ પણ ઉત્તમ હેતુથી નહિ, પણ માત્ર મોટાઇને ખાતર–ખોટી મોટાઇને ખાતરજ હું કરતી હતી અને એમ કેટલીક મુદત સુધી ચાલ્યું હતું. મને યાદ છે કે, મારી આવી સ્થિતિ સોળ અને વીશ વર્ષની વચ્ચે હતી, કે જ્યારે હું મારા પતિ તરફના ખરા પ્રેમમાં સમજતી નહોતી.

## એક જૂની યાદ

બાઇ, દુઃખીઓની સેવા કરવાના મહાઆનંદમાં તમને તો અગાઉના ઘણા પ્રસંગો સાધારણ લાગતા હશે અને ઘણા પ્રસંગો ભૂલી પણ ગયાં હશો; પણ હું હજુ તે ભૂલી શકી નથી. પ્રસંગોપાત્ત મને તેમાંની ઘણી બાબતો યાદ આવી જાય છે. ખોટી મોટાઇ ભોગવવાની ઇચ્છા વિષે લખતાં એવોજ એક પ્રસંગ યાદ આવી જાય છે અને તે લખવાની ઇચ્છાને રોકી દેવાનું મારા મન ઉપર દબાણ કરવાનું હું કાંઇ કારણ જોતી નથી.

સંવત ૧૯×× માં જ્યારે તમે ચાર મહિના માતુશ્રી પાસે રહ્યાં હતાં, ત્યારે એ વખતે ભાઇ પશુપતિરાયે પોતાના વનસ્પતિશાસ્ત્રના શોખને ખાતર બનાવેલા વિશાળ બગીચામાં આપણે દરરોજ આનંદ કરતાં અને ભાઇની મહેનતનો આપણે પુષ્પોથી લાભ લેતાં હતાં. એવી રીતે આપણને લાભ લેતાં જોઇને ભાઇને બેવડો ઉત્સાહ તથા અતિ સંતોષ થતો અને પોતાની મહેનતની સફળતા સમજતા. એ દેખાવ તમે ભૂલી ગયાં નહિ હશો. એ વખતે જોઇએ તેટલાં ફૂલો મળવાથી આપણે જુદી જુદી જાતના હાર તથા તોરાઓ ગૂંથવાનું શીખતાં હતાં અને પેલી ચતુર માલણની મદદથી આપણે દરરોજ નવા નવા નમૂના ઉઠાવી આનંદ ભોગવતાં હતાં. એ વખતે બાબુ મન્મથરાય વૈદકની પરીક્ષામાં પાસ થયા અને મારા પ્યારા તેમને તેડવા ગયા હતા. તેઓ આવ્યા ત્યારે તમારા પતિ માટે તમે જાઇની કળીનો એક મોટો ત્રણખૂણિયો તોરો બનાવ્યો હતો. તેની ઉપર ૐ અને ત્રણ બાજુએ મારું જીવન, મારું સ્વર્ગ, મારા પ્રભુ, એમ તોરાની બનાવટમાંજ ફૂલની કળીઓના નાજુક ને સુંદર અક્ષરોથી લખ્યું હતું. તે તોરો જોઇને અને તે તોરાના બનાવનાર તમે છો એમ જાણીને બાબુ મન્મથરાય આશ્ચર્ય પામ્યા હતા અને એ તોરાની ભેટના બદલામાં તેઓ તમારી તરફ જે માનભરી—જે પ્રેમભરી નજરે જોઈ

રહ્યા હતા અને પછી હૃદયનાં ઉમળકાથી આશ્ચર્ય તથા પ્રેમના બેવડા આવેશમાં બોલી ઊઠ્યા હતા કે, શાબાશ શાબાશ! ખચીત હું ધનભાગ્ય છું. એમ બોલી આકાશ તરફ જોઇ તેઓએ ઈશ્વરનો જે ઉપકાર માન્યો હતો, તે હજુ સુધી હું ભૂલી ગઇ નથી. એ વખતે મને તમારા સુખની અદેખાઇ આવી હતી, એ વખતે મને લાગ્યું કે, કોઇ લાખો રૂપિયા અથવા બંગાલનું રાજ્ય એકદમ તમને ઓચિંતું આપી દે, તેથી તમને જે આનંદ થાય તે કરતાં તમારા પતિની તમારા મૃદુ હાસ્યવાળા શરમાતા મુખ પર જામેલી સ્થિર દૃષ્ટિથી તમને વધુ આનંદ થયો હતો. આ ઘડીથીજ હું પતિપ્રેમ સમજી. મને લાગ્યું કે હાય હાય, મારું જીવતર તો એળેજ ગયું છે. હું તો માત્ર બોજારૂપજ છું. આમ વિચાર કરું છું એટલામાંજ મને એક ફટકો લાગ્યો. મેં મારા પતિ સારુ ગુલાબનાં ફૂલનો સાપના જેવો હાર બનાવ્યો હતો. પીળો, સફેદ, ભૂરો, કાળો વગેરે બધી જાતનાં ગુલાબમાંથી તેની સરખી પાંખડી કાપી પીળા, કાબરચીતરા રંગના સાપ જેવો હું હાર બનાવતી હતી. મારો એ હાર બહુ વખણાતો હતો અને તે હાર જોવા માટે ગામનાં ઘણાં માણસો અમારે ત્યાં આવતાં હતાં. ફૂલના સાપનું મોઢું, આંખો, ફેણ, પૂંછડી તથા સ્વાભાવિક રંગ જોઇને લોકો અજબ થતા હતા અને તેથી હું મગરૂર થતી હતી. મારા પતિને ચંબેલીની ડાંખળી કાપેલી કળીનું ફેશનેબલ ગૂંથણીનું પહેરણુ પસંદ હતું, પણ બાબુ મન્મથરાય તરફથી મારાં વખાણ સાંભળવા માટે મેં સાપના જેવો ફૂલનો હાર તેમને બતાવવા માટે બનાવ્યો હતો. બાબુ મન્મથરાય એ હાર જોઇને ચકિત થયા અને તેણે તમારા ભાઇ પાસે મારી કારીગીરીની ચતુરાઇ માટે બહુ તારીફ કરી; પણ તમારા ભાઈ-મારા પતિ એથી ખુશી થયા નહિ. તેઓને તો ચંબેલીની કળીની ફેશનેબલ ગૂંથણીનું મનોહર પહેરણુ જોઈતું હતું. તેઓને લાગ્યું કે મારી લાગણીની દરકાર નહિ કરી પોતે માન મેળવવાની ઇચ્છાએ આ હાર બનાવેલો છે, તેથી તેઓ મારી તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી મૌન રહ્યા. આ કાંઇ મને જેવોતેવો ફટકો નહોતો. અગાઉ ઘણી વખત અમારી વચ્ચે મતભેદ પડતો અને સહેજ કડવાશભરી બોલાચાલી પણ થતી હતી, પણ મને તેની કાંઇ વધુ અસર થતી નહિ. ખોટી મોટાઇ મેળવવાની ઇચ્છામાં ખરો પ્રેમ દબાઈ જતો, એટલે માવાને છોડી હું માત્ર છોતરાં સાથેજ

રમ્યા કરતી હતી; પણ તમારા પતિની દૃષ્ટિ જોયા પછી મને લાગ્યું કે મારું જીવતર બિલકુલ નકામું છે. મારા પતિને હું એક કાળમીંઢ પથ્થરજ મળી છું, મારા પતિની તીક્ષ્ણ આંખ અને મૌનપણું જોઇને મને એમજ લાગ્યું કે, એ આંખ હજી વધુ તીક્ષ્ણ થાય, તેમાંથી અગ્નિ નીકળે ને એ અગ્નિ મને હમણાં ને હમણાં અહીંજ બાળી નાખે તો કેવું સારું. એ પછી હું મારા ઓરડામાં જઇને રોઇ પડી. તમે મારી આ સ્થિતિ જોઇ લીધી હતી. એટલે મને દિલાસો દેવા અને મારી ફરજના બે શબ્દો સંભળાવવા તમે મારી પાસે આવ્યાં.

## દાવ જોઇને સોગઠા મારી

બાઈ, એ વખતના તમારા શબ્દોથી મને બહુ અસર થઈ. એટલુંજ નહિ પણ ત્યારથી મારું જીવન બદલાયું. આટલી બધી અસર થવાનું કારણ એ કે, તમે દાવ જોઇને સોગઠી મારી હતી. તમારો પ્રેમ જોઇને મારી ભૂલ મને સમજાણી. તેજ વખતે મારા કાનમાં પ્રેમનો મહામંત્ર તમે ફૂંકી દીધો હતો એટલે તેની અસર નિષ્ફળ ગઈ નહિ. વાચકો, એ મહામંત્ર નીચે મુજબ હતોઃ—ઓ ઘેલુડી ભાભી, તું આવા શુષ્ક હૃદયની હશે એમ મેં જાણ્યું નહોતું. પ્રેમ કરતાં મોટાઇ તને વધારે સારી લાગી? અરે પ્રભુ! ભાભી! જ્યાં સુધી તું તારા પતિને રીઝવી ન શકે ત્યાંસુધી તારું રૂપ તને લાંછનરૂપ છે, ત્યાંસુધી તારા બધા ગુણ અવગુણરૂપ છે, ત્યાંસુધી તારી મોટાઈ તોછડાઇ જેવી છે, આપણને માન આપણા પ્રભુ તરફનું જોઇએ, આપણા અંતરનું જોઇએ અને એ માન ઓ ઘેલુડી, પ્રેમમાં છે. આપણને બીજાઓનાં બહારનાં ખોટાં માનપાનની બહુ ઇચ્છા શા માટે જોઇએ? આપણું કર્તવ્ય શું છે? આપણી જિંદગીની સાર્થકતા શું છે? ભાભી, પતિસેવા એ આપણું કર્તવ્ય છે અને પતિપ્રેમ એ આપણી જિંદગીની સાર્થકતા છે. દેવી રાધારાણી કહેતાં કે સ્ત્રીઓને સંસારમાં સ્વર્ગ બનાવવા માટે મોકલવામાં આવી છે. જે સ્ત્રી પતિમાં પ્રભુત્વ જોઈ શકે અને જે પતિ પત્નીમાં સ્વર્ગ અનુભવી શકે, તે દંપતીનીજ સાર્થકતા છે અને તેનુંજ નામ લગ્ન છે. જે ધણીધણિયાણી અન્યોઅન્ય એકબીજામાં નહિ જોડાઇ શકે તે પ્રભુમાં કેમ જોડાઈ શકશે? જેનો પ્રેમ પતિને પણ પોતાનો કરી શકતો નથી તેનો પ્રેમ ઈશ્વરને પોતાનો કેમ કરી શકશે? ભાભી, જે પ્રેમથી પતિને પોતાનો કરી શકાય છે, પતિનું અર્ધું

અંગ બની શકાય છે, પતિમાં ઐક્ય અનુભવી શકાય છે, તે પ્રેમ-થીજ આગળ જતાં પ્રભુને પોતાનો કરી શકાય છે. તેમાં એકતા કરી શકાય છે અને અભેદ અનુભવી શકાય છે. એનુંજ નામ મોક્ષ છે અને તે પ્રેમમાંથી–પતિપત્નીના પ્રેમમાંથીજ આગળ જતાં થવાનું છે. એને માટે પ્રેમ વિના બીજો કોઇ રસ્તો નથી.

## રોવું તો નરકમાં છે, સ્વર્ગમાં નહિ

આ સાંભળી મારી સ્થિતિ માટે મને બહુ લાગી આવ્યું. પશ્ચાત્તાપથી મારું હૃદય ભરાઇ આવ્યું. બહુ કઠિન થયા છતાં પણ હું અશ્રુને રોકી શકી નહિ. આ વખતે વહાલાં ભાનુકિશોરી બાઇ, તમે મને પોતાની છાતી સાથે દાબી તમારા છેડાથી મારાં આંસુ લૂછતે લૂછતે કહ્યું હતું કે, ભાભી, હજી ઘેલીજ રહી કે? શું આજસુધી થોડું રોઈ છે કે હજુ રોયાજ કરે છે? સ્વાર્થનું રોઇને શું મેળવી શકીશું? સ્વાર્થનું રોઈને આપણા દેવને કેમ રીઝવી શકીશું? અને આપણા અંતરાત્માની શાંતિ કેમ મેળવી શકીશું? આપણે રોવાને માટે આ દુનિયામાં આવ્યાં નથી, આપણે તો સંસારમાં સ્વર્ગ અનુભવવા અને અનુભવાવવા માટે આવ્યાં છીએ. દેવી રાધારાણીજી કહેતાં કે, દેવતાઓને હાસ્ય ગમે છે; રોવું નહિ અને સ્વામીજી પણ કહે છે કે, ઈશ્વર આનંદસ્વરૂપ છે, દુઃખ-સ્વરૂપ નહિ. ભાભી, રોવું તો નરકમાં છે, સ્વર્ગમાં નહિ. આપણે પ્રેમમાં ન સમજ્યાં ત્યાંસુધી રોઇ લીધું, હવે આપણને રોવાનો શું હક છે? હવે તો આપણું રોવું પણ આનંદનું હોવું જોઇએ. આપણાં અશ્રુઓથી પણ આપણા બંધુઓમાં ઉત્તમતા ફેલાવી જોઇએ. આપણાં અશ્રુઓમાંથી પણ પ્રેમીઓએ સ્વર્ગ જોવું જોઇએ, આપણાં અશ્રુમાંથી પણ જગતમાં શાંતિ ફેલાવી જોઇએ. એવાં અશ્રુ પાડી શકીએ તોજ આપણે રોવું જોઇએ. એવું રોવું તેનું નામ રોવું નથી એનું નામ તો પ્રેમની કીર્તિ છે. એ અશ્રુ તો પ્રેમનાં પુષ્પ છે અને તે પુષ્પો તો પ્રેમી દેવતાઓ પોતાના મસ્તક પર ચડાવે છે. એ અશ્રુ, અશ્રુ નથી પણ અભેદના મંત્ર છે અને એ રોવું તેનું નામ રોવું નથી પણ આત્માર્પણ છે–બ્રહ્માર્પણ છે. ભાભી, આવું રોતાં આવડતું હોય તો સુખેથી રો!

## ખોટી મોટાઇ એજ નરક છે

બાબુ મન્મથરાયની પ્રેમના સંતોષની અને મારા પતિના ક્રોધની નિરાશાની દૃષ્ટિ જોઇનેજ મારું જીવન ફરી ગયું. મારી

અધમતા મને સમજાઈ ગઇ. સ્વર્ગ અને નરક એ બન્ને મને તે દૃષ્ટિમાંજ પ્રત્યક્ષ થઈ ગયાં. એ વખતેજ હું સમજી કે, ખોટી મોટાઇ એ આપણી હલકાઇજ છે, ખોટી મોટાઇ એ આપણાં વહાલાં તરફ બેવફાઇજ છે, ખોટી મોટાઈ એ આપણા મનનું ઉપલકપણુંજ છે, ખોટી મોટાઇ એ બીજાંઓને અને ખાસ આપણે પોતે પોતાનેજ ઠગવા જેવું છે અને ટૂંકામાં ખોટી મોટાઇ એ નરકજ છે. જો હું એ મોટાઇમાં નહિ ફસાણી હોત તો પ્રેમનું-અંતરાત્માની શાંતિનું-ઈશ્વરી કૃપાનું કેટલું બધું સુખ ભોગવ્યું હોત! કેટલો બધો લાભ લીધો હોત! અને મારા પાડોશીઓને તેનો કેટલો બધો લાભ મળ્યો હોત! એ હું શબ્દોથી કેમ બતાવી શકું? અને એનો ખ્યાલ પણ વ્યાવહારિક બુઠ્ઠી લાગણીવાળાં મનુષ્યો કેમ કરી શકશે? ભાઇઓ, એટલી બધી ભયંકર નુકસાની માત્ર નુકસાનીજ નહિ પણ અધોગતિ અને તે શાથી? ખોટી મોટાઈથી; આપણી રોજની નાનકડી ભૂલથી. નહિ હોઇએ છતાં સારા દેખાવાની ઇચ્છાથી. સ્વામીજી મહારાજે આ બાબત મને વધારે સ્પષ્ટતાથી સમજાવેલી છે. તેઓએ કહ્યું કે, મોટાઇની ઇચ્છા એ મનુષ્યજાત ઉપર કૃપાળુ ઈશ્વરનો મોટો અનુગ્રહ છે; કારણ કે એ ઇચ્છાથીજ આગળ જતાં મનુષ્ય કુદરતના ભેદો સમજી શકે છે, તેને અનુસરી સુખ પામી શકે છે અને અંતે પોતાનું તથા ઈશ્વરનું સ્વરૂપ ઓળખી, અભેદ અનુભવી શકે છે. આ બધું મનુષ્યસ્વાભાવમાં રહેલી મોટાઈ મેળવવાની ઇચ્છામાંથી છે; પણ લોકો એ ભલી ઇચ્છાને ખોટે રસ્તે પોતાના સ્વાર્થમાં દોરી જાય છે અને તેને પોતાના મનગમતા જુદા જુદા રંગ આપી નજીવી નજીવી બાબતોમાં વાપરી નાખે છે; કારણ કે તેઓ ખોટી મોટાઇની જોખમદારી સ્પષ્ટ રીતે સમજતા નથી અને એ મોટાઇની સ્વાભાવિક ઇચ્છાને પોતાને શ્રેષ્ઠ બનાવવામાં કેમ વાપરવી તેનું જ્ઞાન તેઓને હોતું નથી. જો એ બે બાબતોને લોકો બરોબર રીતે સમજે, તો તેઓ કદી પણ ખોટી મોટાઇની ઇચ્છા રાખી પોતાનો અધઃપાત કરે નહિ.

## મોટાઇની જોખમદારી

તને બે ઘોડાની ગાડીમાં બેસીને ફરવું બહુ ગમે છે અને તે એટલાજ માટે કે એ તને ઠીક લાગે છે. ઠીક લાગવાનું કારણ એટલુંજ કે જે ગાડી તારી પાસે છે, તેવી સર્વ પાસે નથી, એટલે

લોકોનું તારી તરફ ધ્યાન ખેંચાય છે ને તેથી તને એમ લાગે છે કે, હું બીજાઓ કરતાં મોટી છું. ટૂંકામાં તારો અહંભાવ, તારી મગરૂરી તને ગાડીમાં બેસી ગરીબોની વચ્ચે ફરવું તને ઠીક લગાડે છે; પણ બેટી વિચાર કર, શું એ ખરેખર ઠીક છે? ઈશ્વરે તને માત્ર એટલીજ મોટાઇ લેવા માટે જિંદગી આપી છે? તારાં ગરીબ ભાઇબહેનો, તારા તેજી ઘોડા ને ચકચકતી દોડતી ગાડી તરફ જોઇ રહે એને માટેજ શું તને મનુષ્ય અવતાર આપવામાં આવેલો છે? તારા ફાંટાઓને ખાતર, ઘોડાને ત્રાસ આપવા, નોકરોને ધમકાવવા, વાતવાતમાં પોતાનો મિજાજ બગાડવો અને ગરીબ લોકોના તારી તરફ અને તારી ગાડી તરફ ડોળા તણાવવા માટેજ શું તને સમૃદ્ધિ આપવામાં આવી છે? બેટી, તારે સમજવું જોઇએ કે, પોતાના નજીવા ફાંટા પ્રમાણે ગાડીઘોડા દોડાવવા, એમાંજ કાંઇ ખરેખરી મોટાઇ નથી અને એમાંજ કાંઇ જિંદગીની સાર્થકતા નથી. આવી બહારની ઉપલક મોજમજામાંજ જેઓનું બધું સુખ સમાઇ રહેલું હોય, તેઓ દયાને પાત્ર છે; કારણ કે તેઓ ઈશ્વરની અનંત દયા, ઈશ્વરનું મહાન ઐશ્વર્ય ને પોતાની કિંમત-પોતાની શ્રેષ્ઠતા સમજતા નથી.

## ગાડી દોડાવવાની સાર્થકતા ક્યારે?

બેટી, જ્યારે તારી બુદ્ધિની ગાડી પણ દોડતી હોય, જ્યારે તારી દયાની ગાડી પણ દોડતી હોય, જ્યારે તારી સખાવતની ગાડી પણ દોડતી હોય, જ્યારે તારી ભક્તિની ગાડી પણ દોડતી હોય, જ્યારે તારી આત્મોન્નતિની ગાડી પણ દોડતી હોય અને જ્યારે તું પૂર્ણ બળથી-સત્ય રસ્તે ઈશ્વરની તરફ દોડતી હોય, ત્યારેજ ગાડી દોડાવવાની સાર્થકતા ગણાય. માત્ર નિર્દોષ ઘોડાને ચાબુક મારીને વિનાકારણ દોડાવવા એ શું સાર્થકતા છે? બેટી, જેમ તારાં પશુઓને-તારા ઘોડાઓને ચાબુક મારીને દોડાવે છે, તેમ તારા બુદ્ધિરૂપી ઘોડાને ધર્મરૂપી લગામ ચડાવીને સત્સંગરૂપી ચાબુક વડે કર્તવ્યના વિશાળ મેદાનમાં દોડાવ. એટલે તને ખબર પડશે કે ગાડીમાં બેસવાનો અધિકાર કોનો છે. તને ગાડીમાં બેસીને ફરવું બહુ ગમે છે, કારણ કે, એમાં તું માન અને મોટાઇ સમજે છે; પણ બેટી, યાદ રાખજે કે, એમાં બહુ મોટી જવાબદારી છે-એમાં બહુ મોટી જોખમદારી છે. ગાડીમાં બેસીને ફરવું એ કાંઇ સહેલું નથી. ગાડીમાં બેસીને ફરવું તેમાં બહુ જોખમદા-

રી છે, એમ જે હું કહું છું તેનો અર્થ તારે એમ નહિ સમજવો કે ઘોડા તોફાન કરે ને ગાડી ભાંગી જાય, અથવા કાંઇ અકસ્માત થાય; કે ગાડીમાં બેસવાથી રોગ થાય અથવા તો સમતોલપણું નહિ જળવાયાથી બાઇસિકલ ઉપરથી પડી જવાય, એવી જાતની જોખમદારી માટે હું નથી કહેતો. હું જે જોખમદારી માટે કહું છું તે તો એ કરતાં ઘણી વધારે ગંભીર જોખમદારી છે અને તોપણ અફસોસ કે,એ જોખમદારી તરફ બહુ થોડાજ લોકો ધ્યાન આપે છે.

તારી ગાડી દોડવાથી રસ્તામાં કેટલા બધા લોકોને ત્રાસ વેઠવો પડે છે, એ તને ખબર છે ? તારી મોજ માટે એ લોકો શા માટે ત્રાસ ભોગવે ? તેનો કાંઇ ખરો ખુલાસો તું આપી શકશે કે ? શું એ બધા લોકો તારા ગુલામ છે ? તારા કરજદાર છે ? અથવા તો તને સોનામાંથી બનાવી હોય અને તે લોકોને માટીમાંથી બનાવ્યા હોય એવું કાંઈ છે ? નહિ બેટી, યાદ રાખજે કે એવું કાંઈજ નથી. તેઓ પણ તારા બંધુઓજ છે. એકજ મૂળતત્ત્વમાંથી બનેલા અને એકજ ઇશ્વરની પેદાશ છે; એટલુંજ નહિ પણ એ રાહદારીઓમાં કેટલાક તો તારા કરતાં વધારે સારી શારીરિક અને માનસિક શક્તિવાળા તથા કેટલાએક તો તારા કરતાં વધારે સમૃદ્ધિવાન અને તારા કરતાં વધારે ઈશ્વરની નજીક ગયેલા હોય છે. એવા રસ્તે ચાલતા લોકોને તારી મારતી ગાડીથી ત્રાસ આપવો, એ શું ગુનો નથી ? એ ગુનાના પશ્ચાત્તાપ માટે–એ ગુનાની માફી માટે જેટલા લોકોને તારી ગાડીથી ત્રાસ મળે છે, તેજ નહિ, પણ તેટલા લોકોને કાંઇ પણ બદલો આપવો એ શું તારી ફરજ નથી ? શું તું એ લોકોને બદલો આપી શકે છે ? બદલો તો રહ્યો, પણ માત્ર મીઠી નજરે પણ તેઓની તરફ જોઇ શકે છે ? કહે કે નહિજ. તારી મગરૂરી એ લોકોની તરફ તને પ્રેમની એક મીઠી નજર પણ ફેંકવા દેતી નથી. બેટી, જ્યાંસુધી એ લોકોને બદલો આપવાની તારામાં શક્તિ નથી, અથવા તારા હૃદયમાં તેઓને માટે શુભેચ્છા નથી, ત્યાંસુધી ગાડીમાં બેસવાનો તને અધિકાર નથી.

બેટી, મારતી ગાડીએ ફરવાનો આનંદ તને બહુ ઠીક લાગતો હશે, પણ તારી ગાડી નીચે કેટલાં જંતુઓનો નાશ થાય છે, એ ખ્યાલ તેં કોઇ દિવસ કરેલો છે કે ? મહાન ઈશ્વરની અલૌકિક પેદાશનો નાશ કરવાનો તને શું અધિકાર છે ? એને માટે તેં કોઇ દિવસ પશ્ચાત્તાપ કર્યો છે કે ? सर्वभूतहितेरताः તથા आत्मौपम्येन

सर्वेत्र અને યો માં पश्यति सर्वत्र એ ઈશ્વરી આજ્ઞાનો અર્થ શું છે ? તારી ગાડી નીચે હજારો ને લાખો જંતુઓને તું મારી નાખે તેમાં सर्वभूतहितेरताः પણું ક્યાં આવ્યું ? બેટી, તારી ગાડીથી જેટલાં જંતુઓ મરે, તેટલાં પ્રાણીઓનું તું હિત કરી શકતી હોય, તો તને ગાડીમાં બેસવાનો અધિકાર છે. જો ગાડીમાં બેસવાની મોજમાં તું પ્રાણીઓના હિતની વાત ભૂલી જતી હોય તો ગાડીમાં બેસવું એ પાપ છે.

### સ્વાર્થ અને પરમાર્થનું ત્રાજવું સરખું રાખવું જોઇએ

ઈશ્વરની ઇચ્છા અને આજ્ઞા એવી છે કે, મનુષ્યની જિંદગીમાં પરમાર્થનું તત્ત્વ વધારે રહેવું જોઇએ. જો એમ થાય તોજ આપણે સંસારસાગર તરી શકીએ. કદાચ પરમાર્થ તત્ત્વ વધારે ન રહી શકે, તોપણ સ્વાર્થ અને પરમાર્થનું ત્રાજવું સરખું તો રહેવુંજ જોઇએ. જો એમ ન થાય તો આપણો અધઃપાતજ થાય. બેટી, હવે વિચાર કર, તારા સ્વાર્થને માટે ખરેખરો સ્વાર્થ પણ નહિ, પરંતુ માત્ર ઉપલક મોજ અને અહંભાવને માટે તું કેટલી વખત ગાડી દોડાવે છે અને તેના પ્રમાણમાં પરમાર્થના કામ માટે તું કેટલી વખત ગાડી વાપરે છે ? બેટી, જેટલો વખત તારા સ્વાર્થને માટે તું ગાડી દોડાવે છે, તેટલો વખત પરમાર્થ માટે ગાડી ન વાપરે ત્યાંસુધી ગાડીમાં બેસવું એ પાપ છે.

શું તને એમ નથી લાગતું કે જે લોકો ગાડી દોડાવવા માટે મને રસ્તો કરી આપે છે, તેઓને રસ્તે પાડવા એ મારું કામ છે? અન્નદાનથી, ધંધારોજગારથી, વિદ્યાહુન્નરથી કે એવાંજ બીજાં કાંઇ સાધનોથી તારી ગાડી માટે રસ્તો કરી આપનાર માટે તેં કાંઈ રસ્તા કરેલા છે ? જો એવું કાંઇ કર્યું હોય, તો તો તારું ગાડીમાં બેસવું વાજબી છે; પણ કર્મથી, વચનથી કે મનથી પણ એવું કાંઇ ન કરી શકાય, છતાં પણ ગાડી દોડાવવાની ઇચ્છા રાખવી એ તો અન્યાયજ છે.

### તને નહિ પણ તારી પાસે રહેલા ઈશ્વરી ઐશ્વર્યને લોકો નમે છે

તું જ્યારે ગાડીમાં બેસીને ફરવા નીકળે છે, ત્યારે કેટલા બધા લોકો તને માન આપે છે ? કેટલા બધા લોકો તને નમે છે ? તથા કેટલા બધા લોકોનું તારી તરફ ધ્યાન ખેંચાય છે, એ તને ખબર છે ? લોકો એમ શા માટે તને નમે છે ? શું તું કાંઇ

સ્વર્ગમાંથી ઊતરી આવેલી છે ? નહિ બેટી, એવું કાંઈજ નહિ સમજતી. તેઓ તને નહિ પણ તારી પાસે રહેલા ઈશ્વરી ઐશ્વર્યને-લક્ષ્મીને-સૌંદર્યને માન આપે છે. તેઓનું તારી તરફ નહિ પણ પોતાની આશાઓ તરફ ધ્યાન ખેંચાય છે. એવી ઇચ્છાથી કે તે આશાઓ તારી મારફત પૂરી પડે, એટલે કે તને નહિ પણ ઈશ્વરને નમન કરે છે; કારણ કે તેઓની ઉપર ઈશ્વરની કૃપા ઊતરવામાં તું નિમિત્ત થાય, એમ તેઓ ઇચ્છે છે. આવી રીતે લોકોની આશાઓને ઉશ્કેરનારી તારી સમૃદ્ધિ છે અને તે સમૃદ્ધિનું એક અંગ ગાડી છે. માટે બેટી, ગાડીમાં બેસવું એ સહેલું નથી. તારી ગાડીથી જેઓની ઇચ્છા ઉશ્કેરાય છે, તેઓની કાંઇક પણ ઇચ્છા જો તું પૂરી પાડી શકે તો તારું ગાડીમાં બેસવું સાર્થક છે. કદી તું તે લોકોને મદદ ન કરી શકે તો જે લોકોનું તારી તરફ ધ્યાન ખેંચાય છે, તે ગરીબ લોકો તરફ તારે અમીભરી દૃષ્ટિ રાખવી જોઇએ; અને જેટલા લોકો તને તારા પૈસાની ખાતર નમે છે, તેટલા મહાત્માઓ-સાધુઓ, વિદ્વાનોને તારે તારા કલ્યાણ માટે નમવું જોઇએ. જો એમ કરી શકાય તો ગાડીમાં બેસીને ફરવું માનભર્યું છે. બાકી આજના કાળમાં તો અંત્યજ અને કેદીઓ પણ ગાડીમાં બેસીને ફરે છે. ગાડીમાં બેસનારાંઓ પર જે ફરજ છે, તે ફરજ બજાવ્યા વિના ગાડીમાં બેસવું એ તો લજ્જાસ્પદ છે અને ન્યાયનિષ્ઠ મનુષ્યને પોતાના મનનેજ ખોટું લાગે એવી બાબત છે. સમૃદ્ધિમાં-ગાડીમાં બેસી મોજ કરવામાં-ખોટી મોટાઈની ઇચ્છામાં આવી રીતની જે મોટી જોખમદારીઓ રહેલી છે, તેની ગંભીરતા જો સ્પષ્ટ રીતે લોકો સમજે, તો તેઓ કદી પણ ખોટી મોટાઈની ઇચ્છાના મીઠડા દેખાતા પણ મૃગતૃષ્ણા જેવા ઝાંઝવાંના જળપ્રવાહમાં તણાઇ જાય નહિ. પણ ખોટી મોટાઇની જોખમદારીઓ અને તેની ગંભીરતા સમજવી એજ મુશ્કેલ છે. એ સમજવા માટેજ જ્ઞાનની, ગુરુઓની અને સત્સંગની જરૂર છે.

મારે ફરીથી યાદ આપવું જોઇએ કે, હાલમાં આપણી રોજની ભૂલનો વિષય ચાલે છે. એ વિષય એટલો બધો બહોળો છે અને રોજની આપણી નાનકડી દેખાતી તથા નહિ દેખાતી ભૂલો એટલી બધી છે અને એવી ભયંકર છે કે, તે સ્પષ્ટ રીતે સમજ્યા વિના આપણી જિંદગી સુધરી શકે નહિ; અને એમ થયા વિના આપણે ઈશ્વરી રસ્તામાં આગળ વધી શકીએ નહિ.

## ૪૧–કર્મની મહત્તા

આપણી રોજની ભૂલો જાણવાથી અને તે સુધારવાથી આપણાં કર્મો સુધરે છે. કર્મો સુધરવાથી દુનિયામાં વૃદ્ધિ થાય છે. વૃદ્ધિ એ સૃષ્ટિનો ક્રમ છે; વૃદ્ધિ એ પ્રકૃતિનો સ્વભાવ છે; વૃદ્ધિ એ પુરુષાર્થની સીડી છે; વૃદ્ધિમાં ભવ્યતાથી કુદરત નાચી રહે છે; વૃદ્ધિથી મનુષ્યની અભિલાષાઓ સંતોષાય છે; વૃદ્ધિ એ ઈશ્વરની પ્રસન્નતા છે; અને વૃદ્ધિ એ ઈશ્વરલીલાનો વિસ્તાર છે; અથવા વધારે ખુલ્લા શબ્દોમાં કહીએ તો ઈશ્વરનું બહુરૂપે પ્રકટ થવું તેનું નામ વૃદ્ધિ છે. આ બધું અને એ કરતાં ઘણું વધારે કર્મથી થાય છે.

વેદાંતમાં જેને ઉત્પત્તિ અને સ્થિતિ કહે છે તથા ગીતાજીમાં જેને કર્મયોગ અને ભક્તિયોગ કહેલ છે, તેનું ખરું સ્વરૂપ મને અદ્વૈતાનંદ મહારાજે સમજાવેલું છે, તે હું ભક્તિમાં મારું સ્વર્ગ–જિંદગીની ફરજ બજાવવામાં મારું સ્વર્ગ અને સંસારમાં સ્વર્ગ બતાવવા માટે લખું છું.

### કર્મ એટલે શું ?

ઈશ્વરનું–ઈશ્વરલીલાનું અથવા વેદાંતીઓ જેને માયા કહે છે, તેનું બહુરૂપે પ્રકટ થવું તેનું નામ કર્મ છે. એ ઉત્પત્તિ અનાદિ છે–સ્વભાવથી છે. પણ તેનો વિસ્તાર વધારવાની ચાવી મનુષ્યની બુદ્ધિમાં છે. એ વિસ્તાર જેટલો વધારી શકાય તેટલું સૃષ્ટિસૌંદર્ય વધારી શકાય છે, એ વિસ્તાર જેટલો વધારી શકાય તેટલી ઈશ્વરી ઉદ્દેશમાં મદદ કરી શકાય છે, એ વિસ્તાર જેટલો વધારી શકાય તેટલું માનપાન મેળવી શકાય છે; અને એ વિસ્તાર જેટલો વધારી શકાય તેટલી જિંદગીની વધારે સાફલ્યતા છે. ટૂંકામાં પૃથ્વીમાં કે સ્વર્ગમાં જે કાંઈ સાર વસ્તુ છે અને હવે પછી થશે તેની ઉત્પત્તિ કર્મમાંથીજ છે. કર્મને આપણે નાનું અથવા સાધારણ સમજીએ છીએ, પણ એમ માનતી વખત આપણે ભૂલી જઈએ છીએ કે કર્મથીજ સર્વસ્વ છે. જો કર્મ એટલે ઉત્પત્તિ ન હોય તો આપણી હયાતી પણ હોઈ શકે નહિ. કર્મ વિનાની સ્થિતિ એ તો ઉન્નતિ વિનાની સ્થિતિ છે. એ તો એક પ્રકારનું મહા ખરાબમાં ખરાબ મૃત્યુ છે. ખરાબમાં ખરાબ મૃત્યુ એટલા માટે કે કુદરતી મોતમાં પણ એક જાતનો દિલાસો છે, એક જાતનો આનંદ છે, એક પ્રકારનું દુઃખમાથી છૂટવું છે અને એક પ્રકા-

રની સ્વાભાવિક છતાં નવીન ગતિ છે. પણ કર્મ વિનાની સ્થિતિમાં તો એવું કાંઈ પણ નથી, માટે તે ખરાબમાં ખરાબ મૃત્યુ છે.

## કર્મની ઉત્પત્તિ કયાંથી ?

કર્મનો બીજો અર્થ ગતિમાં રહેવું એ છે અને ગતિ એ સૃષ્ટિનો મહાનિયમ છે. રૂપાંતર, તેજ, બળ, શક્તિ અને સૌંદર્ય વગેરે સર્વસ્વ ગતિમાં છે. ગતિ એ કુદરતની મહાન શક્તિ છે. સર્વ બ્રહ્માંડમાં એવું એક પણ પરમાણુ નથી કે જેમાં ગતિ ન હોય. ગતિ સર્વવ્યાપક છે; અને ગતિરૂપે જાણે ઈશ્વરજ પરમાણુમાં રચના કરતો હોય એમ સ્પષ્ટ થઇ જાય છે. આ ગતિનું નામ કર્મ છે. માટેજ ગીતામાં કહેલું છે કે, कर्म ब्रह्मोद्भवं विधि કર્મ બ્રહ્માથી ઉત્પન્ન થયેલાં છે.

## કર્મ કર્યા વિના રહી શકાયજ નહિ

ગતિ એ ઈશ્વરનો મહાનિયમ છે. ગતિ એ બ્રહ્માંડનું તત્ત્વ છે. ગતિ એ પ્રાણીઓની ઉન્નતિ છે. ગતિ એ સૃષ્ટિનું સૌંદર્ય છે અને ગતિ એ જીવનજ છે તથા ઉત્પત્તિ, સ્થિતિ અને લય ગતિથીજ થઇ શકે છે. એ સ્પષ્ટ રીતે સમજી શકાય તેવું છે. આવી રીતે આખું બ્રહ્માંડ ગતિમય હોવાથી અને આપણો સ્થૂલ–સૂક્ષ્મ દેહ પણ બ્રહ્માંડનાં અણુરૂપ હોવાથી બિલકુલ ગતિ વિના–કર્મ વિના રહી શકે એ તદ્દન અશકય છે. માટેજ પ્રભુએ પણ કહેલું છે કેઃ–

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणः ॥ गी. ३–५ ॥

અર્થઃ—કોઈ પણ માણુસ એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતું નથી; કારણ કે પ્રકૃતિના ગુણોને માણુસ અધીન છે એટલે પ્રકૃતિ માણુસ પાસે કર્મ કરાવે છે.

આવી રીતે હોવાથી કર્મ કર્યા વિના આપણે રહી શકીએજ નહિ. આપણે કેટલા બધા પ્રકૃતિને આધીન છીએ તેને માટે પ્રભુ કહે છે કેઃ–

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ गी. ३–३३ ॥

અર્થઃ—સર્વ પ્રાણીઓ પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. જ્ઞાનીઓ પણ એથી બચી શકતા નથી, પ્રકૃતિની સામે ઇન્દ્રિયનિગ્રહ શું કરી શકશે ?

કર્મ નહિ કરવા માટેના ઠરાવો નભી શકે તેમ નથી; કારણ કે પ્રકૃતિની આગળ માણસ પરાધીન છે. આટલું બધું કર્મનું બળ છે. માટે પ્રભુ કહે છે કે, કર્મ છોડવાની ઇચ્છા ન કરો પણ કર્મનાં ફળને છોડી દેવાની ઇચ્છા કરો. એને માટે પ્રભુએ બહુ ખુલ્લી રીતે કહેલું છે કેઃ-

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ गी. १८-११ ॥

અર્થઃ—કોઇ પણ કર્મ બાકી ન રહે એવી રીતે કર્મનો ત્યાગ કરવો એ જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી કદી પણ બની શકે તેમ નથી, માટે જે કર્મનાં ફળોનો ત્યાગ કરે તેજ ત્યાગી છે.

### ઈશ્વર પોતે પણ કર્મ કરે છે

આપણે શ્રદ્ધાથી માનીએ છીએ કે, આ જગત ઈશ્વરે રચેલું છે. ઈશ્વર તેને ચલાવે છે અને મનુષ્યને પુણ્ય-પાપનાં ફળ ઈશ્વર આપે છે. દુનિયાનાં સર્વ શાસ્ત્રો આમ કહે છે અને તે સર્વ મહાત્માઓ કબૂલ રાખે છે. એથી તથા આપણા પોતાના અંતઃકરણની લાગણીથી એ વાત સિદ્ધ થાય છે કે, ઈશ્વર સર્વનો નિયામક છે. બ્રહ્માંડનું તંત્ર ચલાવનાર સર્વશક્તિમાન મહાન ઈશ્વર છે. બંધુઓ! કહો કે ઈશ્વર પોતે પણ કર્મ કરે છે. કબૂલ કરો કે, ઈશ્વરમાં પણ ગતિ રહે છે અને ગતિમાં ઈશ્વર રહે છે. આવી રીતે હોવાથી તથા આપણો જીવાત્મા પણ ઈશ્વરથી ઉત્પન્ન થયેલો હોવાથી, દેહની સાથે જીવાત્માને પણ કર્મ જોઇએજ. સ્વામીજી કહે છે કે, આ બહુ સ્થૂલ બાબત છે અને તે સાધારણ લોકોને માટે છે; પણ આપણો વિષય સ્પષ્ટ કરવા માટે-ઈશ્વર પણ કર્મ કરે છે, માટે માણસોએ તે કરવાંજ જોઇએ. એ સમજાવવા માટે આ સ્થૂલ બાબત અહીં બતાવી છે. જ્ઞાની ભક્તોને એટલાં ખાબોચિયાંથી તૃપ્તિ થતી નથી. તેઓને માટે તો વેદાંત મહાસાગર છે.

### કર્મને અટકાવવું તેનો અર્થ શો ?

એ તો સ્પષ્ટ થયું કે કર્મ ઈશ્વરથી ઉત્પન્ન થયેલું છે અને કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકાય નહિ; કારણ કે તેની ઉત્પત્તિ મનુષ્યના બંધારણની સાથે છે-મનુષ્યના સ્વભાવની સાથે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, કર્મ કર્યા વિના આપણે રહી શકીએજ નહિ. કોઇ પણ કર્મ કરવાની આપણને ઇચ્છા ઉત્પન્ન થયા વિના રહેજ નહિ. ધારો કે કદી આપણે બહારની

ઇન્દ્રિયોને રોકી શકીએ, તોપણ સ્વભાવથીજ કાંઇ ને કાંઈ કર્મ થયાજ કરશે અને તે રોકવાને મનુષ્ય સમર્થ નથી. જો માયાને ફેરવવાનું, પ્રકૃતિને ફેરવવાનું, સ્વભાવને ફેરવવાનું, ઈશ્વરના નિયમને ફેરવવાનું મનુષ્યમાં સામર્થ્ય હોય, તોજ મનુષ્ય સ્વાભાવિક કર્મને રોકી શકે; પણ એ સામર્થ્ય મનુષ્યની શક્તિની બહાર છે. એટલે મનુષ્યને જાણ્યે કે અજાણ્યે, ખુશીથી કે નાખુશીથી, અંતરનાં કે બહારનાં ગમે તે પણ કર્મ કર્યા વિના ચાલે તેમ નથી. ભલે મનુષ્યને ગમે તેટલી સત્તા હોય અને ગમે તેટલી સ્વતંત્રતા હોય, પણ કર્મનો, ગતિનો, ઈશ્વરી સૃષ્ટિનો લય કરવાની સત્તા તેનામાં નથી. એ બાબતમાં મનુષ્ય પરતંત્રજ છે. કર્મ નહિજ ઉત્પન્ન થાય એમ કરવું અથવા એમ થવું એનું નામ તો સૃષ્ટિનો લય કરવો છે. એનું નામ તો ઇશ્વરની સામે થવું છે. એનું નામ તો પોતાના આત્માના અમરપણાને મૃત્યુમાં બદલી નાખવું છે; પણ પરમકૃપાળુ મહાન ઇશ્વરની અનંત દયા છે કે, એવું અઘોર પાપ કરવાની શક્તિ મનુષ્ય મેળવી શક્યાં નથી.

## કેવાં કર્મ કરવાં જોઇએ?

હવે આપણે એટલું તો ખુલ્લી રીતે સમજી શકીએ તેમ છીએ કે, ઉત્પત્તિ–ગતિ–કર્મ ઇશ્વરથી ઉત્પન્ન થયેલાં છે અને તેમાં ઇશ્વર રહેલો છે. એટલું સમજાયા પછી બીજું એ પણ સમજાયું છે કે, કોઇ પણ સ્થિતિ કે દેશકાળમાં કર્મ કર્યા વિના મનુષ્યથી એક ક્ષણ પણ રહી શકાય તેમ નથી. જ્યારે કર્મ કરવું એ ઈશ્વરનો નિયમજ છે, કર્મ કરવું એ ઇશ્વરની આજ્ઞાજ છે, કર્મ કરવું એ મનુષ્યપ્રકૃતિનો સ્વભાવજ છે અને કર્મ નહિ કરવું એમ બનવું મનુષ્યની શક્તિની બહાર છે, ત્યારે એ સ્પષ્ટ છે કે આપણે કર્મ કરવાંજ જોઇએ. જ્યારે કર્મ કરવાંજ જોઇએ ત્યારે ત્રીજું હવે એ સમજવું જોઇએ કે, કેવાં કર્મ કરવાં જોઇએ? તેને માટે પ્રભુએ સિદ્ધાંત કરેલો છે કેઃ–

> यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
> यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ गी. १८–५ ॥

અર્થઃ–યજ્ઞ એટલે પ્રભુ અર્થે કરવાનાં કર્મો, દાન એટલે મનુષ્યજાત તથા પ્રાણીઓ તરફની આપણી ફરજ અને તપ એટલે મનને કાબૂમાં રાખવું. એ ત્રણ કર્મો કદી પણ તજવા યોગ્ય નથી; કારણ કે તે માણસને પવિત્ર કરનારાં છે.

એ એવાં ઉત્તમ કર્મો છે, છતાં પણ તેને કેવી રીતે કરવાં તેને માટે પ્રભુ પણ કહે છે કે,

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ गी. १८–६ ॥

અર્થ:—હે અર્જુન, એ કર્મો પણ હુંપણું છોડીને તથા ફળની ઇચ્છા છોડીને કરવાં જોઇએ એમ મારો નિશ્ચય છે અને તે ઉત્તમ મત છે.

## જગતના સર્વ ધર્મનો સિદ્ધાંત

યજ્ઞ એટલે ઈશ્વરને અર્થે જે કાંઇ કરવું તે ઈશ્વર તરફની મનુષ્યની ફરજ, તેનું નામ યજ્ઞ છે, તપ એટલે મનોનિગ્રહ, મનને કાબૂમાં રાખવું તે અને દાન એટલે લાચારોને મદદ કરવી, મનુષ્યજાત તરફની–દુનિયા તરફની માણસની ફરજ, આ ત્રણ ફરજ બજાવવી તેનું નામ કર્મ છે. એ સિવાયનું કર્મ તે પાપ છે. સર્વ ધર્મનો એજ સાર છે. પારસીઓના ધર્મમાં પણ " મનશની, ગવશની, કુનશની " એટલે મન–વચન–કર્મથી પવિત્ર રહેવું તથા અહુરમઝદની યાદ અને ભાઇબંધ પ્રાણીઓ તરફ ઉદારતાથી વર્તવું એજ છે. ખ્રિસ્તી ધર્મનો સારભાગ પણ એજ છે કે, પ્રભુ તરફ પ્રેમ, પાડોશીને મદદ તથા ક્ષમા કરવી એજ છે. મુસલમાન ધર્મનો સિદ્ધાંત પણ નિમાજ (બંદગી–પ્રાર્થના) રોજા ને ખેરાત એજ છે. યહૂદી ધર્મનો સિદ્ધાંત પણ ઈશ્વર અર્થે યજ્ઞ (બળિદાન) અને ગરીબો તરફ દયા તથા મનોનિગ્રહ માટે સુન્નત અને રોજા એજ છે. ચીનાઓનો–બાદ્ધધર્મનો સિદ્ધાંત પણ એજ છે કે, નામમાં ભક્તિ ને જીવમાં દયા તથા મનુષ્યજાતને સુધારવા અને તેમનાં સુખ વધારવા યત્ન કરવો. જૈન ધર્મનો સિદ્ધાંત પણ એજ છે કે, ઈશ્વરમાં પ્રેમ ને જીવમાં દયા તથા કર્મના કાયદાને સમજીને અનુસરવું; એટલે કે તિતિક્ષા સહન કરવી અને આખી દુનિયાના ધર્મો જેમાં સમાઇ જાય છે તથા આખી દુનિયાના ધર્મોને જેનાથી પોષણ મળેલું છે, તે વેદાંતનું પરમ રહસ્ય પણ એજ છે કે, પુરુષાર્થથી કર્મનું રહસ્ય અનુભવી, ભક્તિથી તૃપ્ત થઈ, જ્ઞાનથી ઈશ્વરમાં શાંતિ પામવી. આવી રીતે બહારથી જુદા જુદા રૂપમાં દેખાતા પૃથ્વીના સર્વે ધર્મો મૂળમાં એકજ સાંકળમાં જોડાયેલા છે. સર્વનો એજ સિદ્ધાંત છે કે, પ્રથમ કર્મથી–ક્રિયાઓથી–મનોનિગ્રહથી–પુરુષાર્થથી તમે પોતે શુદ્ધ બનો. (પ્રભુ કહે છે કે, यज्ञो

दानं तपश्चैव पावनानिमनीषिणाम् ) શુદ્ધ બન્યા પછી પુરુષાર્થથી તમે જે ઉત્પન્ન કરેલું હોય-મેળવેલું હોય, તેનો લાભ લઇ, બીજાઓને આપી, ભક્તિથી તૃપ્ત બનો અને અંતે એ સર્વથી તૃપ્ત થઇ તે સર્વમાં વૈરાગ્ય દૃષ્ટિ કરી તેને અસાર સમજી તમારા પુરુષાર્થનો અને તમારા અનુભવનો લાભ તમારા બંધુઓને આપી, તમારે માટે કર્મમાંથી માત્ર શુદ્ધિ અને ભક્તિમાંથી માત્ર તૃપ્તિ રાખી, જ્ઞાનદૃષ્ટિથી "त्वमेक शरणम्" બની જાઓ અને છેવટ તું હુંનો ભેદ પણ ભૂલી જઇ, तत्त्वमसि નો સાક્ષાત્કાર કરી જીવન્મુક્ત બની રહો. સર્વ ક્રિયાઓનું-સર્વ ઉપાસનાઓનું એ ફળ છે. સર્વ પુરુષાર્થનો એ પુરુષાર્થ છે. સર્વ સિદ્ધિઓની એ સિદ્ધિ છે. સર્વ સંસારમાં જે કાંઇ પામવા જેવું છે-સાર છે, તે એ છે. સર્વ આનંદોનો આનંદ એ છે અને જિંદગીનું સાફલ્ય, એ જીવન્મુક્તિજ છે. ધન્ય છે, ધન્ય છે, એ દશાને ધન્ય છે! જ્યાં ક્લેશ નથી, જ્યાં મેળવવાનું નથી, જ્યાં ખોવાનું નથી, જ્યાં હરીફાઈ નથી, જ્યાં અહંભાવ નથી, જ્યાં મનોવિકાર નથી, જ્યાં પુણ્ય-પાપ નથી, જ્યાં મારું-તારું નથી, જ્યાં અખંડ શાંતિ છે, જ્યાં "यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः" છે, જ્યાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનો ભેદ નથી અને જ્યાં દૃશ્ય-દૃષ્ટાપણું નથી, તે અખંડ સ્થિતિને, તે સ્થિતપ્રજ્ઞપણાને, તે બ્રહ્મનિષ્ઠપણાને, તે જીવન્મુક્તને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે.

## કર્મને તેના ખરા રૂપમાં સમજવું એ મુશ્કેલ છે

એ મહાઆનંદની સ્થિતિ-એ કૃતાર્થપણું, યાદ રાખજો કે કર્મથીજ પ્રાપ્ત થાય છે. કર્મની સીડીથીજ એ કૃતાર્થતાના આનંદમંદિરમાં પહોંચાય છે. કર્મમાં આટલું બધું બળ છે. માત્ર બળજ નહિ પણ સર્વસ્વ કર્મમાં-ગતિમાંજ છે. એટલુંજ નહિ પણ કર્મ કર્યા વિના કોઈ પણ સ્થિતિ કે દેશકાળમાં એક ક્ષણ માત્ર પણ રહી શકાય તેમ નથી. જ્યારે આટલું બધું અને એ કરતાં પણ ઘણું વધારે કર્મમાં છે-કહો કે ઈશ્વરમાંથી કર્મ છે અને કર્મમાં ઈશ્વર છે, ત્યારે આપણી ફરજ છે કે, બને ત્યાંસુધી કર્મને તેના ખરા રૂપમાં સમજવું જોઇએ.

કર્મ કરવું એ આપણને જેટલું કઠિન લાગે છે, તે કરતાં કર્મને તેના ખરા સ્વરૂપમાં સમજવું એ વધારે મુશ્કેલ છે. જો કર્મ તેના ખરા સ્વરૂપમાં સમજાય તો ઈશ્વરની અને આપણી વચ્ચે જે

અંતર આપણે માનીએ છીએ તે દૂર થઇ જાય. કર્મને તેના ખરા સ્વરૂપમાં સમજવું એનુંજ નામ પુરુષાર્થ છે. એજ મનુષ્યજીવનની સાર્થકતા છે અને એનુંજ નામ મોક્ષ છે. પણ એજ સૌથી મુશ્કેલ છે. કારણ કે અનેક જન્મોના પૂરા અનુભવ વિના, પૂર્ણ શુદ્ધિ વિના, પૂર્ણ જ્ઞાન વિના, અહંભાવ છોડયા વિના અને ઈશ્વરાપર્ણ થયા વિના કર્મનું ખરું સ્વરૂપ સમજાતું નથી. માટેજ પ્રભુએ પણ કહેલું છે કેઃ–

गहना कर्मणो गतिः ॥ गी. ४ १७ ॥

કર્મની ગતિ ગહન છે. કારણ કે કર્મો અનેક પ્રકારનાં છે અને મનુષ્ય, ઈશ્વરના હુકમ કરતાં પોતાને સારા લાગતા પોતાના માનેલા નજીવા સ્વાર્થમાં ફસાઇ રહેનારું પ્રાણી છે. એટલુંજ નહિ પણ જુદા જુદા મતના ધર્મગુરુઓએ સર્વ મનુષ્યને સહેલા રસ્તા બતાવવાની આશામાં સ્વાભાવિક્તાને મારી કાઢી કૃત્રિમતાની જાળમાં લોકોને ફસાવી દીધેલા છે. એટલે ગહન ગતિવાળાં કર્મોનું ખરું સ્વરૂપ સમજવું મુશ્કેલ છે, એ તદ્દન સાચી વાત છે અને તોપણ તેથી મુમુક્ષુઓએ નિરાશ થઇ જવા જેવું નથી; કારણ કે યોગેશ્વર મહાત્મા શ્રીકૃષ્ણે જગત પર દયા કરી, કર્મનું ખરું સ્વરૂપ સમજાવવાની કૃપા કરેલી છે.

## કર્મને તેના ખરા રૂપમાં સમજવાની ચાવી

એ સમજવાથી મનુષ્ય કર્મબંધનથી છૂટી શકે છે. પ્રભુએ કહેલું છે કેઃ–

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मवंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसङ्गः समाचर ॥ गी. ३-९ ॥

અર્થઃ–ઈશ્વરના હુકમ સિવાયનાં બીજાં કર્મો કરવાથી માણસ બંધનમાં પડે છે. માટે હે અર્જુન, આસક્તિ છોડીને પ્રભુને અર્થે તું રૂડી રીતે કર્મ કર.

આપણે સમજી શકયા છીએ કે, ઈશ્વર અર્થે જે કાંઇ શુભકર્મ કરવામાં આવે, તેનું નામ યજ્ઞ છે. એ સિવાયનાં કર્મો એટલે આપણા પોતાના સ્વાર્થનાં હલકાં કર્મો તે બંધન છે. પ્રભુની આ ખુલ્લી આજ્ઞા તો મૂર્ખો પણ સમજી શકે તેવી છે, પણ અફસોસ કે સમજતાં છતાં પણ આપણે તે પ્રમાણે વર્તતાં નથી. ટૂંકામાં એટલુંજ કે, પ્રભુની ઇચ્છા એવી છે કે, મનુષ્યની જિંદગી સ્વાર્થમય નહિ પણ ઈશ્વરમય હોવી જોઇએ. જો એમ હોય તો કર્મ

બંધન કરી શકતાં નથી. કારણ કે ઈશ્વર અર્થે કર્મ કરવાં એજ જિંદગીની ફરજ છે. એજ મનુષ્ય અવતારનું સાફલ્ય છે. એનુંજ નામ ઈશ્વરપરાયણતા છે અને એથીજ મોક્ષ મળી શકે છે. યજ્ઞ અર્થે-ઈશ્વર અર્થે કર્મો કેમ કરવાં તે માટે પ્રભુએ વધારે ખુલાસાથી કહેલું છે કેઃ-

यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९-२७ ॥

અર્થ-હે અર્જુન, તું જે કંઇ ખાય, જે આપે, જે હોમ કરે, જે દાન કરે, જે તપ કરે તથા બીજું જે કાંઇ કર્મ કરે, તે સર્વ મને અર્પણ કર.

## કર્મ ઈશ્વરાર્પણ ક્યારે થઇ શકે?

જ્યારે મનુષ્ય સર્વ મલિન વાસનાઓને છોડી દે છે અને પૂર્ણ શુદ્ધ થાય છે, ત્યારેજ તે કર્મોને ઈશ્વરાર્પણ કરી શકે છે. જ્યાંસુધી જરા જેટલો પણ સ્વાર્થનો અંશ હોય છે, ત્યાંસુધી કર્મો ઈશ્વરાર્પણ થઇ શકતાં નથી. કારણ કે ભેદબુદ્ધિમાંથીજ સ્વાર્થ ઉત્પન્ન થઇ શકે છે. ભેદબુદ્ધિ વિના સ્વાર્થ ટકી શકેજ નહિ. માટેજ ભેદબુદ્ધિમાંથી ઈશ્વરાર્પણ-ઈશ્વરપરાયણ થઇ શકાતું નથી અને જ્યાંસુધી કર્મો ઈશ્વરપરાયણ ન થઇ શકે ત્યાંસુધી ગહન ગતિવાળાં કામોનો છેડો આવેજ નહિ.

કર્મો ઈશ્વરાર્પણ ન થાય ત્યાંસુધી તે ભેદબુદ્ધિમાંથીજ ઉત્પન્ન થાય છે. પણ પ્રભુ તો અભેદનેજ ચાહે છે. માટે કર્મોને ઈશ્વરાર્પણ કરવાં એ આજ્ઞા બહુ ઉત્તમ છે; કારણ કે એથી સહેલામાં સહેલા રસ્તે માણસ અભેદમાર્ગમાં આવી શકે છે અને ઈશ્વરપરાયણ થઇ શકે છે. પ્રભુ પોતે કેવી સ્પષ્ટ રીતે અભેદ માને છે તેને માટે કહેલું છે કેઃ—

ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ गी. ४-२४ ॥

અર્થઃ-જે અર્પણ કરવું તે અર્પણ પણ બ્રહ્મ છે; હોમવાની વસ્તુ પણ બ્રહ્મ છે. અગ્નિ પણ બ્રહ્મ છે; હોમનારો પણ બ્રહ્મ છે; એ યજ્ઞથી પામવાનું જે ફળ છે તે પણ બ્રહ્મ છે અને એ યજ્ઞ કરનારને જવાનું જે ઠેકાણું છે, તે પણ બ્રહ્મજ છે.

આવું અખંડ જ્ઞાન ઈશ્વરાર્પણથીજ થઇ શકે છે. જ્યાં પૂર્ણ

રીતે આવો મહાન સત્ય અભેદ છે, ત્યાં કર્મનું બંધન ક્યાં રહી શકે? ગહનગતિવાળાં કર્મોને પ્રભુએ કેવાં તારક બનાવી દીધેલાં છે, તે આવા અદ્વૈત અનુભવમાંજ સમજી શકાય છે. ધન્ય છે, પ્રભુ! તમને ધન્ય છે! તમે અભેદમંત્રથી સાપનાં દોરડાં બનાવી નાખો છો, તમે લોહીની તરસી તરવારોનાં હળ બનાવી નાખો છો, તમે ઝેરમાં અમૃત ભરી દો છો, તમે મરુભૂમિમાં જ્ઞાનનાં ફળ ઉગાડો છો, તમે અનંતકાળની અમારી બેડી તોડી નાખો છો, તમે બંધનકારક કર્મોને તારક બનાવો છો અને તમે અભેદમંત્રથી અમારાં હૃદયમાં નાચી રહો છો. ધન્ય પ્રભુ ધન્ય! તમારી દયા અસીમ છે. તમોને એટલાથી પણ તૃપ્તિ થતી નથી. તમે અભેદમંત્રથી આકાશને અમારું અંગ બનાવી દીધું છે. પાતાળને અમારું શાંતિભુવન બનાવ્યું છે. મહાસાગરોને અમારું ચૈતન્ય આપેલું છે. ઊતરતા પ્રકારનાં પ્રાણીઓને પણ તેમનો દરજ્જો વધારી અમારા બંધુ બનાવી દીધેલા છે. સ્વર્ગને અમારી સામે મૂકી દીધેલું છે અને ભગવાન રામ, કૃષ્ણ આદિને અમારાં હૃદયમાંજ રાખેલા છે. ધન્ય પ્રભો, ધન્ય! તમારી આટલી બધી દયા છતાં પણ અમે એવાં અભાગિયાં છીએ કે, રૂડી રીતે કર્મ કરતાં નથી અને અભેદમાર્ગમાં આવતાં નથી. આ બધું રહસ્ય ઈશ્વરાર્પણના ભક્તિમાર્ગ વિના તથા અભેદના જ્ઞાનમાર્ગ વિના હું કેમ જોઈ શકત? અને કર્મબંધનથી કેમ છૂટી શકત? પ્રભુ, તારી અનંત દયાથી ભરેલી મહાન આજ્ઞાઓને ધન્ય છે. એ સમર્થ આજ્ઞાઓને શિરોમાન્ય કરવી એજ અમારું કર્તવ્ય છે, એજ અમારો આનંદ છે, એમાંજ અમારું કલ્યાણ છે અને એ આજ્ઞાઓ પાળવાથીજ તમોને પામવાનું છે.

## ૪૨–કર્મ કરવાની જરૂર

પ્રભુ આપણને વારે વારે કહે છે કે, તમારે કર્મ તો કરવાંજ જોઈએ, કર્મ ન કરો તો તમારો દેહ પણ ટકી શકે નહિ. તેને માટે પ્રભુએ ખુલ્લી રીતે કહેલું છે કેઃ—

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मणः ॥ गी. ३–८ ॥

અર્થઃ–કર્મો કરવાં એ વધારે સારું છે. એટલુંજ નહિ પણ

કર્મ કર્યા વિના શરીર મળવાનો હેતુ પણ સિદ્ધ થાય નહિ, માટે જે હમેશાં કરવાનાં કર્મ છે તે તું કર.

વળી પણ કહ્યું છે કેઃ—

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ गी. १८-११ ॥

અર્થઃ-કોઇ પણ કર્મ બાકી ન રહે એવી રીતે સર્વ કર્મનો ત્યાગ કરવો, એ જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી કદી પણ બની શકે તેમ નથી. માટે જે કર્મનાં ફળોનો ત્યાગ કરે તેજ ત્યાગી છે.

પ્રભુ કહે છે કે, જે કર્મનો ત્યાગ કરે તે ખરો ત્યાગી નથી; કારણ કે ખરેખરી રીતે કદી પણ કર્મનો ત્યાગ થઇ શકેજ નહિ. માટે જે કર્મના ફળની ઇચ્છા છોડી દે તેજ ખરો ત્યાગી છે. કર્મના ફળનો ત્યાગ એટલે શું? તેને માટે પ્રભુએ કહેલું છે કેઃ-

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ गी. २-३८ ॥

અર્થઃ-સુખદુઃખને, લાભહાનિને અને જયપરાજયને, સરખાં માનીને પછી તું યુદ્ધ કર. એટલે તને પાપ લાગશે નહિ.

આવી રીતે સમાનભાવથી જે કર્મ કરવામાં આવે, તેમાં પાપ નથી. કારણ કે તે પોતાને ખાતર નહિ, પણ માત્ર કર્તવ્ય બજાવવાને ખાતર-પ્રભુને ખાતર કરવામાં આવે છે. એવી રીતે કર્મો કરવામાં આપણો સ્વાર્થ મુખ્ય નથી, આપણો અહંભાવ મુખ્ય નથી, પણ ભગવદ્ઇચ્છાને આધીન થવું એજ મુખ્ય છે. માટે તેમાં પાપ નથી.

આવી રીતે કર્મ કરવામાં દોષ નથી, પણ જ્ઞાનયોગ પ્રાપ્ત થયા વિના કર્મ નહિ કરવાં તેમાં તો દોષ છે. એવી રીતે ફરજ નહિ બજાવનારાઓને પ્રભુ ઠગારા કહે છે. પ્રભુ કહે છે કેઃ-

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचार स उच्यते ॥ गी. ३-६ ।

અર્થઃ-બહારથી કર્મેન્દ્રિયોને વશ રાખીને મનમાં વિષયોનું સ્મરણ કરવું, તે મહામૂર્ખ માણસનું કામ છે; કારણ કે તે ઢોંગીપણું છે.

કર્મ નહિ કરનારા આવી જાતના ઠગારા-કર્તવ્યભ્રષ્ટ થયેલા-ઈશ્વરથી વિમુખ થયેલા-પતિતો કરતાં તો કર્મ કરનારાઓ હજારો દરજ્જે સારા છે. તેને માટે પ્રભુ કહે છે કેઃ—

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ गी. ३-७ ॥

અર્થઃ-હે અર્જુન! મન વડે વિષયોની ઇચ્છાને કાબૂમાં રાખીને તથા ફળની ઇચ્છા છોડીને, કર્મેન્દ્રિયો વડે જે માણસ કર્મ કરે છે, તે બહારથી કર્મ છોડી દીધેલા, પણ મનમાંથી વિષયનું સ્મરણ કરનારા સંન્યાસીઓ કરતાં શ્રેષ્ઠ છે.

કર્મ નહિ કરનારા તથા બોજારૂપ થઇ પડેલા હાલના બાવાઓએ પ્રભુનાં આ વચનો બરાબર રીતે યાદ રાખવાં ઘટે છે. એવાઓને ફટકાવવા માટે પ્રભુ ખુલ્લી રીતે કહે છે કે,

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ गी. ६-१ ॥

અર્થઃ-કર્મના ફળની ઇચ્છા રાખ્યા વિના જરૂર કરવાનાં કામો જે કરે છે, તેજ સંન્યાસી છે અને તેજ યોગી છે, પણ માત્ર બહારનો અગ્નિ છોડી દીધેલો કાંઈ સંન્યાસી નથી અને બહારનાં ઉપરનાં કર્મો છોડી દીધેલાં હોય તે કાંઇ યોગી નથી.

કર્મને માટે પ્રભુનો આગ્રહ જોવા જેવો છે. યોગેશ્વર શ્રીકૃષ્ણને પોતાની ત્રિકાલદૃષ્ટિમાં હિંદનું ભવિષ્ય દેખાઈ ગયું હશે તેમણે જોઇ લીધું હશે કે, કળિયુગના બાવાઓ કર્મને તજી દેશે અને આ વખતના શ્રીમંતો તથા રાજાઓને પણ કર્મ કરતાં શરમ લાગશે ને આળસ આવશે, એવું જાણીનેજ તેમણે આવા ખુલ્લા ફટકા માર્યા હશે અને કર્મયોગીને વખાણ્યા હશે. ભારતના ભવિષ્યમાં તેમને દેખાઈ ગયું હશે કે, નિવૃત્તિને નામે નખોદ જશે, તેથીજ તેમણે ગીતાજી રચી હશે; નહિ તો એ વખતમાં પાંચ હજાર વરસ પહેલાં કર્મનિષ્ઠ ઋષિઓના વખતમાં કર્મયોગ લખવાની જરૂર શી? પણ તેમણે જોયું હતું કે, કર્મયોગમાંજ સિદ્ધિ છે. ઋષિઓએ યજ્ઞકર્મથી સિદ્ધિ મેળવી હતી અને યુરોપિયનો યંત્રકર્મથી મેળવે છે; પણ તે બન્નેમાં કર્મયોગ છે. એવો સિદ્ધિ આપનારો કર્મયોગ આર્યપ્રજામાં દિનપ્રતિદિન ઓછો થતો જાય છે ને ઓછો થતો જશે, એમ જાણીનેજ પ્રભુએ આપણને તથા આપણા રાજાઓને અને આપણા ગુરુઓને આવા ખુલ્લા ચાબુક મારેલા છે અને તોપણ અફસોસ કે, હજુ પણ આપણે સમજતા નથી ને સમજ્યા છતાં પણ જલદી જલદી કર્તવ્યમાં લાગી જતા નથી. પ્રભુ! દયા! દયા!

કર્મમાંજ ઉન્નતિ છે. કર્મમાંજ ઇશ્વિર છે. માટે કર્મ કરાવવા સારુ એ કરતાં પણ આગળ વધીને પ્રભુ કહે છે કે,

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत्।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः॥ गी. १८-४८॥

અર્થઃ—હે અર્જુન! જેમ અગ્નિ ધુમાડાવાળો હોય છે, તેમ સર્વ કર્મો કાંઇ પણ સામાન્ય દોષવાળાં હોય છે. માટે સ્વાભાવિક કર્મ દોષવાળાં હોય, તોપણ તેને તજવાં નહિ.

સ્વાભાવિક કર્મોમાં ગમે એટલા દોષ હોય, તો પણ તે દોષ-કર્મો બ્રહ્માર્પણ કરવાથી નડતા નથી, તેને માટે પ્રભુએ ખુલ્લી રીતે કહેલું છે કે,

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा॥ गी. ५-१०॥

અર્થઃ—જેમ કમળનાં પાંદડાંને પાણી લાગતું નથી, તેમ જે માણસ ફળની ઇચ્છા છોડીને પ્રભુને પોતાનાં કર્મ સોંપી દે છે તે પણ બંધાતો નથી.

## આપણે શા માટે કર્મ કરવાં જોઇએ?

કર્મ કરવાં અને તેમ છતાં કમળપત્રની પેઠે નિર્લેપ રહેવાનો પ્રભુએ આપણને બહુ સ્પષ્ટ રસ્તો બતાવેલો છે; તેમ છતાં પણ જો આપણે કર્મ ન કરીએ, તો એ કરતાં બીજો વધારે અપરાધ આપણે શો કરી શકીએ? દોષવાળાં તથા ગહન ગતિવાળાં કર્મોને પ્રભુએ આવી રીતે તારક બનાવી દીધેલાં છે, માટે કર્મો કરવાંજ જોઇએ. બીજું એ કે, કર્મો મનુષ્યને પાવન કરનારાં છે, માટે આપણી ઉન્નતિને અર્થે તે કરવાંજ જોઇએ; ત્રીજું એ કે, કર્મો ઇશ્વિરથી ઉત્પન્ન થયેલાં છે અને કર્મોમાં ઈશ્વર રહેલો છે, માટે તે કરવાંજ જોઇએ અને ચોથું એ કે, કોઇ પણ માણસથી, કોઇ પણ પ્રાણીથી, કોઈ પણ વનસ્પતિથી કે કોઇ પણ પરમાણુથી એક ક્ષણ પણ કર્મ કર્યા વિના—ગતિ વિના રહી શકાતું નથી, માટે કર્મ કરવાંજ જોઇએ.

કર્મ કરવાંજ જોઇએ, એ તો નિર્વિવાદ સિદ્ધાંતજ છે અને કેવાં કર્મ કરવાં જોઇએ તે પણ પ્રભુએ બહુ સ્પષ્ટતાથી સમજાવેલું છે. ટૂંકામાં એટલુંજ કે, આસક્તિ રાખ્યા વિના સારામાં સારાં કર્મ કરવાં અને તે બ્રહ્માર્પણજ કરવાં; પણ એટલેથીજ બસ થતું નથી.

## સારાંમાં સારાંની સાથે ઘણાંમાં ઘણાં કર્મ કરવાં જોઇએ

મનુષ્યની શ્રેષ્ઠતા સારામાં સારાં કર્મોમાં છે અને મનુષ્યની પરીક્ષા–મનુષ્યની મોટાઇ ઘણામાં ઘણાં કર્મો કરવામાં છે. મતલબ કે, જે કરવું તે પૂર્ણ બળથી કરવું જોઇએ, ઘણામાં ઘણું કરવું જોઇએ અને પૂરેપૂરું કરવું જોઇએ.

દુનિયામાં અને સ્વર્ગમાં જે ઘણામાં ઘણું અને સારામાં સારું કરી શકે તેજ શ્રેષ્ઠ ગણાય છે. માત્ર દેવોમાં ને મનુષ્યમાંજ નહિ, પણ પશુઓ અને બીજાં પ્રાણીઓ તથા વનસ્પતિ અને જડ પદાર્થોમાં પણ જે સારામાં સારું ને ઘણામાં ઘણું કરી શકે તેજ વખાણાય છે; સારામાં સારું ને ઘણામાં ઘણું એમાંજ સૃષ્ટિસૌંદર્ય છે, એમાંજ પુરુષાર્થ છે; એમાંજ આકર્ષણ છે, એમાંજ દુનિયાનું વધુમાં વધુ હિત છે, એમાંજ ખાસ ખૂબી છે અને જ્યાં સારામાં સારું ને ઘણામાં ઘણું હોય, ત્યાંજ ઈશ્વરની વિભૂતિ પ્રત્યક્ષ દેખાય છે; માટે આપણાં કર્મો સારામાં સારાં હોવાં જોઇએ.

સારામાં સારું ને ઘણામાં ઘણું કરવું એટલુંજ નહિ પણ, તે જેમ બને તેમ તરતમાં તરત કરવું જોઇએ. તરતમાં તરત કરવાથીજ ઘણામાં ઘણું કરી શકાય છે અને એથીજ સૃષ્ટિનાં ઘણાં પરમાણુઓને નચાવી શકાય છે. જેમ વધુમાં વધુ પરમાણુઓને નચાવી શકાય, તેમ વધુમાં વધુ ઈશ્વરની નજીક જઇ શકાય છે. સારામાં સારું કરીને વધુમાં વધુ પરમાણુઓને નચાવવાં એનુંજ નામ પુરુષાર્થ છે, એનુંજ નામ કર્તવ્ય બજાવવું છે. દુનિયામાં ને સ્વર્ગમાં એનોજ મહિમા ગવાય છે અને આપણી શક્તિના પ્રમાણમાં વધુમાં વધુ પરમાણુઓ નચાવ્યાથીજ મનુષ્ય તથા ઈશ્વર પ્રસન્ન થાય છે. આ બધું અને એ કરતાં ઘણું વધારે કર્મથી થાય છે. માટે આપણે ભલામાં ભલાં ને ઘણામાં ઘણાં કર્મ કરવાં જોઇએ.

કર્મ એ ઉત્પત્તિ છે અને ઉપન્ન થવું એ રજોગુણનો સ્વભાવ છે. પણ માત્ર ઉત્પત્તિથીજ આપણને તૃપ્તિ થતી નથી. આપણને તો કર્મથી જે ઈશ્વરીલીલા ઉત્પન્ન થઇ છે, તેની સ્થિતિ જોઇએ છે; પણ આપણે આપણા રોજના વ્યવહારમાં અનુભવીએ છીએ કે, રજોગુણ તો ચંચળ છે, તેમાં સ્થિતિ નથી, તેમાં શાંતિ નથી અને કર્મો તો રજોગુણથી ઉત્પન્ન થયેલાં છે, એટલે તેમાં સ્થિતિ કે શાંતિ ક્યાંથી હોય ? જ્યાંસુધી શાંતિ ન હોય ત્યાંસુધી સુખ શાનું ? દોલત આવીને તુરત જતી રહે; અધિકારનો હુકમ મળે, પણ

તે ભોગવ્યા પહેલાં બરતરફી થાય; પુત્ર આવીને મરી જાય અને બહુ મહેનતથી શોધેલી ઉત્તમ યોજના અમલમાં આવ્યા પહેલાં ભૂલી જવાય, એમાં શું સુખ છે? માત્ર ઉત્પન્ન થવું એટલુંજ બસ નથી, તેની સ્થિતિ થવી જોઇએ. ઉત્પત્તિ રજોગુણથી છે ને સ્થિતિ સત્ત્વગુણમાં છે. કર્મ એ ઉત્પત્તિ છે ને સ્થિતિ એ ભક્તિ છે; ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહિ, માટે પ્રભુએ પ્રથમ કર્મયોગ અને પછી ભક્તિયોગ કહેલો છે.

ભક્તિ એ સ્થિતિ છે, કારણ કે તે સત્ત્વગુણી છે અને સત્ત્વ-ગુણમાં શાંતિ છે. મહેનતથી–કર્મથી આપણે જે કાંઇ મેળવેલું છે, તથા જે કાંઈ મેળવીએ છીએ એનું નામ ઉત્પન્ન કરવું છે અને તેને સુખથી ભોગવવું તેનું નામ સ્થિતિ છે. ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહિ, એટલે કર્મ વિના ભક્તિ હોઇ શકે નહિ. પ્રભુના આ મહાસિદ્ધાંતને લીધેજ આપણે મંદિરમાં ઘંટા વગાડ્યા કરીએ છીએ તોપણ દેવો કાંઇ ફળ આપતા નથી; કારણ કે, હાલમાં આપણે કર્મ કરતા નથી. જે કરવું જોઇએ તે કરતા નથી, જેટલું કરવું જોઇએ તેટલું કરતા નથી અને જેટલું સમજવું જોઇએ તેટલું સમજતા નથી; તેમ છતાં પણ આપણને ફળ જોઇએ છે. એ ફળ આપણે ભક્તિથી મેળવવા માગીએ છીએ અને તે સારુ આપણે મંદિરમાં જઇ વારેવારે ઘંટા વગાડીએ છીએ ને લૂખીપૂખી પ્રાર્થના કરીએ છીએ; પણ એવી મોળી ભક્તિથી ફળ કેમ મળી શકશે? આપણી એવી ઉપલક ભક્તિથી દેવતાઓ પ્રભુનો સિદ્ધાંત કેમ ફેરવી શકશે? પ્રભુનો સિદ્ધાંત તો એ છે કે, કર્મમાં ફળ છે ને ભક્તિમાં તે ફળની સ્થિતિ છે; પણ આપણે તો કર્મ કર્યા વિના માત્ર ભક્તિથીજ ફળ માગીએ છીએ તે દેવતાઓ કેમ આપી શકશે? ભાઇઓ, આપણી પ્રાર્થનાઓ વ્યર્થ જાય છે, આપણાં દેવદર્શનો જોઇએ તેટલું ફળ આપી શકતાં નથી અને આપણી સેવાઓ આપણા મનોરથો પૂરા પાડી શકતી નથી તેનું કારણ શું? એમાં દેવતાઓનો કાંઇ દોષ નથી આપણો પોતાનોજ દોષ છે; કારણ કે જે ચીજ તેની પાસે નથી તે ચીજ તેની પાસે માગી-એ છીએ, તેથી આપણને તે ચીજ મળતી નથી. જેમ કે કર્મ પાસે આપણે ફળ માગવું જોઇએ; એટલે કર્મ કરવાં જોઇએ તો ફળ મળ્યા વિના રહે નહિ, પણ તેને બદલે આપણે ભક્તિ પાસે ફળ માગીએ છીએ. એટલે માત્ર મંદિરનો ઘંટ હલાવીનેજ

અથવા નૈવેદ્ય ધરાવીનેજ કર્મ કર્યા વિના ફળ માગીએ છીએ, તે દેવતાઓ કેમ આપી શકશે ?

જેમ ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહિ, એટલે કર્મ વિના ભક્તિ હોય નહિ, તેમજ સ્થિતિ વિના ઉત્પત્તિ કાંઇ લાભકારક નથી. એટલે કે ભક્તિ વિનાનાં કર્મ કાંઇ ખરેખરો ફાયદો કરી શકતાં નથી. એને માટેનો દાખલો પણ કાંઇ દૂર લેવા જવો પડે તેમ નથી. આપણાજ બંધુઓ-આપણાજ પાડોશીઓ યુરોપિયનોને જુઓ. તેઓ કર્મયોગીઓ છે પણ આર્યોનો ભક્તિયોગ જાણતા નથી, માટે એ કર્મયોગ તેઓને જેટલો ફળીભૂત થવો જોઇએ તેટલો થઇ શકતો નથી. તેઓ કર્મયોગથી લાભ મેળવે છે, પણ ભક્તિયોગ વિના શાંતિથી ભોગવી શકતા નથી; એથીજ તેઓમાં દુરાચાર વધતા જાય છે. એનારકિસ્ટો, નિહિલિસ્ટો, વગેરે બદમાસો, ડાઇનેમાઇટ વગેરે ભયંકર દારૂગોળાઓની શોધો, આપઘાતો, લગ્ન તરફનો વધતો જતો અભાવ, ફોજદારી ગુનાઓનો વધારો, લશ્કરોનો અતિશય વધારો, કરના ભારે બોજા તથા દીવાનાપણું, અતિશય રાજ્યલોભ અને છાકટાપણું વગેરે ભયંકર ખરાબીઓ, એ એકલા કર્મયોગનું પરિણામ છે. જો તેઓના મહાન કર્મયોગની સાથે આર્યોનો ભક્તિયોગ મળેલો હોય, તો એનો રંગ કાંઇક જુદાજ પ્રકારનો હોય, પણ જેમ આપણે કર્મયોગને સમજતા નથી, તેમજ એ લોકો હજુ ભક્તિયોગને તેના ખરા રૂપમાં સમજતા નથી. માટેજ એકલા કર્મયોગથી દિનપ્રતિદિન આવી ખરાબીઓ વધતી જાય છે અને આપણે કર્મયોગને સમજતા નથી, તેથી એકલી લૂખીપૂખી ભક્તિને પકડી રાખવાથી, રોજ રોજ વધારે ને વધારે દરિદ્ર બનતા જઇએ છીએ. યાદ રાખજો કે, એ દરિદ્રતા અટકાવવાનો ઉપાય માત્ર મંદિરોના ઘંટા બજાવવામાંજ નથી, પણ તેની સાથે કર્મયોગમાંજ છે. મતલબ કે, ભક્તિની સાથે કર્મ જોઇએ અને કર્મની સાથે ભક્તિ જોઇએ. જો એ બંને સાથે ન હોય અને એકલાં જુદાં જુદાં હોય, તો કાં તો આપણા ભૂખે મરતા ગરીબડા દેશના જેવી સ્થિતિ થઈ પડે અથવા તો યુરોપના મોટા લોકોના જીવ જેમ અધ્ધર લટકતા રહે છે અને વચલા વર્ગના લોકો જેમ ઘણા પ્રકારના હલકા પ્રપંચમાં જિંદગી ગુમાવે છે, તેવા હાલ થઇ પડે. એવા અનર્થ ન થવા પામે માટે કર્મ ને ભક્તિ બંને જોડાજોડ જોઇએ.

## ૪૩-કર્મ તથા ભક્તિનું કુદરતીપણું

મનુષ્યના સ્વભાવમાં અને પ્રાણીમાત્રમાં પ્રકૃતિના મૂળમાંજ કાંઇક એવું તત્ત્વ રહેલું છે કે, જેથી વસ્તુ માત્ર ઉત્પત્તિ અને સ્થિતિને સ્વભાવથીજ ચાહે છે; કારણ કે એ ચાહનામાંજ તેમનું હિત છે. એથી સ્પષ્ટ થાય છે કે, કર્મ ને ભક્તિ એ બહારની વસ્તુ નથી પણ કુદરતી છે. મનુષ્યના સ્થૂલ ને સૂક્ષ્મ બંધારણમાંજ તેનું તત્ત્વ છે. જે અપાર્થિવ શક્તિઓનાં મૂળ એટલાં બધાં ઊંડાં છે, તેને જે લોકો બહારની વસ્તુ સમજે, આડંબર સમજે, કર્યું તોય ઠીક ને ન કર્યું તોય ઠીક એમ સમજે અથવા ફોગટનાં ફાંફાં કહે, તેઓ બહુ ગંભીર ભૂલ કરે છે. એ ભૂલ એવી મોટી છે કે, તેનો બદલો બીજા કશાથી વળી શકે તેમ નથી. કર્મ અને ભક્તિને નહિ માનવું, નહિ પાળવું, એ બની શકે તેમ નથી, કારણ કે તે કુદરતી છે. તેનો ઇનકાર કર્યા છતાં પણ તે હૃદયમાં ભરાયેલું છે અને ત્યાંથી તેને માનવાની તથા તે પ્રમાણે વર્તવાની ગુપ્ત પ્રેરણા તે કર્યા કરે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે, જેઓ કર્મનો ને ભક્તિનો ઇનકાર કરે છે, તેઓ પોતાનાં હૃદયનો તિરસ્કાર કરે છે. તેઓ ઈશ્વરની બે મહાન શક્તિઓ, ઉત્પત્તિ ને સ્થિતિની સામા થાય છે. તેઓ પોતે પોતાના સ્વરૂપને સમજતા નથી અને તેઓ ગુપ્ત છતાં સ્પષ્ટ જેવી અંતઃકરણની પ્રેરણા, કહો કે ઈશ્વરનો ભય-દંડ-કૃપા છતાં બળાત્કારથી પોતે પોતાના જીવનને અંધકારમાં-નરકમાં ખેંચી જાય છે. એ કરતાં વધારે મોટી ભૂલ માણસો બીજી શું કરી શકે?

### કર્મની ગણતરી—એકનાં દશ દશગણાં!

તમને ખબર છે? બીજી વસ્તુઓની પેઠે કર્મની ગણતરી એક, બે, ત્રણ, ચાર, પાંચ એમ એક એક ગણી ગણીને થતી નથી, પણ જેમ એકડા ઉપર મીંડાં વધારવાથી એક, દશ, સો, હજાર દશહજાર, લાખ એમ એક મીંડું દશગણું વધતું જાય છે, તેમ એક કર્મની પાસે બીજું કર્મ, બીજાની પાસે ત્રીજું અને ત્રીજા પાસે ચોથું કર્મ મૂકતાં તે એક એક કર્મ પણ દશ દશગણું વધતું જાય છે. કર્મની ખૂબી સમજવા માટે આ બાબત પણ બહુ ધ્યાનમાં રાખવા જેવી છે. હવે એ સવાલ ઉત્પન્ન થાય છે કે, શા માટે કર્મ આવાં ફળદ્રૂપ-એકનાં દશગણાં થઇ જાય છે? પુરાવા વિના આવી બાબતો માની લેવાય એવો હાલનો જમાનો નથી, પણ એને મા-

ટેના પુરાવા લેવા માટે કાંઇ દૂર જવું પડે તેમ નથી. આપણાં શરીરમાંજ દશ ઇન્દ્રિયો છે અને ઘણા પ્રકારનાં કર્મનો માત્ર સંકલ્પ થતાંજ એ દશે ઇન્દ્રિયોને મોડીવહેલી કાંઇ ને કાંઇ ક્રિયા કરવી પડે છે, એટલે એક એક કર્મનું દશ દશગણું ફળ તો આપણાં પોતાના શરીરમાંજ થઇ જાય છે. એ પછી તે કર્મો બહાર પડતાં જેમ જેમ તેની ગતિ લંબાતી જાય છે તેમ તેમ તેનું ફળ હજારો, લાખો, કરોડો ને અનંતગણું થતું જાય છે. આમ થવાનું કારણ એ છે કે, કર્મ એ બીજ છે અને એક બીજમાંથી ઘણાં ફળો ઉત્પન્ન થઇ શકે છે એ તો આપણા રોજના અનુભવની બાબત છે. વડના એક નાનકડા બીજમાંથી કેવડું મોટું ઝાડ ઉત્પન્ન થઇ શકે છે અને તેથી કેટલું બધું હિત થાય છે, એ તો આપણે સૌએ નજરે જોયેલી બાબત છે. જ્યારે પૃથ્વી ઉપરની વનસ્પતિનું એક સાધારણ બીજ આટલું બધું કરી શકે છે, ત્યારે મનુષ્યનાં કર્મ કે જેની અસર સ્વર્ગ સુધી–પરમાત્મા સુધી લંબાય છે, એ વૃક્ષ કેવું મોટું હોવું જોઇએ તેનાં કેટલાં બધાં ફળો હોવાં જોઇએ અને તેની કેટલી બધી સંભાળ રાખવી જોઇએ, એ જો આપણે બરોબર સમજીએ તો આપણે ખરેખરું જ્ઞાન મેળવ્યું કહેવાય; કારણ કે જો કર્મની મહત્તા સમજીએ તોજ તેની ગહનગતિ સમજાય અને એ સમજાય તોજ બંધનકારક કર્મો મોક્ષદાયક થઇ શકે.

## આંબા વાવવાની જરૂરિયાત

આ ઉપરથી એટલું તો સમજી શકાય છે કે, આપણે કલ્પના કરી શકીએ તે કરતાં પણ કર્મો વધારે ફળ આપી શકે છે. એક આંબો હજારો ફળ આપી શકે છે, એ આપણે દરેક ઠેકાણે નજરે જોઇએ છીએ. માત્ર જોઇએ છીએ એટલુંજ નહિ, પણ એ ફળો આપણે ખાઈએ છીએ, અને તેમ છતાં સારામાં સારા ને વધારેમાં વધારે આંબા વાવવાની આપણને પ્રબળ ઇચ્છા થતી નથી, એ શું મૂર્ખાઇ નથી ? ઈશ્વરે કૃપા કરીને આપણને આંબા વાવવાની સ્થિતિમાં મૂકેલા છે અને તેને માટે સેંકડો પ્રકારની અનુકૂળતા આપેલી છે. એટલુંજ નહિ પણ આંબા વાવવા એ ખાસ આપણી ફરજજ છે. એને માટેજ–એ રસ્તે આપણે ઈશ્વરને પામીએ તે સારુજ આપણને મનુષ્યાવતાર આપવામાં આવેલો છે. તેમ છતાં પણ જો આપણે આપણી શક્તિના પ્રમાણમાં આંબા ન વાવીએ–કર્મ ન કરીએ તો પ્રભુ આપણી ઉપર કેમ પ્રસન્ન થઇ શકે ?

## કુદરતનો ઇન્સાફ

પૃથ્વી એ બગીચો છે, મનુષ્યો એ બગીચાના માળી છે અને પ્રભુ એ બગીચાનો માલિક છે. એ ડાહ્યામાં ડાહ્યો, ભલામાં ભલો, સારામાં સારો ને મોટામાં મોટો છે. તે પોતાનાં સમરૂપને ચાહે છે. એટલે ભલામાં ભલાં, સારામાં સારાં ને ઘણામાં ઘણાં જ્ઞાનનાં ફળને ચાહે છે. જે ચતુર માળી તે માલિકની ઇચ્છા અનુસાર એવાં સુંદર બીજ વાવે છે, તે તેને વહાલામાં વહાલો છે અને જે માળી એથી ઊલટી રીતે વર્તે છે તે તેના દંડને પાત્ર છે. એ દંડ એવો છે કે જેમાંથી કોઇ પણ ગુનેગાર છટકી શકતોજ નથી. જે માળી બગીચામાં કાંટા વાવશે તેને પોતાનેજ પ્રથમ તે કાંટા વાગશે અને પછી તેના કુટુંબ તથા પાડોશીને વાગશે. જે માળી બગીચામાં દુર્ગંધી રાખશે, તેને પોતાનેજ પ્રથમ તે દુર્ગંધી સહન કરવી પડશે. જે માળી બગીચામાં ખાટાં ફળો વાવશે, તેનાં બચ્ચાંઓજ તે ફળ પ્રથમ ખાવા લાગશે. કોઇ પણ જાહેર હુકમ કે કાંઈ પણ સખ્તાઇ વિના સ્વાભાવિક રીતેજ પોતે રોપેલાં સારાં કે માઠાં ફળ પ્રથમ પોતાનેજ ચાખવાં પડે છે એજ કુદરતની બલિહારી છે, એનુંજ નામ ઇન્સાફ છે અને એમ છે માટેજ પોતાનાં કર્મો સુધારવાની તથા કર્મોનું રહસ્ય જાણવાની મનુષ્યની ફરજ છે.

## ધંતૂરાનું ફૂલ અને કર્મ

કર્મનું સ્વરૂપ સમજવા માટે કર્મની ઉત્પત્તિ, સ્થિતિ અને ગતિ સમજવી જોઇએ. જ્ઞાનીઓ કહે છે કે, કર્મનું સ્વરૂપ ધંતૂરા-ના ફૂલના જેવું છે. તે જ્યાં પેદા થાય છે ત્યાં, એટલે ઝાડની સામે લાગેલું હોય છે ત્યાં તેનું મૂળ અણીદાર હોય છે અને ઉપર જ્યાં તેનું મુખ હોય છે ત્યાં તે ઘણુંજ પહોળું ને ખૂબીદાર હોય છે. એ પહોળો ભાગજ સુંદર દેખાય છે. ને તેજ શ્રીસદાશિવના મસ્તક ઉપર ચડાવવામાં આવે છે, એ પહોળાઇનું નામ—એ મુખ-નું નામજ ફૂલ છે. મૂળનું નામ —ઝાડ સાથે લાગેલી અણીનું નામ ફૂલ નથી અને તે અણી કાંઈ શિવ ઉપર ચડતી નથી, એ તો ત્યાજ્ય છે. આવીજ રીતે આપણાં કર્મોની બાબતમાં પણ સમજ-વાનું છે. કર્મો જ્યાંથી નીકળે ત્યાં તે સાંકડાંજ હોય છે, પણ જેમ જેમ તેની ગતિ વધતી જાય, તમ તેમ તે વિશાળ થતાં જાય છે અને એ વિશાળતા એજ તેની શોભા ને ખૂબી છે. ને એનુંજ નામ પરમાર્થ છે. ધંતૂરાનું ફૂલ જેમ શિવ પર ચઢે છે, પણ મૂળની—

અણીની કાંઇ દરકાર કરવામાં આવતી નથી, તેમજ આપણાં કર્મો વિશાળ થતે થતે સ્વર્ગ સુધી–પરમાત્મા સુધી પહોંચે છે; પણ તેનાં મૂળની એટલે કે તે મારુંજ છે અને મેંજ કરેલું છે, એવી અણીની ત્યાં દરકાર રાખવામાં આવતી નથી. ધંતૂરાનું ફૂલ તોડી લઇએ, એટલે જ્યાં ઉત્પન્ન થયું તે ઝાડથી જુદું પાડીએ તોજ શિવને અર્પણ થઈ શકે છે; તેમ આપણાં કર્મો આપણાથી જુદાં પડે, એટલે મેં કર્યું એવું અભિમાન છોડી દઇ સાત્ત્વિકભાવથી ઈશ્વરાર્પણ કરી શકીએ, તોજ તે પરમાત્મા સુધી પહોંચી શકે છે. જ્યાંસુધી તે આપણાં છે અને આપણે માટેજ છે એવી ભાવના રહે, ત્યાંસુધી તે વિશાળતાવાળાં ખૂબીદાર અને પારમાર્થિક થઇ શકે નહિ અને જ્યાંસુધી એવાં ન થાય ત્યાંસુધી પરમાત્મા સુધી પહોંચી શકતાં નથી. કર્મો જ્યારે લાંબી ગતિવાળાં થાય ત્યારે જ વિશાળ થઇ શકે છે ને એ વિશાળતા એજ તેનું રહસ્ય છે; કારણ કે જેટલી વધારે વિશાળતા તેટલો તે વધારે લાભ આપી શકે છે અને તેટલાં તે વધારે જલદી ઇશ્વરની નજીક જઇ શકે છે, પણ જ્યારે કર્મોને આપણે છૂટાં મૂકીએ, ત્યારેજ તેની ગતિ વધે છે અને ત્યારેજ તે વિશાળ થઇ શકે છે. જ્યાંસુધી તેને આપણે આપણાંજ કરીને બાંધી રાખીએ ત્યાંસુધી તે આગળ વધી શકતાં નથી અને આપણને તથા જગતને લાભ આપી શકતાં નથી.

## બલૂન અને કર્મ

જેમ એક હવા ભરેલું બલૂન ઊંચે ઊડવાને તલપી રહ્યું હોય પણ ખૂંટા સાથે બાંધેલું હોવાથી ઊડી જઈ શકતું નથી, તેમ આપણાં કર્મો પણ હવા ભરેલાં બલૂનની પેઠે સ્વાભાવિક રીતેજ ઊંચે ઊડવા–જગતમાં ફેલાઈ જવા સદા તૈયાર છે; પણ આ મારુંજ છે અને મેંજ કરેલું છે એવા અહંભાવવડેજ આપણે તેને બાંધી રાખીએ છીએ, એટલે તે જઇ શકતાં નથી. તે ન જવાથી તેની ખરી ખૂબી સમજાતી નથી અને આપણને તેનાથી જેટલો લાભ મળવો જોઇએ, તેનો હજારમો ભાગ પણ મળી શકતો નથી. આ બધું નુકસાન કર્મોને બાંધી રાખવાથી થાય છે. અને તે સમજતાં છતાં પણ અફસોસ કે આપણે તેને છોડી શકતા નથી; કારણ કે આપણે ભક્તિનું રહસ્ય સમજતા નથી, એટલે કર્મોને ઈશ્વરાર્પણ કરી શકતા નથી. ભક્તિમાં એજ ખૂબી છે કે, તે કર્મનું બંધન છોડાવી દે છે અને બંધનકારક કર્મોને મોક્ષદાયક બનાવી દે

છે. ખૂંટા સાથે બંધેલા બલૂનને માણસ છોડી શકે છે, તેમ આપણા અહંભાવમાં બંધાયેલાં કર્મોને ભક્તિ છોડી શકે છે. ભક્તિ વિના બીજા કોઇ ઉપાયથી કર્મો આપણાથી છૂટાં પડી શકતાં નથી, માટેજ ભક્તિ વિના કર્મનું ફળ બરાબર મળી શકતું નથી અને તે સારુજ પ્રભુએ કર્મયોગની સાથેજ ભક્તિયોગ કહેલો છે.

ગર્ભવંતી સ્ત્રીને જ્યાંસુધી પ્રસવ થાય નહિ ત્યાંસુધી તે સુખી થઈ શકે નહિ, તેમજ આપણાં કર્મો આપણાથી છૂટે નહિ ત્યાંસુધી આપણે સુખી થઇ શકીએ નહિ; કારણ કે ગર્ભ રહ્યા પછી પ્રસવ થવો એ જેમ કુદરતી છે, તેમજ કર્મો કર્યા પછી તેને છોડી દેવાં એ પણ કુદરતીજ છે. પણ એ કુદરતી નિયમનું ઉલ્લંઘન કરી અહંભાવવડે આપણાં કર્મોને આપણે આપણાંજ માનીને રોકી દઇએ છીએ અને તેથીજ દુઃખી થઇએ છીએ; તેથીજ ઈશ્વરથી વિમુખ થઇએ છીએ. માતાએ પોતાને પુત્ર ઉત્પન્ન થાય એવી ઇચ્છા રાખવી એ કર્તવ્ય છે; પણ પુત્ર ઉત્પન્ન થયા પછી તેનો પ્રસવ ન થાય ને તે પેટમાં ને પેટમાંજ રહે એવી યુક્તિ કરવી એ માતાનું કર્તવ્ય નથી તેમજ કર્મ ઉત્પન્ન કરવાં એ મનુષ્યની ફરજ છે, પણ તેને પોતાનાંજ કરીને પોતામાંજ બાંધી મૂકવાનો મનુષ્યને હક નથી. ગર્ભ રહ્યાથી જેટલો આનંદ છે, તે કરતાં તેનો પ્રસવ થયાથી વધારે આનંદ છે તેમજ કર્મ કરવાથી જેટલો આનંદ થાય છે, તે કરતાં તેને છોડી દેવામાં–અંગતને બદલે સાર્વજનિક બનાવવામાં–ઈશ્વરાર્પણ કરવામાં વધારે આનંદ છે. જેમ પ્રથમ ગર્ભ રહે છે ને પછી પ્રસવ થાય છે, તેમ કર્મ કરવાં એ ગર્ભ રહેવું છે ને તેને ઈશ્વરાપર્ણ કરવાં એ પ્રસવ થવો છે. જ્યાંસુધી ગર્ભ પેટમાંજ હોય ત્યાંસુધી તે કાંઇ વધુ ફાયદો કરી શકતો નથી, પ્રસવ થયા પછી અને મોટો થયા પછી તે પોતાનાં માતાપિતાને, કુટુંબને અને દેશને ફાયદો કરી શકે છે તેમજ કર્મો પેટમાં હોય, એટલે આપણને વળગી રહ્યાં હોય–આપણાં તરીકેજ આપણા અહંભાવમાં રહેલાં હોય, ત્યાંસુધી તે ફાયદો કરી શકતાં નથી; પણ જ્યારે તેનો પ્રસવ થાય અને તે મોટાં થાય, એટલે જ્યારે તેમને છૂટાં મૂકીએ અને તે સાર્વજનિક થાય ત્યારેજ તે ખરો લાભ આપી શકે છે. એ ખરું છે કે, પ્રસવની વેદના બહુ મોટી છે, પણ તે સારું કાંઇ છોકરાંને પેટમાં રાખી મુકાય નહિ, એ વેદના તો ખમવીજ જોઇએ તેમજ કર્મને તજી દેવાં–

બ્રાહ્મણપણું કરી દેવાં એમાં પણ મુશ્કેલી તો બહુ છે, એ કડવો ઘૂંટડો ઘડીકમાં ગળે ઊતરે તેમ નથી, પણ તે ગળે ઉતાર્યા વિના કોઈપણ હેતુ સિદ્ધ થાય તેમ નથી.

સ્વાભાવિક રીતેજ એક સંતાનથી માતાપિતાને સંતોષ થતો નથી. તેઓ ઘણાં સંતાનની ઇચ્છા રાખે છે, પણ એક વખત પ્રસવ થયા પછીજ બીજું સંતાન ઉત્પન્ન થઈ શકે છે, તેમજ આપણે ઘણાં કર્મોની ઇચ્છા રાખીએ છીએ, પણ એક એક કર્મ છોડતાં જઇએ, તોજ બીજાં કર્મ થઈશકે છે. જ્યાં સુધી એમ ન કરીએ ત્યાંસુધી ખરી રીતે બીજાં કર્મો કરી શકતા નથી, કારણ કે એ તો કુદરતી છે કે, જ્યાંસુધી ગર્ભ પેટમાં હોય, તેનો પ્રસવ થયો ન હોય, ત્યાંસુધી બીજો ગર્ભ ધારણ કરી શકાતો નથી. માત્ર મનુષ્યમાંજ નહિ, પણ બીજું કોઇ પણ પ્રાણી ગર્ભ ધારણ કર્યા પછી તેનો પ્રસવ થયા પહેલાં બીજો ગર્ભ ધારણ કરી શકતું નથી. તેમજ કોઇ પણ વનસ્પતિ ફળ, ફૂલ, પાન તજ્યા વિના બીજાં ધારણ કરી શકતી નથી. પ્રસવ થવો તે બીજા ગર્ભને–બીજા જીવને જગ્યા આપવા માટે છે.

## નવું આપવા સારુ પ્રભુ આપણી પાસેથી જૂનું માગી લે છે

જૂનું તજવું તે નવું ગ્રહણ કરવાને માટેજ, એ સૃષ્ટિનો નિયમ છે અને તે નિયમ કર્મને માટે પણ છે. જે કર્મ આપણે કરી ચૂકેલા છીએ તે જૂનાં થયેલાં છે, કારણ કે તેની મજા આપણે અનુભવી લીધેલી છે અને તેનું ફળ તો વખત આવ્યે સ્વાભાવિક રીતેજ મળવાનું છે. આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ મળવાનું છે. ત્યારે આપણે મૂળને–શબને શા માટે પકડી રાખવું જોઇએ? જૂનું પકડી રાખીને નવું ગ્રહણ કરવાની તક શા માટે જવા દેવી જોઇએ? જૂનાને પકડી રાખવાથી તે જૂનુંજ રહે છે, પણ તેને છોડી દેવાથી તે જુદીજ વસ્તુરૂપે નવું રૂપ ધારણ કરે છે, એટલુંજ નહિ પણ જૂનું છોડવાથી તેની જગાએ પણ બીજું નવુંજ રૂપ આવે છે; એટલે કે જૂનાને તજી દેવાથી બે નવાં રૂપ પેદા થઈ શકે છે. એથી સ્પષ્ટ થાય છે કે, જૂનાને પકડી રાખવાથી તે પોતે નવું રૂપ ધારણ કરી શકતું નથી અને બીજા નવા રૂપને તેની જગા મળી શકતી નથી, એથી આપણે બે ગુના કરવા પડે છે; એક તો એ કે, જૂનાને જૂનુંજ રાખીએ છીએ, તેને

નવું રૂપ લેવા દેતા નથી અને બીજું એ કે, તેની જગાએ વધારે હિત લઇને જે બીજું નવું રૂપ આવવાને તૈયાર થઇ રહેલું હોય છે તેનો અનાદર–તેનો અટકાવ કરીએ છીએ. જો વિચાર કરીએ તો જલદી સમજાય તેમ છે કે, વિનાકારણ શા માટે આપણે આવા ગુના કરીએ છીએ ? ઈશ્વરની આજ્ઞાને આધીન થવું–ઈશ્વરને શરણ થવું એજ આપણી સર્વ ફરજોની ફરજ છે, એજ આપણા કલ્યાણોનું કલ્યાણ છે, એજ સર્વ ધર્મોનો ધર્મ છે, એજ સ્વર્ગનું સ્વર્ગ છે અને એજ મોક્ષનો મોક્ષ છે. તેમ છતાં પણ આપણે તેનોજ–આપણા ધર્મનોજ–આપણા હૃદયનોજ–ઈશ્વરી આજ્ઞાનોજ અનાદર કરીએ છીએ અને તોપણ પ્રભુની દયા તો જુઓ કે, તે આપણી પાસેથી જૂનું માગી લઇને તુરતજ તેના કરતાં વધારે સરસ બીજું નવું આપવાને તૈયાર છે અને તેમ છતાં આપણી મૂર્ખાઈ તો જુઓ કે, પ્રભુ માગે છે છતાં પણ આપણે જૂનું આપી શકતા નથી અને નવું લેવાને ઉત્સાહિત થતા નથી.

## કર્મની શુદ્ધિ કેમ થાય ?

ઈશ્વરથી વિમુખ કરનારી સર્વથી મોટી ભૂલ આપણામાં એજ છે કે, આપણે આપણાં કર્મો અંતઃકરણની શુદ્ધિથી પ્રેમપૂર્વક ઈશ્વરને અર્પણ કરી શકતા નથી. એમ થઇ શકતું નથી તેનું કારણ એજ છે કે, આપણાં કર્મોમાં મલિનતા હોય છે, કારણ કે તે સર્વાત્મભાવથી નહિ, પણ આપણા પોતાના અહંભાવમાંથી થયેલાં હોય છે. આપણાં કર્મોની મલિનતા ધોઇ નાખીને તેને ઈશ્વર પાસે પહોંચાડવાનું કામ સૌથી સહેલામાં સહેલી ને સરસમાં સરસ રીતે ભક્તિ કરી શકે છે; માટે પ્રભુએ કર્મયોગ ને ભક્તિયોગ બતાવેલો છે, એટલે આપણે કર્મની સાથે ભક્તિ લેવીજ જોઇએ. કારણ કે ભક્તિ વિના કર્મ મલિનજ રહે છે અને મલિન કર્મ એ તો અધોગતિજ છે; માટે કર્મની શુદ્ધિ કરવા તેની સાથે ભક્તિ જોઇએજ. ભક્તિ વિનાનાં કર્મો રાક્ષસોનાં કર્મ જેવાં થઇ પડે છે, ઊલટાં નરકમાં લઈ જનારાં થઇ પડે છે. એમ ન થાય માટે કર્મની સાથે ભક્તિયોગ જોઇએ.

કુદરતનો એ નિયમજ છે કે જૂનું તજવુંજ જોઇએ, કારણ કે કુદરત પોતે નિત્ય નવી છે. તે નવીનતાને ચાહે છે, સૌંદર્યને ચાહે છે, વૃદ્ધિને ચાહે છે, માટે જૂનાનો ત્યાગ કરવોજ જોઇએ. પૃથ્વીની સર્વ વસ્તુમાં સ્વાભાવિકતાથી–ફરજિયાતપણે અથવા બીજી કોઇ

પણ રીતે જૂનાનો ત્યાગ કરવોજ પડે છે. આપણે પ્રેમથી જે વસ્ત્ર કે આભૂષણ પહેરેલાં હોય છે, તેને અમુક વખતમાં પાછાં ઉતારવાંજ પડે છે. આપણે ઉત્તમ મિષ્ટાન્ન સ્વાદિષ્ટ રીતે ખાઇએ છીએ, તેનો પણ તે જૂનું થયે કોઇ ને કોઇ રૂપે ત્યાગ કરવો પડે છે. થોડોજ વખત જો કબજિયાત થાય તો આપણને કેવું દુઃખ ભોગવવું પડે છે તે જુઓ અને તે ઉપરથી ખ્યાલ કરો કે જૂનું તજી દેવું, એમાં કેટલી બધી મજા છે ! તજેલી જૂની વસ્તુ નવા રૂપમાં ફેરવાઇ જાય છે અને જૂનાને બદલે આપણને નવું મળે છે. આપણને જે મદદ–જે શક્તિ–જે પોષણ–જે અનુભવની જરૂર હતી, તે તો જૂનું આપી ચૂકેલું છે, ત્યારે તેને શા માટે બાંધી રાખવું? અને તેને નવું બનવાની પહેલી તક શા માટે લૂંટી લેવી? તેણે આપણને મદદ, શક્તિ, પોષણ ને અનુભવ આપ્યો, તેણે પોતાનું સૌંદર્ય આપણને આપ્યું, તેણે પોતાની જુવાની આપણને આપી અને પછી પોતે વૃદ્ધ બનીને–જૂનું થઇને પોતાની મહેનતનું ઇનામ લેવા–નવું જીવન મેળવવા તે જવા નીકળ્યું, ત્યારે તેને કેદ કરવું એ શું ધર્મ છે? વિચાર તો કરી જુઓ કે એથી મોટું પાપ બીજું શું હોઈ શકે?

બંધુઓ ! કર્મને આપણા અહંભાવમાં બાંધી મૂકવાનો આપણને કાંઇ પણ હક નથી, તેને તો બ્રહ્માર્પણજ કરવાં જોઇએ અને તોજ આપણે સુખી થઇ શકીએ. કારણ કે જે કર્મોએ બીજું કોઇ પણ નહિ કરી શકે, તેવી આપણી સેવા કરેલી છે, તે કર્મોને આપણા અહંભાવમાં બાંધી રાખવાં અથવા તેને રખડતાં મૂકી દેવાં એના જેવું કૃતઘ્નીપણું બીજું કાંઇ પણ નથી. એ મહાન ઉપકારી જૂનાં કર્મોને જ્યારે આપણે ઇશ્વરને સોંપી શકીએ–બ્રહ્માર્પણ કરી શકીએ, ત્યારેજ આપણે તેના ઋણમાંથી મુક્ત થઇ શકીએ અને ત્યારેજ આપણે ઇશ્વરને વધારે સ્પષ્ટતાથી સમજી શકીએ. પણ એ બધું ભક્તિની મદદથીજ થઇ શકે છે; કારણ કે ભક્તિ વિના કર્મને ઇશ્વરાર્પણ કરવાનો રસ્તોજ મળતો નથી અને કદી કોઇ બીજી રીતે ભક્તિ વિના કર્મને ઇશ્વરાર્પણ કરવા ધારે, તો તે અર્પણને ઇશ્વર કબૂલ રાખતો નથી, કારણ કે આપણા મલિન હાથે નહિ, પણ ભક્તિના પવિત્ર હૃદયે અર્પણ થવું જોઇએ, તોજ તે અર્પણ સ્વીકારાય છે.

વસ્તુઓના સ્વભાવથી, જગતની રચનાથી, પ્રકૃતિના ધર્મથી, કુદરતના નિયમથી, પ્રાણીઓનાં કર્તવ્યથી અને આપણા પોતાના

જન્મ, ખોરાક તથા પોશાકથી સિદ્ધ થયેલું છે કે, જૂનું તજવુંજ જોઇએ, એટલુંજ નહિ પણ આપણા મરણથી પણ એજ સિદ્ધ થાય છે કે, જૂનું તજવુંજ જોઈએ. જગતની સર્વ પ્રજાઓ કોઇને કોઈ રીતે મુડદાંનો ત્યાગ કરે છે. જો એ ત્યાગ કરવામાં ન આવે તો કેટલી બધી ખરાબી થાય, એ સમજવું કાંઈ મુશ્કેલ નથી. એવીજ રીતે આપણાં થઇ ગયેલાં કર્મો પણ એક પ્રકારનાં શબરૂપ છે, માટે તેનો ત્યાગ કરવોજ જોઇએ. જો તેનો ત્યાગ કરવામાં ન આવે એટલે તેમાંથી અહંભાવ છોડાવવામાં ન આવે, તેને સાર્વજનિક બનાવવામાં ન આવે, તેને ઈશ્વરાર્પણ કરવામાં ન આવે, તો તે આપણી ખરાબીજ કરે છે. કારણ કે તે મુડદાંરૂપ છે માટે તેનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. મુડદાં એટલા માટે કે તેમાંથી જીવન ઊડી ગયેલું છે. તેનું જીવન–મદદ–શક્તિ પોષણ ને અનુભવ તે તો આપણે ચૂસી લીધેલું હોય છે, એટલે તે ખાલી ખોખાં જેવાં–શબ જેવાં છે. તેને પકડી રાખવાથી માત્ર દુર્ગંધીજ મળે છે; એટલે આપણો અહંભાવજ વધે છે અને તે ખોખાંને–શબને પકડી રાખવાથી નવું મેળવવાની તક ખોઇ દેવી પડે છે; કારણ કે, જૂનું તજ્યા વિના નવું મળી શકતું નથી, એ નિયમજ છે. એટલુંજ નહિ પણ એકજ વખતે જૂનું ને નવું બંને સાચવવાની આપણામાં શક્તિજ નથી એટલે શબને સાચવવા જતાં નવીન પ્રતિભાવાળાં, આપણી પાસે આવવાને તલપી રહેલાં મનોહર બચ્ચાંને તજી દેવાં પડે છે; કારણ કે પ્રકાશ અને અંધકાર બંને સાથે રહી શકે નહિ, તેમજ જૂનું ને નવું એટલે શબ અને સૌંદર્ય અથવા જીવન ને મૃત્યુ સાથે રહી શકે નહિ. માટે શબને જેમ બાળી અથવા દાટી દેવામાં આવે છે, તેમ કર્મના શબને પણ આપણા અહંભાવમાંથી તજી દેવું જોઇએ. એ તજી દેવાનું કામ આપણને બહુ કઠિન લાગે છે. પણ આપણી ઉન્નતિ માટે, આપણું જીવન સુધારવા માટે, ઈશ્વરને જાણવા માટે એ તજી દેવાની બહુજ જરૂર છે. આપણાં સગાંઓનાં મુડદાંને તજી દેવાની આપણે જેટલી ઉતાવળ કરીએ છીએ, તે કરતાં પણ આપણાં કામોનાં શબને તજી દેવાની આપણે વધારે ઉતાવળ કરવી જોઇએ; કારણ કે પ્રાણીઓનાં શબની દુર્ગંધીથી જેટલી ખરાબ અસર થાય છે, તે કરતાં આપણાં કર્મોનું શબ આપણા મનમાં રહેવાથી, તેની દુર્ગંધીથી એટલે આપણા અહંભાવથી પારમાર્થિક જીવનની વધારે ખરાબી થાય છે.

## ૪૪–ભક્તિની શી જરૂર છે?

ભક્તિની શી જરૂર છે? એ સવાલનો જવાબ આપણને અહીં મળે છે. અહીં આપણે સમજી શકીએ છીએ કે, ભક્તિ વિના અમૂલ્ય જિંદગી થોડી કિંમતની થઈ જાય છે; કારણ કે આપણે જોયું છે કે, ભક્તિ વિના શબને પકડી રાખવાં પડે છે, ભક્તિ વિના જૂનાં ઉપર ગુજારો કરવો પડે છે, ભક્તિ વિના નવું મેળવી શકાતું નથી. જે છોડ હજારો કીમતી દાણાઓથી લચી શકત, તે ભક્તિ વિના ઘાસના રૂપમાં રહી જાય છે. જે વસ્તુને–જે કર્મને સાર્વજનિક બનાવી શકાત, તેને ભક્તિ વિના માત્ર આપણાજ બની રહેવું પડે છે; ભક્તિની મદદથી જે કર્મોને ઈશ્વર સુધી પહોંચાડી શકત, તે કર્મોને ભક્તિ વિના આપણા અહંભાવની અંધારી કોટડીમાં કેદ થવું પડે છે અને ભક્તિના પ્રભાવથી મહાબળવાન થયેલાં કર્મો જે ફળ આપી શકત તથા તેથી આપણાં વિશાળ થયેલાં હૃદયમાં કુદરતનું જે સૌંદર્ય આવી શકત અને જે આનંદ મળી શકત તે વિનાકારણ ખોઇ દેવો પડે છે. ભાઇઓ! એ મહાન ફળ, એ કુદરતી સૌંદર્ય–એ અલૌકિક આનંદની કિંમત તમે સમજી શકો છો? એની સામે મૂકી શકાય અથવા એના બદલામાં લઇ શકાય, એવી કોઈ બીજી ચીજ દુનિયામાં છે કે? કહો કે, નહિજ, નહિજ.

### ભક્તિનું કુદરતીપણું

ભક્તિમાં તૃપ્તિ છે, તેથી સિદ્ધ થાય છે કે, ભક્તિ કુદરતી છે; કારણ કે બીજી કોઈ પણ વસ્તુમાં ભક્તિના જેવી તૃપ્તિ નથી. આપણે ગમે એટલાં કર્મ કરીએ, દુનિયામાં ગમે એટલા આગળ વધીએ અને હજારો જાતના કીમિયા તથા રસાયન જાણીએ અને કદી હજારો વરસનું આયુષ્ય ભોગવીએ, તોપણ અંતે ભક્તિ વિના બીજી કોઇ પણ ચીજથી આપણને તૃપ્તિ થતી નથી અને મરતી વખત ભક્તિ વિના બીજી કોઇ પણ ચીજ કોઈ પણ માણસને ખરો દિલાસો આપી શકતી નથી; તેથી સિદ્ધ થાય છે કે, ભક્તિ કુદરતી છે. ભક્તિ મનુષ્યના સ્વભાવની–મનુષ્યના બંધારણની–મનુષ્યની ઉત્પત્તિની સાથેજ છે. ક્રૂરમાં ક્રૂર–પાપીમાં પાપી અને અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્યમાં પણ સ્વાભાવિક રીતેજ કોઇ ને કોઇ

રૂપમાં ભક્તિનું દર્શન થાય છે, એથી પણ સિદ્ધ થાય છે કે, ભક્તિ કુદરતી છે.

## ભક્તિનો અર્થ

ધર્મને નામે ચાલતી બહારની અમુક ક્રિયાઓનું નામ ભક્તિ છે, એવો સાંકડો વિચાર છોડી દઈ, ભક્તિના મૂળસ્વરૂપ તરફ જઇએ તો સમજાય છે કે, ભક્તિ એટલે મનુષ્યમાં સ્વભાવથીજ રહેલી દૈવી વૃત્તિ; ભક્તિ એટલે ઉન્નતિ. ભક્તિ એટલે મનુષ્ય-સ્વભાવમાં કુદરતી રીતે રહેલી ઉચ્ચતા મેળવવાની ને આગળ વધવાની સ્વાભાવિક ઇચ્છા. ભક્તિ એટલે એકનું અનંતગણું થવું. ભક્તિ એટલે તૃપ્તિ. ભકિત એટલે મનુષ્યનું વિશ્રામસ્થાન. ભક્તિ એટલે સદ્‌ગુણોનો પ્રકાશ. ભકિત એટલે મનને કાબૂમાં રાખવું. ભક્તિ એટલે પ્રાણીઓ તરફની તથા દુનિયાદારીની ફરજ બજાવવી. ભકિત એટલે કુદરતને તેના સંપૂર્ણ ભવ્ય રૂપમાં જોવી. ભકિત એટલે ખરું સુખ અને ઈશ્વરને જાણવો, અનુભવવો તથા તેમાં તન્મય થવું તેનું નામ ભક્તિ છે. એજ જિંદગીનું કર્તવ્ય છે, એજ ઈશ્વરનો ઉદ્દેશ છે, એનુંજ નામ જિંદગીની સફળતા છે અને એજ આગળ જતાં મોક્ષના રૂપમાં એટલે ઈશ્વરના રૂપમાં બદલાઇ જાય છે. એથી સ્પષ્ટ થાય છે કે, ભક્તિ એ ઈશ્વરનું બીજું નામ છે. ટંકામાં આપણામાં જે ઈશ્વરી અંશ રહેલો છે, તેને તેના મૂળસ્વરૂપ તરફ જવા દેવો, તેનુંજ નામ ભક્તિ છે, ઈશ્વરી અંશનું-ઈશ્વરી ચૈતન્યનુંજ નામ ભક્તિ છે અને તે સર્વ-માં સર્વ સ્થળે સર્વદા રહેલું છે, એટલે ભક્તિ કુદરતી છે. આમ હોવાથી જેઓ ભક્તિનો અનાદર કરે છે-ઇનકાર કરે છે-ઉચ્છેદ કરે છે, તેઓ પોતાનાજ અંતઃકરણમાં જખમ કરે છે. તેઓ પોતાના આત્માને અંધકારમાં લઈ જાય છે. તેઓ કુદરતના નિય-મોની વિરુદ્ધ જાય છે અને તેઓ ઈશ્વરથી વિમુખ થાય છે.

બહારની અમુક ક્રિયાઓનું નામજ ભક્તિ છે, એમ માન-નારા ભક્તિના ખરા રહસ્યથી કેટલા બધા પછાત છે તથા જેઓ ભક્તિને ખાસ અમુક પ્રકારના ડોળદમાક ને ઠાઠમાઠવાળી સમજે છે, તેઓ પોતાને અને પોતાના મતવાળાઓને કેવા ખોટે રસ્તે દોરે છે તે અહીં સમજવાનું છે; એટલુંજ નહિ પણ ખરી ભક્તિ કેટલી બધી સરળ છે, કેટલી બધી મનોરંજક છે, કેવી સ્વા-ભાવિક છે અને તેનાં મૂળ કેટલાં બધાં ઊંડાં છે અને તેમ છતાં

પણ આપણે તેનો કેટલો થોડો લાભ લઇએ છીએ તે પણ વિચારવા જેવું છે.

આપણામાં રહેલી ભલી વાસનાઓનું અને તેના સદુપયોગનું નામજ ભક્તિ છે અને તે પ્રાણીમાત્રમાં કુદરતી છે. આપણી જિંદગીમાં જે તત્ત્વ છે, આપણા જીવનમાં જે અમૃત છે, આ સંસારમાં જે સ્વર્ગ છે, તે આપણા હૃદયની ભક્તિજ—એટલે દૈવી વૃત્તિજ છે. જુઓ એને આપણા જીવનમાંથી—આ સંસારમાંથી કાઢી મૂકીએ તો પછી પાપ અને અંધકાર વિના બીજું શું રહે? આ દુનિયાની હજારો આફતોની વચ્ચે આપણે રહી શકીએ છીએ, હજારો સંકલ્પ-વિકલ્પની વચ્ચે પણ કાંઇક સુખ ભોગવી શકીએ છીએ, હજારો દુઃખ દરદોની વચ્ચે પણ કાંઇક દિલાસો મેળવી શકીએ છીએ, હજારો આશાતૃષ્ણાની વચ્ચે પણ કાંઇક તૃપ્તિ અનુભવીએ છીએ અને પાછા પડતે પડતે પણ આગળ વધવાનાં કાંઇક તરફડિયાં મારી શકીએ છીએ, તે આપણી અને આપણા ભાઇબંધોની ભક્તિનોજ પ્રતાપ છે. જો આપણામાં અને આપણા ભાઇબંધોમાં ભક્તિ ન હોય તો આપણી હાલની સ્થિતિમાં એક ક્ષણ પણ આપણે રહી શકીએ નહિ. ભક્તિ વિના આપણી કેવી સ્થિતિ થાય એ ખ્યાલ કરવો પણ મુશ્કેલ ને ભયંકર છે. કારણ કે મનુષ્યમાં જે મનુષ્યત્વ છે, તેનુંજ બીજું નામ ભક્તિ છે અને જો એ મનુષ્યપણાનેજ કાઢી નાખવામાં આવે તો પછી મનુષ્યજ ક્યાંથી રહે?

ભક્તિ અનંતગણું ફળ આપે છે અને તે પોતે હંમેશ સુધી—અનંતકાળ સુધી રહે છે; તેને અમુક વખત સુધી ને અમુક હદ સુધી ઢાંકી દઈ શકાય, પણ કોઈ પણ રીતે તેનો નાશ કરી શકાતો નથી; તેથી પણ સિદ્ધ થાય છે કે ભક્તિ કુદરતી છે; કારણ કે એકનું અનંતગણું થવું અને નાશ નહિ પામવું એ કુદરતનો સ્વભાવ છે. એ ઈશ્વરી તત્ત્વ છે અને એ મહાન સત્ય છે. ભક્તિનાં આવાં વિશાળ સ્વરૂપોમાં ઈશ્વરની દયા પ્રત્યક્ષ દેખાય છે; કારણ કે જો ભક્તિનો નાશ કરી શકાતો હોત તો ઘણા જીવોને અનંતકાળ સુધી નરકમાં જવું પડત, પણ દયાળુ પ્રભુએ જીવો ઉપર દયા કરીને એમ કરેલું નથી, તેથી કોઇ પણ રસ્તે ફરી ફરીને જલદીથી કે મોડેથી પણ જીવ પ્રભુના રસ્તામાં આવી શકે છે માટેજ આર્યશાસ્ત્રનો સિદ્ધાંત છે કે, સ્વર્ગ કે નરક અનં-

તત્કાળનાં નથી, પણ જીવની કરણી પ્રમાણે અમુક મુદતને માટે છે.

આવી રીતે હોવાથી દરેક જીવો મોડાવહેલા ઉન્નતિના રસ્તામાં આવી શકે છે અને તે આપણાં હૃદયમાં સ્વાભાવિક રીતેજ રહેલી ભક્તિનો પ્રતાપ છે. આવી અલૌકિક શક્તિવાળી ભક્તિને બહારની વસ્તુ સમજવી, નકામી સમજવી અથવા સાધારણ સમજવી, એ મોટામાં મોટી ભૂલ છે. ભક્તિને બહારની વસ્તુ માનનારા પોતે પોતાની કિંમત ઘટાડી નાખે છે. ભક્તિ કે જે આપણા હૃદયનું ધન છે, આપણી જિંદગીની ઉત્તમ અભિલાષા છે, આપણા આત્માની શાંતિ છે અને આપણામાં રહેલી ઈશ્વરી કૃપા છે, તેને બહારની વસ્તુ સમજવી, એ આપણું તત્ત્વ આપણે હાથે કરીને ગુમાવી નાખવા જેવું છે. જે કીમતી મિલકત આપણી પોતાની છે, તે અમારી નથી, એમ કહી તેનો ભોગવટો છોડી દઈ વિનાકારણ તેનો તિરસ્કાર કરી, છતાં સાધનોએ આપણે દરીદ્ર રહેવા જેવું છે. જેમ કર્મ ઈશ્વરમાંથી ઉત્પન્ન થયેલાં છે, તેમ ભક્તિ પણ આત્માની સાથેજ રહેલી છે, એટલે કર્મને તથા ભક્તિને જુદાં પાડી શકાય અથવા તેનો નાશ કરી શકાય તેમ નથી. માટેજ મહાત્માઓએ કહેલું છે કે, કામ કરવું એ દેવ પૂજવા બરોબર–ભક્તિ કરવા બરોબર છે. પ્રભુએ પણ કહેલું છે કે, માણસો પોતપોતાનાં કર્મ રૂડી રીતે કરીને પ્રભુને અર્પણ કરે ત્યારે તે સિદ્ધિ પામે છે. પણ સારામાં સારાં ને વધારેમાં વધારે કર્મો કરવાં અને તેને ઈશ્વરને અર્પણ કરવાં, એ ભક્તિથીજ બની શકે છે. કર્મો કેમ સિદ્ધિ આપી શકે છે અને મહાત્માઓ કહે છે તેમ, ભક્તિથી ખંજરો પીંછાંનાં રૂપમાં કેમ ફેરવાઇ જાય છે, તે સમજવા માટે આપણે કોશિશ કરવી જોઇએ.

## ભક્તિ વિનાનાં કર્મોનું સ્વરૂપ

આપણે કરેલાં કર્મો જ્યાંસુધી ભક્તિમાન હૃદયથી એટલે ઉચ્ચ ભાવનાથી થયાં ન હોય, ફરજ બજાવવાને ખાતર–એટલે ઈશ્વરને માટે થયાં ન હોય અને તેને સાર્વજનિક બનાવ્યાં ન હોય એટલે બ્રહ્માર્પણ કર્યાં ન હોય, તેવાં આપણા અહંભાવમાં, આપણા અંગત તરીકેજ રહેલાં કર્મો ખંજરરૂપ છે, તલવારના અણીદાર કટકા જેવાં છે; ભાલાનાં ફળાં જેવાં છે. બાણની અણી જેવાં છે. એ અણી જ્યાં ભોંકાયેલી રહે ત્યાં દુઃખજ થાય છે. આપણાં કર્મોનું ઉત્પત્તિસ્થાન આપણું મનજ છે એટલે આપણાં કર્મોની

અણી આપણા મનમાંજ ખૂંચેલી રહે છે અને તેથીજ આપણે દુઃખ પામીએ છીએ. વળી એ કર્મો ખંજરની અણી જેવાં છે, એટલુંજ નહિ પણ ખંજરના જેવાં વજનદાર છે, એટલે તે પોતાના વજનથી આપણને ફરજિયાત નીચે રાખે છે. આપણે ઊંચે ઊડવા ઇચ્છીએ છીએ, પણ એ કર્મો પોતાના ભારે વજનથી આપણને ઊંચે ઊડવા દેતાં નથી. એ સિવાય બીજું એ પણ સમજવાનું છે કે, તે અણીદાર ને વજનદાર કર્મો જૂનાં થયેલાં છે, એટલે કટાઇ ગયેલાં છે ને તેથી કાળાં દેખાય છે. કાળું એ અંધકાર છે અને અંધકાર કાંઈ પ્રકાશ આપી શકતો નથી, એટલે આપણાં એ જૂનાં કર્મો આપણને અથવા આપણા બંધુઓને પ્રકાશ આપી શકતાં નથી.

આપણે કરેલાં કર્મોને આપણા અહંભાવમાં રાખવાથી આવી રીતે તે આપણનેજ બોજારૂપ થઇ પડે છે, આપણનેજ ડુબાડનારાં થઇ પડે છે. તેથી સમજાય છે કે, કર્મો એ હથિયાર જેવાં છે. તે આપણા બચાવ અર્થે વપરાય છે, પણ જો કોઈ મૂર્ખ ધારે તો તેથી પોતાનો નાશ પણ કરી શકે છે. આવાં વિચિત્ર ગતિવાળાં કર્મોને કેમ સુધારવાં, એજ ખરેખરું વિચારવા જેવું છે. કારણ કે એને સુધારવા ઉપરજ આપણાં સુખદુઃખનો–તરવાબૂડવાનો આધાર છે. એ આપણાં કર્મોથીજ આપણે સ્વર્ગ કે નરક મેળવવાનાં છીએ. માટે એ કર્મોરૂપી ખંજરનાં પીંછાં કેમ બનાવી શકાય તે સમજવા આપણે યત્ન કરવો જોઇએ.

મહાત્માઓ કહે છે કે, ભક્તિ એ રસાયન છે. ભક્તિ એ સંસારસાગર તરવાનો કીમિયો છે. ભક્તિ એ પારસમણિ છે. તે લોખંડનું સોનું કરી દે છે. પ્રભુએ પણ કહેલું છે કેઃ—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ गी. ९-३० ॥

અર્થઃ—બહુ ખરાબ ચાલનો માણસ હોય તે પણ જો અનન્ય ચિત્તવાળો થઇને મને ભજે તો તેને શ્રેષ્ઠ માનવો, કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો છે.

ભાઇ, પારસમણિથી તો માત્ર લોખંડનું સોનુંજ બને છે, પણ ભક્તિથી તો નરકનું સ્વર્ગ બની જાય છે. પ્રભુની દયા તો જુઓ! ભક્તિનો મહિમા તો જુઓ! અતિ પાપી માણસો પણ ભક્તિથી શ્રેષ્ઠ બની જાય છે એ કાંઈ થોડી વાત છે? પણ એટલાથી

પ્રભુને તૃપ્તિ થતી નથી. તેની કૃપાનો પ્રવાહ તો આગળનો આગળ વધતો જાય છે. પ્રભુ કહે છે કેઃ—

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ गी. ९-३१ ॥

અર્થઃ-તે ( એવો પાપી માણસ પણ ) તરતજ ધર્માત્મા થાય છે અને હંમેશની શાંતિ પામે છે. હે અર્જુન ! તું પ્રતિજ્ઞા કરજે કે મારા ભક્તનો નાશ થતો નથી.

ભક્તિનું રહસ્ય તો જુઓ ! આ કરતાં વધારે બીજું આપણને શું જોઇએ ? પ્રભુની દયા તો જુઓ ! પાપીઓને માટે પણ ખુદ પ્રભુની આવી જામીનગીરી માત્ર જામીનગીરીજ નહિ, પણ માફીપત્ર ! અતિ ઉદાર મહાન પવિત્ર આર્યધર્મ સિવાય દુનિયાનો બીજો કયો ધર્મ પાપીઓને આવું ખુલ્લું માફીપત્ર આપે છે ? અને ભક્તિ સિવાય બીજું કયું સાધન આવા અતિ પાપીઓને તારણ અપાવી શકે છે ? ભક્તિ પાપીઓને ધર્માત્મા બનાવી દે છે, નારકીયને સ્વર્ગીય બનાવી દે છે, દુઃખને સુખના રૂપમાં ફેરવી નાખે છે અને મૃત્યુનો ભય મટાડી તેને જીવનના રૂપમાં બદલી નાખે છે. એ કરતાં વધારે સરસ કીમિયો આ અસાર સંસારમાં બીજો શો હોઇ શકે ?

પ્રભુ અર્જુનને કહે છે કે, તું પ્રતિજ્ઞા કરજે કે, ' न मे भक्तः प्रणश्यति ' મારા ભક્તનો નાશ થતોજ નથી. આ કરતાં વધારે સરસ જામીનગીરી બીજી આપણને શું જોઇએ ? અને તોપણ એ કરતાં પણ વધારે જામીનગીરી પ્રભુ આપણને આપે છે. તે કહે છે કેઃ-

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामैवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ गी. १८-६५ ॥

અર્થઃ-તું મને વહાલો છે, માટે પ્રતિજ્ઞા લઇને સત્ય કહું છું કે, મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું પૂજન કર અને મને નમસ્કાર કર, એટલે તું મનેજ પામીશ.

પ્રભુ કહે છે કે, મારા ભકતો મને વહાલા છે, માટે હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે, તેઓ મને પામશેજ. આ શું ઇશ્વરની થોડી દયા છે ? ને આ શું ભક્તિનું ઓછું માહાત્મ્ય છે ? ઇશ્વર પોતે પ્રતિજ્ઞા લઇને કહે છે કે, મારા ભક્તને હું મળીશજ, પણ તે ભક્તિથીજ. જે

ભક્તિ સાક્ષાત્ ઈશ્વરને મેળવી આપે છે, તે ભક્તિ શું આપણાં ખંજરને–આપણાં કર્મોને પીંછાંના રૂપમાં ફેરવી નહિ શકે?

## ખંજરનાં પીંછાં કેમ બની જાય છે?

કર્મોરૂપી ખંજરને ભક્તિ પીંછાંના રૂપમાં કેવી રીતે ફેરવી નાખે છે, તેને માટે મહારાજે મને કહેલું છે કે, કર્મોને બ્રહ્માર્પણ કરવાથી તેનો બોજો આપણી ઉપરથી ઊતરી જાય છે, તેથી તેનો ભાર આપણને લાગતો નથી. એટલે કે મેં કર્યું, મેં કર્યું, એવા અભિમાનમાં કચરાઇ મરવું પડતું નથી. બીજું માત્ર આપણા સ્વાર્થને ખાતરજ નહિ, પણ ફરજને ખાતર ફરજ બજાવ્યાથી એટલે કે ઈશ્વરને અર્થેજ કર્મ કરવાથી ધારવાળાં કર્મની ધારની રુવાંટી બની જાય છે. મતલબ કે, તેમાં જે અપૂર્ણતા હોય, તે પ્રભુ પૂર્ણ કરી દે છે. અપૂર્ણતા એ ધાર છે; કારણ કે તેમાં દોષ છે અને પૂર્ણતા એ નરમ મખમલી રુવાંટી કરતાં પણ વધારે સરસ છે કારણ કે તેમાં સમાપ્તિ છે. ત્રીજું, ઘણામાં ઘણાં કર્મો કરવાં એ પ્રકાશિતપણું છે અને પોતાની શક્તિના પ્રમાણમાં ઓછાં કર્મો કરવાં એ અંધકાર છે; કારણ કે થોડાં કર્મો કરવાથી એટલે કે આપણી ઓછી શક્તિ ખર્ચવાથી આપણાં કર્મો ઉપરનો કાટ ઘસાતો નથી, પણ વધારે શક્તિ ખર્ચવાથી એટલે કે વધારે કર્મો કરવાથી તે કાટ ઘસાય છે, એટલે કર્મો ઉજ્જવળ દેખાય છે. બીજું એ કે આપણી શક્તિના પ્રમાણમાં થોડાં કર્મો કરીએ તો તે અંધારી ગુફા જેવું છે; કારણ કે તે કર્મો આપણામાંજ રહે છે એટલે કે તેની અસર આપણા મનમાં ને આપણા ઘરમાંજ રહે છે; પણ જો વધારેમાં વધારે કર્મ કર્યાં હોય તો તેની અસર બહુ દૂર સુધી પહોંચી શકે છે એટલે તે પ્રકાશિત થાય છે અને ચોથું એ કે, કર્મોને સાર્વજનિક બનાવ્યાથી એટલે કે પરમાર્થ માટે કર્મ કરવાથી તેની અણી બૂઠી થાય છે. માત્ર પોતાને ખાતરજ કર્યાં હોય, તે કર્મો અણીદાર હોય છે, કારણ કે તે આપણા સ્વાર્થને માટે થયેલાં હોય છે અને આપણા અહંભાવમાંથી થયેલાં હોય છે; એટલુંજ નહિ પણ તે ઉમદા હેતુ વિના અને ઈશ્વરી આવેશ વિના થયેલાં હોય છે, માટે તે અણીદાર હોય છે, પણ જે કર્મો પરમાર્થને ખાતર થાય છે, જે કર્મો સાર્વજનિક હોય છે, તેમાં ઉમદા હેતુ હોય છે. પ્રભુને સાથે રાખીને એવાં કર્મો થાય છે, માટે તેની અણી બૂઠી ગોળાકારથઇ જાય છે. માત્ર બૂઠી ને ગોળાકારજ નહિ,

પણ તે ચળકતી ને લીસી થઇ જાય છે; કારણ કે આપણે માટે થયેલાં કર્મોને માત્ર આપણોજ ઘસારો લાગે છે. તે એટલાજ ઘસારાથી કાંઇ તેની ઉપરનો કાટ દૂર થઇ શકે નહિ, પણ પરમાર્થ માટે થયેલાં કર્મો ઉપર તો હજારો ને લાખો જણ તરફથી ઘસારો લાગતો રહે છે, એટલે તેની અણી બૂઠી થઇને સદૈવ લીસી ને ચળકતી રહે છે.

## સાપમાંથી દોરડાં કેમ બની જાય છે?

બાઈ! મહારાજ કહે છે કે, આવી રીતે તલવારના કટકાનાં પીંછાં બની જાય છે, આવી રીતે બંધનકારક કર્મો મોક્ષદાયક થઈ જાય છે, પણ તે શાથી? ભક્તિથીજ. આવી રીતે કર્મોના સાપને દોરડાં બનાવવાનો ભક્તિ વિના બીજો કોઇ પણ ઉપાય નથી, ભક્તિથીજ કર્મોને બ્રહ્માર્પણ કરી શકાય, ભક્તિથીજ કર્તવ્ય બજાવી શકાય; એટલે કે પ્રભુ અર્થેજ કર્મ થઈ શકે. ભક્તિથીજ ઘણાંમાં ઘણાં કર્મો થઇ શકે અને ભક્તિથીજ પરમાર્થનાં કામો થઈ શકે, મધુરી ભક્તિની મદદ વિના આ બધું આપણે કેમ કરી શકીએ? ભક્તિના ભય વિના ચંચળવૃત્તિનાં માણસોથી આવાં પવિત્ર કર્મો કેમ થઈ શકે? ભક્તિ વિના તે નજ બને અને જ્યાંસુધી એમ ન બને ત્યાંસુધી ઉત્તમતા કેમ અનુભવી શકાય? ત્યાંસુધી જિંદગીમાં અમૃત કેમ આવી શકે? ત્યાંસુધી વ્યવહારમાં શાંતિ કેમ ભોગવી શકાય? અને ત્યાંસુધી સંસારમાં સ્વર્ગ કેમ અનુભવી શકાય? એ બધું થવા માટે તો જરૂર ભક્તિ જોઇએજ. તેને લેવા માટે કાંઇ દૂર જવું પડે તેમ નથી, તે તો આપણા હૃદયનુંજ ધન છે. કૃપાળુ પ્રભુએ આપણી ઉપર કૃપા કરીને આપણા હૃદયમાંજ તેને ભરી મૂકેલી છે. હવે તો તેને તેના ખરા રૂપમાં સમજવી અને જિંદગીમાં અનુભવવી એજ આપણું કામ છે.

---

## ૪૫–ભક્તિનું સ્વરૂપ–ભક્તિ શામાં છે?

બાઇ, આ રહસ્ય સમજાવ્યા પછી મને મહારાજે પૂછ્યું કે, કેમ બેટી, તું શું સમજી? મેં કહ્યું કે, મહારાજ, ભક્તિથી કર્મો સુધરી શકે છે, માટે જેમ બને તેમ ભક્તિ કરવી જોઇએ, મહારાજે કહ્યું, એ તો બરાબર છે, પણ તારાં જેવાં રસ્તે પડેલાંઓને એટલુંજ જાણવું બસ નથી. કર્મ અને ભક્તિ જુદાં જુદાં છે, એમ વ્યાવહારિક લોકો માને તો ભલે, પણ તારાથી એમ મનાય નહિ. તારે તો સમજવું જોઈએ કે, ઉત્તમમાં ઉત્તમ હેતુ રાખીને લાંબા-

માં લાંબી નજર પહોંચાડીને સારામાં સારાં ને ઘણામાં ઘણાં કામો કરવાં અને તે પ્રભુને અર્પણ કરવાં તેનુંજ નામ ભક્તિ છે. માત્ર મંદિરમાં જઇને લૂખુંલૂખું પગે લાગી આવવું તેનુંજ નામ ભક્તિ નથી, પણ જિંદગી સુધારવી તેનું નામ ભક્તિ છે. મંદિરના ઘંટા હલાવવા તેનું નામ ભક્તિ નથી, પણ દુઃખીઓની સેવા કરવી તેનું નામ ભક્તિ છે. ઠાકોરજીના પ્રસાદ ઉડાવવા તેનું નામ ભક્તિ નથી, પણ બીજાંઓને પ્રસાદ આપવા તેનું નામ ભક્તિ છે. ડોળદમાક ને ટીલાંટપકાંમાં ભક્તિ નથી, પણ અંતરની શુભેચ્છામાં ભક્તિ છે. છાંટાથી છોવાઇ જવામાં ભક્તિ નથી, પણ ભ્રાતૃભાવમાં ભક્તિ છે. વારે વારે નહવા–ધોવામાં ભક્તિ નથી, પણ હૃદયની સરળતામાં ભક્તિ છે અને માત્ર કીર્તન ગાવામાંજ ભક્તિ નથી, પણ જે ગાવું તે પ્રમાણે વર્તવામાં ભક્તિ છે. આપણા લોકો આવી રીતે બહારનાં સાધનોમાં ભક્તિ સમજે છે, પણ હવે ભક્તિનો એ યુગ બદલાઇ ગયો છે; કારણ કે હાલમાં તો કળિયુગ ચાલે છે અને આપણાં શાસ્ત્રોમાં લખેલું છે કે, કળિયુગમાં લોકો અસલની નવધા ભક્તિના નિયમો પાળી શકશે નહિ. તેથી દયાળુ પ્રભુએ આપણી ઉપર દયા કરીને આ યુગમાં ભક્તિનું એવું સ્વરૂપ બાંધ્યું છે કે, ભ્રાતૃભાવ અને દેશસેવામાંજ ખરી ભક્તિ છે.

એ સિવાયની ભક્તિ તે હાલના યુગમાં કનિષ્ઠ પ્રકારની છે કારણ કે ભ્રાતૃભાવ અને દેશસેવા સિવાય જે ભક્તિ તે મોળી ભક્તિ છે, તે પુરુષાર્થ વિનાની ભક્તિ છે, તે પરાધીન ભક્તિ છે, તે તૂટેલાં અંગવાળી ભક્તિ છે અને તે તત્ત્વહીન ભક્તિ છે; કારણ કે એવી ભક્તિમાં ડોળ વધારે હોય છે, પણ દુનિયામાં અસર કરી શકે તેવું કામ બહુ થોડું હોય છે, તેથીજ તે ભક્તિ હાલના યુગમાં કનિષ્ઠ થઇ પડેલી છે; કારણ કે આ યુગ નિવૃત્તિનો નહિ પણ પ્રવૃત્તિનો છે. માટે આપણી ભક્તિ પણ પ્રવૃત્તિવાળીજ હોવી જોઇએ. આજ દિવસ સુધીના આપણા અને દુનિયાના અનુભવે પણ આપણને શીખવેલું છે કે, હવે આપણી ભક્તિને ભ્રાતૃભાવમાં અને દેશસેવામાં ફેરવી નાખીએ તોજ આપણું કલ્યાણ થઇ શકે, કારણ કે હવે જમાનો બદલાઇ ગયો છે.

## આપણી અસલી ભક્તિ

અસલના યુગમાં એ આગલી ભક્તિ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ને સર્વમાન્ય હતી. તેનું કારણ એજ છે કે, એ વખતના લોકોમાં આપણે ખ્યાલ

પણ ન કરી શકીએ એટલી બધી સાત્ત્વિક શ્રદ્ધા હતી. શ્રદ્ધા એ ભક્તિનું જીવન છે. એ જીવન આજે આપણામાંથી ઊડી ગયું છે અને જો કાંઇ જરાતરા રહ્યું હોય તો તે આંધળું અને મરણ-તુલ્ય સ્થિતિમાં પથારીએ પડેલા જેવું છે. માટે એ અસલી ભક્તિ હાલના યુગમાં ખાલી ખોખા જેવી–શબ જેવી અને સાપ ગયા ને લિસોટા રહી ગયા જેવીજ થઇ પડેલી છે. તેથી હાલમાં આપણે અસલી રીત મુજબની જે ભક્તિ કરીએ તે માત્ર એક જાતની દેખાદેખી છે. કાંઇક કરવુંજ જોઇએ, એવાજ ભાવથી તે થાય છે. એવી રીતે કરવાથી દુનિયામાં આપણે સારા લાગીએ, એમ સમ-સમજીને તે થાય છે. મહાત્માઓ કહી ગયા છે માટે તેમાં કાંઈક તત્ત્વ હશે, એમ મનને સમજાવીને પરાણે પરાણે કાંઇક કાંઇક કરીએ છીએ. કેટલુંક દેશાચાર–કુલાચારને લીધે અને કેટલુંક ચાલતી આવેલી રૂઢિને આધીન થઇને કરીએ છીએ. કેટલીક બાબતોના આપણા માબાપ તરફથી બાળપણમાં આપાણા દિલ-માં અધૂરા અધૂરા સંસ્કાર પડી ગયેલા હોય છે તેથી કરીએ છીએ અને જૂની ભક્તિની કેટલીક રીતો આપણને વંશપરંપરા-ના વારસા તરીકે મળેલી હોય છે, તેથી તે પાળીએ છીએ. આ-પણી અસલી ભક્તિની હાલમાં આવી ચૈતન્ય વિનાની સ્થિતિ છે, માટે તે કનિષ્ઠ પ્રકારની છે; કારણ કે જે ભક્તિથી આપણે પ્રભુને પામવો છે, તે ભક્તિ કાંઇ આવી મોળી, માલ વિનાની ને ફરજ પડયા વિના થાય નહિ તેવી જોઇએ નહિ, પણ એ ભક્તિ તો હૃદયના ઉમળકાથી–ખરેખરા બળથી ને બહુજ આનંદથી થાય તેવી હોવી જોઇએ.

બેટી, ભક્તિથી શું થવું જોઇએ, તે તને ખબર છે ? ભક્તિથી હૃદયમાં શાંતિ આવવી જોઇએ. ભક્તિથી અલૌલિક માનસિક આ-નંદ વ્યાપી જવો જોઇએ. ભક્તિથી અંતરનાં પાપો બળી જવાં જોઇએ. ભક્તિથી સર્વત્ર સમદૃષ્ટિ થઈ જવી જોઇએ. ભક્તિથી જિંદ-ગી સુધરવી જોઇએ અને જે દેવની ભક્તિ કરતા હોઇએ, તે દેવ-માંજ આપણાં સર્વ સુખો આવી જવાં જોઇએ. તે દેવ સિવાય બીજે કયાંય પણ આપણી દૃષ્ટિ નહિજ જવી જોઇએ. આપણાં સર્વ કામોમાં ખુલ્લી રીતે તે દેવની મદદ દેખાવી જોઇએ અને તે દેવની ઇચ્છામાંજ આપણી ઇચ્છાઓ આવી જવી જોઇએ. આપણે તો તેને અર્પણુજ થઇ જવું જોઇએ તથા આપણે આપણાપણુંજ

ભૂલી જવું જોઇએ. જ્યારે આમ થાય ત્યારેજ તેનું નામ ભક્તિ છે. બેટી, કેટલાં બધાં વરસો થયાં તું રમકડાં રમાડ્યા કરે છે અને એ રમકડાંને ભક્તિ માન્યા કરે છે; પણ તારી એ ભક્તિથી આમાનું એક પણ લક્ષણ કદી પણ તારામાં આવ્યું છે કે? નહિજ; કારણ કે ભક્તિનું જીવન જે શ્રદ્ધા છે, તે આજે આપણામાં નથી. આપણામાં નથી એમજ નહિ, પણ હાલના યુગમાંજ તે પૂર્ણતાથી નથી. માટેજ ત્રિકાળજ્ઞાની ઋષિઓ કહી ગયા છે કે, સતયુગની ભક્તિ કળિયુગમાં ચાલી શકશે નહિ.

તે ભક્તિથી દેવતાઓ ફળ આપશે નહિ; કારણ કે એ જીવન વિનાની–ચૈતન્ય વિનાની ભક્તિ છે. એ ભક્તિ એકડા વિનાના મીંડા જેવી છે, એમ આપણે આપણા અનુભવથી પણ સમજી શકીએ છીએ. એકડા વિનાના મીંડાની કિંમત મીંડુંજ છે, માટેજ અસલી ભક્તિ આપણને ફળીભૂત થઇ શકતી નથી. આમ છે માટેજ આ કળિયુગમાં આપણને ભ્રાતૃભાવની અને દેશ-સેવાની ભક્તિ આપવામાં આવેલી છે. કારણ કે આપણી ચંચળ થઇ ગયેલી વૃત્તિને એજ ભક્તિ અનુકૂળ છે. એટલુંજ નહિ પણ આપણા દુઃખી થતા બંધુઓને તથા પાયમાલ થતા જતા દેશને પણ એ ભક્તિ અનુકૂળ છે. એ ભક્તિથીજ આપણા દેશની તથા આપણા આત્માની જલદી ઉન્નતિ થઇ શકે તેમ છે. આ માત્ર કલ્પનાની વાતો નથી, પણ મહાત્માઓની અનુભવસિદ્ધ બાબત છે અને આપણે પણ મોટી ફિલસૂફી વિના માત્ર સાદી સમજથી-જ તે સમજી શકીએ તેમ છીએ. બહાર શા માટે જવું જોઇએ? તારી પોતાનીજ વૃત્તિ તું તપાસ.

## જૂની ને નવી ભક્તિની સરખામણી

આપણી અસલી ભક્તિ જેને ભક્ત કહે છે, તે રાખ ચોળેલા, મોટા ચીપિયાવાળા ને બેંસભડકામણાં ટીલાંવાળા, અડંગો, લગાવી બેઠેલા બાવાને નમવાનું તને મન થશે કે નવીન શોધ કરવાવાળા કોઇ દેશી–પરદેશી વિદ્વાનને માન આપવાનું મન થશે? તારી અસલી ભક્તિ તો તને એમ કહે છે કે, એ મૂર્ખ–લઠ્ઠ બાવાને તું નમ. માત્ર એટલુંજ નથી કહેતી, પણ તે તો એમ પણ કહે છે કે, એ શોધક તો પરદેશી છે. એ તો મ્લેચ્છ છે. તેનું મોં જોવું એમાં પણ પાપ છે. હવે તું શું કરીશ? તારું અંતઃકરણ તને શું કહે છે? તારું અંતઃકરણ તને એમ કહે છે કે, એ પરદેશી વિદ્વાન

શોધકને તું માન આપ અને એ મૂર્ખ બાવાને—એ ઢોંગી ભક્તને સમજાવીને અને ન સમજે તો ફરજ પાડીને પણ કાંઇક સારા રસ્તામાં મૂક. હવે તું કોનું કહ્યું કરીશ? તારી અસલી ભક્તિનું કે તારા અંતઃકરણનું? બેટી, ચાલતી આવેલી રૂઢિના કરતાં અંતઃકરણ જે કહે તે વધારે સાચું છે; કારણ કે તેમાં અંતર્યામી રહેલો છે. તારું અંતર જે તને કહે છે તેજ ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિ પણ તને કહે છે. માટે આ યુગમાં એજ ધર્મ સાચો છે. એ નવીન ધર્મ હોય તોપણ તે પાળવા યોગ્ય છે; કારણ કે તે અંતરની પ્રેરણા પ્રમાણેનો ધર્મ છે, એટલે તે ભગવદ્દઇચ્છા મુજબનો ધર્મ છે.

---

## ૪૬—દરેક જમાનાના ધર્મ જુદા જુદા હોય છે

બેટી, આ ધર્મ તારે માટે છે અને તારા જેવાં બીજાં આગળ વધેલાંઓને માટે છે, પણ તે સર્વને માટે નથી. હાલના લોકો દરેક ચીજ સર્વને માટે માગે છે, પણ આપણાં શાસ્ત્રો અધિકારને જુએ છે અને સૌ સૌનો અધિકાર જુદો જુદો હોય છે, એમ હોવાથી તારો જે ધર્મ છે, તે બીજાંઓને કદાચ અધર્મ પણ થઇ પડે અને બીજાંઓનો ધર્મ વખતે તને પણ પાપરૂપ થઇ પડે. આવી રીતે હોવાથીજ પ્રભુએ કર્મોને ગહન ગતિવાળાં કહેલાં છે. એ ગહન ગતિવાળાં કર્મોને સહેલાં બનાવવાનો અને પોતાનો અધિકાર સમજવાનો ઉત્તમમાં ઉત્તમ ને સહેલામાં સહેલો રસ્તો એજ છે કે, ભગવદ્દઇચ્છાને આધીન થવું, એટલે કે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું.

અધિકારના ભેદને લીધેજ અસલના ઋષિઓને જે ભક્તિથી તૃપ્તિ મળતી હતી, તે ભક્તિથી આજે આપણને શાંતિ મળી શકતી નથી. ભક્તિનાં બહારનાં રૂપ તો એનાં એજ છે, પણ અંતર જુદાં છે. તેઓનાં હૃદયમાં પ્રેમનું ને વિશ્વાસનું જે તત્ત્વ હતું તે આપણાં હૃદયમાં નથી. માટે તેઓને જે ભક્તિ સર્વોત્તમ ફળ આપી શકી તે ભક્તિ આપણને કાંઇ પણ ફળ આપી શકતી નથી. આમાં ભક્તિનો વાંક નથી, પણ દેશકાળ અને લોકોની સ્થિતિ તથા રીતરિવાજનો વાંક છે. બેટી, એ પણ યાદ રાખજે કે, દરેક જમાનાના ધર્મ જુદા જુદા હોય છે; કારણ કે દરેક જમાનો—દરેક

યુગ પોતાની સાથે પોતાના આચારવિચાર ને રીતરિવાજ લેતો આવે છે. એમ હોવાથી એકના એક રીતરિવાજ કાંઇ દરેક યુગમાં ચાલી શકે નહિ.

## હાલના અને અસલના જમાનાની સરખામણી

બેટી, તું વિચાર કરી જો કે અસલના લોકોને કેટલા બધા પ્રકારની સગવડતા હતી. અનાજની તેઓને બિલકુલ પીડા નહોતી. કપડાંનું ને મુસાફરીનું તેઓને બહુ ઓછું ખર્ચ હતું. તેઓની આજના જેવી નાજુક તબિયત નહોતી. જગ્યાની તેઓને તંગી નહોતી. રાજ્યની તેઓને પૂરેપૂરી મદદ હતી. નવો ધંધો તેઓને શીખવો પડતો નહોતો. બાપદાદાનો ધંધોજ તેઓ ચલાવતા હતા. તેઓના બીજા કોઇ હરીફ નહોતા. તેઓને લખલૂટ ઉડાઉ ખરચો કરવાના હાલના જેટલા પ્રસંગો નહોતા. તેઓને ટાઇમની દરકાર નહોતી. એ વખતે દેશમાં એટલી ગરીબાઇ નહોતી. એ વખતે લોકોમાં કુસંપ નહોતો. એ વખતે લોકોમાં આટલું પ્રપંચીપણું નહોતું. એ વખતે રાજ્યના આજના જેટલા ભારે કર નહોતા. ત્યારે હાલના જેવા કાયદાઓ નહોતા. ત્યારે તેઓને પરદેશીઓનો સંગ નહોતો. ત્યારે તેઓને આજના જેવી છૂટાપણાની કેળવણી મળતી નહોતી. ત્યારે દેશમાં એટલા બધા નવા નવા ધર્મો ને પંથો નહોતા. ત્યારે લોકો છાંટાથી છોવાઇ જતા નહોતા અને ત્યારે તેઓની હાજતો બહુજ ટૂંકી હતી, એટલે તેઓનું બધું રીતસર ચાલતું હતું; પણ આજે એવો વખત નથી. આજે તો લોકોને મમનાય વાંધા છે. આજે ધંધાનાં ઠેકાણાં નથી. આજે બાપદાદાનાજ ધંધાને લોકો વળગી રહી શકે તેવો વખત નથી; કારણ કે તું જો કે અસલના બ્રાહ્મણોનો નિભાવ ગામના લોકો ઉપર ચાલતો હતો, પણ આજે આપણા સુધરેલાઓ તે બાપડાઓને પોતાને હાથે મૂઠી ભરીને ચોખા આપે એમ પણ છે કે? અસલના દરજીઓને તેઓની સોય રોજી આપી રહેતી. તેઓને સિંગરના સંચાની કાંઇ ફિકર હતી કે? અને તેઓની સામે ફિરંગી દરજીઓ હરીફ હતા કે? અસલના વણકરોની સામે મૅન્ચેસ્ટરની મિલો હતી કે? અસલના લુહારની સામે શેફિલ્ડનાં કારખાનાં હતાં કે? અસલના હજામોની સામે પોતાને હાથે પોતાની હજામત કરનારા શેઠિયાઓ હતા કે? અસલના ખેડૂતોની સામે ચાના બગીચા અને બીટની ખાંડ હતી કે? અસલના બ્રાહ્મ-

ણોની સામે પાદરીઓ હતા કે? અસલના ક્ષત્રિયોની સામે ક્રપની તોપો ને ડિનેમાઈટ હતાં કે? અસલના ઘોડાઓની સામે ઑસ્ટ્રેલિયન ઘોડાઓ હતા કે? અસલની ગાયોનાં દૂધની સામે સ્વિટ્ઝર્લૅંડના દૂધના ડબા હતા કે? અસલના ધોબીઓની સામે કપડાં ધોવાના સંચાઓ હતા કે? અસલના કુંભારની સામે ચિનાઈ ને કાચનાં વાસણો હતાં કે? અસલના સુતારની સામે યુરોપિયન એન્જિનિયરો હતા કે? અને અસલના વાણિયાઓનું કામ વેપાર કરવાનું હતું, તેઓની સામે બીજા કોઈ વેપારી નહોતા. આજે અંગ્રેજો અને જર્મન વેપારીઓની સામે ગરીબ બાપડા વાણિયાઓનો કોણ ભાવ પૂછે છે? જ્યાં જોઇએ ત્યાં આપણા દેશના દરેક ધંધાના હાલના વખતમાં બાર વાગી ગયેલા છે. આપણા ઋષિઓને ચોવીસ કલાકમાં એક વખત મૂઠીભર અન્ન મળે એટલે સંતોષ હતો, પણ આજે આપણા ગરીબ લોકોને પણ, ધોબી અને હજામોને પણ દિવસમાં બેત્રણ વખત ચા જોઇએ છે; એક–બે બાટલી સોડાવૉટરની જોઇએ છે; પાંચદસ બીડી જોઇએ છે અને તે પણ ગામઠી નહિ પણ ઇજિપ્શિયન, આપટાનાં પાંદડાંની નહિ પણ કાગળની, ઘાટણોની બનાવેલી નહિ પણ મડમોની બનાવેલી; દોઢિયાં બે દોઢિયાંના પાનતંબાકુ જોઇએ છે; મજાનાં બટન જોઇએ છે; માથે બાલ રખાવવા જોઇએ છે; એ બાલમાં કાંઈક સુગંધીવાળું તેલ જોઇએ છે; ખીસામાં રૂમાલ જોઇએ છે; ઘડિયાળ જોઇએ છે અને વળી ફૅશનેબલ છેડો પણ જોઇએ છે; પગમાં મજાના બૂટ જોઇએ છે; ઇસ્તરીટાઈટ કપડાં જોઇએ છે અને સેંટપોમેટમનો પવન પણ લાગતો જાય છે. હજુ જાણે આટલું થોડું હોય તેમ ઉપરથી જરા બ્રાન્ડી, વ્હિસ્કી કે મહુડો જોઇએ છે. આ બધું ક્યાંથી પૂરું પડે? અને એ વિના તો ન ચાલે ત્યારે પછી ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે તેમાં નવાઇ શું?

બેટી, એ વખતે આપણા બાપદાદાઓ ઇંગ્લૅંડની પાર્લામેન્ટના હેવાલો, ફ્રેંચ રેવોલ્યુશનનાં લખાણો, અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના લોકોના સુધારા અને અંગ્રેજોના માગ્નાચાર્ટા તથા દરેક માણુસના સરખા હક માટેનાં પુસ્તકો વાંચતા નહોતા, પણ માત્ર પુરાણો સાંભળતા હતા. તેમાંથી પોતાની ભક્તિ માટેનું તત્ત્વ મેળવતા હતા અને સાથે સાથે એવું પણ શીખતા કે બ્રાહ્મણો ઊંચા ને બીજા બધા નીચા. આવા પ્રકારની ભાવ-

નાઓ તેઓમાં વધતી જતી હતી, તેઓને કાંઈ ટ્રેન ભિપડી જાય તેમ નહોતું. બોલતાં બંધાય અને છીંકતાં દંડાય, એવા કાયદાઓની જાળમાં તેઓને આવવું પડતું નહોતું. જરૂર ન હોય તે પણ અને અમુક મુદતમાં અમુક ભરડીજ નાખવું જોઇએ, એવાં તે લોકોનાં કેળવણીનાં ધોરણો નહોતાં. કરજની મુદતના કાયદાઓ નહોતા. જંગલખાતાં અને આબકારીખાતાંઓની સખ્તાઇ નહોતી. દેશમાં ગોવધનું મહાપાપ થતું નહોતું. દેશનું અનાજ અને દેશનું ધન આગબોટો ભરાઇ ભરાઈને દૂર દેશાવર ચાલ્યું જતું નહોતું. પરદેશી રાજાઓના હાથમાં રાજ્યલક્ષ્મી નહોતી અને વિલાયતી દવાઓની બાટલીઓની આ દેશમાં પધરામણી થઈ નહોતી. ત્યારે આપણા બાપદાદાઓ પોતાનાં ભોળપણમાં અને પોતાની ભલાઇમાં તથા પરંપરાના સંસ્કારથી અસલી ભક્તિ કરી શકતા હતા એ ખરી વાત છે, પણ હાલના જમાનામાં તેમાંનું કાંઈ પણ નથી. આપણાં હૃદય એ લોકોની સાથે સરખાવતાં કુટિલ થઈ ગયેલાં છે, માટે આપણને એ ભક્તિથી સંતોષ થવાનો નથી અને એ ભક્તિથી આપણું કલ્યાણ પણ થવાનું નથી; કારણ કે જમાનો બદલાઇ ગયો છે, લોકોની રહેણીકરણી બદલાઈ ગઇ છે, લોકોના આહારવિહાર બદલાઇ ગયા છે અને એક નવાજ પ્રકારનું—પૂર્વનું નહિ પણ પશ્ચિમનું શિક્ષણ આપણને મળે છે. માટે આપણે ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ સ્વીકાર્યા વિના છૂટકો નથી. ધીરે ધીરે જેમ જેમ લોકો સુધરતા જશે, અથવા ધર્મગુરુઓના શબ્દોમાં બોલીએ તો જેમ જેમ લોકો બગડતા જશે તેમ તેમ એ ભક્તિ વધતી જશે; કારણ કે એ ભક્તિ માત્ર બહારના ડોળદમાકનીજ નહિ પણ અંતરની છે. કેવી રીતે અંતરની છે તે સમજવા માટે હું તને બીજા કેટલાક દાખલા આપું છું.

### જપ કરાવવા કે દાક્તરને બોલાવવો ?

બેટી, તારું કોઇ સગું બીમાર હોય, ત્યારે કોઇ ભટજી મહારાજ તને કહે કે, એને રાહુ નડે છે, માટે રાહુના જપ કરાવો તો સારું થાય. તારી અસલી ભક્તિ એ વાતની તને હા પાડે છે, પણ તારું અંતઃકરણ કહે છે કે નહિ, એમાં કાંઇ વળે નહિ, એવા જપના ભરોસે કાંઇ રહેવાય નહિ, કોઇ હોશિયાર પાસ થયેલા દાક્તરને બોલાવવો જોઇએ. હવે તું શું કરશે ? રાહુના જપ ઉપર વિશ્વાસ રાખીને ટાઇમ ગુમાવીશ કે દાક્તરને બોલા-

વીશ ? મને લાગે છે કે જરૂર તું દાક્તરને બોલાવીશ, કારણ કે નવીન ભક્તિ એટલે કે તારું અંતઃકરણ તને એમ કહે છે. જૂની રીતની અસલી દેશી ભક્તિમાં ને હું કહું છું તે પુરુષાર્થવાળી ભ્રાતૃભાવની અનાદિ પણ નવીન લાગતી ભક્તિમાં આટલો ભેદ પડી ગયેલો છે. માટેજ આપણને નવીન ભક્તિની જરૂર છે. એ ભક્તિ દેશકાળને અનુસરતી છે; એટલુંજ નહિ પણ અંતઃકરણની પ્રેરણા પ્રમાણેની છે. આપણા આચરણમાં વિરોધ નહિ આવે તેવી છે, એટલે તે ઈશ્વરેચ્છા મુજબની ભક્તિ છે. તેથી મોડી–વહેલી સર્વ લોકોને તે સ્વીકારવીજ પડશે. આપણી જૂની ભક્તિ બોલવા-માત્રમાં છે. એ આચરણમાં આવી શકતી નથી, એટલે તેમાં ડોળઘાલુપણું આવી ગયેલું છે અને એ ઢંગથીજ–બોલવું કાંઇક બીજુંજ અને કરવું કાંઇક બીજુંજ; તેથીજ એ ભક્તિ કનિષ્ઠ પ્રકારની છે, એમ શા માટે બને છે, તે હું તને સમજાવું છું.

સાધુઓએ, શાસ્ત્રોએ અને લોકરૂઢિએ તને કહેલું છે કે, જે ગ્રહ નડતો હોય તેના જપ કરવાથી તે નડતર દૂર થાય છે. એ બધાંના કહેવાથી તારે એ વાત માનવી પડે છે, પણ વ્યવહારમાં તું કાંઇક જુદુંજ જુએ છે ને જુદુંજ અનુભવે છે. તું જુએ છે કે, જે લોકો તને ગ્રહોને માનવાનું કહે છે, તેઓ પોતેજ શ્રદ્ધાથી એ વાત માની શકતા નથી અને કદાચ કોઇ લોકો ઉપલક રીતે તે વાત માનીને ગ્રહોના જાપ વગેરે કરાવે છે, તેઓને પણ કાંઈ ફળ થતું નથી, આમ જોયા અને અનુભવ્યા પછી તારું અંતઃકરણ ગ્રહોના જપની વાત કેમ કબૂલ રાખી શકે ? અને તોપણ તારે વ્યવહારમાં ધાર્મિકપણું બતાવવું છે અને તારા મનને પણ તારે કાંઇક સારું લગાડવું છે, માટે તું છચોક એ બાબતનો ઇનકાર કરી શકતી નથી. એથી પરિણામ એ થાય છે કે, તારે કાંઇક ગોળ ગોળ ચલાવવું પડે છે. આમ કરવાથી તારું અંતઃકરણ જુદું રહે છે અને તારાં આચરણો જુદાં રહે છે.

## આપણી અસલી ભક્તિના હાલ

બેટી, આપણું અંતઃકરણ જુદું રહે અને આપણાં આચરણો જુદાં રહે એ શું વાજબી છે ? એનું નામ શું ભક્તિ છે ? એનું નામ તો આખી દુનિયામાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગ્રંથ ગીતાના શબ્દો પ્રમાણે મિથ્યાચાર છે અને કૃષ્ણ ભગવાનના કહેવા મુજબ તે મૂઢાત્માઓને માટે છે. એવી રીતે અંતઃકરણ અને આચરણો

જુદાં રાખવાથી ભક્તિનું માહાત્મ્ય ઘટી જાય છે અને વખત જતાં એવી ભક્તિ ઢોંગસોંગના રૂપમાં ફેરવાઈ જાય છે. ભક્તિ કે જે આપણને પ્રભુ પાસે લઇ જવા માટે છે, તેની સ્થિતિ આવી હોય કે? દુનિયામાં સૌ કરતાં પવિત્ર હોવાનો આપણે દાવો કરીએ, દુનિયામાં સૌ ધર્મ કરતાં આપણા ધર્મને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સમજીએ, દુનિયાનાં સૌ શાસ્ત્ર કરતાં આપણાં શાસ્ત્રોને સારામાં સારાં માનીએ અને તેમ છતાં આપણી ભક્તિનું સ્વરૂપ આવું કે? બેટી, એ તો શરમભર્યું છે. જેમાં અંતઃકરણ અને આચરણો જુદાં રહે તે ભક્તિ શેની? તે ધર્મ શેનો? બેટી, એ તો પ્રભુના કહેવા મુજબ મિથ્યાચાર છે અને તે ઢોંગી આચાર મૂઢાત્માઓને માટે રહેવા દે. તારે માટે એ ન જોઇએ, તારે તો ભક્તિનું શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપ સમજવું જોઇએ. એવા ભક્તિના શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપનું લક્ષણ એ છે કે, જેને આપણું અંતઃકરણ કબૂલ કરતું હોય અને જે આપણે આપણા વ્યવહારમાં પાળી શકતાં હોઇએ, ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ આપણું અંતઃકરણ કબૂલ કરે છે અને તે આપણે કાંઇ પણ ડોળદમાક કર્યા વિના પાળી શકીએ તેમ છીએ. માટે એ ભક્તિ વર્તમાનકાળમાં મહાત્માઓએ આપણને બતાવેલી છે.

## મંત્રો સાચા કે ખોટા?

હવે તું કુદરતી રીતે એ સવાલ પૂછીશ કે, ત્યારે શું ગ્રહોના જપની બાબત ખોટી છે? નહિ બેટી, એ બાબત ખોટી નથી, એમાં પણ તત્ત્વ છે. શબ્દોની અસર બહુ મોટી છે. એટલી બધી મોટી અસર છે કે, આપણને એ જાણીને અજાયબી લાગ્યા વિના રહે નહિ. વેદમાં શબ્દોની મહત્તા માટે કેટલું બધું કહેવામાં આવેલું છે તે શું તું નથી જાણતી? આપણા ઋષિઓ શબ્દબ્રહ્મથી-પ્રણવમાંથી એટલે કે, ॐ શબ્દમાંથી માત્ર જગતનીજ નહિ પણ બ્રહ્માંડની ઉત્પત્તિ થઇ એમ માનતા હતા, એ તું ક્યાં નથી જાણતી? જ્યાં શબ્દોની અસર આટલી બધી મોટી માનેલી છે, માત્ર માનેલીજ નહિ પણ જાણેલી ને અનુભવેલી છે, ત્યાં મંત્રશાસ્ત્રોની બાબત હોય તેમાં કાંઈ નવાઇ જેવું નથી. પ્રાચીન ઋષિઓને શબ્દોની મહાન અસરનો અનુભવ હોવાથીજ મંત્રોએ આપણાં શાસ્ત્રોનો કેટલોક ભાગ રોકેલો છે અને તેથીજ મંત્રો આપણા ધર્મના એક ભાગ જેવા થઇ પડેલા છે. મંત્રોની અસર વિષેની ફિલસૂફી જાણવા જેવી છે. એ માટે કોઇ વખત વાત;

કારણ કે એ બાબત બહુ ઊંડી છે. તે માટે વિસ્તારથી કહેવું જોઇએ ને એવી રીતે કહેતાં આપણો ચાલતો વિષય તૂટી જાય છે. માટે ટૂંકામાં એટલુંજ કે ચોક્કસ મંત્રોની ચોક્કસ અસર છે. પણ એ આધ્યાત્મજ્ઞાનની ને યોગવિદ્યાની બાબત છે, એટલે સ્થૂલ વસ્તુની પેઠે તે આપણને સહેજમાં પ્રત્યક્ષ થઇ શકે તેમ નથી. બીજું એ કે તેમાં વિધિ-નિષેધ બહુ પાળવા પડે છે. ત્રીજું એ કે આપણા વિશ્વાસની તેમાં પૂરી જરૂર છે; અને ચોથું એ કે મંત્રોનાં સ્વરૂપ અને તેની અસર સમજવાવાળા બ્રાહ્મણો જોઇએ છે. એમાંનું કાંઈ પણ હાલમાં ક્યાં છે? પ્રથમ આપણા પોતામાંજ એવી બાબતોની શ્રદ્ધા ક્યાં છે? બીજું મનોનિગ્રાહવાળા બ્રાહ્મણો ક્યાં છે? અને ત્રીજું મંત્રોનું રહસ્ય સમજાવે તેવા મહાત્માઓ ક્યાં છે? જ્યારે આવું કાંઈ પણ નથી ત્યારે તે મંત્રો ક્યાંથી ફળ આપી શકે? આપણો દીવો પણ તેલ વિના બળે નહિ, આપણું એંજિન પણ પાણી વિના ચાલે નહિ, આપણાં બીજ પણ જમીન વિના ઊગે નહિ. આપણાં ઝાડ પણ ઋતુ વિના ફળે નહિ, અને આપણો ઘોડો પણ લગામ વિના કાબૂમાં રહે નહિ, ત્યારે અદૃશ્ય શક્તિવાળા-ગુપ્ત રહસ્યવાળા-છૂપી વિદ્યાના મંત્રો ઘટતાં સાધનો વિના આપણા અખત્યારમાં કેમ આવશે? અને તે કેમ ફળ આપશે? આજના વખતમાં તે કાંઇ બનવાનું નથી, એ સમજવાને માટે કાંઇક જુદાજ પ્રકારની ભાવનાઓ રાખવી પડે છે. પણ આજે આપણે તેથી વિરુદ્ધનીજ ભાવનાઓ રાખીએ છીએ, એટલે ધંતરમંતરથી ને જપજાપથી કાંઇ વળવાનું નથી. માટેજ એ પોતે પોતાની મેળેજ ખોટી પડતી જતી ભક્તિને છોડી દઇને આપણે ભ્રાતૃભાવની અને દેશસેવાની દિનપ્રતિદિન સાચી થતી જતી ભક્તિને સ્વીકારવી જોઇએ. કારણ કે એ ભગવદ્દઇચ્છા છે. જો પ્રભુની ઇચ્છા એવી ન હોય તો આપણી અસલી ભક્તિ શા માટે ખોટી થતી જાય? શા માટે દાંભિકપણામાંજ ફેરવાતી જાય? શા માટે તે વ્યવહારમાં-ઉપયોગમાં ન આવી શકે? અને શા માટે તેને આપણું અંતઃકરણ કબૂલ ન કરે? એથી ઊલટુંજ ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ શા માટે આપણા હૃદયમાં વસી જાય? શા માટે મહાત્માઓ તેનો ઉપદેશ કરે? શા માટે શિષ્ટ પુરુષો તેવાં આચરણ કરે? અને શા માટે લોકવલણ-પ્રજામત તેની તરફ ઢળતું જાય? આવા બધા સંજોગો ઉપરથી ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિ માટેની પ્રભુઇચ્છા શું તને નથી સમજાતી? બેટી,

ભગવદ્દઇચ્છા આવી રીતેજ સમજાય છે. પ્રભુ પોતે કાંઇ જાતે તેની ઇચ્છા આપણને રૂબરૂ કહી જતો નથી, તેમજ તે લખીને પણ મોકલતો નથી કે છાપામાં પણ છપાવતો નથી, પણ આજુબાજુના સંજોગો તથા હૃદયની સરલતાથીજ તેની ઇચ્છા સમજાય છે.

## જે આપણું છે તેજ સારું કે જે સારું છે તેજ આપણું?

બેટી, હું એક જંગલી બેડોળ ચિત્ર લઇ આવું અને તે તને આપીને કહું કે, એ તારા દેવનું ચિત્ર છે અને બીજો એક અજાણ્યો માણસ તને યુરોપ અમેરિકાનાં કુદરતી દેખાવોનાં ચિત્રો સિનેમેટોગ્રાફમાં ફી લઇને બતાવે; તું શું જોઇને ખુશી થશે? પેલું તારા દેવનું જંગલી બેડોળ ચિત્ર કે જેને જોતાંજ ગ્લાનિ ઊપજે છે ને જીવ બગડી આવે છે–તે જોઇને કે કુદરતી દેખાવોને જોઇને? હું ધારું છું કે તું કુદરતી દેખાવોનાં ચિત્રો જોઈનેજ ખુશી થશે; કારણ કે તે હુન્નરકળાનો નમૂનો છે, તે ભ્રાતૃભાવનું ને દેશસેવાની ભક્તિનું ચિત્ર છે; અને પેલું જંગલી ચિત્ર કે જેને તારા દેવનું કહેવામાં આવે છે તે અસલી ભક્તિનું ચિત્ર છે. બેટી, જોયું! બન્નેમાં કેટલો બધો ફેર છે? આપણા લોકોએ પોતાના ધર્મને કેવો બગાડી નાખ્યો છે ને કેવો ઉતારી પાડ્યો છે, તેનો નમૂનો એ તારા દેવનાં ચિત્ર જો. દેવ શબ્દજ સૌંદર્યવાચક છે, બલવાચક છે, શાંતિદાયક છે અને આનંદવર્ધક છે. તેનાં ચિત્ર જોતાંજ આપણને ગ્લાનિ ઊપજે એવાં તેનાં ચિત્ર જોઈએ કે? બેટી, આ ચિત્રના દાખલા ઉપરથી બીજું એ પણ સમજવાનું છે કે, મનુષ્યમાં ઉત્તમપણાને ચાહવાની જે લાગણી છે–મનુષ્યમાં જે મનુષ્યત્વ છે તેનુંજ નામ ભક્તિ છે. કુદરતી દેખાવોનાં સિનેમેટોગ્રાફનાં ચિત્ર પરદેશી છે, તે દેખાડનાર પણ કોઈ અજાણ્યો માણસ છે અને તે જોવા માટે ફી આપવી પડે છે તથા અમુક વખતસરજ હાજર થવું પડે છે, તોપણ તે જોવા માટે આપણે આપણાં કામ પડતાં મૂકીને પણ ત્યાં જઇએ છીએ અને જેને દેવનું ચિત્ર કહેવામાં આવે છે, તે આપણને મફત મળે છે, તે આપવાવાળો માણસ આપણો ગુરુ છે અને તે ચિત્ર આપણી પાસેજ છે, તોપણ આપણે તેને જોતાં નથી તેનું કારણ શું છે? કારણ એજ કે આપણે સારાંને ચાહીએ છીએ. પણ અસલી ભક્તિ કહે છે કે નહિ, જે અમારું છે તેજ સારું છે. જૂની ભક્તિમાં ને નવી ભક્તિમાં આવો ભેદ છે. જૂની ભક્તિ કહે છે કે, જે અમારું છે તેજ સારું

છે. બીજાઓનું ગમે તેવું સારું હોય તોપણ તે અમારે મન ખરાબ છે; પણ નવીન ભક્તિ કહે છે કે, જે સારું હોય તે અમારું છે; પછી તે ગમે તેનું હોય. હવે તું એ બન્નેની સરખામણી કર. કુદરતી દેખાવોના સિનેમેટોગ્રાફનાં ચિત્રો એ ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિનું પરિણામ છે, અને પેલું દેવનું ગ્લાનિ ઉપજાવનાર જંગલી ચિત્ર તે અસલી ભક્તિનું પરિણામ છે. હવે એ બેમાંથી તને શું ગમે છે? તારું મન તથા દિલ કોની તરફ ખેંચાય છે? બેટી, તારું અંતઃકરણ જ્યાં ખેંચાય છે ત્યાંજ વાંચનારાઓનાં અંતઃકરણ પણ ખેંચાય છે; કારણ કે એ ભગવદ્દઇચ્છા છે.

## જે કરવાથી અંતઃકરણ ડંખે તે ધર્મ શાનો?

બેટી, મેં સાંભળ્યું છે કે, તારા નાના ભાઇની ઇચ્છા જાપાન જવાની છે. હવે એ માટે તારી અસલી× ભક્તિ—તારો ધર્મ તને શું કહે છે? તે કહે છે કે તે મ્લેચ્છના મુલકમાં જવાય નહિ. તમારા ગુરુ મહારાજ કહે છે કે, ત્યાં જાય તે વટલી જાય. તમારા ગામનાં ઘરડાંઓ કહે છે કે, એ પાપી મુલકમાં ન જવાય, પણ તારું અંતઃકરણ શું કહે છે? તે તો એમ કહે છે કે ત્યાં જાય તો સારું. કાંઇક સારી વિદ્યા શીખીને આવશે અને દેશને કાંઇક ફાયદો થશે. હવે તું કોનું કહ્યું માનશે? આજુબાજુના દબાણથી કદાચ તારા જૂના ધર્મનું કહ્યું માને અને તેને જાપાન ન મોકલ, એ પણ બનવાજોગ છે. પણ એથી તારું અંતઃકરણ તો તને ડંખશેજ; કારણ કે એમ કરવાથી ભ્રાતૃભાવના અને દેશસેવાના ધર્મનો તું અટકાવ કરે છે, તેની એ શિક્ષા છે. જો તારા અસલ ધર્મનું મૂળ તારા મનમાં બળવાન હોય તો તેની આજ્ઞા મુજબ થવાથી તારું અંતઃકરણ પ્રફુલ્લિત થવું જોઇએ, પણ એમ નહિ થતાં ઊલટું તે ડંખે છે માટે એ ધર્મ તારા કામનો નથી. જે ધર્મ પાળવાથી શાંતિ ન મળતાં ઊલટું અંતઃકરણ ડંખે તે ધર્મ શાનો? બેટી, હવે તને તારો અધિકાર સમજાયો કે નહિ? તું ભ્રાતૃભાવ અને દેશસેવાનો ધર્મ પાળવાને યોગ્ય છે, એમ ખાતરી થઇ કે નહિ?

મેં કહ્યું, હા ગુરુ મહારાજ, મારી સંપૂર્ણ ખાતરી થઈ છે; અને મારી પેઠે ભ્રાતૃભાવ અને દેશસેવા માટે મારાં ભાઇ–બહેનોની પણ ખાતરી થાય એમ હું શુદ્ધ અંતઃકરણથી ઇચ્છું છું.

× અસલી ભક્તિ એ શબ્દોનો અર્થ હાલમાં ચાલતા મતોની ને રૂઢિની ભક્તિ એટલોજ કરવાનો છે.

## ૪૭–ભક્તિનું નવું સ્વરૂપ

બેટી, કાળીને બકરાંનો ભોગ આપવાથી તને જેટલો આનંદ થાય તે કરતાં સુકોમળ નિર્દોષ છોકરીઓની નિશાળમાં એટલી-જ કિંમતનાં પુસ્તકો વહેંચવાથી વધારે આનંદ થાય એમ શું તને નથી લાગતું ? જેને ઘેર મોટા ગામગરાસ અને હાથીઘોડા તથા પાલખીઓ છે, તે તીર્થગોરોને દાન આપવાને બદલે ટાઢે થરથરતા અને ભૂખે મરતા ભલે ગમે તે જાતનાં હોય પણ ગરીબ માણસોને આપતાં શું તને સંતોષ નથી થતો ? આપણી અગાઉની ચાલી આવતી લોકલાજની ભક્તિ એમ કહે છે કે, આપણે તીર્થ-ગોરોને દાન આપવું જોઇએ. એ દાન અક્ષયગણું ફળ આપે છે. પણ નવીન ભક્તિ કહે છે કે નહિ, જે ખરેખરા લાચાર હોય તેની ઉપર પ્રથમ દયા કરો. તમારા કાશીના, પ્રયાગના, ગયાના કે બીજા કોઇ પણ પંડ્યાને તમે સેંકડો રૂપિયા આપો, તો પણ તેને તૃપ્તિ થવાની નથી, તે હજુ વધારે ને વધારેજ માગશે અને તે પણ દયાથી નહિ પણ હક તરીકે. તમે તેને ગમે તેટલું આપો તોપણ તેને સંતોષ વળવાનો નથી અને તેનું અંતઃકરણ તમોને ખરેખરા આશીર્વાદ દઇ શકે તેમ નથી; કારણ કે તમોને નિચોવવાનો તે પોતાનો હક સમજે છે. એટલુંજ નહિ પણ તમે જે આપો છો, તેને તે થોડુંજ સમજે છે; તથા તમારા કરતાં તેને વધારે આપવા-વાળા પણ બીજા ઘણાયે મળે છે, એટલે તમે જે કાંઈ આપો તેની કિંમત તેના મનમાં આવી શકતી નથી. પણ ભિખારીઓ તો અધેલાના ચણામમરામાં ને ફાટેલાં લૂગડાંના કટકામાં પણ રાજી થઇ શકે છે; એટલે સો રૂપિયા ગોરને આપ્યાથી જે પુણ્ય ન મેળવી શકીએ, તે ખરેખરાં અનાથો વચ્ચે માત્ર એકજ રૂપિયો વહેંચ્યાથી મેળવી શકાય છે. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ આવી સહેલી છે, માટેજ તે આ યુગમાં આપણને આપવામાં આવેલી છે. તું કહે કે, આ ભક્તિ તો અનાદિ કાળથી ચાલી આવે છે, એ કાંઇ નવીન ભક્તિ નથી, તો એ વાત પણ મને મંજૂર છે. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિને હું પ્રાચીનજ માનું છું અને તે પ્રાચીન છેજ એમ સિદ્ધ કરવા ઇચ્છું છું; પણ હાલમાં ચાલતી જુદાં અંતઃકરણવાળી ને જુદાં આચરણવાળી ડોળઘાલુ ભક્તિ-ના આચાર્યો ભ્રાતૃભાવની ભક્તિને નવીન કહે તોપણ તેમાં આપ-ણને કાંઈ વાંધો નથી. કારણ કે, જે ચીજ આપણી સામે મૂકવામાં

આવે તે નવી છે કે જૂની, એટલાજ ઉપરથી તેની પરીક્ષા કરવાની નથી. પણ તેમાં તત્ત્વ છે કે નહિ? અને છે તો કેટલું છે, તથા તે આપણા ઉપયોગમાં આવી શકે તેવું છે કે નહિ, એ વિચારીનેજ તેની પરીક્ષા કરવી જોઈએ. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ અનાદિ છે એ ખરી વાત છે, પણ વચલા કાળમાં આપણા દેશમાં તે પડી ભાગેલી છે; ડોળઘાલુ ભક્તિની આગળ તે ગૌણ થઇ ગયેલી છે. પણ હવે ભગવદ્દઇચ્છા એવી છે કે એ ભક્તિનેજ પ્રધાનપદ આપવું, અને ટીલાં-ટપકાં, નહાવું-ધોવું, ધૂપ-નૈવેદ્દ તથા છાંટાથી છોવાઇ જવાના આડંબરને ગૌણપદ આપવું. અસલી ભક્તિનું આટલું રૂપ આ કળિયુગમાં બદલવાનું છે, માટે કોઈ કોઈ વખત હું તેને નવીન ભક્તિ કહું છું; કારણ કે વ્યાવહારિક લોકોને જૂના આડંબર છોડી આવી સરલતાને સ્વીકારવામાં નવીનપણુંજ લાગે છે. એ મિથ્યાચાર ગૌણ રૂપમાં કેમ આવી શકશે? અને ભ્રાતૃભાવની તથા દેશસેવાની ભક્તિ મુખ્ય રૂપમાં કેમ આવી શકશે? એ હવે હું તને બતાવું છું.

શું તને એમ નથી લાગતું કે, સુંદર ગંગાજળની ગાગરથી વિશ્વનાથ ઉપર ગંગાજળની ધાર રેડવામાં જેટલો આનંદ છે, તે કરતાં અનાથ દુઃખી બાળકોનાં આંસુની ધાર લૂછવામાં વધારે આનંદ છે? શું તને એમ નથી લાગતું કે, તારા ઠાકોરજીની માળા બનાવવામાં દરરોજ તું ત્રણ કલાક ગાળી નાખે, તેથી તને જેટલું પુણ્ય થાય, તે કરતાં તારી બહેનપણીઓને તું દરરોજ એક કલાક ઉપદેશ કરે તો વધારે પુણ્ય ન થાય? બેટી, દેવઅર્થે માળા બનાવવાનું કામ કાંઈ ખરાબ નથી, પણ તે જે બીજાં વધારે ઉપયોગી કામો ન કરી શકતાં હોય, તેને માટે છે, તારા જેવાં આગળ વધેલાંઓને માટે તે નથી. તે સારુજ પ્રભુએ કહેલું છે કે, જ્ઞાનીઓને કાંઇ પણ કર્મ કરવાનું બાકી રહેતું નથી; એટલે કે નિત્ય-નૈમિત્તિક કર્મોમાં તેમને વખત ગુમાવવાનો નથી. જ્ઞાનીઓ કે જેઓ જરાક પોતાની જીભ હલાવવાથી હજારો માણસોનું કલ્યાણ કરી દે છે, જ્ઞાનીઓ કે જેઓ આ અસાર સંસારમાંથી સાર લઇ શકે છે, અને હજારો જિંદગીમાં અમૃત રેડી શકે છે, જ્ઞાનીઓ કે જેઓ સદાય મહાઆનંદમાંજ નિમગ્ન રહે છે અને જ્ઞાનીઓ કે જેઓ પોતાની શુભેચ્છાથીજ-પોતાની પવિત્ર બળવાન ભાવનાઓથીજ જગતનું કલ્યાણ કરી શકે છે, તેઓને તેમના પ્રમાણ-

માં જરા જેટલા કામમાં રોકી દેવા, નજીવા કામમાં રોકી દેવા, એ કેટલો મોટો ગુનો છે, તે લેભાગુ મત-મતાંતરવાળા અને મિથ્યાચારવાળા આપણા ધર્મગુરુઓ સમજી શકે તેમ નથી; પણ તારે તો એ સમજવું જોઇએ. તારા જેવાં માણસો કે જેઓ ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિથી અનેક રીતે જગતની સેવા કરી શકે છે, તેઓ પચાસ-સો વખત હાથપગ ધોવામાંજ રહી જાય, તેઓ દેવ પાસે દીવાબત્તી કરવામાંજ રહી જાય, તેઓ મંદિરની ઝાલર-ટોકરી વગાડવામાંજ રહી જાય, તેઓ દેવ સારુ નહિ પણ મુખિયાજી સારુ ભાજી વીણવાના કામમાંજ રહી જાય, તેઓ શિખા, ટીકા ને પીઠિકાની સફાઇમાંજ રહી જાય, તેઓ હાથે રસોઈ બનાવવાની પીડામાંજ રહી જાય, તેઓ છાંટો ઊડવાની ફિકરમાંજ રહી જાય અને "હાય દર્શન થઇ ગયાં" એવી હાયવોયમાંજ રહી જાય એ તો શરમભર્યું છે ને દિલગીરી ઉપજાવનારું છે. કાંઇ પણ ગુના વિના, વિનાકારણ મૅજિસ્ટ્રેટને કેદખાનું ઝાડવાનું કામ સોંપવું હજાર રૂપિયાના પગારદાર એન્જિનિયરને ત્રણ આનાના બેગારીનું કામ સોંપવું, મોટા પંડિતને આટો દળવાનું કામ સોંપવું, પવિત્ર ધર્મગુરુને બાળોતિયાં ધોવાનું કામ સોંપવું અને ચક્રવર્તી મહારાજાને ભીખ માગવાનું કામ સોંપવું, એ જેટલું ખરાબ છે, તે કરતાં પણ જ્ઞાનીઓને મિથ્યાચારનાં લફરાંમાં વળગાડી રાખવા એ વધારે ખરાબ છે. માટેજ પ્રભુએ જ્ઞાની ભક્તોને કર્મકાંડનાં લફરાંમાંથી છોડવાનો ખુલ્લો હુકમ કરેલો છે અને તેને બદલે, સાધારણ લોકોના કામનાં કર્મકાંડને બદલે-અજ્ઞાન બાળકોનાં રમકડાંને રમાડવાને બદલે ભ્રાતૃભાવની તથા દેશસેવાની ભક્તિનું પવિત્ર ને મહાન કામ સોંપેલું છે. આવી રીતે જ્ઞાની ભક્તો પાસેથી નાનું કામ લઇને પ્રભુએ તેઓને બહુ જોખમનું મોટું કામ સોંપેલું છે. આપણા લોકો હાલમાં જેમ સમજે છે અને આપણા ઘણા સંન્યાસીઓ હાલમાં જેમ વર્તે છે, તેમ મફતનું ખાવું ને મસીદે સૂવું, તે સારુજ કાંઇ કર્મો છોડી દેવાનાં નથી, કર્મો છોડી દેવામાં તો આવી મોટી જોખમદારી છે. બેટી, તું એ કોટીમાં જવાને લાયક છે, રમકડાં રમાડવાને લાયક નથી. મારા કહેવાથી કાંઈ એ લાયકાત તારામાં આવી જવાની નથી, પણ તારા અંતઃકરણને પૂછી જો કે, ઓચ્છવ વખતે મંદિરની ભીડાભીડમાં દર્શન કરવા જવામાં તને જેટલો આનંદ મળશે, તે કરતાં વધારે આનંદ શું ગરીબોને

રાજી અપાવવાના કામમાં તને નહિ મળે? વારે વારે નાહવાથી તું જેટલી પવિત્ર થાય તે કરતાં હમેશાં અંતઃકરણમાં ભલી વાસના રાખવાથી શું તું વધારે પવિત્ર નહિ થઇ શકે? કાષ્ઠની માળાકંઠી પહેરવાથી ને તિલક-છાપાથી પ્રભુ જેટલો રાજી થાય, તેટલો રાજી શું તે આપણાં બચ્ચાંઓને-ભવિષ્યની પ્રજાને સુધારવાથી નહિ થાય? આપણા ઉપવાસથી પ્રભુ જેટલો ખુશી થશે તેટલો ખુશી શું તે આપણી ગરીબ વિધવા બહેનોને મદદ કરવાથી નહિ થાય? આપણી નાશકત્ર્યંબકની, ગોકુલમથુરાની કે હરદ્વાર-રામેશ્વરની જાત્રાથી પ્રભુ જેટલો ખુશી થશે, તેટલો ખુશી દેશ-નો વેપાર વધારવા માટે ચીન, જાપાન કે યુરોપ અમેરિકા જવાથી તે નહિ થાય કે? ગ્રહણ વખતે નાહવા માટે આપણે ગંગાજી કે કુરુક્ષેત્રમાં જઇએ તેથી જેટલું પુણ્ય થાય, તેટલું પુણ્ય આપણા ગરીબ બંધુઓને બરમા, સિલોન, આસ્ટ્રેલિયા કે આફ્રિ-કામાં ધંધે લગાડવાથી નહિ થાય કે? ગંગા-જમનાના સંગમમાં દૂધ ચડાવવાથી જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય તેજ દૂધ વિધવા-ઓએ લોકલાજથી તજી દીધેલાં નિરાધાર બાળકોને પાવાથી નહિ થાય કે? અને છાણમાટીથી આપણાં જેટલાં પાપ ધોવાય તેટલાં પાપ શું રાજ્યમાં સુધારા કરવાના પ્રયત્નથી નહિ ધોવાય કે?

## ૪૮--મૂઠીભર અન્નની જરૂર છે

બેટી, તું જો કે આવી રીતે ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિ-થી હાલના જમાનામાં વધારે કલ્યાણ કરી શકાય છે. માટેજ તે ભક્તિ ઉત્તમ છે અને આપણી અસલી ભક્તિ, રૂઢિની ભક્તિ, પંથોની ભક્તિ, હાલના યુગમાં કનિષ્ઠ પ્રકારની થઈ પડેલી છે; કારણ કે એ ભક્તિમાં દાંભિકપણું છે, એટલુંજ નહિ પણ તે ભ્રાતૃભાવની અને દેશસેવાની વિરુદ્ધ છે. એટલે એ ભક્તિથી આ-પણી ઉન્નતિ થઈ શકતી નથી, પણ તેથી ઊલટા આપણે પાછળ પડીએ છીએ. માટે તે ભક્તિ હાલના યુગમાં કામની નથી. એ અસલી ભક્તિ કેવી રીતે ભ્રાતૃભાવની અને દેશસેવાની વિરુદ્ધ થાય છે, તે માટેના અગાઉ ઘણા દાખલા મેં તને બતાવેલા છે ને હજુ પણ તે માટેના બીજા વધારે દાખલા પ્રસંગોપાત્ત બતા-વીશ. હું જાણું છું કે મારું આ કહેવું આપણા ગુરુઓને અને શાસ્ત્રીબાવાઓને રુચે તેમ નથી, પણ હું આપણા ધર્મની દાઝને

ખાતરજ આમ કહું છું; કારણ કે જો આપણામાં ભ્રાતૃભાવ અને દેશસેવા વધશે તોજ આપણો ધર્મ ટકી શકશે, તોજ આપણાં મંદિરો શોભીતાં લાગશે, તોજ આપણા ગુરુઓનું રગશિયું ગાડું આગળ ચાલી શકશે અને તોજ આપણામાં ખરી ભક્તિનો ઉદય થઇ શકશે. એ બધું થવાનું મૂળ મૂઠીભર અનાજ છે. યાદ રાખજો કે વધારે નહિ તો છેવટ માત્ર મૂઠીભર અન્ન લોકોને મળી શકશે તોજ લોકો આપણા બંધુઓ છે–આપણા ધર્મમાં છે–પોતાની નીતિમાં છે અને દેશની ઉન્નતિમાં છે. પણ જો તેઓને માત્ર મૂઠી-ભર અન્ન પણ નહિ મળે તો પછી હાલ જે આપણા ભાઇઓ છે, તે આપણા ભાઈઓ રહેવાના નથી, તે આપણા દુશ્મનો થઈ પડશે; જે આપણા ધર્મમાં છે, તે આપણા ધર્મમાં રહેવાના નથી, અને આપણે દિલગીર થતે થતે ફરજિયાત તે જોયા કરવું પડશે; કારણ કે, શાસ્ત્રો કાંઈ ભૂખ મટાડી શકતાં નથી!

એ વખતે–જ્યારે લોકોને મૂઠીભર અન્ન પણ નહિ મળે ત્યારે આપણા ધર્મનું ઊંડામાં ઊંડું જ્ઞાન કાંઈ પણ કામ આવવાનું નથી. ત્યારે આપણી આંધળી શ્રદ્ધા અથવા તો આપણા શાસ્ત્રી-જીઓનાં શાસ્ત્ર ને આપણા ગુરુઓના મંત્ર કાંઈ પણ કામ આવ-વાના નથી; કારણ કે લોકોને તો ભૂખ લાગે છે, પણ શાસ્ત્રીઓ અને ગુરુઓ કાંઇ પોતાની લાંબી લાંબી વાતોથી લોકોની ભૂખ મટાડી શકતા નથી. જ્ઞાની ભક્ત સુદામાની સ્ત્રીએ ગાયું છે કે,

એ તો જ્ઞાન મને ગમતું નથાં, ઋષિરાયજી રે;
લાવો બાળક માગે અન્ન, લાગું પાયજી રે.

સુદામા જેવા મહાત્મા કે જે અતિ જ્ઞાની હતા અને ખુદ પ્રભુ જેના દોસ્ત હતા, તેની અર્ધાંગના કહે છે કે, મને તમારું લૂખું જ્ઞાન નથી ગમતું, મને તો માત્ર અન્ન જોઇએ છે. જ્ઞાનથી કાંઇ મારાં છોકરાંનાં પેટ ભરાય નહિ. પેટ ભર્યાં પછી જ્ઞાન જોઈએ. ભૂખ્યે પેટે જ્ઞાન હોય નહિ. જ્યારે મહાત્મા સુદામાનું અર્ધું અંગ આમ બોલે છે અને અંતે નિઃસ્પૃહી સુદામાજીને પોતાને પણ મૂઠી અન્ન માટે ઉપાધિ વેઠવી પડી છે, દ્વારિકા સુધી જવું પડ્યું છે અને મિત્રને ત્યાં યાચના કરવાની ઇચ્છા કરવી પડી છે, ત્યારે હાલના–કળિયુગના અને તેમાં પણ વળી યુરોપના છૂટાપણાના ઝપાટામાં આવેલા અશ્રદ્ધાના વમળમાં ઘૂમતા આપણા અજ્ઞાન બંધુઓની તાકાત શું કે ભૂખના દુઃખની સામે તેઓ ટકી શકે?

## એક કાળું ચિત્ર

જ્યારે ભૂખની સામે નજ ટકી શકે, ત્યારે પછી વિચારો કે બીજું પરિણામ શું? તેઓ આપણા બંધુઓ કેમ રહી શકશે? તેઓ આપણા ધર્મમાં કેમ રહી શકશે? અને તેઓ પોતાની નીતિમાં કેમ રહી શકશે? છેલ્લા દુકાળમાં અને છેલ્લી વસ્તી-ગણતરીમાં ભારે દિલગીરી સાથે આપણે જોયું છે કે, ભૂખના દુઃખથી નાઈલાજ થઇને આપણા હજારો ભાઇઓ આપણને છોડીને—આપણા ધર્મને છોડીને વટલી ગયા છે. એ વખતે આપણા શાસ્ત્રનું ઊંડું જ્ઞાન તેને આડા હાથ દેવા ગયું નથી અને આપણા ગુરુઓનો લૂખો ઉપદેશ પણ કાંઈ કરી શક્યો નથી. દુકાળમાંજ આમ થઈ ગયું છે એમ કાંઈ નથી, પણ દરરોજ એમ બનતું જાય છે અને જો આમ ને આમ આગળ ચાલ્યું જશે તો આપણી અસલી ભક્તિનો એની મેળેજ નાશ થશે. આપણાં મંદિરો માત્ર આપણા ધર્મની જૂની નિશાનીઓ તરીકેજ ઊભાં રહેશે. આપણા દેવની મૂર્તિઓ માત્ર આપણી મશ્કરી કરાવવામાંજ આપણા દુશ્મનોને કામ લાગશે અને આપણા ગુરુઓની વગોવણી તથા તેમનો તિરસ્કાર આપણે જોવો પડશે અને તે સાંખવો પડશે. આવું ન થાય, પણ આપણા પવિત્ર ધર્મની વૃદ્ધિ થાય તે સારુજ અમે ભગવાન્ રામચંદ્ર તથા કૃષ્ણચંદ્રે બતાવેલી ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિનું રહસ્ય બતાવીએ છીએ અને તેની હિમાયત કરીએ છીએ.

## દેવ પાસે કેટલા દીવા કરવા?

બેટી, વ્રજવાળા મદનગોપાલને તો તું ઓળખતી હશે. એ બહુ ચુસ્ત વૈષ્ણવ છે. મને તે વારંવાર તેડાવ્યા કરે છે. તેના જેવો હોશિયાર ને મોટો માણસ જૂની ફૅશનની ટોકરી વગાડવામાંજ રહી જાય એ મને ઠીક લાગ્યું નહિ. એક વખત હું તેની પાસે બેઠો હતો એ વખતે તે દેવપૂજા કરતો હતો. નાની પિત્તળની દીવીમાં ઘીનો દીવો બળતો હતો. એટલામાં તેનો નોકર જર્મન-સિલ્વરની બીજી બે સુંદર નાની દીવીઓ લઇ આવ્યો. એ બતાવીને તે બાબુએ મને કહ્યું, મહારાજ, આજ સુધી હું દેવ પાસે એક દીવો કરતો, પણ ભક્તિમૈયાને ત્યાં મેં જોયું કે, તે દેવ પાસે બે દીવા કરે છે, માટે હું પણ હવે હમેશાં દેવ પાસે બે દીવા કરવા ધારું છું. તે સારુ આ દીવી મંગાવેલી છે. દેવ પાસે એક દીવો જોઇએ કે બે, તે માટે આપનો શું મત છે?

મેં કહ્યું, બચ્ચા! દેવ પાસે તો એક પણ દીવાની જરૂર નથી. તે પોતે પ્રકાશનો પણ પ્રકાશ છે, તે સ્વયંપ્રકાશ છે અને અનંત દીવા પણ તેને અર્થે થોડા છે પણ તારા બે દીવાથી કાંઇ દેવ રાજી થાય નહિ, તારે તો હજારો દીવા કરવા જોઇએ. દેવ પાસે એક દીવો કરીને બેસી રહેવું એ તો અજ્ઞાનીઓનું-ગરીબોનું કામ છે. તારા જેવા સત્તાવાળા ને વગવાળા પાસેથી દેવ કાંઇ એકજ દીવાની આશા રાખે નહિ, તારે તો ઘણા દીવા કરવા જોઇએ.

તેણે કહ્યું મહારાજ, હજારો દીવા એકલા શું કામના? તેની સાથે બધો ઠાઠમાઠ જોઇએ ને? એટલું બધું ખર્ચ કેમ પાલવે?

મેં કહ્યું બચ્ચા! તું મારા બોલવાનો ભાવાર્થ સમજતો નથી. હું કાંઈ તને તારી કોટડીમાં હજારો દીવા કરવાનું કહેતો નથી; ત્યાં તો એકજ દીવો બસ છે, પણ તારા ગામમાં સેંકડો દીવા કર. તું મ્યુનિસિપાલિટી સ્થાપવામાં ને તેમાં સુધારોવધારો કરવામાં તારી લાગવગ ને બુદ્ધિ વાપર, એટલે ઘણાંએ ગામોમાં તારા ખર્ચ વિના દરરોજ સેંકડો દીવા થઈ પડશે અને તેમાંથી કેટલુંક પુણ્ય તને પણ મળશે. તું ઠાકોરજી પાસે બે દીવા કરીને બેઠો રહે, તેના પુણ્ય કરતાં આવી પરભારી રીતે હજારો દીવા કરાવી દેવાની મહેનત કરવી તેમાં શું કાંઇ ઓછું પુણ્ય છે?

## ૪૯–નવા યુગની નવી ભક્તિ

બચ્ચા, હાલના જમાનામાં જેમ બધી રીતિમાં સુધારા થાય છે; જેમકે, રાજ્યમાં, સંસારમાં, યંત્રમાં, વૈદકમાં, ભૂગોળમાં ને ખગોળમાં સુધારા થાય છે, તેમ આપણી ભક્તિની રીતિમાં પણ સુધારા કરવા જોઇએ. હવે આપણે સમજવું જોઇએ કે, દર શનિવારે હનુમાનને તેલ ચડાવીએ તેથી જેટલું પુણ્ય થાય છે, તે કરતાં લોકોના કાગળો ટપાલમાં ઓછે દરે જઇ શકે, એવા કાંઈ પ્રયત્નો થાય તો તેમાં વધારે પુણ્ય થઇ શકે તેમ છે. હવે આપણે સમજવું જોઇએ કે, તીર્થગોરો કે જેઓને ઘણીયે ગાયોનું દાન મળે છે, એટલે તેઓ પાછળથી ગમે તેવા ખરાબ ઠેકાણે ગાયોને વેચી નાખે છે, તથા તે દાન થઈ ગયેલી ગાયોનું ફરી દાન કરાવે છે, તેવાઓને ગોદાન આપવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં રેલવેનું ભાડું સસ્તું થાય, અથવા કોઈ બીજી રીતે મુસાફરીની સગવડતા વધે એવું કરવામાં સેંકડોગણું વધારે પુણ્ય છે.

પુરુષોત્તમ માસમાં માલપૂડાના સંપુટોનું દાન કરવાથી જેટલું ફળ થાય છે, તે કરતાં ગરીબ ખેડૂતો ઉપરના ભારે કરના બોજા ઓછા થાય તેમ કરવામાં સેંકડોગણું વધારે ફળ છે. રાખડી પડવાને દિવસે રાખડી બંધાવવાથી આપણી જેટલી રક્ષા થાય છે, તે કરતાં વૈદકશાસ્ત્રને મદદ કરવાથી આપણી અને આપણા બંધુઓની વધારે રક્ષા કરી શકાય છે. બ્રાહ્મણોને અગિયારમા-બારમાના લાડુ ખવરાવવાથી મરનારની જેટલી સદ્‌ગતિ થાય છે, તે કરતાં તેઓને ભણાવવાની સગવડ કરી આપવાથી તેમની વધારે સદ્‌ગતિ થાય છે. હોળી પૂજવામાં જેટલું પુણ્ય છે તે કરતાં દેશમાં ને લોકોનાં પેટમાં જે હોળી લાગતી જાય છે તે બુઝાવવામાં વધારે પુણ્ય છે. જયંતીઓના અપવાસ કરવામાં જેટલું ફળ છે. તે કરતાં આપણા કોઈ પણ બંધુને ખોરાક નહિ મળવાથી ઉપવાસી રહેવું પડે એમ ન થાય તેની તજવીજ રાખવામાં વધારે ફળ છે. અન્નકૂટ ભરવામાં જેટલું ફળ છે, તે કરતાં પ્રદર્શનો ભરવામાં કાંઇ ઓછું ફળ નથી. યાત્રા કરવામાં જેટલું ફળ છે, તે કરતાં દેશનો વેપાર વધારવા માટે દૂર દેશાવર જવામાં કાંઇ ઓછું ફળ નથી. ભાગવતની સપ્તાહ બેસાડવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં અનાથ બાળકોને વટલી જતાં બચાવવામાં કાંઇ ઓછું પુણ્ય નથી. ઠાકોરજીને દરરોજ મેવોમિસરી ધરાવવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં વિદ્યાર્થીઓ ઉપરનો બોજો ઓછો થાય અને તેમના અભ્યાસમાં સરલતા થાય, એવા ઉપાયો યોજવામાં કાંઇ ઓછું પુણ્ય નથી. સત્યનારાયણની કથા સાંભળવાથી જેટલું ફળ છે, તે કરતાં પુસ્તકો રચવા-રચાવવામાં કાંઇ ઓછું ફળ નથી. ઓચ્છવ વખતે મંદિરોની ભીડમાં કચરાવાથી ને ઝાપટો ખાવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતાં અધ્યાત્મજ્ઞાનના અભ્યાસથી તે વધારે ખુશી થાય છે. વસંતમાં મંદિરોના રંગની પિચકારીઓ પોતાના શરીર ઉપર ઝીલવાથી સ્ત્રીઓનું જેટલું કલ્યાણ થાય છે, તે કરતાં આપણા સહવાસમાં આવતા આપણા ભાઇબંધોની સાથે સલૂકાઈથી વર્તવાથી તથા જરા ખામોશ પકડવાથી તેઓનું વધુ હિત થાય છે. ગુરુના પગ ધોઇને તે પાણી પીવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતાં ગુરુઓને સુધરવાના રસ્તા સહેલા કરી આપવાથી પ્રભુ વધારે રાજી થાય છે. આપણા પિતૃઓને તૃપ્ત કરવા માટે તીર્થોમાં પાણીના ખોબા ભરીએ, તેથી તેઓ જેટલા તૃપ્ત થાય તે કરતાં લોકોને ચોખ્ખું ને સસ્તું પાણી પૂરું પાડવાના ઉપાયો

લેવાથી પ્રભુ વધારે રાજી થાય છે. યજ્ઞમાં દશવીશ મણ ઘી હોમવાથી પ્રભુ જેટલો પ્રસન્ન થાય, તે કરતાં નવા કૂવા ખોદાવવાથી કે નહેર બાંધવાથી તે વધારે પ્રસન્ન થાય છે. પર્વણી વખતે વાસ મારતા જંતુવાળા રોગિષ્ઠ, ગંદા પાણીમાં નાહવાથી જે ધર્મ થાય છે, તે કરતાં લોકોને તેમાં નહાતાં અટકાવવાથી તથા તેમને નહાવાધોવાની બીજી સારી સગવડ કરી આપવાથી વધારે ધર્મ થાય છે. કુંજ અગિયારસને દિવસે ઠાકોરજી પાસે કુંજ બાંધવાથી ઠાકોરજી જેટલા ખુશી થાય છે, તે કરતાં દેશમાં નવાં ઝાડો રોપવાથી તે વધારે ખુશી થાય છે. દેવ પાસે અનાજનાં મંડળો ભરવાથી અને સાથિયાઓ પૂરવાથી પ્રભુ જેટલા રાજી થાય છે, તે કરતાં દેશી કારીગીરીને ઉત્તેજન આપવાથી પ્રભુ વધારે રાજી થાય છે. આપણું કામ સિદ્ધ થવા માટે દીપમાળા ભરવાની તથા ધજા ચડાવવાની માનતાથી જેટલો ફાયદો થાય છે, તે કરતાં દેશની ભવિષ્યની આશા જેવા વિદ્યાર્થીઓ—ચળકતા તારા જેવા ઉત્સાહિત, હોશિયાર, ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપવાની માનતા લેવાથી વધારે ફાયદો થાય છે. શિવલિંગ પાસે બેં બેં બેં કરવાથી સદાશિવ જેટલા પ્રસન્ન થાય છે, તે કરતાં નાનાં છોકરાંઓને એકડે એક ગોખાવવાથી તે વધારે પ્રસન્ન થાય છે. ગણપતિને ધામધૂમથી સમુદ્રમાં પધરાવ્યાથી તે જેટલા ખુશી થાય છે, તે કરતાં બાળકોને ધર્મનું શિક્ષણ આપવાથી તે વધારે ખુશી થાય છે; અને ગંગાજમના આપણને જેટલાં પવિત્ર કરી શકે, તે કરતાં આપણા અંતઃકરણની શુભેચ્છા આપણને વધારે પવિત્ર કરી શકે છે.

મદનગોપાલે કહ્યું—મહારાજ, તમારી એ સર્વ વાત બરાબર છે, ત્યારે શું મારી અસલી રીતની ભકિત ખોટી છે? શું તેનું કાંઈ ફળ નથી? શું ત્યારે એટલા બધા લોકો માત્ર ભ્રમમાંજ છે?

મેં કહ્યું, નહિ બેટા, એની પણ મોટી અસર છે. કાંઇ પણ નહિ કરવું, એ કરતાં કાંઇ પણ કરવું સારુંજ છે, એમ પ્રભુએ કહેલું છે. પણ મારું કહેવું એમ છે કે, સૌ સૌની સ્થિતિ ને શકિતના પ્રમાણમાં સૌએ કરવું જોઇએ. તારી સ્થિતિ, તારી શકિત એટલુંજ કરીને બેસી રહેવા જેવી નથી. શું તને એમ નથી લાગતું કે તું પિતૃઓને દીવો પહોંચાડવા માટે તીર્થમાં દીવો બાળે, તેથી તારા પિતૃઓને જેટલો પ્રકાશ મળે, તે કરતાં તારા બાપદાદાઓની આબરૂ વધે એવાં કામો કરે તો તેઓને વધારે પ્રકાશ મળે? તારા

ઠાકોરજીને મીણના લપેડાઓ ચોપડી ચોપડીને બલાત્કારે દાગીના પહેરાવે તેથી તને જેટલું પુણ્ય થાય તે કરતાં ગરીબાઇને લીધે જે હજારો કુળવંતી નવીન વહુઓના દરરોજ દાગીના ઊતરતા જાય છે, તે ન ઊતરે તેવાં કામોમાં ને તેવી યોજનાઓમાં તું રોકાય તો વધારે પુણ્ય થાય, એ શું તું નથી માની શકતો ? અનંત ભગવાનના નામનો હાથે દોરો બાંધી મૂકવાથી, ભગવાન જેટલા પ્રસન્ન થાય તેટલા પ્રસન્ન બેડીઓ તોડવાથી એટલે કે ગુનાઓ વધતા અટકે તેમ કરવાથી નહિ થાય કે ? ગુંજાની માળાથી તારા ઠાકોરજી જેટલા રાજી થાય, તેટલા રાજી નિર્દોષ બાલિકાઓનાં મુખમાં પ્રભુનાં મધુરાં સ્તોત્ર મૂકવાથી તે નહિ થાય કે ? તારા દેવ પાસે ધૂપ કરવાથી જેટલો ફાયદો થાય, તે કરતાં તારા ગામની ગટરો સુધારવાના પ્રયત્નથી વધારે ફાયદો નહિ થાય કે ? શ્રાદ્ધને દિવસે કાગવાસ નાખવાથી તારા પિતૃઓ જેટલા પ્રસન્ન થાય તેટલા પ્રસન્ન તને પશુઓને સુખી કરવા માટેની યોજનાઓ રચતો જોઇને તે નહિ થાય કે ? અને માળા પહેરવાથી તું જેટલો ધાર્મિક થાય, તેટલો ધાર્મિક શું સત્ય પાળવાથી તું નહિ થઇ શકે ? બેટા, તારી ભક્તિ તોડવાને માટે હું આમ કહેતો નથી, પણ તારી ભક્તિ વધારવાને માટે અને ભક્તિને તેના ઉત્તમ રૂપમાં સમજવા સારુ તને આમ કહું છું. કોઇ પણ રીતે ભક્તિ વધે એવો મારા અંતરનો હેતુ છે. તે સારુજ તું અધિકારી છે, તેથી ભ્રાતૃભાવની અને દેશસેવાની કર્મને બાજુમાં લઇને ચાલનારી ભક્તિ તને બતાવી છે અને તે નવીન મત નથી, પણ પ્રાચીન આર્ય ઋષિઓનો સિદ્ધાંત છે.

## ૫૦–ભ્રાતૃભાવ અને દેશસેવા માટે ઋષિઓના વિચાર

બેટી, અભેદમાર્ગી પ્રાચીન આર્ય ઋષિઓનો તો એજ સિદ્ધાંત હતો કે, "आत्मवत्सर्व भूतेषु, आत्मौपम्येन सर्वत्र, सर्वभूतहितेरताः, पंडिताः समदर्शिनः, અને 'तत्त्वमसि' એવાજ અભેદમાર્ગમાં તેઓ માનતા હતા. પણ એવો અભેદમાર્ગ આજે આપણે પાળી શકતા નથી, માટે આ જમાનામાં આપણને ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ પ્રભુએ આપેલી છે; કારણ કે તે આપણાથી બની શકે તેમ છે. માટે આ યુગનો ધર્મ ભ્રાતૃભાવ અને દેશસેવામાં છે. બેટી, આ નવીન ધર્મ નથી પણ સનાતનધર્મ છે.

પ્રાચીન ઋષિઓની અભેદવૃત્તિ–ભ્રાતૃભાવની વૃત્તિ તો તેં જોઈ, હવે તેઓની સ્વદેશ ઉપરની પ્રીતિ તું જો. તેઓએ આપણાં શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે શું પ્રાર્થના કરેલી છે, એ તને ખબર છે કે ? તેઓએ બન્ને હાથ જોડી દંડવત્ કરીને બહુ દીનતા-પૂર્વક પ્રભુ પાસે માગ્યું છે કે, હે પ્રભુ ! અમને ફરી જન્મ આપીશ મા, સદાય તારા ચરણમાંજ તારી સેવામાંજ રાખજે અને જો કદી જન્મ આપે, તો આ પવિત્ર ભારતભૂમિમાંજ અમોને જન્મ આપજે. ઋષિઓનો સ્વદેશપ્રેમ કેવો હતો, તે આ ઉપરથી જોવાનું છે; પણ એટલુંજ નહિ, એ કરતાં પણ આપણા દેશનો મહિમા વધારે છે. પુરાણોમાં ઘણે ઠેકાણે એવું કહેલું છે કે. સ્વર્ગના દેવતાઓને પણ સ્વર્ગનાં સુખ છોડીને પવિત્ર ભરત-ખંડમાં આવવાની ઇચ્છા થતી હતી. માત્ર ઇચ્છા થતી હતી એટ-લુંજ નહિ, પણ ચોક્કસ દેવતાઓ તો સ્વર્ગને છોડીને ખાસ આપણા દેશમાં આવ્યા હતા. સ્વર્ગ છોડવાના વાંક માટે તે દેવોને શિક્ષા થઈ હતી અને તે શિક્ષા પણ આપણા અખૂટ વૈભવવા-ળા પવિત્ર દેશમાં આવવા સારુ તે દેવોએ કબૂલ રાખી હતી. ઋષિ-ઓના મનમાં ભારતને માટે–સ્વદેશને માટે–પોતાની જન્મભૂમિને માટે આવું પવિત્ર માન હતું. એની કાંઈક છાયા હજી પણ આપ-ણા ધર્મમાં છે. આજે પણ વૈષ્ણવો ગાય છે કેઃ—

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, (ટેક)
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ?
વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.

સ્વર્ગના કરતાં પણ વૈકુંઠનાં સુખ હજારોગણાં વધારે છે. ત્યાં જવાને પણ ગોપીઓ–ભક્ત ના પાડે છે. કારણ કે તેઓને વ્રજ વહાલું છે, પોતાની જન્મભૂમિ વહાલી છે, પોતાનો સ્વદેશ વહાલો છે, પોતાના બંધુઓ વહાલા છે. સ્વદેશને માટે વૈકુંઠ પણ ગમતું નથી. વ્રજમાં–સ્વદેશમાં શું સુખ છે, તેને માટે કહે છે કેઃ–

ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ?

વૈકુંઠમાં અહીંના આપણા બંધુઓ ક્યાંથી મળે ? પ્રભુને સાથે રાખીને–હૃદયમાં રાખીને સત્સંગીઓની સાથે મળીને અહીં આપણે જે રૂડાં કર્મો કરીએ છીએ તે સુખ વૈકુંઠમાં ક્યાંથી મળે ? કારણ કે પુરાણોમાં કહેલું છે કે, સ્વર્ગ ને વૈકુંઠ વગેરે તો ભોગ-ભૂમિ છે ને પૃથ્વી કર્મભૂમિ છે; માટે પ્રભુને સાથે રાખીને–પ્રભુને

અંતરમાં રાખીને-આપણા બંધુઓની સાથે મળીને જે કર્મો અહીં થાય, તેનો આનંદ સ્વર્ગમાં પણ નથી ને વૈકુંઠમાં પણ નથી. માટેજ પ્રેમી ભક્તો-ઘાયલ ભક્તો-મસ્ત ભક્તો ગાય છે કેઃ—

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.

પ્રભુ ઉપરનો પ્રેમ, પોતાના બંધુઓ ઉપરનો પ્રેમ અને સ્વદેશપ્રેમ, આ એકજ કડીમાં કેવો સ્પષ્ટ થઇ જાય છે, તે સહૃદયોજ સમજી શકે છે.

વ્રજની ગોપીઓને-મધુરી ગોપીઓને-પ્રેમી ગોપીઓને-રસીલી ગોપીઓને જ્યારે વ્રજની આગળ-પોતાના સ્વદેશની આગળ વૈકુંઠ પણ તુચ્છ લાગ્યું, પોતાના ગરીબડા બંધુઓ-ગોવાળિયાઓને છોડી વૈકુંઠના મુક્તિ પામેલા મહાત્માઓ પાસે પણ જવું ગમ્યું નહિ અને વૈકુંઠના કર્મ વિનાના ભોગ ભોગવવા પણ જેને ગમ્યા નહિ, પણ પ્રભુને સાથે રાખીને-પ્રભુને અંતરમાં રાખીને પોતાના ઘરમાં રહીને, દહીં વલોવવાનાં ને મહી વેચવાનાં કામ પણ જેને ગમ્યાં, તે ગોપીઓની ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિને ધન્ય છે, ધન્ય છે! અમે તેવીજ ભક્તિ માગીએ છીએ. બેટી, એ ભક્તિથી આ સંસારમાંજ સ્વર્ગ છે.

---

## ૫૧-સંસારમાં સ્વર્ગ એટલે શું ?

બાઈ મહારાજની આ વાત સાંભળ્યા પછી, સંસારમાં સ્વર્ગ એટલે શું ? તે મને પ્રત્યક્ષ થઈ ગયું. એ વખતે હું ભાનભૂલેલી-ઘેલી જેવી થઇ ગઈ ને વારેવારે એનું એ ગાવા લાગીઃ—

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું,
વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.
વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ?
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ? ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ?
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ? વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.

વ્રજની ગોપીઓ-ઘેલુડી ગોપીઓ-પ્રેમી ગોપીઓ-મીઠડી ગોપીઓ, કૃષ્ણની માનીતી ગોપીઓ કે જેને માટે મહાત્મા સુરદાસજી કહે છે કેઃ-

સુરદાસ કહે કાળી કામળિયાં ચડે ન દુજો રંગ

જેને બીજો રંગ લાગે નહિ એવી કાળી કામળીઓના જેવી

ગોપીઓ કે જેની પ્રભુમય એકજ વૃત્તિ—જેની સદૈવ પરાભક્તિ—જેને સર્વત્ર—પોતાનાં કામકાજની વચ્ચે પણ સમાધિ, એવી ભાગ્યશાળી ગોપીઓને પણ જ્યારે કનૈયાને છોડી, એટલે કે પોતાના બંધુઓને છોડી—વ્રજને છોડી એટલે કે પોતાના સ્વદેશને છોડી, સ્વર્ગ તો અહીં, પાસેજ રહ્યું, પણ છેક વૈકુંઠમાં જવું પણ ન ગમ્યું અને વેદાંતીઓ જેને અસાર કહે છે તે આ સંસારમાંજ, પોતાના ઘરમાંજ—પોતાના કામકાજમાંજ વૈકુંઠ કરતાં પણ તેઓને વધારે સુખ મળ્યું, એ શું આપણા કર્મયોગની અને ભક્તિયોગની ઓછી મહત્તા છે? એવા મહાન ભક્તો કે જેઓની સ્થિતિ આપણા કરતાં હજારોગણી ચડિયાતી હતી, તેઓને પણ કર્મયોગથી ને ભક્તિયોગથી પોતાનાં ઘરસંસારી કામકાજ વચ્ચેથીજ મુક્તિ મળેલી છે. ત્યારે એજ રીતિથી આપણને પણ આપણા પ્રમાણમાં સંસારમાં સ્વર્ગ મળે તો તેમાં શું નવાઈ જેવું છે?

## સંસારમાં સ્વર્ગ કેમ મળે?

ટૂકામાં એજ કે, પોતાની શક્તિના પ્રમાણમાં ઘણામાં ઘણાં કામો કરવાં તેનું નામ કર્મયોગ છે અને એ કામો પ્રભુને સાથે રાખીને કરવાં, એટલે કે ઉત્તમમાં ઉત્તમ હેતુથી બ્રહ્માર્પણ કરીને કરવાં તેનું નામ ભક્તિયોગ છે. આ બન્ને યોગની એકતાનું નામ કર્તવ્ય છે. એ કર્તવ્યને ભ્રાતૃભાવ અને દેશસેવામાં વાપરવાથી સંસારમાં સ્વર્ગ મેળવી શકાય છે. હાલના જમાનાનો વર્તમાન—કાળનો તે મુખ્ય ધર્મ છે. એ પાળવાથી ઈશ્વરકૃપાથી હું સંસારમાં સ્વર્ગ અનુભવું છું અને મારા બંધુઓ એવીજ રીતે ભ્રાતૃભાવ અને દેશસેવાની ભક્તિથી પોતાનાં કામકાજો વચ્ચેથીજ સંસારમાંસ્વર્ગ ભોગવવા ભાગ્યશાળી થાય એમ પ્રભુપ્રાર્થના કરું છું. તથાસ્તુ!

समाप्त

# ભ્રાતૃભાવની જરૂર

ભ્રાતૃભાવની ગરીબોને જરૂર છે ને તમને નથી, એમ નહિ સમજશો. સારો વખત કાંઇ સદાય રહેતો નથી; એ તો બે ઘડીનો બપોર છે અને મદદનાં કામો તો હમેશનાં છે. એટલે તે આપણાં બચ્ચાંઓ માટે–ભવિષ્યની પ્રજા માટે એક પ્રકારનો વારસો છે. જો આપણે ભ્રાતૃભાવ નહિ રાખીએ અને અરસપરસને મદદ નહિ કરીએ, તો પરિણામ શું આવશે એ તમે જાણો છો ? એથી એમ બનશે કે, વધતી જતી હાજતોને લોકો પહોંચી શકશે નહિ; એટલે ગરીબાઇ વધતી જશે. તેમાંથી ભૂખમરો ને તેને લીધે આપઘાત, ખૂનો, મરકી ને બંડો જાગશે. દરિદ્રતાને લીધે જરૂર જેટલો તથા સારો ખોરાક નહિ મળવાથી લોકોમાં નવી નવી જાતનાં દરદો ફેલાશે. એટલેથીજ છૂટકો નહિ થતાં ભૂખથી તથા દુઃખથી હારીને લોકો પોતાની માણસાઇ નહિ સાચવી શકે અને જ્યારે માણસમાંથી માણસાઇ ગઇ ત્યારે પછી બાકી રહ્યું શું ? એ વખતે શું શું ગુનાઓ નહિ થાય તે કેમ કહી શકાય ? પ્રભુ એવી આફતથી બચાવે. જ્યારે માણસોમાં માણસાઇજ ન રહે, ત્યારે પછી બાપ કોનો ને દીકરો કોનો ? રાજા કોનો ને રૈયત કોની ? બાયડી કોની ને ભાયડો કોનો ? મહારાજ કહે છે કે, કળિયુગના રાજાઓ બધી જાતના કાયદાઓ બાંધી શકશે પણ રૈયતને ભૂખજ ન લાગે, એવો કાયદો તેઓ બાંધી શકવાના નથી. જ્યારે એ કાયદો નહિજ બાંધી શકાય ત્યારે બીજા હજારો કાયદા હયાત છતાં પણ લોકોને ભૂખ તો લાગશેજ અને એ વખતે ખાવાનું તો મળશે નહિ, ત્યારે લોકો શું કરશે ? ચોપડીઓમાં લખેલા કાયદાઓની સામે જોઇને બેઠા રહેશે કે પોતાને સૂઝતો રસ્તો લઇ લેશે ? એવે વખતે શું રસ્તો લેવાય તે વિચારતાં પણ અમોને તો ત્રાસ છૂટે છે. પ્રભુ બચાવ ! બચાવ ! એવા ભયથી છૂટવાનો સલામત રસ્તો એજ છે કે, ભ્રાતૃભાવ વધારવો અને જેમ બની શકે તેમ જિગરથી એક બીજાને મદદ કરવી.

સં. સ્વ. —આ ગ્રંથમાંથી

---